THE

# COUNT OF MONTE CRISTO.

# કાઉન્ટ ઓફ મોન્ટે-ક્રીસ્ટો

( ગુજરાતી ભાષાંતર )

: વાલ્યુમ બીજું :

: પ્રથમ ભાગ :

ललित-वाङ्मय-ग्रंथमाला-१६

# The Count of Monte-Kristo

# કાઉન્ટ ઓફ મોન્ટેક્રીસ્ટો

( વોલ્યુમ બીજું-ભાગ પહેલો )

(ડયૂમા)

ગુજરાતી ભાષાંતર


કર્તા

એક ગ્રેજ્યુએટ

અમદાવાદ.



સંવત ૧૯૮૩ સને ૧૯૨૭

કિં. રૂ. ત્રણ

પ્રકાશક:
કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી
સાંકડીશેરી, ખીજડાપોળ
અમદાવાદ.





મુદ્રક:
ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા.
વસંત-મુદ્રણાલય,
ઘીકાંટા-પાનાભાઇની વાડી,
અમદાવાદ.

# અનુક્રમણિકા.

# The Count of Monte-Kristo

# કાઉન્ટ ઑફ મોન્ટેક્રીસ્ટો

( વોલ્યુમ બીજું-ભાગ પહેલો )



# પ્રકરણ ૧ લું.

આલ્બર્ટે કાઉન્ટને નિમંત્રણ આપ્યું. મેજર કેવલકેન્ટી પોતાની મુલાકાતે આવનાર હોવાથી તે આમંત્રણ સ્વીકારવાની કાઉન્ટે દિલગીરી સાથે ના પાડી, અને બાપ્ટીસ્ટીને તે વાતને ટેકો આપ્યો. પણ આ કાંઈ ખોટું બ્હાનું નહોતું. માત્ર કાઉન્ટને આલ્બર્ટનું નિમંત્રણ નહિ સ્વીકારવા માટે આ એક ખરૂં કારણ મળી આવ્યું હતું, અને તેથી "ભાવતું હતું અને વૈદ્યે કહ્યું" તેવી વાત થઈ હતી.

સાતનો ટકોરો હમણાં જ થયો હતો. બરટુશીઓ કાઉન્ટના ફરમાન પ્રમાણે ઓટીલ જવાને બે કલાક પહેલાં ઉપડી ગયો હતો. એવામાં એક ભાડુતી ગાડી કાઉન્ટના મકાન આગળ આવીને અટકી, અને તેમાં બેઠેલા ઉતારૂને બંગલાના દરવાજા આગળ ઉતારીને તુરત જ ત્યાંથી ચાલી ગઈ. ગાડીમાંથી ઉતરનાર પુરૂષ આશરે બાવનેક વરસની ઉમ્મરનો હતો. તે વખતના પ્રચલિત રીવાજ પ્રમાણે તેણે એક લીલા રંગનો ડગલો પહેરેલો હતો. આ ડગલાનાં બટન ધ્યાન ખેંચે તેવાં હતાં. તેનો પાટલુન આસમાની રંગનો હતો. તેના બુટ સાધારણ સ્વચ્છ હતા, પણ તે પોલીશથી ચકચકીત થયા નહોતા. બુટનાં તળીઆં જરા વધારે જાડાં હતાં. હાથે ચામડાનાં મોજાં પહેર્યાં હતાં. તેની ટોપી લશ્કરી સિપાઈઓની ટોપીના જેવી હતી. તેણે પોતાના ગળાની આસપાસ કાળા અને સફેદ પટાવાળો ગલપટ્ટો વીંટાળેલો હતો અને તે ગળે ફાંસા જેવો લાગતો હતો. ગાડીમાંથી ઉતરીને દરવાજાના ઘંટડી વગાડનાર ઉતારૂનો આવો વિચિત્ર વેશ હતો.

તુરત જ દરવાને દરવાજો ખોલ્યો, એટલે પેલા વિચિત્ર વેશધારી પુરૂષે એ બંગલો કાઉન્ટ ઑફ મોન્ટેક્રીસ્ટોનો જ હતો કે કોઇ બીજાનો એવો પ્રશ્ન કર્યો. દરવાને હકારમાં જવાબ આપતાં તે મનુષ્ય અંદર દાખલ થયો, પોતાની પાછળ દરવાજો બંધ કર્યો, અને મકાનનાં પગથીઆં ચઢવા લાગ્યો.

આ મનુષ્યનું માથું જરા પ્રમાણમાં નાનું અને ચપટું હતું. તેના કેશ બધા શ્વેત થઇ ગએલા હતા, અને તેની સફેદ લાંબી અને ભરાવદાર મુછોને લીધે બેપ્ટીસ્ટીને તેને તુરતજ સ્હેલાઈથી ઓળખ્યો. કારણ આ નવા આવનાર પરોણાની આકૃતિનું બરાબર વર્ણન તેણે સાંભળેલું હતું, અને તેનીજ રાહ જોતો આગલા દિવાનખાનામાં તે બેઠો હતો. તેથી આ નવીન આવનાર ગૃહસ્થ પોતાનું નામ જણાવે તે પહેલાં તો તે આવી પહોંચ્યાની કાઉન્ટને વરદી મળી ગઇ હતી. તે અપરિચિત ગૃહસ્થને એક નાના સુંદર પણ સાદી રીતે શણગારેલા દિવાનખાનામાં દાખલ કરવામાં આવ્યો. તુરત જ કાઉન્ટે ઉભા થઇને મંદ હાસ્યથી તેનો સત્કાર કર્યો.

" પધારો, પધારો, સાહેબ, હું તમારી રાહ જોતોજ બેઠો છું."

" એમ ? " પેલો ઇટાલીઅન બોલ્યો. " ત્યારે શું આપ નામદારની મુલાકાતે હું આવનાર છું એવી ખબરો આપને પ્રથમથી મળેલી હતી ? "

" હા હા. આજે બરાબર સાત વાગે તમે આવશો એમ મને ખબર મળી હતી. "

" ત્યારે તો આપ સાહેબને તમામ બાબતની ખબર હશેજ ?"

" ચોક્કસ ! "

" પણ આપ નામદારની કાંઇ ગેરસમજુત તો થતી નથીને ?"

" ના રે, ના. મને બરાબર ખાત્રી છે. "

" ત્યારે આજ સાંજના સાત વાગે હું જ આવનાર છું, એવી આપ નામદારને બાતમી મળી હતી, અને મારીજ રાહ જોતા આપ નામદાર બેઠા છો કેમ ? "

" તમારી ઇચ્છા હોય તો તમારો સંશય દૂર થાય એવી હું ખાત્રી કરી આપું. "

" ના જી, ના. કાંઇ જરૂર નથી. એટલી બધી તસ્દી લેવાનું કાંઇ કારણ નથી. "

" જુઓ, જુઓ તો ખરા. " મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. અતિથી જરા ગભરાએલો જણાયો.

" જુઓ ત્યારે. " કાઉન્ટ બોલ્યો. " તમે શું લ–માર્કવીસ બારટોલોમીઓ કેવલકેન્ટી નથી ? "

" હાજી, તેજ. બારટોલોમીઓ કેવલકેન્ટી તે હું પોતે જ. "

" તમે ઑસ્ટ્રીઆના સૈન્યમાં પહેલાં અમલદાર હતા ખરૂં કે ?"

" હું તો ત્યાં મેજર હતોને ? "

" હા, હા. " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " તમે મેજર હતા; અથવા તમે ઇટાલીમાં જે જગાએ હતા તેને ફ્રેન્ચ લોકો મેજરના હોદ્દાથી ઓળખે છે. "

" વારૂ, વારૂ." મેજર બોલ્યો. " હવે વધારે ખાત્રીની જરૂર નથી. આપ નામદાર સાહેબ જાણો છો કે—"

" જુઓ, આજે તમારૂં જે આગમન થએલું છે તે તમારી પોતાની પ્રેરણાથી થયું નથી ખરૂં ને ? "

" ના, જી. નહિ જ. "

" તમને કોઇ બીજા ઇસમે મોકલ્યા છે ને ? " "હાજી."

" પેલા ભલા પાદરી ' આબે બુસોની ' એ મોકલ્યા છે ખરૂં કે ?"

" બરાબર, સાહેબ. "

" તમને એક ઓળખાણનો પત્ર પણ આપેલો છે ? "

" હાજી. આ રહ્યો. "

" તે લાવો જોઇએ. " એમ કહીને મોન્ટેક્રિસ્ટોએ પત્ર લીધો, ફેલાવ્યો, અને વાંચ્યો.

" હા હા. બરાબર છે. " તે બોલ્યો. " 'લ્યુકા'ના જુના અને નામાંકિત ખાનદાન ધરાણાના મેજર કેવલકેન્ટી તે તમે પોતેજ. તમે ફ્લોરેન્સના ઇતિહાસ પ્રસિદ્ધ કેવલકેન્ટીના વંશજ છો." મોન્ટેક્રિસ્ટોએ પત્ર વાંચતાં વાંચતાં કહ્યું. " અને આપની વાર્ષિક આવક પાંચ લાખની છે. "

" પાંચ લાખની ! શું પત્રમાં પાંચ લાખની મારી આવક જણાવી છે ? "

" હા હા. જુઓને સ્પષ્ટ શબ્દોમાં લખેલું છે, અને તે વાત સત્ય જ હોવી જોઇએ; કારણ કે આખા યુરોપના બધા ખાનદાનોની આવકને ભલો પાદરી બરાબર જાણે છે. "

" વારૂ ત્યારે. ચાલોને, પાંચ લાખની જાણે કે મારી આવક. પણ હું પ્રતિજ્ઞા ઉપર કહું છું સાહેબ, કે મને તો તેનો કાંઇ ખ્યાલ જ નથી. "

" પણ તેનું કારણ હું તમને જણાવું. તમને તેનો ખ્યાલ નથી; કારણ તમારો કારભારી તમને લુંટે છે વારૂ સાહેબ, હવેથી આપ જરા આપની ગૃહવ્યવસ્થા ઉપર વિશેષ લક્ષ આપતા જાઓ, અને કારભારીને સુધારો. "

"આ નામદારે આ બાબત તરફ મારૂં ધ્યાન ખેંચ્યું તે માટે આપનો આભારી છું." પેલા ઇટાલીઅને ગંભીરતાથી કહ્યું. "હું મારાં કારભારીને તરત જ રજા આપીશ."

મોન્ટેક્રિસ્ટોએ પાછો પત્ર આગળ વાંચવા માંડયો.

"વારૂ, તમારા સુખમાં માત્ર એકજ પ્રકારની ન્યૂનતા છે."

"હાજી. એક જ પ્રકારની ન્યૂનતા છે." પેલા મેજરે નિઃશ્વાસ મુકતાં કહ્યું.

"આ ન્યૂનતા આપના ઘણા લાંબા વખતથી ગુમ થયેલાં પ્રિય પુત્રની છે."

"લાંબા સમયથી ગુમ થએલો ? પ્રિય પુત્ર ?"

"નાનપણથી જ ચોરાઇ ગએલો ! આપના કુટુંબના કોઇ શત્રુએ ગુમ કરેલો, અગર તો ભટકતા ભામટાઓ ઉપાડી ગએલા!"

"હા જી. પાંચ વરસનો હતો ત્યારથી જ ગુમ થએલો." મેજરે ઉંડો નિઃશ્વાસ મૂકી આકાશ તરફ દૃષ્ટિ કરતાં કહ્યું.

"દુર્ભાગી પિતા ! મોન્ટેક્રિસ્ટો બોલ્યો.

પછી કાઉન્ટે આગળ ચલાવ્યું. "પત્રમાં લખે છે કે 'આ ખાનદાન ગૃહસ્થ પોતાના પુત્રની પંદર વર્ષથી શોધમાં છે, છતાં તેનો પ્રયત્ન હજી પણ ફલીભૂત થયો નથી. પણ આ તેના પુત્રનો તમે ગમે તેમ કરીને પણ પત્તો લગાડી આપશોજ, એવી મેં તેને આશા અને ખાત્રી આપેલી છે."

મેજરે કાઉન્ટના તરફ અત્યંત ચિંતાતુર દૃષ્ટિથી જોયું.

"હા હા. હું પત્તો લગાડી આપું તેમ છું." કાઉન્ટે કહ્યું.

મેજરને જરા શાંતિ થઈ.

"વાહ ! વાહ ! ત્યારે તો પત્ર બધો ખરો પડયો."

"મો. બારટોલોમીઓ, શું તમને આ બાબતનો સંશય હતો ?"

"ના જી, ના. બીલકુલ નહિ. બુસોની જેવો ભલો માણુસ અને ધર્મગુરૂ મારા જેવા દુ:ખી માણુસને કદિ છેતરે, અગર મશ્કરી કરે એમ બનેજ નહિ. પણુ આપ નામદારે હજી પત્ર સંપૂર્ણ વાંચ્યો નથી."

"હા, હા. મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "અરે છેવટના તાજા કલમ તો વાંચવાના રહી જ ગયા !"

"હા, હા. તાજા કલમ તો બાકી રહ્યા ને !"

"મેજર કેવલકેન્ટીને પૈસાની હરકત ન પડે, તેમજ પોતાના શરાફની પાસે જવાની જરૂર ન પડે તે માટે મેં તેમને તેમના મુસાફરીના ખર્ચ માટે બે હજાર ફ્રાંક મોકલી આપ્યા છે, અને બીજા અડતાળીસ હજાર ફ્રાંક માટે તમારા ઉપર ભલામણુનો પત્ર લખી આપ્યો છે. આ રકમ તમારી પાસે મારી લ્હેણી નિકળે છે. તો તે રકમ સુધીની જેટલી રકમ તેમને જોઇએ તે તમે મારે નામે લખીને આપશો."

મેજર આતુરતાથી જોઇ રહ્યો હતો.

"ઠીક !" કાઉન્ટ બોલ્યો.

"ત્યારે એ તાજા કલમ–?"

"કેમ તાજા કલમનું શું છે?" મોન્ટેક્રિસ્ટોએ પ્રશ્ન કર્યો.

"તાજા કલમ પણુ આપ નામદારને ગ્રાહ્ય છે કેમ ?

"કેમ નહિ ? મારે કબુલ છે જ ! મને લાગે છે કે તમે આખા પત્રના કરતાં તેમાંના તાજા કલમને વધારે મહત્વ આપતા જણાઓ છો ? આપના જેવા માણુસ સંકડામણુમાં હોય એમ કદી બને ખરૂં કે ?" મોન્ટેક્રિસ્ટો બોલ્યો.

"પણ હું તો અહિંઆં કોઇને ઓળખતો નથી ને !" મેજરે જવાબ આપ્યો.

"વારૂ, પણ બીજાઓ તો તમને સારી રીતે ઓળખે છે.

"હા, જી. મને બીજાઓ ઓળખે છે એટલે—"

"એટલે શું ?—" "તમે મને અડતાળીસ હજાર ફ્રાંક આપવાના ?" "જરૂર તમે માગો એટલે તુરત જ."

મેજર આશ્ચર્યચકિત થએલો જણાયો.

"પણ તમે બેસો તો ખરા." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું "હું ક્યારનો કોણ જાણે શું વિચારમાં નિમગ્ન થઇ ગયો કે મેં તમને પા કલાક થયાં ઉભા જ રાખ્યા છે."

"કોઇ ચિન્તા નહિ, સાહેબ." મેજરે એક ખુરશી ખેંચી અને તે ઉપર બેઠો.

"વારૂ ત્યારે" કાઉન્ટે કહ્યું. "આપ શાનું પાન કરશો ? પોર્ટ અગર શેરી લેશો ? કે આપને બીજા કશાનો ખાસ શોખ છે ?"

"ગમે તે હશે તે ચાલશે."

"અરે સાહેબ, આપને ઉત્તમ મદ્યનું પાન મળશે. વારૂ, પણ તેની સાથે જરા બીસ્કીટ લેશોને ?"

મોન્ટેક્રીસ્ટોએ ઘંટડી વગાડી. બેપ્ટીસ્ટીન હાજર થયો. કાઉન્ટ તેની પાસે ગયો.

"કેમ ?" તેણે ધીમેથી બેપ્ટીસ્ટીનને પૂછ્યું.

"તે યુવાન આવી પહોંચ્યો છે." બેપ્ટીસ્ટીને જવાબ આપ્યો.

"તેં તેને ક્યાં બેસાડયો છે ?"

"આપ નામદાર સાહેબના હુકમ પ્રમાણે આસમાની દિવાનખાનામાં."

" ઠીક કર્યું. હવે થોડાંક બીસ્કીટ અને મદ્યના પ્યાલા લઈ આવ."

બેપ્ટીસ્ટીન ઓરડાની બહાર ગયો.

" સાહેબ, " પેલા મેજરે કહ્યું. " આપને આટલી બધી તસ્દી આપવા માટે મને ઘણી શરમ લાગે છે. "

" એવું કાંઇ મહેરબાની કરીને બોલતા નહિ. "

એટલામાં મદ્ય, પ્યાલા અને બીસ્કીટ લઇને બેપ્ટીસ્ટીન ઓરડામાં દાખલ થયો. કાઉન્ટે એક પ્યાલો પરિપૂર્ણ ભર્યો, પણ બીજામાં તે ગુલાબી જલનાં માત્ર થોડાંક ટીપાં નાખ્યાં. શીસા ઉપર કરોળીઆનાં જાળાં બાઝેલાં હતાં, અને તેથી તે કેટલો જુનો હતો એ બાબતનું કથન કરવાની જરૂર પડે તેમ નહોતું. (મદ્ય જેમ વધારે જુનો હોય તેમ વખણાય છે અને તેની લ્હેજત વધારે આવે છે, આથી સારાં શ્રીમન્ત કુટુંબોમાં વર્ષો સુધી તેની વખારો ભરી મૂકવામાં આવે છે.) મેજરે પેલો ભરેલો પ્યાલો ઉપાડયો, અને થોડાંક બીસ્કીટ લીધાં.

કાઉન્ટે રકાબી પરોણાની પાસે મૂકવાને બેપ્ટીસ્ટીનને ઇશારત કરી. પરોણાએ ઘણા આનંદ અને સંતોષથી મદ્યનું પાન કરવા માંડયું, અને બીસ્કીટ તેમાં બોળીને ખાવા લાગ્યો.

" ત્યારે મેજર, આપ મૂળે લ્યુકાના રહીશ ખરુંને ? આપ ખાનદાન કુટુંબના અને શ્રીમંત હતા. આપની આબરૂ પણ સારી હતી. માન પ્રતિષ્ઠામાં કાંઇ પણ ન્યૂનતા નહોતી. આપ સર્વ વાતે સુખી હતા. ખરી વાતને ? "

" હા, જી. " મેજર બોલ્યો. " સર્વ વાતે સુખી હતો. "

" આમ છતાં પણ આપના સુખમાં એક ખામી હતી ? "

" હા, જી. માત્ર એકજ ખામી હતી. " પેલા ઇટાલીઅને જવાબ આપ્યો.

" અને તે ન્યૂનતા આપના ગુમ થએલા પુત્રની હતી !"

" હા, જી." મેજરે બીસ્કીટ ખાતાં જવાબ આપ્યો. " મારા સુખને સંપૂર્ણ કરવાને તેટલી જ માત્ર ખામી હતી." આમ કહેતાં તેણે ઉંચે દ્રષ્ટિ કરી અને નિઃશ્વાસ મૂક્યો.

"ત્યારે હવે એ ગુમ થએલો પુત્ર કોણ તે આપણે જોઇએ." કાઉન્ટે કહ્યું. " કારણ મને તો એવો ખ્યાલ હતો કે આપ તો અવિવાહિત છો. "

" સાહેબ, એ તો બધાનું ધારવું તેવું હતું." મેજરે જવાબ આપ્યો. " પણ હું—"

" હા, હા." કાઉન્ટે પ્રત્યુત્તર વાળ્યો. " અને આપ આ ધારણાને હંમેશાં ટેકો આપતા હતા ખરૂંને ? યુવાનીમાં થઇ ગએલા અવિચારી કામને–અકસ્માતને ગુપ્ત રાખવાને આપ પ્રયાસ કરતા હતા?"

મેજર જરા સ્વસ્થ થયો. તેણે જરા નીચે જોયું. તે પોતાના ચિત્તને સ્થિર કરવાને, અથવા કલ્પનાના કાંઇ નવિન ઘોડા દોડાવવાને વિચારતો હોય એમ લાગ્યું. આ સમય દરમ્યાન તે આડી નજરે કાઉન્ટના તરફ જોઇ રહ્યો હતો, અને તેના મુખ ઉપર વિવેક ભરેલી આકાંક્ષા વ્યક્ત થતી હતી.

" હા, જી." મેજરે જવાબ આપ્યો. " આ મારો દોષ જગતથી છૂપાવવાને મારી ઇચ્છા હતી."

" પણ તેમાં તમને પોતાને તો કાંઇ વાંધો નહિ." મોન્ટે-ક્રસ્ટોએ જવાબ આપ્યો. " કારણ કે પુરૂષને આમાં કાંઇ લજ્જાસ્પદ હોતું નથી ?"

" ના, જી, ના. મારે તો ખરેખર કાંઇ વાંધો નહોતો." મેજરે માથું હલાવીને જરા સ્મિત–હાસ્ય કરીને જવાબ આપ્યો.

" ત્યારે તો તે વાર્તા આપના બાલકની માતાના કારણે જ ગુપ્ત રાખવાની આપને જરૂર પડી કેમ ?"

" હા, જી. તેની માતાના કારણે જ. ગરીબ બિચારી તેની માતા ! " મેજરે બીસ્ફીટને વધુ ઇન્સાફ આપતાં જણાવ્યું.

" ઈટાલી દેશના એક ઉત્તમમાં ઉત્તમ ખાનદાન કુટુંબમાં આપનાં પત્નીનો જન્મ થયો હતો ખરૂંને ? "

" તે ફીએસોલના ઉમરાવ કુટુંબમાંથી ઉતરી આવી હતી."

" વારૂ, ત્યારે તેમનું નામ—"

" આપને તેનું નામ જાણવાની ઇચ્છા છે ? "

" અરે ! " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " અરે એ તસ્દી લેવાની કાંઇ જરૂર જેવું નથી, કારણ કે તે મારા જાણવામાં છે. તેનું નામ ' ઓલીવીઆ કૉરસીનારી ' હતું ખરૂં કેની ? "

" ઓલીવીઆ કૉરસીનારી ! "

" તે એક મારશ્યોનેસ હતી. " " મારશ્યોનેસ ! "

" અને તેના કુટુંબના મજબુત વિરોધ છતાં આપે તેનું પાણી-ગ્રહણ કર્યું હતું કેમ ? " " હા, જી. "

" વારૂ, આપ બધા કાગળ પત્રો આપની સાથે લેતા આવ્યા હશો જ ? " " કયા કાગળ પત્રો ? "

" આપના લગ્નના અને આપના બાળકના જન્મના દાખ-લાઓ–પ્રમાણપત્રો ? "

" મારા બાલકના જન્મનાં પ્રમાણપત્રો ? "

" આપના પુત્ર ' એન્ડ્રીઆ કેવલકેન્ટી ' ના જન્મનું પ્રમાણ પત્ર—તેનું નામ એન્ડ્રીઆ જ છે કે ? "

" હું એમ ધારૂં છું. "

" શું ? આપને તેના નામની બરાબર ચોક્કસ ખાત્રી નથી શું !"

" સાહેબ, મારી પાસેથી તે ગુમ થયાને ઘણો લાંબો સમય વ્યતીત થઇ ગએલો હોવાથી મારાથી ચોક્કસ કહી શકાય તેમ નથી."

" વારૂ, ત્યારે " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " બધા કાગળપત્રો આપની પાસે છે ? "

" કાઉન્ટ, એ બધા કાગળપત્રોની જરૂર પડશે એવી મને ખબર નહોતી; અને તેથી હું તે બધા કાગળો મારી સાથે લઇ આવ્યો નથી સાહેબ. "

" એ તો એક દુર્ભાગ્યની વાત થઇ. " કાઉન્ટ બોલ્યો.

" ત્યારે શું તેમની ખાસ જરૂર હતી ? " "અરે તે કાગળોની ખાસ અગત્ય હતી. " મેજરે કપાળે હાથ ફેરવ્યો.

" શું ખરેખર તેમની અગત્ય હતી ? "

" હા. તે કાગળોની તો ખાસ જરૂર હતી. ધારો કે આપના લગ્નના સંબંધમાં કાંઇ શંકા લેવાય ? અગર આપનો પુત્ર મળી આવે, અને તે આપનો કાયદેસર પુત્ર નથી, એવી શંકા ઉત્પન્ન થાય તો ?"

" હા, એ વાત ખરી. " મેજર બોલ્યો. " કદાચ શંકા લેવાય !"

" એવું થાય ત્યારે આપનો પુત્ર ઘણી વિચિત્ર સ્થિતિમાં આવી પડે. "

" અરે, ત્યારે તો તે ખરા દુર્ભાગ્યમાં આવી પડે. "

" અરે એવું થાય ત્યારે તો કોઇ ઉમરાવ કુટુંબમાં તેનાં લગ્ન થતાં પણ અટકી જાય. "

" ઓ બાપરે ! "

" જુઓ મેજર, ફ્રાંસમાં આ બાબત ઉપર વિશેષ લક્ષ આપવામાં આવે છે. ઇટાલીમાં જેવી રીતે તમે લોકો પાદરીના આગળ

જાઇને " અમે એકબીજાના પ્રેમપાત્ર છીએ અને અમારાં લગ્ન કરવાની ઇચ્છા છે " એમ કહી લગ્ન કરો છો, તેવું અહિંઆ ચાલે તેમ નથી. ફ્રાંસમાં લગ્ન કરતી વખતે પ્રેમ અગર ધર્મનો વિચાર કોઇ કરતું નથી, પણ સારાં કુલોના પરસ્પર સંબંધ ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે છે; અને જો કોઇ સારા આબરૂદાર ઉમરાવ કુટુંબમાં લગ્ન કરવું હોય તો તમારે કોઇ ઉત્તમ કુલમાં તમારો જન્મ થયાની વાત સાબીત કરવી જોઇએ. "

" અરે આ તો એક ખરેખરી જ કમબખ્તી ! મારી પાસે તો તે કાગળો નથી. ત્યારે હવે શું થાય ?"

" કાંઇ ચિન્તા નહિ. " કાઉન્ટે જવાબ આપ્યો. " સુભાગ્યે તે કાગળો મારી પાસે છે. "

" એમ ? " મેજર આનંદમાં આવીને બોલી ઉઠયો. કારણ પોતાની પાસે કાગળો નહિ હોવાથી કદાચ પોતાના સર્વ મનોરથો ધૂળમાં મળી જશે, અને પેલા અડતાળીસ હજાર ફ્રાંક પણ નહિ મળે એવી તેને ધાસ્તી લાગતી લાગી હતી. " વારૂ સાહેબ, ત્યારે એ તો મારૂં મોટું સદ્ભાગ્ય ! કારણ કે મને તો તે કાગળો લાવવાનો વિચાર જ સુઝયો નહોતો. "

" મને તેમાં કાંઇ આશ્ચર્ય લાગતું નથી; કારણ કાંઇ બધી જ જાતનો વિચાર થઇ શકે નહિ. પણ સુભાગ્યે ભલા પાદરી બુસોનીએ તમારા માટે પહેલેથી જ વિચાર કરી રાખ્યો છે. "

" કેવો ઉમદા મનુષ્ય ! " મેજર બોલ્યો. " તેણે આપને બધા કાગળો મોકલાવી આપ્યા હશે ? "

" આ રહ્યા, લો. " મેજર આશ્ચર્યચકિત થયો.

" જુઓ, તમે ઓલીવીઆ કોરસીનારીની સાથે ' સેન પોલો–

ડુલ-મોન્ટેકેટીની' ના દેવળમાં લગ્ન કર્યું હતું. જુઓ આ ત્યાંના પુરોહિતનું પ્રમાણપત્ર. " કાઉન્ટે કાગળ બતાવતાં કહ્યું.

" હા ! હા ! બરાબર ! બરાબર ! " પેલા કાગળ તરફ અજાયબીથી જોતાં તે ઇટાલીઅન બોલ્યો.

" અને આ 'આન્ડ્રીઆ કેવલકેન્ટી'ના જન્મ અને બાપ્ટીઝમનું પ્રમાણપત્ર. આ પ્રમાણપત્ર સારાવેઝાના પાદરીનું આપેલું છે. "

" અરે, આ કાગળો તો બધા બરાબર છે ! "

" ત્યારે હવે આ કાગળો લો. મારે તેમની સાથે કાંઇજ સંબંધ નથી. તમે તે તમારા પુત્રને આપજો એટલે તે સાચવી રાખશે. તે પ્રમાણે તેને શિખામણ આપજો. "

" ખરેખર ! મને પણ તેમજ લાગે છે. વળી જો પાછા તેનાથી ખોવાઇ ગયા તો તેની નકલો મંગાવવી પડે. "

" અરે, એમાં પાછી ઘણી માથાકુટ પડે. "

" અરે એ તો બની શકવું પણ અશકય ! "

" જુઓ ત્યારે, આ કાગળનું મહત્વ તમે બરાબર સમજો છો. એ જોઇને મને ઘણો આનંદ થાય છે. "

" અરે સાહેબ, એ તો ઘણા જ કીમતી છે. "

" હવે. " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " તે યુવાનની માતા— "

" હાં. હાં. તે યુવાનની માતા—" પેલા ઇટાલીઅને ચિન્તાથી ટાપસી પૂરી.

" મારકવાઇઝ કોરસીનારી—"

" ખરેખર ! " મેજર મનમાં જ બોલ્યો. " અડચણો વધતી જતી જણાય છે ! તેની કાંઇ જરૂર પડશે ? "

"ના. ના." મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. "વળી તે શું ગત—"

"હા. હા." મેજર ઉતાવળે બોલ્યો. "તે—"

"તે તો ગત થએલી છે ને ?" કાઉન્ટે પૂછ્યું.

"હા હા. ભૂલી ગયો. બરાબર છે." તે ઇટાલીઅને જવાબ આપ્યો.

"અરે, તમે ભૂલી જાઓ પણ મને તો બરાબર ખબર છે." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "તેનો સ્વર્ગવાસ થયાને આજે લગભગ દસ વરસ થવા આવ્યાં."

"અરે સાહેબ," પેલા ઇટાલીઅને કહ્યું. "તેમનો શોક હજી પણ મને વિસારે પડયો નથી." એમ કહેતાં તેણે પોતાના ખીસ્સામાંથી એક રૂમાલ ખેંચી કાઢયો અને વારંવાર પોતાની આંખો લૂછવા લાગ્યો.

"જુઓ ભાઇ, એમાં આપણે શું કરીએ ? દૈવની ગતિ વિચિત્ર છે. પરમાત્માની મરજી આગળ આપણા જેવા પામર પ્રાણીઓનું કાંઇ ચાલતું નથી. હવે જુઓ ભાઇ, એવી ગત વાતનો શોક કરવાથી શું લાભ છે ? માટે તે વાત વિસરી જાઓ, અને આપણે પાછા આપણી વાત આગળ ચલાવો. જુઓ મેજર, તમારો પુત્ર પંદર વરસથી તમારી પાસેથી ગુમ થઇ ગયો હતો, એ અહિંઆં ફ્રાંસમાં લોકોને કહેતા ફરવું નિરર્થક છે. ભટકતા ભામટાઓ છોકરાંને ઉપાડી જાય છે, એ વાત આ પ્રદેશમાં કોઇના માન્યામાં આવે તેમ નથી. માટે અહિં તો હવે તમારે એવું જ કહેવું કે તમે તેને ખાસ શિક્ષણ લેવાને માટે દૂરના પ્રદેશમાં એક પાઠશાળામાં મોકલ્યો હતો, અને હવે આ પૅરીસના જનસમાજમાં રહીને તેનું બાકીનું શિક્ષણ પુરૂં

કરવાની, અને તેની રીતભાત સુધરી તે જનસમાજમાં આગળ પડતો ભાગ લેવા યોગ્ય થાય એવી ઇચ્છાથી તમે 'વીઆ રેજીઓ' શહેર છોડીને અત્રે આવીને રહેવાનો નિશ્ચય કર્યો છે. નહિ તો તમારાં પત્નીના મરણ બાદ તેના શોકને લીધે તમે તો ત્યાં જ એકાંત જીંદગી ગાળવાનો નિશ્ચય કર્યો હતો, અને અત્યાર સુધી ત્યાંજ હતા. આવી રીતે કહેશો એટલે બસ છે."

"વારૂ ત્યારે, તે પ્રમાણે કહીશ સાહેબ."

"વારૂ, પણ જો તેઓના કદાચ જાણવામાં આવે કે તમારો પુત્ર ગુમ થયો હતો તો ?"

"વારૂ, તો તે વખતે મારે શું કહેવું ?"

"તમારે એવું કહેવું કે તેને શિક્ષણ આપવાને માટે રાખેલો શિક્ષક નિમકહરામ નિકળ્યો, અને તમારા કુટુંબના શત્રુઓના લલચાવવાથી—"

"ફૉરસીનારી કુટુંબના લોકો મારા શત્રુ; કારણ કે તેમની ઇચ્છા વિરૂદ્ધ મેં તે કુટુંબની કન્યા સાથે ગુપ્ત રીતે લગ્ન કર્યાં હતાં—"

"બરાબર. તે લોકોએ દ્વેષને લીધે તમારા છોકરાને ગુમ કરાવ્યો કે જેથી કરીને તમારો નિર્વંશ થાય."

"હા. હા. એ બરાબર થશે; કારણ મારે કાંઇ બીજી પ્રજા નથી."

"હવે જુઓ ત્યારે, બધી વ્યવસ્થા થઇ ગઇ છે. તો હવે આમાંની કાંઇ પણ વાત ભૂલવા નહિ. વારૂ, હું ધારૂં છું કે તમે અત્યાર સુધીમાં પામી તો ગયા હશો કે તમને આશ્ચર્યમાં ગરક કરવાને આ બધી તૈયારીઓ હતી. તમને કોઇએ ગુપ્ત રહસ્ય કહેલું હશે, અથવા તમે પોતે જ સમજી ગયા હશો કે તે અહિંઆં છે."

"કોણ અહિંઆં છે ?" મેજરે પ્રશ્ન કર્યો.

" તમારો પુત્ર-તમારૂં એકનું એક ફરઝંદ-તમારો આન્ડ્રીઆ."

" હું ધારતો જ હતો." મેજરે જવાબ આપ્યો. " ત્યારે તે અહિંઆં છે ? " તેણે બેપરવાઈથી પૂછ્યું.

" અહિંઆં છે. " મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. " હમણાં જ નોકરે આવીને તેના આવી પહોંચ્યાની મને વરદી આપી છે."

" અહા ! વારૂ વારૂ. " મેજરે કહ્યું.

" જુઓ સાહેબ, " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " તમારી લાગણીના ઉભરા હું બધા સારી રીતે સમજુ છું ! તમને તમારા પુત્રને મળવાને તૈયાર થવાનો વખત આપવો જોઇએ ! તેથી હું હવે જઇને તે યુવાનને તમારા મેળાપ માટે તૈયાર કરૂં. હું ધારૂં છું કે તમને મળવાને તમારા કરતાં તે ઓછો આતુર હશે નહિ ! "

" હું પણ એમ જ ધારૂં છુ. "

" વારૂ ત્યારે, બરાબર પંદર મિનિટમાં તે તમારી પાસે આવી પહોંચશે. "

" ત્યારે તમે તેને મારી પાસે લઇ આવશો કેમ ? " મેજરે પૂછ્યું.

" ના જી. હું તો નહિ હાજર રહું. પિતા પુત્રની આવી પ્રથમ મુલાકાતમાં વચ્ચે મારૂં કામ નહિ. પણ તમારે ગભરાવાનું કારણ નથી. કુદરતનો મજબુત અવાજ શાંત રહે તોપણ તમે તેને ભૂલી શકો તેમ નથી. તે એક ઉમદા યુવાન છે. તેનો ચ્હેરો સુંદર છે. તેની રીતભાત પણ ઘણી જ સારી છે. પણ હવે મારા કહેવા કરતાં તમે પોતે જાતે જ અનુભવ કરજો ને ! "

" વારૂ સાહેબ, એ તો જાણે ઠીક. " મેજરે કહ્યું. " પણ મારી પાસે તો માત્ર બે હજાર ફ્રાંક હતા. તે પણ મુસાફરીમાં ખર્ચાઇ ગયા છે, અને—"

" અને તમારે પૈસાની જરૂર છે કેમ ? વારૂ ચાલો, લ્યો ત્યારે આ આઠ હજાર ફ્રાંક હાલમાં હિસાબ પેટે. "

મેજરનાં નેત્ર આનંદથી પ્રકાશવા લાગ્યાં.

" જુઓ હવે તમારા ચાલીશ હજાર ફ્રાંક બાકી રહ્યા. " મોન્ટેક્રિસ્ટોએ કહ્યું.

" વારૂ, આપ નામદારને પાવતીની જરૂર છે કે ? " મેજરે પૈસા પોતાના ડગલાના અંદરના ખીસ્સામાં સંભાળપુર્વક સંતાડીને મૂકતાં કહ્યું.

" શાની ? " કાઉન્ટે પૂછ્યું.

" તમારે આબે-બુસૅાનીને બતાવવાને કદાચ મારી પાવતીની જરૂર હશે એમ ધારીને મેં—"

" વારૂ. હમણાં કાંઇ જરૂર નથી. તમને જ્યારે બાકીના ચાલીશ હજાર ફ્રાંક પહોંચે ત્યારે તમે પુરેપુરી પાવતી આપજો. આપણા જેવા પ્રમાણિક માણસો વચ્ચેના વ્યવહારમાં એટલી બધી સાવચેતીની કાંઇ જરૂર નથી. "

" હા, જી. કેવળ પ્રમાણિક માણસોની વચ્ચે પાવતીની કાંઇ જરૂર નથી. "

" વારૂ, એક બીજી વાત—" મોન્ટેક્રિસ્ટોએ કહ્યું.

" બોલો. " " હું કાંઇ સુચના કરૂં તેથી તમને ખોટું તો નહિ લાગે ને ? " મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

" અરે ના રે ના. આપ નામદાર તો મારા મુરબ્બી છો. હિતસ્વી કાંઇ કહે તેમાં ખોટું શું લાગવાનું હતું ? "

" ત્યારે મારી તમને એવી સલાહ છે કે આ તમારો પહેરવેશ ફેરવી નાંખો. "

" એમ ? " મેજરે પોતાના પહેરવેશ સામે નજર કરતાં પૂછ્યું.

" હા. આવો પહેરવેશ તમારા ' વીઆરેજીઓ ' માં ચાલે. પણ તે ગમે તેવો કીમતી હોય તોપણ પેરીસમાં તે નહિ ચાલે. "

" એ વળી એક નવી કમબખ્તી. "

" જો તમને આ પહેરવેશ ખાસ પસંદ હોય તો તમારા દેશમાં પાછા ફરો ત્યારે પાછો પહેરવા માંડજો. "

" પણ ત્યારે મારે કેવો પહેરવેશ પહેરવો ? "

" તમારી ટ્રંકોમાં હોય તે. "

" મારી ટ્રંકોમાં ! મારી પાસે તો માત્ર એક પાકીટ જ છે ! મારી પાસે બીજી પેટીઓ જ નથી, ત્યાં પછી શું ? "

" હા હા. તમારી સાથે તો કાંઇ નથી જ આણ્યું તો ! તે તો હું પણ કબુલ કરૂં છું. વળી એવી બધી વસ્તુઓ સાથે રાખવાની માથાકૂટ શું કામની ? વળી તમારા જેવા વૃદ્ધ સૈનિકને તો જેમ બને તેમ ઓછા સામાન સાથે મુસાફરી કરવાનું વધારે પસંદ પડે !"

" એમ જ છે સાહેબ. "

" પણ તમે દીર્ઘ દૃષ્ટિવાળા માણસ હોવાથી તમારો સર્વ સામાન તમે બધો આગળથી અહિં મોકલાવી આપ્યો છે, અને તે રૂ-દ-રીશેલ્યુ મેહેલ્લામાં પ્રીન્સીસ હોટેલમાં આવીને પડેલો છે. તમારે હાલમાં ત્યાંજ રહેવાનું છે."

" ત્યારે તે ટ્રંકોમાં—? "

" અરે પાછા તમે ભુલી ગયા ? મને લાગે છે તમારી સ્મરણશકિત ઘણી કાચી છે. તમારો સૈનિકનો પોષાક, તેમજ હમેશનો પોષાક, તથા બીજી તમામ જરૂરની ચીજો ટ્રંકોમાં મૂકવાને તમે તમારા ખીજમતદારને ફરમાન કરેલું હતું. મહત્વના સારા સારા

પ્રસંગોએ તમારે તમારો સૈનિકનો પોષાક પહેરવો એ ઠીક લાગશે ! અને તમારા ચાંદ લટકાવવાના પણ ભૂલાય નહિ ! ફ્રાંસમાં લોકો તેવા ચાંદ જોઇને હસે છે ખરા, છતાં તેની કિંમત અંકાયા સિવાય રહેતી નથી ! લોકો પહેર્યા સિવાય રહેતા નથી. ”

“ ઠીક ! ઠીક ! આપની સુચના માટે આપનો આભારી છું. ઘણું સારૂં ! આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ. ” કાઉન્ટ તરફથી મળતા માનને લીધે આનંદથી ગાંડો થતો પેલો ઇટાલીઅન બોલ્યો.

“ હવે, ” મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. “ હવે તમારી લાગણીના ઉભરાઓ શાંત થયા હશે, તો તમારા ગુમ થએલા પુત્ર આન્ડ્રીઆને મળવાને તૈયાર થઇ જાઓ. ”

આટલું કહીને મોન્ટેક્રિસ્ટો મેજરને નમન કરીને ચાલ્યો ગયો. મેજર તો બિચારો કાઉન્ટની રીતભાત. વાતચીત, અને આતિથ્યથી દિઙ્મૂઢ થતો ઉભો રહ્યો.

---

## પ્રકરણ ૨ જું.

---

કાઉન્ટ ઓફ મોન્ટેક્રીસ્ટો તુરતજ જોડેના દિવાનખાનામાં દાખલ થયો. આ દિવાનખાનાને બેપ્ટીસ્ટીને “આસમાની દિવાનખાનું” એવું નામ આપ્યું હતું. તે દિવાનખાનામાં સુંદર પોષાકમાં સજ્જ થએલો એક યુવાન કોઇકની રાહ જોતો ઉભો હતો. તેને અહિંઆં આવી પહોંચ્યાને આશરે અડધો કલાક થયો હશે. બેપ્ટીસ્ટીને તેને તુરત જ ઓળખી કાઢયો હતો. તેના માથાના વાળ સુંવાળા હતા. દાઢીના વાળ જરા રતાશ ઉપર હતા. તેની આંખો કાળી હતી, અને

ચ્હેરો ઘણો આનંદી લાગતો હતો. કાઉન્ટે બેપ્ટીસ્ટીન આગળ વેંનું એવું વિગતવાર વર્ણન કર્યું હતું કે તેને ઓળખતાં બેપ્ટીસ્ટીનને જરા પણ હરકત પડી નહીં.

કાઉન્ટ દિવાનખાનામાં દાખલ થયો ત્યારે તે યુવાન એક સોફા ઉપર પડયો હતો, અને એક સોનાની મુઠવાળી નેતરની સોટીથી રમત કરી રહ્યો હતો. કાઉન્ટને જોતાંની સાથે જ તે એકદમ ઉભો થઇ ગયો.

" આપ નામદાર જ ' કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો ' હશો એમ હું ધારૂં છું. " તેણે કહ્યું.

" હા જી. અને હું જેની સાથે હાલ વાત કરૂં છું તે આપ ' કાઉન્ટ આન્ડ્રીઆ કેવલકેન્ટી " હોવા જોઇએ. "

" ' કાઉન્ટ એન્ડ્રીઆ કેવલકેન્ટી ? " પેલા યુવકે નમન કરતાં જણાવ્યું.

" તમે મારા ઉપર એક ઓળખાણ અને ભલામણનો પત્ર લાવેલા છો નહિ વારૂ ? " કાઉન્ટે પ્રશ્ન કર્યો.

" એ પત્રની વાત મેં આપને જણાવી નહિ, કારણ કે તેની નીચેની સહી મને ઘણી વિચિત્ર લાગી. "

" પત્રની નીચે " સીન્બાદ ખલાસી " એવા નામની સહી છે નહિ વારૂ ? "

" હા જી. બરાબર તેજ પ્રમાણે છે. મેં અત્યાર સુધી એરે-બીઅન નાઇટ્સની વાર્તાઓ સિવાય બીજી કોઇ જગાએ ' સીન્બાદ ખલાસી ' નું નામ સાંભળ્યું નથી.—"

" વારૂ ત્યારે, હાલનો ' સીન્બાદ ખલાસી ' તે પેલા એરેબીઅન

નાઇટ્સના પ્રખ્યાત ખલાસીનો વંશજ છે, અને મારો ખાસ મિત્ર છે. તે જાતે એક અંગ્રેજ છે, અને એવા વિચિત્ર સ્વભાવનો છે કે તેને ગાંડો કહીએ તો પણ ચાલે. તેનું ખરું નામ 'લોર્ડ વીલમોર' છે.

"એમ ! ત્યારે તો હવે સર્વ વાત બરાબર સમજાય છે" આન્ડ્રીઆ બોલ્યો. "એ વાત કેટલી બધી વિચિત્ર લાગે છે ! એમ હોય તો જે અંગ્રેજ ગૃહસ્થને હું અમુક જગાએ મળ્યો હતો તે જ એ માણસ. વારૂ કાઉન્ટ, હું આપ નામદારની સેવામાં હાજર છું."

"આપની વાત ખરી હોય." કાઉન્ટે કહ્યું, "તો મહેરબાની કરીને મને તમારો તથા તમારા કુટુંબનો ઇતિહાસ કહી બતાવો."

"હા જી." તે યુવક બોલ્યો. "આપના જ કહેવા પ્રમાણે હું 'કાઉન્ટ આન્ડ્રીઆ કેવલકેન્ટી છું. હું મેજર બાર્ટોલોમીઓ કેવલકેન્ટીનો પુત્ર થાઉં. ફ્લોરેન્સના રાજદ્વારી ઇતિહાસમાં સોનેરી અક્ષરોથી જેનું નામ કોતરાએલું છે તેવા કેવલકેન્ટી વંશમાં હું જન્મેલો છું. અમારૂં કુટુંબ ગર્ભશ્રીમન્ત હોવા છતાં ( કારણ મારા પિતાની વાર્ષિક આવક પચાસ હજારની છે ) અમારા ઉપર ઘણી ઘણી આફતો આવી પડેલી છે. મને પોતાને હું પાંચ વરસની ઉમ્મરનો હતો ત્યારે મારા નિમકહરામ શિક્ષકની મદદથી ઉપાડી જવામાં આવ્યો હતો, અને તેથી પંદર વરસ થયાં મેં મારા પિતાને દીઠા નથી. હું જ્યારથી ઉમ્મર લાયક થયો છું, ત્યારથી હું સતત તેમની જ શોધ કર્યા કરૂં છું, પણ મારા પ્રયત્નો સફળ થયા નથી. છેવટે આપના મિત્રનો આ પત્ર મને મળ્યો તે ઉપરથી મારા પિતા પેરીસમાં છે એમ મારા જાણવામાં આવ્યું, અને તેમના સંબંધી સર્વ બાતમી મને આપની પાસેથી મળી શકશે એમ આ પત્ર ઉપરથી મને આશા બંધાય છે."

" આપે જે હકીકત કહી બતાવી તે ઘણી આશ્ચર્યકારક છે." પેલા યુવક તરફ જરા દિલગીર ચ્હેરે જોતાં મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. " મારા મિત્ર સીન્બાદની સલાહ પ્રમાણે તમે ચાલો છો તે તમે ઠીક કરો છો; કારણ કે તમારા પિતા અહિંઆંજ છે, અને તેઓ પણ તમારી શોધમાં જ છે."

કાઉન્ટે દિવાનખાનામાં પોતે દાખલ થયો ત્યારથી એક ક્ષણ પણ પોતાની દૃષ્ટિ આ યુવકના મુખ ઉપરથી ખસેડી નહોતી. તેની મુખાકૃતિ અને તેના દૃઢ નિશ્ચયવાળા અવાજથી તે ખુશ થઇ ગયો હતો. પણ 'તમારા પિતા અહિંઆં જ છે અને તમારી શોધમાં જ છે' આ સ્વાભાવિક શબ્દો સાંભળતાં જ આંડ્રીઆ ચોંકયો અને બોલી ઉઠયો.

" મારા પિતા ? મારા પિતા અહિંઆં છે ?"

" ચોક્કસ." મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. " તમારા પિતા મેજર બાર્ટોલોમીઓ કેવલકેન્ટી."

પેલા યુવકના મુખ ઉપર એકાએક જે ભયની લાગણીઓ વ્યકત થઇ હતી તે પાછી જતી રહી.

" હા હા. એજ નામ. મેજર બાર્ટોલોમીઓ કેવલકેન્ટી. અને આપ નામદાર શું ખરેખર એમ જ કહેવા માગો છો કે હાલ મારા પિતા અહિંઆં છે ?"

" હા જી; એટલું જ નહિ પણ હમણાં જ હું તેમની પાસેથી આવ્યો. તેમણે મને પોતાના ગુમ થએલા પુત્રની સર્વ વાર્તા કહી તેથી મને ઘણું લાગી આવ્યું. અરે તેમનો શોક, તેમની આશા, અને તેમની નિરાશાની શી વાત કરૂં ? જો કોઇ સારો કવી ધારે તો તે દરેક વિષય ઉપર કરૂણારસિક કાવ્યો લખી શકે. તે બિચારાને

પણ એક દિવસે પત્ર મળ્યો, તેથી તેના જાણુવામાં આવ્યું કે જે લોકો તેના પુત્રને નાનપણુમાં ઉપાડી ગયા હતા તે લોકો તે હવે પાછો આપવાને તૈયાર હતા, અગર તો તેનો ગુમ થએલો પુત્ર કયાં મળી આવશે તે બતાવવાને ખુશી હતા. માત્ર તેઓ ઇનામ તરીકે એક ઘણી મોટી રકમ તમારા પિતા પાસેથી કઢાવવા માગતા હતા. તમારા પિતાએ જરા પણ આનાકાની કર્યા સિવાય તુરત જ પૈસા મોકલાવી આપ્યા. વારૂ તમે દક્ષિણુ ફ્રાંસમાં અત્યાર સુધી હતા ખરૂં કે ?"

" હા જી. " આન્ડ્રીઆએ જરા ગભરાતાં ગભરાતાં કહ્યું. " હું અત્યાર સુધી ફ્રાંસના દક્ષિણુ ભાગમાં હતો. "

" નાઇસ શહેર આગળ એક ગાડી તમારી રાહ જોતી ઉભી હતી ખરૂં ને ? "

" બરાબર. તે ગાડીમાં જ હું નાઇસથી જીનોઆ ગયો, જીનોઓથી ટયુરીન, ટયુરીનથી ચેમ્બેરીન, ત્યાંથી રસ્તામાં બીજી એક બે જગ્યાઓએ થઇને પેરીસ આવ્યો. "

" વાહ ! બહુ જ સારૂ ! તમારા પિતા પણ તેજ રસ્તેથી આવ્યા એટલે રસ્તામાં તમે મળશો એવી તેમને ઘણી આશા હતી અને તેથી જ તમને એ રસ્તે લઇ આવવામાં આવ્યા હતા. "

" પણ જો મારા પિતાએ મને દીઠો હોત, તોપણુ મને તેઓ ભાગ્યે જ ઓળખી શકયા હોત; કારણુ કે અમે છેલ્લા ભેગા હતા એ વખતના મારા શરીરના દેખાવ વિગેરેમાં અને હાલનામાં આસ્માન જમીનનો ફેરફાર થઇ ગયો છે. "

" અરે ભાઇ, પણુ કાંઇ કુદરતનો અવાજ કાંઇ શાંત રહે કે ?"

" હા જી, હા. એ વાત મારા ધ્યાન બહાર જ ગઇ હતી. "

" હવે, " મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. " તમારા પિતાના મનમાં

માત્ર એક જ ચિંતા ઉભી રહી છે. આ બધી તમારી લાંબી ગેરહાજરી દરમ્યાન તમે શું કરતા હતા, તમારા ઉપર જુલમ ગુજારનારાઓએ તમારી પ્રત્યે કેવા પ્રકારનું વર્તન ચલાવ્યું હતું, અને તમારા મોભા અને દરજ્જાને છાજે તેવું માન તેઓ તમને આપતાં હતા કે કેમ ? વળી એવી સોબતમાં રહીને તમે કાંઇ દુર્ગુણો શિખ્યા છો કે તેમનાથી અલગ રહેવા પામ્યા છો, તે જાણવાની તેમને ખાસ આકાંક્ષા છે. કારણ કે શારીરિક દુઃખ કરતાં માનસિક અધમતાનો હંમેશાં અતિ વધારે ભય રાખવાનો હોય છે. વળી શિક્ષણના અભાવે તમારી બુદ્ધિ અને માનસિક શકિતઓનો વિકાસ થવા પામ્યો છે કે કેમ અને ટુંકામાં તમારા દરજ્જાને લીધે જે ઉચ્ચ સ્થિતિમાં તમે મૂકાશો તે સ્થિતિને તમે લાયક થયા છો કે કેમ તે જાણવાની તેમની ખાસ ઇચ્છા છે. ”

“ સાહેબ, ” પેલા યુવકે આભા બની જઇને કહ્યું. “ હું ધારૂં છું કે મારા વિષે કાંઇ ખોટી અફવાઓ—”

“ જુઓ ભાઇ, મેં તો મારા મિત્ર વીલમૉર પાસેથી તમારૂં નામ પહેલવહેલું જ સાંભળ્યું. હું ધારૂં છું કે તેણે પ્રથમ તમને નહિ ઇચ્છવા લાયક સંજોગોમાં જોયા હશે. પણ મને એવી બાબતની કાંઇ જીજ્ઞાસા ન હોવાથી મેં તેને પૂછ્યું નથી, અને તે સંબંધે હું કાંઇ વિશેષ જાણતો નથી. તમારા દુર્ભાગ્યને લીધે તેને દયા આવી, અને તમારી મૂળની સ્થિતિમાં તમને લાવીને મૂકવાને તે આતુર હતો એમ તેણે મને જણાવ્યું. તેણે તમારા પિતાને ગમે તેમ કરીને શોધી કાઢવાનું માથે લીધું. તેનો પ્રયત્ન સફલ થયો છે. તેઓ હાલ અહિંઆં જ છે. મારા મિત્રે તમારા આવવાની આગમચથી સુચનાઓ કરેલી છે. મારા મિત્ર વીલમોરમાં કેટલી વિચિત્રતા છે તે હું જાણું છું,

પણ તે બિચારો તદ્દન નિખાલસ દિલનો મનુષ્ય છે. તે અતિશય ધનાઢ્ય છે એટલે કેટલીક વખત મનસ્વીપણે વર્તે તોપણ તેથી તેને કાંઇ આંચ આવે તેમ નથી. તેની સુચનાઓ પ્રમાણે ચાલવાને મેં વચન આપ્યું છે. હવે તમારા હિતસ્વી તરીકે મારી ફરજ બજાવતાં તમને હું કાંઈ પ્રશ્ન કરૂં તો તેથી તમે જરા પણ માઠું લગાડશો નહિ. મારે એવું જાણવાની ઇચ્છા છે કે તમારા ઉપર પડેલી વિપત્તિઓને લીધે—એ વિપત્તિઓ કાંઇ તમારી પોતાની સત્તામાં નહોતી, અને તેથી તેને લીધે તમારા માટે મારૂં માન કાંઇ ઘટી જવાનું નથી.—એવી વિપત્તિઓને લીધે જે સંપત્તિ, મોભો, અને દરજ્જાને માટે તમે જન્મેલા છો, તેને માટે તમે નાલાયક તો નથી થયાને ?"

"સાહેબ," પેલા યુવકે ખાત્રી આપતાં કહ્યું. "આ બાબતમાં તમે નિશ્ચિંત રહો. જે લોકો મને ઉપાડી ગયા હતા, તેઓનો વિચાર ફરીથી પાછો મને મારા પિતાને વેચવાનો જ હતો, તેથી મારા દરજ્જા અને મોભાને લાયક સર્વ પ્રકારનું શિક્ષણ આપી મારી માનસિક અને શારીરિક શક્તિઓ ખીલવવાથી અને તેમાં વધારો કરવાથી તેમને વધારે લાભ હતો, એ વાત તેઓ સારી રીતે સમજતા હતા. આથી કરીને મને ઘણું સારૂં શિક્ષણ મળેલું છે. જુના સમયમાં ગુલામોના વેપારીઓ ખરીદ કરેલા ગુલામોને વેચતી વખતે તેમનું અતિ ઘણું મૂલ્ય ઉપજે તેવા હેતુથી તેમને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપતા, અને તેઓ સારા વ્યાકરણ શાસ્ત્રીઓ, વૈદ્યો, કવીઓ, લેખકો, અને તત્વજ્ઞાનીઓ નિવડે એ માટે ખાસ કાળજી રાખતા. તેઓ પછી રોમ શહેરના ગુલામોના બજારમાં તેમનાં મોં માગ્યાં મૂલ લેતા. તેવી જ રીતે તેમને ઉપાડી જનારાઓએ પણ મારી સાથે વર્તન રાખ્યું હતું."

મોન્ટેક્રિસ્ટો સંતોષ પામ્યો. તેણે મંદ હાસ્ય કર્યું. એન્ડ્રીઆ કેવલ-કેન્ટી આટલો બધો કિમતી માણસ નિવડશે એમ તેણે ધાર્યું નહોતું.

"વળી," પેલા યુવકે આગળ ચલાવ્યું. "જો મારા શિક્ષણમાં અગર તો રીતભાત અને વિવેક વિચારમાં કાંઇ થોડી ઘણી ખામીઓ માલુમ પડે તો મારા જન્મ સમયની અને મારી બાલ્યાવસ્થાની મારી વિપત્તિઓ ધ્યાનમાં લઇ તે દરગુજર કરવામાં આવશે એમ હું આશા રાખું છું."

"વારૂ," મોન્ટેક્રિસ્ટોએ બેદરકારીથી કહ્યું. "ત્યારે હવે તમે તમારી મરજી માફક વર્તી શકશો. તમે સ્વતંત્ર છો અને તમારી વાતમાં કોઇને માથું મારવાનું કારણ નથી. પણ જો તમારી જગાએ હું હોઉં તો તમારો ઇતિહાસ, તમારાં પરાક્રમો અને તમારી ઉપર પડેલી વિપત્તિઓ વિષે હું એક અક્ષર સરખો પણ કોઇના આગળ ઉચ્ચારૂં નહિ. તમારૂં વૃત્તાંત બધું અજાયબીથી ભરપુર છે. તે એક નવલકથા જેવું લાગે છે. પણ જગત્ ઘણું વિચિત્ર છે. પુસ્તક રૂપી જડ નવલકથામાં તેને જેટલો આનંદ અને રસ પડે છે, તેટલો રસ મનુષ્ય રૂપી સજીવ નવલકથામાં તેને પડતો નથી. એટલું જ નહિ પણ તેવી સજીવ નવલકથાઓમાં જગત્ વિશ્વાસ રાખવાને ખમચાય છે. આવી સ્થિતિમાં તમારી આ સર્વ હકીકત સત્ય છતાં તે કોઇના માનવામાં આવશે નહિ. આ અડચણ તમારા મનમાં ખાસ ઠસાવવાને માટે હું ઇચ્છું છું. તમારા પૂર્વેતિહાસ વિષે તમે જરા કોઇના આગળ શબ્દોચ્ચાર કરશો એટલે બધે વાતો ઉડશે, અને આ ફ્રાંસ દેશમાં તેવી વાર્તાને અસ્વાભાવિક અને અસંભવિત ગણી કોઇ તેને માનશે નહિ. પછી તમને શ્રીમન્ત કુટુંબના ગુમ થએલા વારસ તરીકે નહિ ગણતાં એક ધૂર્ત ઢોંગી અને ઠગારા તરીકે બધા માનશે. કદાચ

થોડા વખત તમારા તરફ લોકો આંગળીઓ કરશે અને હસશે."

"આપનું કહેવું મને બરાબર લાગે છે, કાઉન્ટ." પેલા યુવકે કહ્યું. તેના મુખ ઉપરનો બધો રંગ ઉડી ગયો અને કાઉન્ટની તીક્ષ્ણ દૃષ્ટિ આગળ તે કંપવા લાગ્યો. "એવું પરિણામ આવે તે તો સારૂં નહિ."

"તોપણ તમારે એવી બાબતોને અયોગ્ય મહત્વ આપી ગભરાઇ જવાનું કાંઇ કારણ નથી." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "અને બકરૂં કાઢતાં ઉંટ પેસે નહિ તે બાબતની કાળજી રાખજો. તમારે હવે કેવી રીતે વર્તવું તે બાબતનો વિચાર કરી એક સીધો અને સ્હેલાઇ ભરેલો માર્ગ નક્કી કરજો. તમારે હવે સારા સારા આબરૂદાર મનુષ્યોની મિત્રતા કરવી, એટલે તમારા પૂર્વ જીવનના સંબંધમાં જે કંઇ વહેમ આવતો હશે તે જતો રહેશે."

આન્ડ્રીઆના મુખ ઉપર ફેરફાર થતો જણાયો.

"મારા ઉત્તમમાં ઉત્તમ અને ખાસ મિત્રોના ઉપર પણ મને પૂર્ણ વિશ્વાસ નથી. તેમને માટે પણ જો કોઇ મને પૂછે તો હું ખાત્રીપૂર્વક કાંઇજ કહી શકું નહિ. એટલે હું કોઇ દિવસ કોઇને માટે ખાત્રી આપવાને ચુકત નહિ; પણ મારા નિયમનો હું તમારે માટે ભંગ કરી શકું તેમ નથી. કારણ તેમ કરૂં તો મારી હાંસી થાય, અને મારા મિત્રોને માઠું લાગે."

"તોપણ" આન્ડ્રીઆ બોલ્યો. "લોર્ડ વીલ્મોરે મારે માટે તમને ભલામણ કરેલી છે તે ધ્યાનમાં લઇ—"

"હા, ખરી વાત." મોન્ટેક્રિસ્ટો વચમાં જ બોલી ઉઠયો. "પણ લોર્ડ વિલ્મોરે તમારા નાનપણનો સમય તમે કેવી રીતે વ્યતીત કર્યો છે, તે પણ મને સાથે સાથે જણાવ્યું છે."

આન્ડ્રીઆની મુખમુદ્રા તપાસતાં તેણે કહ્યું. " તમારી પાસે હું કાંઇ કબુલાત કરાવવા માગતો નથી. એવી કાંઇ જરૂર ન પડે તે માટે તો લ્યુકામાંથી તમારા પિતાને બોલાવવામાં આવ્યા છે. તમને થોડા વખતમાં તેમનો મેળાપ થશે. તે જરા અતડા અને ભારેખમ છે. સૈનિકનો પોષાક તેમની સુંદરતામાં ઘટાડો કરે છે, પણ તેઓ ઓ-સ્ટ્રીઅન સૈન્યમાં એક સારા હોદ્દેદાર અમલદાર છે એ વાત જ્યારે સર્વના જાણવામાં આવશે, ત્યારે તેમને માટે બધાને દિલસોજી ઉત્પન્ન થશે. કારણ ઓસ્ટ્રીઅન સંબંધમાં અમે ફ્રેંચ લોકો ઝાઝી ટીકા કરતા નથી. ટુંકામાં તમારા પિતાના મેળાપથી તમારે ગભરાવાને બદલે આનંદ પામવા જેવું થશે. "

" સાહેબ, આપે તો મારા મનને ઘણી હિંમત આપી છે. " અમને પિતા પુત્રને છૂટા પડયાને એટલો બધો સમય વ્યતીત થઇ ગયો છે કે મને તેમની જરા પણ સ્મૃતિ નથી. વળી સર્વ દોષો દ્રવ્યથી ઢંકાઇ જાય છે. "

" અરે, તમારા પિતા તો લક્ષાધીશ છે. તેમની વાર્ષિક આવક જ માત્ર પચાસ હજારની છે. "

" ત્યારે તો, " પેલા યુવકે આતુરતાથી કહ્યું. " હું ખરેખર સારી સ્થિતિમાં મૂકાઇશ ? "

" અરે ઘણી જ સારી સ્થિતિમાં. તમે પેરીસમાં રહેશો ત્યાં સુધી તમને એક સારી રકમનું સાલીઆણું તેઓ બાંધી આપશે. "

" જો એમ હશે તો હું હંમેશાં પેરીસમાં જ રહીશ. "

" એ તો ભાઇ કાંઇ તમારા હાથમાં નથી. ભાવી પ્રબળ છે. "

આન્ડ્રીઆએ નિઃશ્વાસ મૂકયો.

" પણ " તે બોલ્યો. " જ્યાં સુધી હું પેરિસમાં રહું અને

ત્યાંથી મારે જવાનું થાય નહિ ત્યાં સુધી તમારા કહેવા પ્રમાણેની રકમ મને મળશે એમ તમે ખાત્રી આપો છો ? ”

“ મળશે મળશે. તમારે ગભરાવાનું કારણ નથી. ”

“ મારા પિતા તરફથી તે રકમ મળશે ? ” આન્દ્રીઆએ જરા ગભરાતાં પુછ્યું.

“ હા. તમારા પિતા તમને આપશે, પણ તેમાં લોર્ડ વિલ્મોરની જામીનગીરી છે. તમારા પિતાની વિનંતિ ઉપરથી દર મહિને પાંચ હજાર ફ્રાંકનું મોં. ડેંગ્લર્સની પેઢીમાં ખાતું ખોલ્યું છે, અને આખા પેરીસમાંની બધી બેંકો અને પેઢીઓમાં ડેંગ્લર્સની પેઢી સર્વથી વધારે સદ્ધર અને સહિસલામત છે. ”

“ વારૂ, મારા પિતા પેરિસમાં લાંબો વખત રહેવાના છે કે ?” આન્દ્રીઆએ પ્રશ્ન કર્યો.

“ તેઓ તો માત્ર થોડા દિવસ જ રહેશે. ” મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. “ તેમનાથી બે ત્રણ અઠવાડીઆં કરતાં વધારે વખત અહીંઆં રહી શકાય તેમ નથી. તેમને પોતાની નોકરી ઉપર હાજર થવાનું છે. ”

“ અરેરે ! ત્યારે તો પાછો મારે પિતાનાથી વિયોગ થવાનો.” આન્દ્રીઆ દિલગીર થવાનો ડોળ કરવા લાગ્યો. છતાં તેનો અંદરનો આનંદ છૂપો રહી શકતો નહોતો.

“ તેથીજ” મોન્ટેક્રિસ્ટોએ જાણે પોતે કાંઈ સમજ્યો ન હોય તેવી રીતે કહ્યું. “ હવે તમારા મેળાપને એક પળનો પણ વિલંબ થવા દેવો મને યોગ્ય લાગતો નથી. કેમ ત્યારે હવે તમે તમારા પિતાને મળવાને તૈયાર છો ? ”

"એમાં આપને હજી પણ કાંઇ શંકા લાગે છે ?"

"ત્યારે તો પેલા આગલા દિવાનખાનામાં જાઓ. તમારા પિતા ત્યાં તમારી રાહ જોતા બેઠા છે."

આન્ડ્રીઆએ નીચા નમીને સલામ કરી અને જોડેના દિવાનખાનામાં ગયો.

તે દેખાતો બંધ થયો ત્યાં સુધી મોન્ટેક્રિસ્ટો તેની પાછળ જોઇ રહ્યો. પછી તેણે દિવાલ ઉપરની એક ચાંપ દબાવી એટલે એક છબી તેની જગાએથી ખસી ગઇ, અને દિવાલમાં એક કાણું જણાયું, જેમાંથી આગલા દિવાનખાનામાં આ શ્રીમન્ત આબરૂદાર અને નામદાર પિતાપુત્રના જોડા વચ્ચે શું ચાલી રહ્યું હતું, તે કાઉન્ટથી સંતાઇને સ્પષ્ટ રીતે જોઇ શકાય તેમ હતું.

તે યુવકે દિવાનખાનામાં દાખલ થઇ બારણું બંધ કર્યું. તેને દાખલ થતો જોઇને મેજર કેવલકેન્ટી ઉભો થઇ તેના તરફ આવ્યો.

"કોણ પિતાજી ?" આન્ડ્રીઆએ મોટા અવાજે કહ્યું કે જેથી જોડેના ઓરડામાંથી કાઉન્ટ સાંભળી શકે. "શું ખરેખર તમે જ મારા પિતાજી છો ?"

"પ્રિય પુત્ર, ખુશી આનંદમાં તો છે ને ?" મેજરે ગંભીર મુખ રાખીને પૂછયું.

"અરે પિતાજી, આટલાં બધાં વર્ષોના વિયોગ પછી" આન્ડ્રીઆએ મોટેથી બોલવાનું ચાલુ રાખ્યું. "આજ આપણા મેળાપથી કેટલો બધો આનંદ થાય છે !"

"હા. હા." વર્ષો વહી ગયાં ! કેટલો લાંબો વિયોગ !"

"પિતાજી, મને ભેટશો નહિ ?" આન્ડ્રીઆએ પૂછયું.

" નહિ કેમ દિકરા ? " મેજર આગળ આવ્યો. નાટકશાળામાં રંગભૂમિ ઉપર ભાગ ભજવતા હોય તેવી રીતે બન્ને ભેટી પડયા.

" ત્યારે હવે આપણે ફરીથી પાછા ભેગા થયા ખરૂં કે ? "

" હા હા. ફરીથી કદી આપણો વિયોગ થવાનો પ્રસંગ આવશે નહિ ખરૂં ને ? "

" હવે એ તો એમ છે દિકરા કે,—આ ફ્રાંસ દેશમાં તું બરાબર માહિતગાર થઇ ગયો હોવો જોઇએ, અને તેથી તને તું તારી જન્મ-ભૂમિ જેટલો જ વ્હાલો હોવો જોઇએ. "

" ખરૂં પૂછો તો પિતાજી. " આન્ડ્રીઆ બોલ્યો. " ફ્રાંસ છોડીને બીજે જવાનું મને જરા પણ ગમે તેમ નથી. તેવો પ્રસંગ આવે તો મને ઘણું દુઃખ થાય તેમ છે. "

" પણ દિકરા, તું જાણે છે કે મારાથી તો બહાર ગામ ઝાઝો વખત રોકાવાય તેમ નથી. 'લ્યુકા'માં મારી ખાસ જરૂર છે. મારે જેમ બને તેમ જલદીથી ઇટાલી જવું જોઇએ. "

" પણ પિતાજી, આપ પાછા જાઓ તે પહેલાં મારો તમારી સાથેનો સંબંધ સાબીત કરી શકાય તે માટે જરૂરના કાગળ પત્રો મને આપતા જશો ને ? "

" હા, હા. દિકરા. તેટલા માટે તો હું ખાસ અહિં આવેલો છું. તારી શોધ કરતાં કરતાં તો આ મારા માથાના વાળ પણ ધોળા થઇ ગયા, અને મારાં નેત્રનું તેજ પણ ઘટી ગયું. પણ આખરે મારી મહેનત સફળ થઇ અને પરમાત્માએ મારી વૃદ્ધાવસ્થા ઉપર દયા ખાધી. "

" ત્યારે તે કાગળો ક્યાં છે ? " " આ રહ્યા. "

આન્ડ્રીઆએ પોતાના પિતાના લગ્નનું અને પોતાના જન્મનું

એવાં બે પ્રમાણુપત્રો લીધાં અને તે બરાબર તપાસી જોયાં. આ દરમ્યાન તેણે પોતાનું મોઢું ઠાવકું રાખ્યું. જ્યારે બન્ને કાગળો બરાબર તપાસી રહ્યો, ત્યારે તે ઘણુ આનંદમાં આવી ગયો અને હસતાં હસતાં બોલ્યો. " ત્યારે તો પિતાજી, ઇટાલીનો કાયદો હમણાં હમણાંમાં કાંઇ નરમ બની ગયો લાગે છે. હું ધારૂં છું કે હાલમાં તે દેશમાંથી બેડીઓ સાથે વહાણમાં હલેસાં મારવાની ગુલામગીરી કરાવવાની શિક્ષા નિકળી ગઇ હશે. "

" કેમ ? આવો પ્રશ્ન કેમ પૂછવો પડે છે દિકરા ? "

" કારણ કે જો ઇટાલીઅન કાયદો પહેલાંના જેટલો અને જેવો જ કડક અને સખત હોત તો આવા બે દસ્તાવેજો ઉભા કરવાનું કાર્ય અશક્ય થઇ પડયું હોત. મહેરબાન, ત્યાં તો ગમે તેમ ચાલતું હોય, પણ ફ્રાન્સમાં જો આ બાબત પકડાય તો તરત જ પાંચ વરસ વહાણમાં બેડીઓ સાથે ફટકા ખાતાં મજાહ ભોગવવાની અને એ રીતે હવા ખાવા જવાની બક્ષીસ એવા કાર્ય માટે જરૂર મળ્યા સિવાય રહે નહિ. "

" દિકરા, આ બધાનો અર્થ જરા મને સમજાવીશ ? " મેજરે પોતાની ગંભીરતા જાળવી રાખવાને બનતો પ્રયત્ન કરતાં કહ્યું.

" વારૂ ત્યારે. " આન્ડ્રીઆએ મેજરનો હાથ દબાવીને ધીમે પૂછ્યું. " મારા પિતા બનવાને માટે આપને કેટલું ઇનામ મળ્યું છે તે કહો જોઇએ. "

મેજર તેને જવાબ આપવા જતો હતો એટલામાં આન્ડ્રીઆ ધીમેથી બોલ્યો. " છે ! છે ! તમને મારા ઉપર વિશ્વાસ આવતો ન હોય તો પ્રથમ મારી પોતાની વાત કરૂં. તમારો પુત્ર થવા માટે મને દર વર્ષે પચાસ હજારનું સાલીઆણું બાંધી આપવામાં આ-

વનાર છે. તેથી હવે હું તમને મારા પિતા તરીકે કબુલ કરવાને કદી પણ ના પાડી શકું તેમ નથી. ”

“ મેજર, ચિન્તા ન રાખો. આપણે એકાન્તમાં જ છીએ. ” આન્ડ્રીઆ બોલ્યો. “ વળી આપણે ઇટાલીઅનમાં વાતો કરીએ છીએ.”

“ વારૂ ત્યારે. મને પચાસ હજાર રોકડા આપવામાં આવ્યા છે.”

“ મેજર કેવલકેન્ટી, ” આન્ડ્રીઆ બોલ્યો. “ તમને જાદુઇ વાર્તાઓમાં માન્યતા છે ? ”

“ આજસુધી તો હું તેવું કાંઇ માનતો નહેતો, પણ હવે તો માનવાની મને ફરજ પડી છે. ”

“ ત્યારે તમારે પોતાનો અભિપ્રાય ફેરવવાની જરૂર પડી છે કેમ ? હવે તમને તેમાં કાંઇ સત્યતા લાગે છે ?

મેજરે પોતાના ખીસ્સામાંથી થોડાક સોનાના સિક્કા કાઢયા. “ આના કરતાં વધારે વિશ્વાસપાત્ર સાબીતી બીજી કઇ જોઇએ.”

“ ત્યારે તો કાઉન્ટના ઉપર વિશ્વાસ રાખવાને કાંઇ વાંધો નથી ? ” “ ના, ના. જરા પણ નહિ. ”

“ તે પોતાનું વચન પાળશે ? ” “ તેમાં જરા પણ સંશય રાખવા જેવું નથી. પણ આપણે આપણો ભાગ ભજવવાનો છે તે પાછું ભૂલી જવાય નહિ. તારા વહાલા અને વત્સલ પિતા તરીકે મારે—”

“ અને મારે આપના આજ્ઞાંકિત પુત્ર તરીકે વર્તવાનું છે. કારણ મને કહેવામાં આવ્યું છે કે તમે મારા પિતા છો. ”

“ તને કોણે તેવું કહ્યું હતું ? ” “તે બધી વાતો તો મારાથી શી રીતે તમને કહી શકાય; પણ જેમણે મને કાગળ લખ્યો હતો તેમણે તમને પણ કાગળ લખ્યો હશે, નહિ કે ? ”

" હા. હા. " " કોના તરફથી ? " " આબે બુસોની કરીને કોઈ ધર્મગુરૂ છે તેના તરફથી. "

" તમે તેને ઓળખો છો ? " " ના. ના. મેં તો કદી તેને મારા જન્મારામાં જોયો પણ નથી. "

" વારૂ, તેમાં શું લખેલું હતું ? " " તે વાત ગુપ્ત રાખવાનું વચન આપે તો કહું. " " અરે, એ બાબતની તમે ખાત્રી રાખજો. વળી એમાં આપણા બન્નેનું હિત સમાએલું છે. "

" ત્યારે લે, આ વાંચ. " એમ કહીને મેજરે પેલા યુવકના હાથમાં એક કાગળ મૂક્યો. આન્દ્રીઆએ ધીરે ધીરે વાંચવા માંડયો.

" તમે ઘણી મુફલીસ હાલતમાં આવી પડયા છો. તે ઉપરાંત વળી વૃદ્ધાવસ્થામાં અનેક પ્રકારનાં દુઃખ અને સંકટો પડવાનો સંભવ છે. આવા સંજોગોમાં રહેવા કરતાં બે પૈસા પેદા કરી સુખી જીવન ગાળવાનું મળે તો શું તમને પસંદ પડશે નહિ ? આવી દરિદ્ર અવસ્થામાંથી છુટા થવું હોય તો આ પત્ર મળતાંની સાથે જ તમારે પેરિસ જવું અને ત્યાં " એવેન્યુ–દ–ચેમ્પસ એલીસીસ " એ નામના મહેલ્લામાં નંબર ૩૦ ના બંગલામાં કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો નામનો એક અતિ ધનાઢય અને ઉદાર વૃત્તિનો ઉમરાવ રહે છે તેને મળવું; અને તમારા પાંચ વરસની બાલ વયમાં ગુમ થએલા પુત્રનો મેળાપ કરાવી આપવા વિનંતી કરવી. આ તમારા પુત્રનું નામ આન્દ્રીઆ કેવલકેન્ટી છે. આ પત્રમાં લખેલી હકીકત તમારા કદાચ માનવામાં આવશે નહિ; પણ આ પત્ર સાથે બે હજાર અને ચારસો ફ્રાંક તમને આપવાનો એક ભલામણ પત્ર ફ્લોરેન્સની મોં. ગોઝીની પેઢી ઉપરનો બીડેલો છે, અને કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના ઉપર બીજો એક ભલામણ પત્ર તથા તે જ કાઉન્ટના ઉપર તમને બીજા અડ-

તાળીસ હજાર ફ્રાંક આપવાની એક હુંડી બીડી છે. તેથી આ સાથેના કાગળ જોશો એટલે આ પત્રના લખનારની તમારા માટેની લાગણી વિષે તમારા મનમાં જરા પણ શંકા રહેશે નહિ. સબબ કાઉન્ટ ઓફ્ મોન્ટેક્રિસ્ટોને તમારે મે માસની છવ્વીસમી તારીખે સાંજના બરાબર સાત વાગે તેમના ઉપર જણાવેલા બંગલામાં મળવું.

લી. તમારો વિગેરે. આબે બુસોની. "

" અરે, આ કાગળ તો પેલાના જેવો જ છે ! " " એટલે ?"

" અરે, મને પણ આવો જ એક કાગળ મળેલો છે. " " શું તેજ પાદરી બુસોની તરફથી ? "

" ના, ના. મને તો એક અંગ્રેજ ગૃહસ્થે લખેલો છે. તેનું નામ લોર્ડ વિલ્મોર છે, અને 'સીન્બાદ ખલાસી' તેનું તેણે ધારણ કરેલું ગુપ્ત નામ છે. "

" અને તું પણ તેને ઓળખતો નથી ? "

" ના, ના. એ બાબતમાં તો હું તમારા કરતાં વધારે ભાગ્ય-શાળી છું. " " ત્યારે શું તેં તેને જોયો છે ? " " હા. એક વખત જોયો છે. " " ક્યાં ? "

" એ તો મારાથી તમને કહી શકાય તેમ નથી. એમ કરૂં તો તમે બધું જાણી જાઓ. તેમ કરવાની મારી ઇચ્છા નથી. "

" વારૂ તે પત્રમાં શું લખેલું છે ? " " આ રહ્યો. તમે જાતે જ વાંચોને. "

" હાલ તમે ઘણી મુફલીસ દશામાં આવી ગયા છો. ભવિષ્યમાં તમારી સ્થિતિ એકાએક સુધારવાની આશા થોડી જ છે. આવી સ્થિતિમાં તમારે નામ કહાડવાની ઇચ્છા છે ? ધનાઢ્ય અને સ્વતંત્ર થવું છે ? જો તેવી ઇચ્છા હોય તો તમે નાઇસ શહેરમાં દાખલ થાઓ

એટલે પોર્ટ જેનીસના દરવાજા આગળ તમારે માટે રાહ જોઇને ઉભી રહેલી ભાડાની ગાડીમાં તમે બેસજો, અને પેરીસમાં એવેન્યુ-દ-ચેમ્પસ એલીસીસ' નામના મેહેલ્લામાં નંબર ૩૦ ના બંગલામાં જઇને કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને મળીને તમારા પિતાનો મેળાપ કરાવી આપવાની તેમને વિનંતિ કરજો. તમે મારક્વીસ કેવલકેન્ટી અને મારશ્યોનેસ કોરસીનારીના પુત્ર છો. ત્યાં તમને તમારા પિતા આ બાબતનાં પ્રમાણપત્રો બતાવશે એટલે તમારી ખાત્રી થશે, અને આ રીતે તમને પેરીસના ઉત્તમ વર્ગના લોકોના જનસમાજમાં ભળવાનો પ્રસંગ અને લાગ મળશે. વળી દર વરસે તમને પચાસ હજારની આવક મળશે એટલે તમારે પુર ડાઠમાઠ અને ભપકાથી રહેવામાં જરા પણ વાંધો આવવાનો નથી. નાઇસ શહેરના બેંકર મો. ફેરીઆ ઉપર પાંચ હજારની હુંડી આ સાથે બીડેલી છે. તે ઉપરાંત કાઉન્ટના ઉપર એક ભલામણ પત્ર લખી આપેલો છે એટલે તેઓ તમારી તમામ જરૂરીઆતો પુરી પાડશે.

લી. તમારો વિગેરે

સીન્બાદ ખલાસી "

" ઠીક, ત્યારે તમે કાઉન્ટને તો મળ્યાને ? " " હમણાં જ મળ્યો ને. " " વારૂ, આ પત્રમાં લખેલી બધી વાત તેણે કબુલ કરી છે કે ? " " હા. હા. " " તમને કાંઇ સમજાય છે ? " "ના, ના. મને તો કાંઇ જ સમજાતું નથી. " " આમાં કાંઇ તરકટ અને ગોટાળો છે. "

" પણ તેમાં આપણે તો કાંઇ જ લાગે વળગે તેમ તથી ને ?"

" ના. ના. આપણે તો કાંઇજ લાગે વળગે તેમ નથી. "

" ત્યારે તો—" " અરે આપણે એમાં શું બ્હીવાનું છે ?"

" ના, ના. આપણે તેમાં કાંઇ બ્હીવાનું નથી. મારો મત પણ તમારા મતને મળતો છે. આપણે જાણે કાંઇ પણ જાણતા જ નથી એવી રીતે આપણો ભાગ ભજવવો. "

આ વખતે દિવાનખાનામાં દાખલ થવાનો પ્રસંગ બરાબર આવી પહોંચ્યો છે, એમ મોન્ટેક્રિસ્ટોને લાગ્યું. તેનાં પગલાંનો અવાજ સાંભળી પેલા બે ગૃહસ્થો એકબીજાને ભેટી પડયા. એટલામાં કાઉન્ટ દાખલ થયો.

" ઓહો ! વાહ ! મારકવીસ. "મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " તમારા સદ્ભાગ્યે તમારા ગુમ થએલા પુત્રનો તમને મેળાપ થયો છે, એટલું જ નહિ પણ તમને તમારા પુત્રથી કાંઇ અસંતોષ પામવાનું કારણ હોય એમ પણ જણાતું નથી. "

" કાઉન્ટ, મારા આનંદનો તો પાર જ રહ્યો નથી ! અત્યારે તો મારા હૃદયમાં એક જ વિચારથી દુઃખ થયા કરે છે. " મેજરે જવાબ આપ્યો. " તે એ કે મારે જલદીથી પેરીસ છોડીને જવાનું છે."

" પણ મેજર, મારા કેટલાએક મિત્રો અને ઓળખીતા પાળખીતાઓની સાથે હું આપની મુલાકાત કરાવું તે પહેલાં તો આપ જશો નહિ જ એવી હું આશા રાખું છું. "

" હું આપ સાહેબની ઇચ્છાને આધીન છું. "

" હવે તમે જરા મેજરને બધી હકીકત સમજાવો. " કાઉન્ટે આન્ડ્રીઆને કહ્યું. " તમારી પૈસા સંબંધી સ્થિતિની બધી હકીકત તમારા પિતાને કહો. "

" પિતાજી, કાઉન્ટ કહે છે તે આપે સાંભળ્યું કે ? "

" હા. સાંભળ્યું તો ખરૂં, પણ તેથી તું શું કરવા માગે છે ?"

" તમારે તમરા ચિરંજીવી માટે પૈસાની વ્યવસ્થા કરવી જોઇએ." " મારે ? " " હા. તમારે જ. " કાઉન્ટે જવાબ આપ્યો અને તેજ પળે આન્ડ્રીઆની પાસે જઇને તેના હાથમાં બેંકનોટોનું એક બંડલ સરકાવી દીધું. " આ શું છે ?"

" તમારા પિતાના તરફથી તેઓએ મને એ નોટો તમને આપવાને કહેલું છે. "

" આ રકમ મારે મારી આવક ખાતે ગણવાની છે ?"

" ના ના. આ પૈસા તો માત્ર આ પેરીસ શહેરમાં તમને રહેવાને વ્યવસ્થા કરવાની સુગમ થઇ પડે તે માટે આપેલા છે, અને તે તમારી બાંધી આપેલી વાર્ષિક આવક ઉપરાંત જ સમજવાના છે."

" અરે મારા પિતાની ભલમનસાઇની શું વાત થાય !"

" અરે એવું કશું બોલશો નહિ. તેઓને પોતાનાં વખાણ બીલકુલ પસંદ નથી. "

" હા. હા. એ પણ એમનો વિનય મને બરાબર સમજાય છે."

" ગૃહસ્થો, હવે તો આપણે એકબીજાની રજા લઇશું. "

" ત્યારે હવે આપ નામદાર સાહેબનો ફરીથી કયારે મેળાપ થશે ! " બાપ દિકરો બન્ને બોલી ઉઠયા.

" જો તમારાથી બની શકે તો શનીવારે. હા. હા. શનીવાર બરાબર અનુકુળ છે. તે દિવસે ઓટવીલના પરામાં ' રૂ–લા–ફોન્ટન ' નંબર ૨૮ વાળા મારા મકાનમાં મીજબાની રાખી છે. તેમાં ઘણા સંભાવિત ગૃહસ્થોને મેં નિમંત્રણ મોકલાવેલાં છે, અને તેમાં તમારા બેંકર મોં. ડેગ્લર્સ પણ આવશે જ. તે વખતે હું તમને તેમની સાથે ઓળખાણ કરાવી આપીશ. તે બેંકરને ત્યાં જ તમારો હિસાબ રાખી ખાતું ખોલવામાં આવેલું છે. એટલે તેની પાસેથી તમારે પૈસા

લેરાના હોવાથી તેની સાથે તમારે ઓળખાણ કરવાની ખાસ જરૂર છે. "

" ભરપોષાકમાં આવીએ કે ? " મેજરે જરા મોટેથી પૂછ્યું.

" હા. હા. ભરપોષાક, ચાંદ, બીલ્લા તમામ સાથે. "

" હું કેવો પોષાક રાખું ? " આન્ડ્રીઆએ પૂછ્યું.

" અરે તમારે તો તદ્દન સાદોજ પોષાક પહેરવો. તમારો પોષાક તૈયાર કરાવવા માટે 'બ્લીન' અગર 'વેરોનીક'ની કંપનીમાં જવું, તેમનું સરનામું તમને માલમ ન હોય તો મારા ખીજમતદારને પૂછજો. તમે શ્રીમન્ત માણસ છો એટલે તમારો પોષાક જેમ બને તેમ સાદો રાખવો. કારણ તેથી તેની અસર ઘણી સારી થશે. તમારે ઘોડા ખરીદવાનો વિચાર હોય તો 'ડેવેન્ડો'ની કંપનીમાં જવું, અને અને જો ગાડી લેવાનો વિચાર હોય તો તે માટે મારા નોકર બેપ્ટી-સ્ટીનને પૂછવું. " " મીજબાનીનો સમય કયો રાખેલો છે ? "

" આશરે સાડા છ વાગે. "

" ત્યારે તે વખતે અમે આવી પહોંચીશું. " મેજરે કહ્યું.

આ પછી પેલા બાપ દિકરો બન્ને કાઉન્ટને નમન કરીને ચાલતા થયા. મોન્ટેક્રિસ્ટો બારી આગળ ગયો અને બન્નેને એક-બીજાના હાથ ઝાલીને જતાં જોયા.

" જુઓ, પેલા બે બદમાસો ચાલ્યા ! " કાઉન્ટ બબડયો. " અરે તેઓ જો ખરેખર જ એક બીજાના સગા હોત—બાપ દિકરા હોત તો કેવું સારૂં ! " પછી પળવાર વિચાર કરીને મનમાં બોલ્યો. હવે 'મોરેલ'ને ત્યાં જઇએ. મને લાગે છે કે દ્વેષ કરતાં તિરસ્કારથી વધારે કંટાળો આવે છે. "

## પ્રકરણ ૩ જું.

હવે આપણે મોં.—દ—વાઇલફોર્ટના બંગલા તરફ વળીએ. બંગલાના બાગમાં કંપાઉન્ડની અંદર નજર કરીએ. કંપાઉન્ડના દરવાજાની પાછળના એક એકાંત ભાગમાં આપણને કેટલાંક આપણાં ઓળખીતાં માણસો નજરે પડશે.

આ વખતે મેકઝીમીલીઅન પહેલો આવી પહોંચ્યો હતો. તે એક ખૂણામાં લપાઇને ઝાડોની ઘટામાં એક છાયા નજરે પડયાની રાહ જોતો હતો, અને પગથી ઉપર પગલાંનો અવાજ થતો સાંભળવાને ધ્યાનપૂર્વક કાન ખુલ્લા રાખી રહ્યો હતો. છેવટે લાંબો વખત રાહ જોયા પછી તેની ઇચ્છા ફ્લીભૂત થવાનો સમય આવ્યો ત્યારે તેને એકને બદલે બે મનુષ્યોનાં પગલાં પાસે આવતાં સંભળાયાં.

આટલી વાર થવાનું કારણ 'મેડમ ડેગ્લર્સ' અને તેની પુત્રી 'યુજીની' મુલાકાતે આવેલાં હતાં તે હતું. આ મુલાકાત ધારવા કરતાં લાંબો વખત પહોંચી, અને તેથી વેલેન્ટાઇન વખતસર આવી શકી નહિ. મેકઝીમીલીઅનને જે વચન આપ્યું હતું તે વચન પાળવાના ઇરાદાથી તેણે 'યુજીની'ને બાગની અંદર ફરવા આવવાને સુચના કરી. આ રીતે તે મેકઝીમીલીઅનને એમ જણાવવા માગતી હતી કે વાર લાગી તેમાં તેનો પોતાનો બીલકુલ દોષ નહોતો. તે યુવકને પોતાની પ્રિયતમાની વિચિત્ર અને અનાથ સ્થિતિ આથી સ્હેજમાં સમજાઇ, અને તેને સંતોષ થયો. વળી મેકઝીમીલીઅન જે જગાએ હતો, તેની અતિશય નજીક ન આવતાં તે તેને દેખી શકે તેવી રીતે 'યુજીની'ની સાથે ફરવા લાગી, અને દરેક વખતે પોતાની બહેનપણીથી છૂપી રીતે તે તેના તરફ દષ્ટિપાત કરીને સમજાવતી કે " જરા

ધીરજ રાખો. એમાં મારો દોષ નથી." આશરે અડધીએક કલાક આ પ્રમાણે બાગમાં ફર્યા પછી તે બન્ને જણીઓ બંગલામાં પેસી ગઇ એટલે મુલાકાતનો અંત આવ્યો એમ તે યુવકના સમજવામાં આવ્યું. થોડી વાર પછી વેલેન્ટાઇન એકલી બાગમાં પાછી આવી. પોતાને કદાચ રખેને કોઇ જોઇ જાય એવા ભયથી તે ધીમેથી ચાલતી હતી; અને એકદમ દરવાજા આગળ આવવાના બદલે તે વચમાં જ એક જગાએ જરા બેઠી. ચારે બાજુએ સંભાળથી જોઇને પોતાને કોઇ જોતું નથી એમ ખાત્રી થતાં ઉઠી અને મેકઝીમીલીઅન પાસે આવી પહોંચી.

"વેલેન્ટાઇન, તું આવી પહોંચી ખરી આખરે!" પરિચિત અવાજ વેલેન્ટાઇનના કાને પડયો.

"હા, વહાલા મેકઝીમીલીઅન. મારે તમને ઘણા ખોટી કરવા પડયા. પણ મને વાર થઇ તેનું કારણ તો તમારા જાણવામાં આવી ગયું છે જ."

"હા, હા. બેરન ડેંગ્લર્સની પુત્રીને જોઇ. તેની સાથે તારે આટલો બધો પરિચય હશે એમ મારા જાણવામાં નહોતું."

"તમને કોણે કહ્યું કે મારે તેની સાથે ગાઢ પરિચય છે?"

"મને કહેલું તો કોઇએ પણ નથી, પણ મને એમ જણાયું. તમારી બન્નેની હરવા ફરવાની અને વાતચીત કરવાની રીતભાત ઉપરથી તમે બન્ને એકબીજાની સહિઅરો હોઇ એક બીજાના ગુપ્ત-ભેદના મંત્રો ઉકેલવામાં પરસ્પર મદદ લેતાં હશો એમ કોઇને પણ જણાયા સિવાય રહે નહિ."

"હા, હા. અમે જરા ગુપ્ત વાર્તાલાપ તો ચલાવી રહ્યાં હતાં

ખરાં." વેલેન્ટાઇને જવાબ આપ્યો. "પણ તે વાર્તાનો વિષય જુદો જ હતો. તે મોર્સર્ફની સાથે લગ્ન કરવાનો પોતાનો તિરસ્કાર જાહેર કરતી હતી, અને એપીનેની સાથે મારૂં વેવિશાળ કરેલું હોવાથી મારા આત્માને કેવું દુઃખ થતું હતું તેનું હું તેને વર્ણન કરી રહી હતી."

"વહાલી વેલેન્ટાઇન !"

"આ વિષયને લીધે જ અમે બન્ને વાર્તાલાપમાં ગરક થઇ ગયા જેવાં લાગતાં હતાં. જે માણસને માટે મારા હૃદયમાં પ્રેમ નથી તેના વિષે વાત નિકળતાં જે મારા પ્રેમનું પાત્ર છે તેના વિચારો મને થઇ આવે એ સહજ હતું."

"આહ ! વેલેન્ટાઇન ! કેવો તારો પ્રેમ ! બેરન ડેંગ્લર્સની પુત્રીમાં તારા ગુણો હોઈ શકે જ નહિ ! પુષ્પમાં સુગંધ અને ફલમાં રસના જેવો જ સ્ત્રીમાં એક અવર્ણનીય ગુણ–જાદુ રહેલો છે ! એકલી સુંદરતાથી જ કાંઇ તેના તરફ મન આકર્ષાતું નથી."

"અરે તમે તો પ્રેમઘેલા બની ગયા છો તેથી તમને દરેકમાં એવા જાદુ દૃષ્ટિગોચર થાય છે !"

"ના ના વહાલી, તે પ્રમાણે નથી. તમે બન્ને જણીઓ જ્યારે બાગમાં ફરતી હતી, ત્યારે હું તમને બન્નેને નિહાળી નિહાળીને જોઇ રહ્યો હતો; અને યુજીનીના સૌન્દર્યનો તિરસ્કાર કરવાના હેતુથી જ નહિ પણ હું પ્રતિજ્ઞા ઉપર કહું છું કે મને એમ લાગ્યું કે તેના જેવી છોકરીને તે કયો મનુષ્ય ચ્હાતો હશે ?"

"વહાલા, એ તો તેની સાથે હું હતી અને મારી સાથે તમે તેને સરખાવતા હતા, એટલે તમે તેના તરફ એટલા અન્યાયી બની ગયા હતા."

" ના, ના. પણ કહે તો ખરી. હું તો સ્હેજ જીજ્ઞાસાને લીધે પુછું છું. યુજીની મોર્સર્ફ સાથે પરણુવા માગતી નથી તેનું કારણ શું છે ? શું તે કોઇ બીજાને ચ્હાય છે ? "

" વહાલા, મારે ને યુજીનીને એટલો બધો પરિચય નથી. એ વાત તો મેં તમને કયારનીએ જણાવી દીધી છે. "

" હા. પણ તમારા જેવી યુવાન બાળાઓ આવી વાતો તો એકબીજાને સ્હેજમાં જણાવી દે છે. તેને તેં પ્રશ્ન તો કર્યો જ હશે જ ! ! હાં. હાં, તું હસતી જણાય છે. "

" મને લાગે છે કે આ દરવાજાની ઓથે રહીને તમે અમારી બધી વાત સાંભળી લીધી છે. "

" વારૂ વારૂ, ત્યારે તેણે શું કહ્યું. "

" તેણે મને કહ્યું કે તેનો કોઇ પ્રિયતમ છે જ નહિ. " વેલેન્ટાઇને જવાબ આપ્યો. " તેને તો લગ્નનો વિચાર જ પસંદ નથી. તે તો અવિવાહિત, સ્વતંત્ર અને બંધન વગરનું જીવન વધારે પસંદ કરે છે. તે તો લગ્નના વિચારોને એટલી બધી હદ સુધી ધિક્કારે છે કે તેની ઇચ્છા એવી છે કે તેના પિતાની બધી દોલતનો વિનાશ થાય તો સારૂં; એટલે તે પોતે એક 'કુલાભિજ્ઞ' તરીકે સ્વતંત્ર જીવન ગાળવાને સમર્થ થાય. "

" હાં. હાં. જોયું ? " " કેમ એમાં શું જોવાનું છે ? " વેલેન્ટાઇને પૂછયું. " કાંઇ નહિ. " ત્યારે તમે શું હસ્યા ? "

" અરે તું જ મારા સામે જોઇને હસતી હતી ને ! "

" કેમ ત્યારે હું જાઉં ? "

" ના ના. અરે હવે એવી પારકી પંચાતમાં વ્યર્થ સમય ગાળવો શા માટે ? મારે તો તારા વિષે કાંઇક વાતો કરવી છે. "

" વારૂ ત્યારે હવે જલદી કરો; કારણ કે આપણે હવે દસ મિનિટ પણ ભાગ્યે જ રહી છે. " " ઓ બાપરે ! " મેકઝીમીલીઅન શોકાતુર થતો બોલ્યો.

" હા. તમારૂં કહેવું ખરૂં છે. વહાલા હું તમારે લાયક નથી. જુઓને મારે લીધે તમારે કેવું જીવન ગાળવું પડે છે ? અરેરે આ વિચારે મારૂં હૃદય વલોવાઇ જાય છે. "

" અરે એમાં તે શું મોટી વાત છે ? જ્યાં સુધી મારા મનને સંતોષ છે, ત્યાં સુધી તારે એમ ગભરાવાનું કારણ નથી. આવો લાંબો અને દુઃખમય વિયોગ તો તારા એક પાંચ મિનિટના સંયોગથી અગર તારા મુખના એક શબ્દથી ક્યાંય ભૂલાઇ જવાય છે. મને તો સંપૂર્ણ ખાત્રી છે કે જે પરમાત્માએ આપણા જેવાં બે સ્નેહાળ અંતઃકરણો અસ્તિત્વમાં આણેલાં છે, એટલું જ નહિ પણ તેમનો અજાયબ રીતે સંયોગ પણ કરાવ્યો છે, તે આપણને કદી પણ વિખુટાં પાડનાર નથી. "

" તમારા આવા હિંમત આપનારા વહાલના શબ્દોથી તો મારા જીવને ઘણી નિરાંત વળી. બાકી વહાલા, મારૂં હૃદય તો થથરી ઉઠે છે. "

" પણ તું એટલી બધી જલદીથી કેમ જતી રહી હતી ?"

" વહાલા, બધી પુરેપુરી વાત તો મારા જાણવામાં નથી. પણ મારી અપર માતાએ મને બોલાવી હતી. તેને કાંઇ મારી મિલકતના સંબંધમાં વાતચીત કરવી હતી. અરે, તેમને જોઇએ તો તેઓ છોને મારી બધી મિલકત લઇ લે ! તેઓને મિલકત મળશે તો કદાચ તેઓ મને જંપીને બેસવા દેશે ! વહાલા, હું ગરીબ હોઇશ તો પણ તમારો પ્રેમ તો મારા માટે તેવો જ રહેશે ને ? "

" વેલેન્ટાઇન વહાલી, તારો પ્રેમ કદી જ વિસરાય તેમ નથી. અરે તારા સંગમાં દ્રવ્ય અને દારિદ્રનો વિચાર જ શો ? જો તું હમેશ માટે મારી બને તો પછી મારે બીજી કાંઇપણ ઇચ્છા નથી. પણ એ બાબતને તારા લગ્ન સાથે તો કાંઇ સંબંધ નથી ને ?"

" ના ના. એવું તો કાંઇ લાગતું નથી. "

" ગમે તેમ હોય, પણ વેલેન્ટાઇન, આ હૃદય હવે બીજીનું થનાર નથી."

" અરે આ કહેવાનું શું પ્રયોજન હતું ? "

" માફ કરજે વહાલી, તને દુખી કરવાના ઇરાદાથી આ કહ્યું નહોતું. પણ તે દિવસે મોર્સર્ફ મળ્યો હતો. તે મને એમ કહેતો હતો કે ફ્રાંઝ મોં. એપીને એકાએક પાછો આવનાર છે. " મેકઝી-મીલીઅને કહ્યું.

વેલેન્ટાઇન ઠંડીગાર બની ગઇ. તે પડતાં પડતાં રહી ગઇ. દરવાજો ઝાલી લીધો.

" ત્યારે શું એવી કાંઇ વાત તો નહિ હોય ? ના ના. તેવું હોય તો મારી અપર માતાની મારફત આવી વાત આવે નહિ. "

" કેમ વારૂ નહિ ? "

" કારણ કે મને પોતાને ભાગ્યે જ તેનું કારણ સમજાય તેમ છે. પણ મને એટલું તો જણાય છે કે મેડમ વાઇલફોર્ટ તેની સાથેનાં મારાં લગ્નની વાતથી વિરૂદ્ધ છે. પછી કારણ તો ગમે તે હોય. જો કે તે ખુલ્લી રીતે તો પોતાનો વિરોધ જાહેર કરી શકતી નથી."

" અરે, એમ હોય તો હું તારી અપર માતાને પરમેશ્વરની માફક પૂજું ! "

" એવી ઉતાવળ કરવાનું કારણ નથી. " વેલેન્ટાઇને ટકોર માર્યો.

" જો તે એપીનેની સાથેનાં તારાં લગ્નની વિરૂદ્ધ હોય તો પછી તે બીજા કોઇની દરખાસ્તને ટેકો આપે ખરી ! "

" ના ના. મેકઝીમીલીઅન તેમ નથી. તે તો મારાં લગ્ન થાય તેની જ વિરૂદ્ધ છે. "

" શું તે લગ્નની જ વિરૂદ્ધ છે ? ત્યારે તે પોતે કેમ પરણી છે ? " " મેકઝીમીલીઅન, તમે મારૂં કહેવું સમજતા નથી. આશરે એકાદ વરસ ઉપર મારો સેવિકા થઇને મઠમાં દાખલ થવાનો વિચાર મેં જણાવ્યો હતો. મેડમ વાઇલફોર્ટ બહારથી જોકે નાખુશી બતાવી,પણ અંદરખાનેથી તેને એ વિચાર ઘણો પસંદ પડયો. મારા પિતાએ પણ તેની સુચનાથી કબુલ કર્યું. મારા વૃદ્ધ અપંગ બિચારા પિતામહના લીધે જ મારે એ વિચાર ત્યજી દેવો પડયો. આ જગત્માં તેઓને જ માત્ર મારે માટે લાગણી છે. જ્યારે તેઓએ મારો વિચાર જાણ્યો, ત્યારે તે અપંગ ડોસા જો કે વાચા વગરના છે, તોપણ તેમની સમજણ અખંડિત હોવાથી તેમની આંખોમાંથી આંસુ ચાલવા લાગ્યાં; અને તેમણે મારા સામે એવા રોષની દૃષ્ટિ કરી કે તે હું કદી ભૂલી શકનાર નથી. મેકઝી-મીલીઅન, તે વખતે મારા તે વિચારને માટે એટલો મને પશ્ચાત્તાપ થયો કે હું મારા દાદાને પગે પડી, અને બોલી. " દાદાજી, દાદાજી, મને ક્ષમા કરો. મારૂં ફાવે તે થશે તો પણ હું તમને કદીજ ત્યજીને જવાનો નથી. આ મારા શબ્દો સાંભળીને તેમણે આભાર ભરેલી દૃષ્ટિથી ઉંચે જોયું. વહાલા, મને ગમે તેટલું દુખ પડે, પણ મારા દાદાનો સ્નેહ તે સર્વને ભૂલાવી દે છે. "

" વહાલી, તું તો ખરેખર એક દેવદૂત જ છું, અને મેં પૂર્વ જન્મે શું પુણ્ય કર્યાં હશે કે મારો તારી સાથે મેળાપ થયો ? પણ તું અવિવાહિત રહે તેમાં તારી અપર માતાને શો ફાયદો તે તો મને જણાવ. "

" મેં તમને હમણાં જ જણાવ્યું ને કે મારા નામ ઉપર કેટલીક મિલકત છે. અરે ઘણી સારી મિલ્કત છે. મારી માતાના વારસમાં મને પચાસ હજાર લીવર મળેલા છે. વળી મારી માતાના પિતા અને મારી માની મા પણ સારી મિલ્કત મૂકી જવાનાં છે, અને તેની પણ હું એકલી જ વારસ છું. વળી મારા પિતામહ પણ પોતાની મિલકત મને એકલીને જ આપવા માગે છે. તેથી મારો સાવકી ભાઇ તો મારી સાથે તુલના કરતાં કાંઇ હિસાબમાં જ નહિ રહે. પણ જો હું સાવિકા બની જાઉં તો મારો તમામ વારસો મારા પિતાને ઉતરે, અને તે પછી તેમના પુત્રને તે તમામ મળે."

" અરે એમ છે કે ? ત્યારે તારી અપર માતાને આટલો બધો લોભ છે ? તેના જેવી યુવાન સુંદરીને આટલો બધો લોભ !"

" અરે વહાલા, પણ તેનો લોભ તેને પોતાને માટે નથી, પણ તેના પુત્રને માટે છે; અને માતૃ-પ્રેમના દૃષ્ટિબિંદુથી જોઇએ તો એ દોષ નથી પણ એક ગુણ છે. "

" વારૂ, પણ ત્યારે એમ કર કે તારી આટલી બધી મોટી સંપત્તિમાંથી થોડું ઘણું તેના પુત્રને આપ, એટલે પછી પીડા પતી !"

" પણ તે તો નિઃસ્વાર્થ અને સત્યતાનો એવો મોટો ડોળ કરે છે કે મારાથી તેને કશું કહી શકાય તેમ નથી. નહિ તો મારી તો એવી ઘણીએ ઇચ્છા છે ! "

" વેલેન્ટાઇન, આપણા પ્રેમને હું એટલો બધો પવિત્ર માનું

છું, કે મેં હજી તે બાબત કોઇને પણ જણાવી નથી. મારી વહાલામાં વહાલી બ્હેન છે તે પણ આમાંનું કાંઇ જ જાણતી નથી. એ તો મારા હૃદયના ઊંડાણમાં છુપાવી રાખ્યો છે. પણ વહાલી, હવે તારી રજા હોય તો મારા એક મિત્રને આ બધી વાત જણાવું."
વેલેન્ટાઇન ચમકી.

"તમારા મિત્રને ? એવો તે તમારો કોણ મિત્ર છે ?"

"વેલેન્ટાઇન, સાંભળ. કોઇ કોઇવાર એમ નથી બનતું કે એક માણસનો આપણે પહેલી જ વખત મેળાપ થાય છે, છતાં તે જાણે આપણો એક ઘણો જુનો અને અતિ ગાઢ સ્નેહી અને મિત્ર હોય, એવી આપણા હૃદયમાં તેને માટે લાગણી પેદા થાય છે ?"

"હા હા. એવું કેટલીક વખત બને છે ખરૂં."

"અરે આ અજાયબ જેવા માણસને જોઇને મને પોતાને પણ તેવી જ લાગણી થઇ આવી છે."

"એવો અજાયબ માણસ છે ?" "હા હા."

"ત્યારે તમે તેને થોડા વખતથી ઓળખતા તો હશોજ."

"આઠ દસ દિવસ થયાં જ મારો તેની સાથે મેળાપ થયો."

"અરે કેવા ઘેલા છો ? જે માણસની સાથે માત્ર આઠ દસ દિવસનો જ પરિચય, તેને તમે મિત્ર માનો છો ? વહાલા, હું તો ધારતી હતી કે તમે મિત્રની કિંમત વધારે સારી સમજી શકો છો !"

"વહાલી, તારૂં કહેવું બધું ખરૂં છે. પણ ગમે તેમ હોય પણ મારા હૃદયમાં તેને માટે જે લાગણી ઉત્પન્ન થઇ છે તે ખસતી નથી. મને એમ લાગે છે કે મારૂં ભાવી બધું એ મનુષ્યના હાથે જ સુધરવાનું છે. કેટલીક વખત તો મને એમ લાગે છે કે ભાવી જાણવાને

અને જોવાને તેની દષ્ટિ સમર્થ છે, તેમજ તેની પોતાની ઇચ્છા પ્રમાણે સંજોગો ઉપર અમલ કરવાની તેનામાં સત્તા છે."

"ત્યારે તો તે એક ભવિષ્યવેત્તા હોવો જોઇએ!" વેલેન્ટાઇન હસતાં હસતાં બોલી.

"હા હા. ખરેખર!" મેકઝીમીલીઅને જવાબ આપ્યો. "અરે હું તો કોઈ કોઇ વખત તેને ભવિષ્યવેત્તા પણ માની લઉં છું. તેનામાં ભવિષ્ય કહેવાની કોઇ અજબ શક્તિ છે એમ મને તો લાગે છે."

"અરે!" વેલેન્ટાઇને જરા શોકજનક અવાજે કહ્યું. "ત્યારે તો મને જરા તે માણસનો મેળાપ કરાવી આપો. મારે તેને એમ પૂછવું છે કે હું જેટલો સ્વાર્થ ત્યાગ કરૂં છું, અને દુઃખ ભોગવું છું, તેના બદલામાં મારી પ્રેમની યાચનામાં મને પુરતો વિજય મળશે કે કેમ?"

"વહાલી, તું તેને ઓળખે છે જ." "હું તેને ઓળખું છું?"

"હા હા. જેણે તારી અપર માતા અને તેના પુત્રના જીવ બચાવ્યા હતા તે જ તે માણસ." "કોણ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો?"

"હા તેજ." "અરે પણ તે તો મારી અપર માતાનો એટલો બધો ગાઢ સ્નેહી છે કે મારો મિત્ર તે ભાગ્યે જ થઇ શકે."

"તારી અપર માતાનો તે મિત્ર છે? અરે, એમ કદી પણ હોઇ શકે નહિ. ખરેખર વેલેન્ટાઇન મને લાગે છે કે તારી આમાં ભૂલ થાય છે."

"ના ના. મારી ભૂલ થતી નથી. હું તમને ખાત્રીથી કહું છું કે અમારા ઘરમાં તેનું હદ ઉપરાંતનું ચલણ છે. મારી અપર

માતા તો તેની સાથે પ્યારમાં પડી ગઇ હોય તેમ છે. તે તો તેને જ મનુષ્ય-બુદ્ધિ અને ડહાપણના નમુના તરીકે જોઇ રહી છે. વળી મારા પિતા પણ તેનાં જ વખાણ કરી રહ્યા છે. તેના વિચારો જેવા ઉત્તમ વિચારો તેમણે કદી જાણે સાંભળ્યા જ નથી ! જાણે કે તેવા વિચારો તેના જેવી ઉત્તમ રીતે કોઇ જણાવી શકતું જ નથી ! મારો સાવકો ભાઇ એડવર્ડ તો તેની પાછળને પાછળ જ ભમે છે. જો કે કાઉન્ટની મોટી મોટી આંખો જોઇને તે બ્હીએ છે ખરો, પણ જેવો કાઉન્ટ આવે છે કે તેને મળવાને એકદમ દોડે છે અને કાઉન્ટના હાથમાં કાંઇને કાંઇ ભેટ તેને માટે તૈયાર હોય છે જ. અરે વધારે તો શું કહું ? ટુંકામાં અમારા કુટુંબનાં તમામ મનુષ્યો ઉપર કોઇક અજાયબ અનહદ સત્તા અને લાગવગ કાઉન્ટ ભોગવે છે."

"વેલેન્ટાઇન, જો એમ હોય તો તે મનુષ્યની હાજરીની અસર તને પણ લાગી જ હશે, અને નહિ તો થોડા વખતમાં લાગશે જ ! તે આલ્બર્ટ-દ-મોર્સર્ફને ઇટાલીમાં મળે છે અને તેને લુટારાના હાથમાંથી છોડાવે છે. તે મેડમ-ડેંગ્લર્સની સાથે ઓળખાણ કરે છે અને તેને એક બાદશાહી ભેટ આપે છે. તારી અપર માતા અને તેનો પુત્ર તેના દ્વાર આગળથી પસાર થાય છે, અને તેનો ગુલામ તેમને બન્નેને મૃત્યુના મુખમાંથી બચાવે છે. ત્યારે આ બધું શું આશ્ચર્યકારક નથી લાગતું ? મને તો લાગે છે કે આ મનુષ્ય માણસો અને વસ્તુઓ તેમ જ સંજોગો ઉપર પણ પોતાની સત્તા ચલાવી શકે છે. આવી મહત્તા અને આટલી સાદી રસજ્ઞતા એ બેનું આવું અદ્ભૂત મિશ્રણ મારા જોવામાં કદી પણ આવેલું નથી. મારી સાથે વાતચીત કરતી વખતે તેનું મંદ હાસ્ય એટલું મધુર હોય છે કે બીજાઓના તરફ તે ભાગ્યે જ બતાવી શકતો હશે, એમ મને

લાગે છે. વેલેન્ટાઇન તે કદી તારી તરફ તેવા મધુર હાસ્યયુક્ત દૃષ્ટિથી જુએ છે ખરો કે ? જો તેમ હોય તો તું ખરેખર સુખી જ થવાની. ”

“ મારી તરફ ? ” તે યુવતી બોલી. “ મારી તરફ તો તે જોતો પણ નથી. ઉલટ જો કદી હું તેના સામી થઇ જાઉં તો તે મારાથી દૂર નાસે છે. અરે તેનામાં ઉદારતા બીલકુલ નથી. તમે ધારો છો તેવી ભવિષ્ય જાણવાની શક્તિ તો તેનામાં છે જ નહિ. કારણ જો તેમ હોય તો હું સુખી નથી તે વાત તે સમજ્યા સિવાય રહે જ નહિ; અને જો મને એકલવાઇ અને દુઃખી જાણવા છતાં મને સુખી કરવાને માટે પોતાની સત્તાનો ઉપયોગ જો તે ન કરતો હોય તો તેનામાં ઉદારતા શાની ? મેકઝીમીલીઅન, તમે કહો છો કે તે તમને ચ્હાય છે. તે તમે શાથી જાણો છો ? તમારા જેવા લાગવગવાળા લશ્કરી અમલદારને તો બધા જ માન આપે, પણ મારા જેવી ગરીબ રડતી બાળાને છુંદી મારવાને તો કોઇ જરા પણ આંચકો ખાય નહિ. ”

“ વેલેન્ટાઇન, હું તને ખાત્રીથી કહુ છું કે તારી ભૂલ થાય છે.”

“ તેમ ન હોય તો તમે વખાણ કરો છો તેવી રીતે મારી સાથે તે એકાદ વખત પણ જરા પણ હસીને બોલે કે નહિ ? પણ ના, ના, તેમ નથી. તે જાણે છે કે હું દુઃખી છું. વળી હું તેના કાર્યમાં કાંઇ પણ મદદ કરી શકું તેમ નથી તેમ પણ તેને લાગેલું છે; અને તેથી મારી તેને જરા પણ દરકાર નથી. અરે મારી અપર માતા અને મારા પિતાને ખુશ કરવાના ઇરાદાથી મારા ઉપર નવીન જ આફત તે કદાચ કેમ જાણ્યું નહિ ઉભી કરે ? નહિ તો કાંઇપણ

કારણુ સિવાય મારા તરફ તે આટલો બધો તિરસ્કાર શામાટે બતાવે ? મને માફ કરો." મેકઝીમીલીઅનના મુખ ઉપર દિલગીરીની છાયા છવાતી જોઇને તે બોલી: "મને માફ કરો. તે માણુસ વિષે કોણુ જાણે કેમ મને આવા વિચારો આવે છે. તેનામાં તમે કહો છો તેવી શક્તિ કદાચ હશે, પણ મને તેનો કાંઇ જ અનુભવ નથી. ઉલટ મારા મનમાં તો ખોટા વિચારો જ આવ્યા કરે છે."

"વારૂ વેલેન્ટાઇન," મેકઝીમીલીઅને નિઃશ્વાસ મૂકીને કહ્યું. "હવે એ વાત જવા દે. હું તને બધી વાતો હવેથી કહીશ જ નહિ."

"અરે ! અરે !" વેલેન્ટાઇન બોલી. "મેં તમને ખોટું લગાડયું એમ જણાય છે. હું તમારી ક્ષમા માગું છું. પણ મારા મનને તો ખાત્રી થતી નથી. આ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોએ તમારે કાજે એટલું બધું શું કર્યું છે વારૂ ?"

"તારા પ્રશ્નથી હું ગુંચાઉં છું વેલેન્ટાઇન; કારણુ કાઉન્ટે મને ખુલ્લી દેખાઇતી રીતે અમુક મદદ કરી એમ તો મારાથી કહી શકાય તેમ નથી. પણુ મેં તને કહ્યું તેમ તેને માટે મારા હૃદયમાં કોઇક એક પ્રકારનો સાહજીક સ્નેહ ઉત્પન્ન થયો છે. તેનું કારણુ તો મારાથી તને સમજાવી શકાય તેમ નથી. જો, આ સૂર્ય ઉગે છે એ મારા માટે કાંઇ ખાસ કરે છે ખરો કે ? ના. તેનાં કિરણોથી મને ગરમી આપે છે; અને તેના પ્રકાશથી હું તને જોવાને ભાગ્યશાળી થાઉં છું તે જ માત્ર, તેથી વધારે કાંઇ જ નહિ. વારૂ અમુક પ્રકારની સુગંધીથી શું થાય છે ? તેનાથી મારી ઘ્રાણેન્દ્રિય તૃપ્ત થાય છે એટલું જ. વારૂ, ત્યારે હું તે સુગંધનાં કેમ વખાણ કરૂં છું, એમ જો કોઇ મને પૂછે, તો હું શું જવાબ આપી શકું ?

મારી તેની સાથેની મિત્રતાનું કારણ મારાથી સમજી શકાય તેમ નથી; તેમ તેનો મારા ઉપરનો સ્નેહ પણ વિચિત્ર અને અજાયબ જ છે. અમારી પરસ્પરની મિત્રતામાં માત્ર અકસ્માત જ નહિ પણ કાંઈક અગમ્ય ગુપ્ત કારણ હોવું જોઇએ એમ મને લાગે છે. તેનાં સાદામાં સાદાં કૃત્યો અને ગુપ્તમાં ગુપ્ત વિચારોની સાથે મારાં કૃત્યો અને વિચારોની સામ્યતા મળી આવે છે. તારા માનવામાં નહિ આવે, પણ મને તો એમ જ લાગે છે કે આ માણસની સાથે મારો મેળાપ થયો, ત્યારથી જે કાંઇ મારૂં અને મારા કુટુંબનું ભલું થયું છે તેના કારણ રૂપ તેજ છે. તું કદાચ એમ કહીશ કે આટલા દિવસ સુધી તે ક્યાં ગયો હતો ? આજ ત્રીસ વરસની મારી ઉમ્મર થઇ ત્યાં સુધી તેના સિવાય મારે ચાલ્યું તો આજે વળી તે જ મારા ભલાનું કારણ છે એમ શા માટે માનવું ? પણ મારાથી બને તેટલું હું તને સમજાવું. સાંભળ, તેણે મને શનીવારને દિવસે પોતાને ત્યાં મીજબાનીમાં જવાને નિમંત્રણ આપેલું છે. વારૂ ત્યાર પછી હવે મને બીજી એક ખબર મળી છે, કે તારી સાવકી માતા અને તારા પિતાને પણ નિમંત્રણ કરેલું છે. મારો અને તેમનો ત્યાં મેળાપ થશે, અને તેનું પરિણામ શું આવે તે તો કોણ જાણે શું કહેવાય ? તને આમાં કાંઇ નવાઇ અગર અસાધારણ જણાશે નહિ, પણ મને પોતાને તો આમાં કાંઇ ગુપ્ત રહસ્ય રહેલું લાગે છે. મને તો લાગે છે કે આ વિચિત્ર માણસે તારાં માતા પિતાની સાથે મારી મુલાકાત કરાવી આપવાને માટે જ આ બધો ઘાટ કરેલો છે. કેટલીક વખત તો મને એમ પણ ભાસ થાય છે કે તે આપણા પરસ્પરના સ્નેહ અને મુલાકાતોથી જ્ઞાત હોવો જોઇએ. ”

“ વહાલા, ” વેલેન્ટાઇન બોલી. “ આવી રીતે હંમેશાં વાતો

કર્યા કરશો તો મારે તમને તુરંગી અને હવાઇ કિલ્લાઓ બાંધનાર ધારી લેવા પડશે. વળી તમારૂં ભેજું ઠેકાણે છે કે કેમ તેની પણ મને તો શંકા ઉત્પન્ન થશે ! આમાં તે અસાધારણતા શું હતી ? એ તો માત્ર એક કાકતાલીય ન્યાય જેવી વાત થઇ. જરા વધારે વિચાર કરી જુઓ. મારા પિતા તો કયાંય પણ એવા પ્રસંગોમાં ભાગ લેતા નથી. એટલે ના કહેવાનો જ તેમનો વિચાર હતો. પણ મારી માતા આ નવાબ ( કાઉન્ટ ઓફ્ મોન્ટેક્રિસ્ટો ) નું મકાન જોવાને એટલી બધી આતુર થઇ રહી છે, કે તેણે મારા પિતાને અતિશય આગ્રહ કર્યો છે. ના ના, મેકઝીમીલીઅન, હું કહું છું તે જ બરાબર છે. આ જગત્માં જો કોઇની પણ તરફથી મને પોતાને મદદ મળવાની આશા હોય તો તે એક તમારી તરફથી અને બીજી મારા પિતામહ તરફથી જ. તેમાં પણ વળી મારા પિતામહ તો કેવળ અપંગ, અરે મુડદા જેવા જ છે. ”

“ વહાલી, ” મેકઝીમીલીઅને કહ્યું. “ તારૂં કહેવું હમેશાં સત્ય હોય છે અને તકરારમાં તું જ જીતે છે. પણ આ બાબતમાં તો મને હજી પણ ખાત્રી થતી નથી. ”

“ મને પણ તમારા વિષે એમ જ લાગે છે. ” વેલેન્ટાઇને જવાબ આપ્યો. “ તમારા કહેવાની સત્યતા વિષે જો તમારી પાસે બીજી કાંઇ સાબીતી ન હોય તો—”

“ અરે સાબીતી તો બીજી છે, પણ તે તો વળી તને આથી પણ વધારે વિચિત્ર લાગશે. ”

“ ત્યારે તો હવે રહેવા દો એ વાત ! ” વેલેન્ટાઇન હસતાં હસતાં બોલી.

" પણ મારા મનને તો તે ખાત્રીલાયક સાબીતી લાગી છે. વળી મને તો મારી નોકરીમાં પણ ભાવીની વિચિત્રતાનો અનુભવ થયો છે અને થાય છે. કેટલીએ વખત લડાઇ દરમ્યાન અકસ્માત મારી જીંદગી બચી જવા પામી છે. કેટલીક વખત તો હું સ્હેજ જમણી બાજુએ કે ડાબી બાજુએ ફરૂં અને મારી બાજુ ઉપરનો મારો સાથી ગોળીથી વિંધાઇને પડયો હોય અને હું બચી જાઉં."

" વહાલા, તમારી સહિસલામતી માટે અને ભયમાંથી તમારૂં રક્ષણ કરવાને માટે હું સતત પરમાત્માની પ્રાર્થના કર્યા કરૂં છું, તેને લીધે જ તમે કદાચ કેમ નહિ બચી જતા હશો ?"

" હા હા. પણ એ તો જાણે આપણે પરસ્પર સમાગમમાં આવ્યા ત્યાર પછીની વાત. પણ તે પહેલાંને માટે શું ?"

" તમે તો ઘણા જ ખરાબ આદમી છો ! અમને તો તમે જરા પણ યશ આપવાના જ નહિ ને ! વારૂ, પણ તે બીજો દાખલો શું છે તે જરા કહો તો ખરા !"

" જો તો ખરી, આ મારો ઘોડો તને જણાય છે કે ?"

" અરે આ તમારો જ ઘોડો છે કે ? ઓહો ! કેવો ઉમદા જાનવર લાગે છે ! અરે એને પાસે કેમ નથી લાવ્યા કે હું તેને જરા થાબડું અને તેની સાથે વાતો કરૂં !"

" જો તું કહે છે તે પ્રમાણે એ ઘણું કિમતી જાનવર છે ! હું તો એક સાધારણ સ્થિતિનો મનુષ્ય છું તે વાત તારાથી અજાણી છે જ નહિ. વારૂ, મારે ઘોડો લેવાનો હતો, અને હું એક સોદાગરને ત્યા ગયો. આ ઘોડો મેં પસંદ કર્યો, પણ તેની કિંમત સાંભળી ત્યારે હું તો હબકી જ ગયો. તેથી મારે તો તે ખરીદવાની વાત માંડી વાળવી પડી. પણ મારૂં મન તો આ ઘોડા ઉપર જ ચોંટી

ગયું હતું. તે જ દિવસે સાંજે કેટલાક મિત્રો મને મળવાને આવ્યા. તેમણે પાનાં રમવાની વાત કહાડી. મને જુગાર ખેલવાનો તિરસ્કાર છે; કારણ કે મારી પાસે એટલા બધા પૈસા નથી. તેમ જ મારે લક્ષાધીશ થઇ જવાની દોડાદોડ નથી. પણ તેઓ મારા પરોણા હોવાથી મારાથી ના પાડી શકાય તેમ નહોતું. અમે રમત શરૂ કરીએ એટલામાં તો મોન્ટેક્રિસ્ટો આવી પહોંચ્યો. અમે શરૂ કર્યું. મોન્ટેક્રિસ્ટો પણ રમતમાં ભળ્યો, અને હું જીત્યો. બીજે દિવસે સવાર થયું ન થયું એટલામાં પેલા સોદાગરને ત્યાં દોડયો, અને તેના તબેલામાં એકદમ જઇને આ ઘોડો હજી વેચાઇ ગયો નહોતો તે બાબત ખાત્રી કરી લીધી. મેં તો તુરત જ ઘોડા ઉપર જીન નાંખ્યું, લગામ ચઢાવી, સોદાગરના હાથમાં ઘોડાની કિંમત મૂકી દીધી અને ઘોડો દોડાવવા માંડયો. પેલો સોદાગર તો આભોજ બની ગયો અને મને ગાંડો ધારવા લાગ્યો. ત્યાંથી હું ઘોડાને ફેરવાવા લઇ ગયો. હજી તો સૂર્યોદય થવાને થોડી જ વાર થઇ હતી. હું મોન્ટેક્રિસ્ટોના મકાન આગળ થઇને પસાર થતો હતો. તેને પોતાને મેં બારીમાં ઉભેલો જોયો. હવે વેલેન્ટાઇન, મારી એવી ચોક્કસ માન્યતા છે કે આ ઘોડો ખરીદવાની મારી ઇચ્છા તેના જાણ્યામાં આવેલી અને તેથી મોન્ટેક્રિસ્ટોએ મને ઘોડો ખરીદવાની તક કરી આપવાની ખાતર જ રમતમાં ભાગ લીધો, અને મને જીતાડયો."

"અરે તમે તો ખરેખર જ તુરંગી છો ! એમાં જરા પણ સંશય નથી. તમે તો હવે મારા ઉપર પણ પ્રીતિ રાખશો કે કેમ તે શંકા છે. તમારા જેવા મનોરાજ્યમાં અને સ્વપ્નમાં આનંદ અનુભવનારને તે હવાઇ કિલ્લા સિવાય બીજું કાંઇજ વહાલું હોય નહિ. અરે, પણ મને કોઇ બોલાવે છે ને ? તમે સાંભળ્યું કે ?"

" વહાલી, ચાલ ત્યારે આ બાકામાંથી તારો હાથ લંબાવીને મને એક ચુંબન આપ."

". વેલેન્ટાઇને પોતાનો હાથ લંબાવ્યો. મેકઝીમીલીઅને આનંદમાં આવી જઇને તે હાથને ચુંબન કર્યું. વેલેન્ટાઇને પછી હાથ પાછો ખેંચી લીધો અને ભયભીત થએલી હોય તેમ ઘર તરફ દોડી.

## પ્રકરણ ૪ થું.

મેડમ ડેંગ્લર્સ અને તેની પુત્રીના ગયા પછી મોં. વાઇલફોર્ટ (મેજીસ્ટ્રેટ)ના મકાનમાં શું ચાલી રહ્યું હતું તે હવે આપણે જોઇએ. વાઇલફોર્ટ પોતાના પિતાના દિવાનખાનામાં દાખલ થયો. તેની સ્ત્રી તેની પાછળ પાછળ ગઇ. આ બન્ને જણે પેલા વૃદ્ધને નમન કર્યું. તે પછી તે વૃદ્ધ અપંગના ખાસ વિશ્વાસુ નોકરને કાંઇક કહ્યું. આ નોકરને તે વૃદ્ધની પ્રમાણિકપણે સેવા બજાવતાં પચીસ કરતાં પણ વધારે વરસ થયાં હતાં. વૃદ્ધ નોરટીઅર પક્ષાઘાતને લીધે કેવળ અપંગ બની ગએલો હતો. ચક્ષુ અને શ્રવણેન્દ્રિય સિવાયની શરીરની તમામ ઇન્દ્રિયોની શક્તિ જતી રહી હતી, એટલું જ નહિ પણ વાચા પણ બંધ થઇ ગઇ હતી. માત્ર તેના મગજને જરા પણ અસર થઇ નહોતી. તે પોતાની મેળે હાલવા ચાલવાને પણ અશક્ત હતો. તેનો પુત્ર અને પુત્રવધૂ બન્ને આવીને તેની આજુબાજુ બેઠાં.

નોરટીઅરને એક હાથાવાળી લાંબી ખુરશીમાં બેસાડવામાં આવ્યો હતો. આ ખુરશીને પૈડાં હતાં. તેથી તેને એક જગાએથી બીજી જગાએ લઇ જવાને સુગમ પડતું. તેની ખુરશી એક મોટા

આયના આગળ મૂકવામાં આવી હતી. આ આયનામાં આખું દિવાનખાનું પ્રતિબિંબિત થતું હતું. તેથી જરા પણ હાલ્યા ચાલ્યા સિવાય પોતાની આસપાસ શું ચાલી રહ્યું છે, દિવાનખાનામાં કોણ કોણ આવે છે અને જાય છે, વિગેરે તે બુઢ્ઢાથી સ્હેલાઇથી જોઇ શકાય તેમ હતું. નોરટીઅર એક શબના જેવી અનાથ સ્થિતિમાં હતો, એમ કહીએ તો પણ ચાલે તેમ હતું. છતાં તેનો સર્વ વ્યવહાર ચક્ષુની મદદથી ચાલતો હતો. તેના પુત્ર અને પુત્રવધૂના મુખની ચર્ચા ઉપરથી તે બન્ને કાંઇક પણ હેતુપૂર્વક તેની પાસે આવેલાં હોવાં જોઇએ, એમ તેના કળવામાં આવી ગયું હતું. તેથી તેણે એક તીક્ષ્ણ દૃષ્ટિપાતથી તેમના તરફ જોઇ તેમનો મર્મ તે સમજી ગયો છે એમ તેમને જણાવ્યું. આ મૃતપ્રાય શરીરમાં કાંઇક ચૈતન્ય છે એવો ભાસ માત્ર ચક્ષુ અને શ્રવણેન્દ્રિય જ કરાવતી હતી. તેના મગજમાં ચાલી રહેલા વિચારો અને લાગણીઓ તે આ બે ઇન્દ્રિયોની મદદથી જ પ્રગટ કરી શકતો. નોરટીઅરના કેશ લાંબા અને શ્વેત હતા અને તે તેના ખભા ઉપર આવી રહેતા. જ્યારે મનુષ્યની કર્મેન્દ્રિયો પૈકીની કોઇક એકાદ ઇન્દ્રિય દુર્ભાગ્યવશાત્ નિરૂપયોગી થઇ પડે છે ત્યારે તેની બાકીની ઇન્દ્રિયો સતેજ બને છે. નોરટીઅર જેવાની જેની તમામ ઇન્દ્રિયો નિરૂપયોગી બની ગઇ હોય છે, અને માત્ર એક જ ઇન્દ્રિયને તમામ ઇન્દ્રિયોનું કાર્ય બજાવવાનું હોય છે, ત્યારે તો ઘણી વખતે એવું બને છે કે આખા શરીરમાં અને તમામ ઇન્દ્રિયોમાં વહેંચાઇ ગએલું તેજ—બલ અને ચૈતન્ય નિરૂપયોગી બનેલી તમામ ઇન્દ્રિયોમાંથી ખસીને સાબીત રહેલી બાકીની એક જ ઇન્દ્રિયમાં આવીને સ્થિત થાય છે. નોરટીઅરનાં ચક્ષુનું પણ તેમજ હતું. તે બીચારો હાથ પગ હલાવવાને અગર શબ્દોચ્ચાર કરવાને પણ અશક્ત

હતો, પરંતુ તેનાં ચક્ષુ સર્વ અવયવની ગરજ સારતાં હતાં. તે પોતાની દષ્ટિથી પોતાની ઇચ્છા વ્યક્ત કરી શકતો હતો અને પોતાની મરજી મુજબ આજ્ઞા ફરમાવી શકતો. આભાર પણ દષ્ટિથી જ પ્રદર્શિત કરી શકતો. ટુંકામાં તેનો દેહ એક શબવત્ છતાં સર્વ ચૈતન્ય તેનાં ચક્ષુમાં ભરેલું હતું. આનંદ અગર ક્રોધને લીધે તેનાં ચક્ષુઓ જ્યારે પ્રકાશિત થતાં, ત્યારે જોનાર તાજુબ જ થઇ જતો: કારણ બાકીનાં તમામ અંગો નિશ્ચેષ્ટ રહેતાં. પરંતુ આ અપંગ વૃદ્ધની મૂક ભાષા માત્ર ત્રણ જણ જ સમજી શકતાં. વાઇલફોર્ટ, વેલેન્ટાઇન અને તે બુઢ્ઢાનો પેલો વૃદ્ધ નોકર. પણ વાઇલફોર્ટ તો પોતાના પિતાની પાસે ક્વચિત્ જ આવતો અને તે પણ જ્યારે ખાસ જરૂર પડે ત્યારે જ. વળી પિતાની મુલાકાતે આવીને પણ તેને સંતોષ આપવાની કે ખુશ કરવાની વાઇલફોર્ટ જરા પણ દરકાર રાખતો નહિ. આથી તે બુઢ્ઢાનો સર્વ આનંદ અને સુખ પોતાની પૌત્રીમાં સમાએલાં હતાં. સ્નેહ અને શાંતિથી વેલેન્ટાઇન ભક્તિપૂર્વક પોતાના પિતામહની સેવામાં તત્પર રહેતી, અને તેથી તેણે ધીરે ધીરે બુઢ્ઢાની મૂક ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. તે ધીરેધીરે ઇશારતથી તેની સાથે વાતચીત કરતાં શીખી ગઇ. સમય જતાં વેલેન્ટાઇન તેના વિચારો સ્હેલાઇથી સમજી શકવા લાગી. સતત સહવાસને લીધે હમેશની સાધારણ બાબતોમાં તેની ઇચ્છાઓને તે આગમચથી જાણી અને સમજી શકતી. નોકર પણ લગભગ પચીસ વરસથી તે બુઢ્ઢાની ત્હેનાતમાં હોવાથી પોતાના શેઠની રીતભાત, રહેણીકરણી અને ટેવોથી પૂર્ણ રીતે વાકબગાર હતો; એટલું જ નહિ પણ તે ખરો પ્રમાણિક અને નિમકહલાલ હતો. નોરટીઅરને આથી કાંઇ પણ વસ્તુની ખમી પડતી નહિ. વાઇલફોર્ટ પોતાના

પિતાની મૂક ભાષા ઘણી સારી રીતે સમજી શકતો અને, તેથી તેને વેલેન્ટાઇનની અગર પેલા નોકરની મદદની કાંઈ પણ જરૂર પડે તેમ નહોતું. એ ભાષા તે સારી રીતે સમજી શકતો, એટલું જ નહિ પણ તેનો ઉપયોગ પણ કરી જાણતો હતો. આમ છતાં કેટલીક વખત બેદરકારી અને તિરસ્કારને લીધે પિતાની ઇચ્છાનો જાણી જોઇને તે અનાદર કરતો. આજે તે પોતાના પિતાની સાથે કાંઇક ખાસ વાતચિત કરવા માગતો હતો, તેથી તેણે વેલેન્ટાઇનને બાગમાં જવાને આજ્ઞા કરી, નોકરને કાઢી મૂકયો અને પોતાના પિતાની જમણી બાજુએ ખુરશી ઉપર તેણે બેઠક લીધી. મેડમ વાઇલફોર્ટ બુઢ્ઢાની ડાબી બાજુએ બેઠી. પછી તેણે વાત છેડી—

" વેલેન્ટાઇન અત્રે હાજર નથી, અને 'બેરીસ'ને મેં અહિંથી કાઢી મૂકયો છે, તેથી હું આશા રાખું છું કે આપ નાખુશ થશો નહિ જ. કારણ કે આજે અત્યારે આપણે જે વાતચીત કરવાની છે, તે વાતમાં તેમની હાજરીથી ખલેલ પડવા જેવું છે. હું અને મારી પત્ની આપને કાંઇ કહેવા માગીએ છીએ."

નોરટીઅરની દૃષ્ટિમાં કાંઇ પણ ફેરફાર જણાયો નહિ. આથી તે બુઢ્ઢાના મગજમાં શું વિચારો રમી રહ્યા હતા તે વાઇલફોર્ટને સમજાય તેમ નહોતું. છતાં તેણે આગળ ચલાવ્યું:

" અમે હવે વેલેન્ટાઇનને પરણાવવાનો વિચાર કર્યો છે."

બુઢ્ઢાની મુખચર્યા તેવી જ રહી.

" લગ્ન પણ ત્રણ માસની અંદર થઇ જશે."

નોરટીઅર કાંઇ સમજ્યો જ ન હોય તેમ જણાયું.

હવે મેડમ વાઇલફોર્ટે વાતમાં ભાગ લેવા માંડયો. તે બોલી. ' અમારા ધારવામાં તો એમ હતું કે આ ખબરો સાંભળીને આપ

ખુશ થઇ જશો; કારણ વેલેન્ટાઇનને આપ અતિશય ચાહો છો ! જે યુવાનની સાથે તેનું વેવિશાળ કરવા અમે માગીએ છીએ તેનું નામ જ માત્ર આપને જણાવવાની હવે જરૂર રહી છે. સંબંધ તો આપણને શોભે તેવા જ કુલમાં થવાનો છે! સારી સંપત્તિ છે, ઉત્તમ કુલ છે, જનસમાજમાં સારૂં માનપાન છે ! વળી તે યુવકમાં શીલ અને શારીરિક સુંદરતા પણ એવા પ્રકારનાં છે કે વેલેન્ટાઇન નિઃસંશય સર્વ વાતે સુખી નિવડશે. તેનું નામ આપને કાંઇ અજ્ઞાત નથી. તે યુવક તે બીજો કોઇ જ નહિ પણ " ફ્રાંઝ–દ–કેસ્નેલ–એરન–દ–એપીને " છે.

તેની પત્નીનું સંભાષણ ચાલતું હતું, તે દરમ્યાન વાઇલફોર્ટ તે બુઢ્ઢાના મુખ તરફ બારીકીથી નિહાળી રહ્યો હતો. મેડમ વાઇલફોર્ટે જે વખતે " ફ્રાંઝ "નું નામ ઉચ્ચાર્યું તે વખતે નોરટીઅરની આંખની કીકી વિસ્તૃત થવા લાગી; તેની આંખોનાં પોપચાં બોલનાર માણસના હોઠ ફરકે છે તેવી રીતે ફરકવા લાગ્યાં અને તે બુઢ્ઢાએ પોતાના પુત્ર અને પુત્રવધૂ તરફ એક તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી. 'નોરટીઅર' અને 'ફ્રાંઝ' ના પિતાને રાજકીય બાબતોને લીધે એકબીજાની સાથે વૈર હતું તે વાત વાઇલફોર્ટના જાણવામાં હતી અને તેથી આ વાત જાણીને બુઢ્ઢાને જે ગભરાટ અને ક્રોધ થયો તે તે સારી રીતે સમજી શકયો. પણ જાણે કે પોતે કાંઇ જ સમજી શકયો નથી એવો ઢોંગ કરીને તેણે પોતાની પત્નીએ શરૂ કરેલું સંભાષણ આગળ ચલાવ્યું.

" પિતાજી, " તે બોલ્યો. " વેલેન્ટાઇનને હવે થોડા સમયમાં ઓગણીસમું વરસ બેસશે એ આપને માલુમ છે. તેથી તેનાં વેવિશાળ માટે સારો લાગ મળતો હોય તે હવે બીલકુલ ગુમાવવા જેવો નથી. તો પણ આ બધી વ્યવસ્થા કરવામાં આપને અમે જરા પણ

વિસરી ગયાં નથી. વેલેન્ટાઇનના લગ્ન પછી તેનો સ્વામી આપને પોતાની સાથે રાખવાને કબુલ છે, એટલે આપને વેલેન્ટાઇનના નવીન ઘરમાં જઇને રહેવાનું થશે. કારણ તે યુવાન છોકરાંઓને અહિંઆં અમારા ભેગા રહેવાનું તો ફાવશે જ નહિ. આ બાબતની અમે પ્રથમથી જ ખાત્રી કરી લીધી છે, એટલે આપને જરા પણ ગભરાવા જેવું નથી. આપનો અને વેલેન્ટાઇનનો એકબીજાને માટે અનહદ સ્નેહ છે, અને તેથી આપ તેનાથી છૂટા પડી શકો તેમ નથી એ અમારા જાણવામાં છે. વળી આમ થશે એટલે આપને કોઇ પણ જાતની તકલીફ પડશે નહિ; કારણ આપના હાલના જીવનક્રમમાં કાંઇ પણ ફેરફાર થશે નહિ. આપને તો વળી આ ફેરફારથી ઉલટ લાભ છે, કારણ કે તમારી સંભાળ લેનાર હવે એકને બદલે બે જણ થશે. ”

નોરટીઅરનાં ચક્ષુની ચર્ચા ઉપરથી તે અતિશય ગુસ્સે થએલો દેખાયો. તેના મગજમાં કાંઇક ભયંકર વિચારો ચાલી રહ્યા હોય એમ જણાતું હતું; કારણ દુઃખ અને ક્રોધની ચીસ તો તે પાડી શકે તેમ નહોતું જ, તોપણ તે લાગણીઓથી તે ગુંગળાવા લાગ્યો. તેના મુખ અને હોઠનો રંગ એકદમ બદલાઇ ગયો.

વાઇલફોર્ટ તે વૃદ્ધના મનના વિચારો સંપૂર્ણ રીતે કળી ગયો હતો; પણ તેની લાગણીઓની તેને જરા પણ દરકાર નહોતી. એટલે પોતે જાણે કાંઇ જ સમજતો ન હોય એવો દેખાવ કર્યો, અને ઉઠીને “ ગરમીને લીધે પિતાજીને ગભરામણ થાય છે. ” એમ કહીને દિવાનખાનાની બારીઓ ખોલી નાંખી. પછી તે પાછો પોતાની જગાએ આવ્યો પણ બેઠો નહિ.

“ આપણા કુટુંબ સાથે સંબંધ બાંધવાને ” મેડમ વાઇલફોર્ટે

આગળ ચલાવ્યું. " સામા પક્ષવાળાઓ ઘણા ખુશી છે. વળી અમે જે વરને પસંદ કર્યો છે તેનું કાંઇ મ્હોટું કુટુંબ પણ નથી. તેની માતાનું તો તેના જન્મ સમયે જ અવસાન થએલું છે. તેનો પિતા સને ૧૮૧૫ ના ક્રાન્તિના સમયમાં માર્યો ગએલો છે. તે વખતે આ યુવક માત્ર બે જ વરસનો હતો. તેનાં નજીકનાં સગામાં માત્ર એક કાકો અને કાકી જ છે. એટલે તે યુવકના મનને કોઇ ડગાવી નાંખે તેમ નથી. કારણ તે સ્વતંત્રતામાં ઉછરેલો છે. આપણી વેલેન્ટાઇનને પણ આથી બીજી કોઇ જાતની ઉપાધિ નથી ! "

" તેના પિતાનું ખૂન ઘણી વિચિત્ર રીતે થયું હતું." વાઇલફોર્ટ બોલ્યો. " તે ગુન્હો આજ સુધી પકડાયો નથી. જોકે એ રહસ્ય બ્હાર આવવા પામ્યું નથી, તો પણ કેટલાક ઇસમોના ઉપર શક તો જાય છે જ. "

નોરટીઅરે એટલો બધો પ્રયાસ કર્યો કે તેના હોઠ કાંઇક હાસ્યથી ફરકતા હોય એમ લાગ્યું.

" હવે—" વાઇલફોર્ટે આગળ ચલાવ્યું. " જેઓ ખરેખરા ગુન્હેગાર છે, અને જેઓ અહિંઆં મનુષ્યના–રાજ્યના કાયદાને અને સ્વર્ગમાં ઇશ્વરના કાયદાને તે ગુન્હા માટે જવાબદાર છે, તેઓ પોતાની નિર્દયતાનો ભોગ થઇ પડેલા તે દુર્ભાગી મનુષ્યના પુત્રને વેલેન્ટાઇનનો હાથ આપીને પોતાના પાપનું કેટલેક અંશે નિવારણ કરવાની તક મળવાથી આનંદિત થશે જ. "

આવો અપંગ છતાં પણ નોરટીઅરે પોતાની લાગણીઓ છૂપાવી અને " હા, હા, હવે હું સમજ્યો. " એવો પોતાની મૂક ભાષામાં ઉત્તર આપ્યો. પરંતુ આ તેનો ઉત્તર અતિશય ક્રોધ અને અનહદ તિરસ્કારથી યુક્ત હતો.

વાઇલફોર્ટ તેના પિતાનો આશય સમજી ગયો. ઉત્તરમાં તેણે ખભા ચઢાવ્યા. પછી તેણે પોતાની પત્નીને ત્યાંથી જતી રહેવા ઈશારત કરી.

"ત્યારે હવે હું જાઉં છું." મેડમ વાઇલફોર્ટ બોલી. "એડ-વર્ડને આપની પાસે મોકલી આપું છું."

તે બુઢ્ઢાને જ્યારે કાંઇ વાત પસંદ પડતી ત્યારે તે પોતાની આંખો બંધ કરીને પોતાની ખુશી બતાવતો. પોતાની નામરજી બતાવવાને તે વારંવાર આંખો મટમટાવતો. તે જ્યારે કાંઇક કહેવા માગતો ત્યારે આંખોથી ઉંચે જોતો. વેલેન્ટાઇનને બોલાવવાની ઇચ્છા થતી ત્યારે પોતાની જમણી આંખ માત્ર મીચતો. બેરીસની જરૂર પડતી ત્યારે ડાબી આંખ બંધ કરતો. મેડમ વાઇલફોર્ટે પોતાના પુત્ર એડવર્ડને મોકલવાની વાત કરી એટલે તે બુઢ્ઢાએ તુરત જ આંખો મટમટાવા માંડી. મેડમ વાઇલફોર્ટ ચીઢાઇ ગઇ, અને હોઠ કરડતાં બોલી: "વેલેન્ટાઇનને આપની પાસે મોકલું ત્યારે?"

તે બુઢ્ઢાએ તુરત જ જમણી આંખ મીચી પોતાની ઇચ્છા બતાવી. એટલે તેનો પુત્ર અને પુત્રવધૂ ત્યાંથી વિદાય થયાં. જતાં જતાં વેલેન્ટાઇનને બોલાવી લાવવાને નોકરને આજ્ઞા કરી. તે બુઢ્ઢાના ક્ષુબ્ધ મગજને શાંત કરવાને વેલેન્ટાઇનને પ્રયાસ પડયા સિવાય રહેનાર નહોતો એમ તેઓને ખાત્રી થઇ હતી.

થોડી વાર પછી વેલેન્ટાઇન પોતાના પિતામહના ઓરડામાં દાખલ થઈ. તે વૃદ્ધના તરફ નજર નાખતાંની સાથે જ તે સમજી ગઇ કે કાંઈક નવા જુની થઇ હતી, અને બુઢ્ઢો પોતાના મનનો ઉભરો કાઢવા માગતો હતો.

" દાદાજી, " તે બોલી. " શું થયું ? આપને કોઇએ ત્રાસ આપ્યો લાગે છે અને આપ ગુસ્સે થઇ ગયા છો ખરૂં ?"

બુઢ્ઢાએ ઇશારતથી હા કહી.

" આપને કોણે નાખુશ કર્યા ? મારા પિતાએ ? "

" ના. " ત્યારે મારી માતાએ ? " "ના." " ત્યારે મારા ઉપર આપ નાખુશ થયા છો ? " બુઢ્ઢાએ હા કહી.

વેલેન્ટાઇને આશ્ચર્યચકિત થઈને ફરીથી પૂછ્યું: " મારો શું ગુન્હો પડયો છે દાદાજી, કે આપ મારાથી નારાજ થયા છો ? "

ઉત્તર મળ્યો નહિ. તેણે આગળ ચલાવ્યું. " આજે હું આખો દિવસ આપની પાસે આવી શકી નથી. શું આપના આગળ કોઇ મારૂં ભૂંડું બોલતું હતું કે ? "

'હા' નો જવાબ મળ્યો.

" જરા થોભો જોઇએ. મને જરા વિચાર કરવા દો. મારે માટે આપને કોણે માઠી વાતો કરી હશે. હાં. હાં. હવે સમજાયું. નોકર કહેતો હતો કે મારી અપર માતા અહિંઆં આવી હતી. ઠીક ! ઠીક ! મારા પિતા અને માતા બન્ને અત્રે આવ્યાં હતાં નહિ વારૂ ? " " હા. "

" અને તેમણે જ કાંઇ કહીને આપને દુભવ્યા ખરૂં ને ? તેમણે એવું તે શું કહ્યું હશે ? હું તેમને જઇને પૂછું એટલે પછીથી આપના મનનું સાત્વન કરવાનું મને સુગમ પડે. "

"ના ના." જવાબ મળ્યો.

" અરે, આપ મને તેમના પાસે જવાની ના પાડો છો ? ત્યારે તો એવું તેમણે આપને શું કહ્યું હશે ? મને તો ભય લાગે છે. " તે ફરીથી વિચારમાં પડી ગઇ.

" હાં હાં. હવે સમજાયું. " તેણે તે બુઢ્ઢાની નજીક જઇને ધીમેથી કહ્યું. " તેઓ મારા લગ્નની વાત કરતાં હતાં નહિ વારૂ ?" " હા. "

" હવે હું સમજી. એ વિષયના સંબંધમાં હું કાંઇ જ બોલતી નથી; અને મારા વિચારો જણાવતી નથી; તેથી આપ નારાજ થયા છો ખરૂં ને ? પણ મેં આપને કાંઇ જણાવ્યું નહોતું, તેનું કારણ તો એ હતું કે તે વાત ગુપ્ત રાખવાને તેમણે મને ખાસ કરીને કહેલું હતું. તેમનો પોતાનો શું વિચાર છે તે તેઓએ મને પણ જાણવા દીધો નથી. મને તો તેની અનાયાસે જ ખબર પડી છે. આ કારણને લીધે જ મેં મૌન ધારણ કરેલું છે. દાદાજી, મને ક્ષમા કરો. "

પણ દાદાજીની મૂક ભાષામાં શાંતિ જણાઇ નહિ. તે વૃદ્ધ તો જાણે એમ કહેવા માગતો હોય કે " તારા મૌનથી એકલાથી જ મને દુઃખ થતું નથી, પણ મને નાખુશ થવાને બીજું પણ કારણ છે. "

" ત્યારે બીજું શું કારણ છે વળી ?" તે યુવતી બોલી. " આપ કદાચ એમ ધારતા હશો કે હું આપને આવી સ્થિતિમાં ત્યજીને ચાલી જઇશ, તો તેવું જરા પણ મનમાં લાવશો નહિ. હું આપને કદી પણ ત્યજી દેવાની નથી. " "ના."

" ત્યારે હવે આપને શાની ચિન્તા છે ? હજી પણ આપને દુઃખી થવાનું બીજું શું કારણ છે ? "

તે બુઢ્ઢાનાં ચક્ષુઓ સ્નેહથી વિકાસ પામતાં જણાયાં.

" હાં હાં. મારી ઉપરના સ્નેહને લીધે આપને દુઃખ થાય છે કેમ ? " " હા. "

" આપનું ધારવું એમ છે કે હું સુખી થવાની નથી ? " "હા."

" મારે માટે જેની પસંદગી કરવામાં આવી છે તેને તમે ચ્હાતા નથી શું ? " " ના, ના, ના. "

" ત્યારે મારા આ વેવિશાળથી આપ વિરૂદ્ધ છો ? આપને તે પસંદ નથી શું ? " " ના ના. બીલકુલ જ નહિ. "

" વારૂ ત્યારે દાદાજી, આપ સાંભળો. " વેલેન્ટાઇન ઘુંટણીએ પડી હાથ જોડીને બોલી. " મને પણ આથી ઘણો સંતાપ થાય છે. કારણ હું પણ ' મોં. દ-ફ્રાંઝ એપીને ' ને જરા પણ ચ્હાતી નથી."

તે બુઢ્ઢાને અતિશય આનંદ થતો જણાયો.

" દાદાજી, એક વખત મેં જોગણ બનીને એકાદ મઠમાં દાખલ થવાની ઇચ્છા બતાવી હતી, તે વખતે આપ મારી સાથે કેવા ગુસ્સે થયા હતા તે આપને યાદ તો હશે !? " તે અપંગની આંખો અશ્રુથી ભીંજાઇ ગઇ.

" વારૂ ત્યારે. " વેલેન્ટાઇન બોલી. " મારી તેવી ઇચ્છાનું કારણ મારી મરજી વિરૂદ્ધ મારાં કરવામાં આવતાં લગ્નથી બચી જવાનો મારો ઇરાદો હતો. હું તો ઘણી જ ગભરાઇ ગઇ છું. "

નોરટીઅર ઉતાવળે શ્વાસ લેવા લાગ્યો.

" દાદાજી, આપ પણ આ લગ્નની ખરેખર વિરૂદ્ધ છો ? અરે જો આપ મને કાંઇ મદદ કરી શકો તેમ હોત તો કેવું સારૂં થાત ! આપણે બન્ને મળીને તેમના કાવત્રાને તોડી પાડત ! પણ આપનાથી તો કાંઇ બની શકે તેમ નથી. આપ તો મારા કરતાં પણ અપંગ છો. અરેરે, આપ જ્યારે સારા હતા ત્યારે હરેક બાબતમાં મારૂં રક્ષણ કરતા. પણ હવે તો આપ કેવળ અશક્ત થઇ પડેલા હોવાથી

માત્ર મારા સુખે સુખી અને દુઃખે દુઃખી થઇ શકો તેમ છે. પણ તેમાં વિધાતાનો દોષ છે ! મારા નસીબનો દોષ છે ! આપ શું કરો ? વારૂ, એટલો પણ પરમાત્માનો આભાર કે આપ સમજી શકો છો અને મારે માટે દિલસોજી બતાવી શકો છો.

આ વાકયો સાંભળતાં જ નોરટીઅરની મુખચર્યા ફરી ગઇ. તેની આંખોની સંજ્ઞા એવી થવા લાગી કે તેની પૌત્રી સમજી ગઇ કે " મારા પિતામહ અપંગ છતાં પણ તેમને માટે હજી ઘણું કરી શકે તેમ હતા. "

" દાદાજી, આપ એમ ધારો છો કે આપ મને મદદ કરી શકો તેમ છો ? " " હા. " ની સંજ્ઞા થઇ.

" ત્યારે આપની શી ઇચ્છા છે ? આપ શું કરવા માગો છો ? " વેલેન્ટાઇને પૂછયું અને તે વૃદ્ધને જરૂર પડે તેવી તમામ ચીજોનાં નામ તેના આગળ બોલી ગઇ. પણ તેમાંની એક પણ ચીજ અગર વિચારને માટે તે વૃધ્ધે પસંદગીની સંજ્ઞા કરી નહિ. " ચાલો ત્યારે, આ યુક્તિ નિષ્ફળ ગઇ તો હવે બીજી યુક્તિ કરવી પડશે. " પછી તે એક પછી એક " એ " થી " એન્ " સુધીના મૂળાક્ષરોનો ઉચ્ચાર કરી ગઇ. જ્યારે " એન્ " અક્ષર તે વૃધ્ધે સાંભળ્યો ત્યારે ઇશારતથી તેને એમ સમજાવ્યું કે તેને જે વસ્તુની જરૂર હતી તેના નામનો પહેલો અક્ષર " એન્ " હતો.

" હાં હાં. આપને જે ચીજની જરૂર છે તેનો પહેલો અક્ષર "એન્" છે ખરૂં ને ? ઠીક ત્યારે હવે સ્હેલ પડશે. " એમ કહીને ફરીથી પ્રયત્ન કરતાં " નો " સુધી આવીને અટક્યું. વેલેન્ટાઇન તે પછી એક શબ્દકોષ ઉપાડી લાવી અને તે અપંગ નોરટીઅરના આગળ તેનાથી બરાબર વાંચી શકાય તેવી રીતે ટેબલ ઉપર ગોઠવ્યો.

તે વૃદ્ધની દૃષ્ટિ તેનાં પાનાં ઉપર બરાબર પડવા લાગી એટલે તેણે શબ્દે શબ્દ ઉપર આંગળી લગાડતાં તેનાં પાનાં ફેરવવા માંડયાં. નોરટીઅરને આવી અપંગ હાલતમાં આવી પડયાને ૭ વરસ ઉપરાંત મુદત ગઇ ગઇ હતી. આ મુદત દરમ્યાન તેના વિચારો અને તેની મૂક ભાષા સમજવાને વેલેન્ટાઇનને વારંવાર નવીન કિસ્સાઓ શોધવાની જરૂર પડતી, અને તેના બુદ્ધિ-ચાતુર્યની પરીક્ષા થવાના ઘણા પ્રસંગો આવતા છતાં હમેશના સતત અનુભવથી તે કલામાં તે એટલી બધી પ્રવીણ થઇ ગઇ હતી કે તે વૃદ્ધના વિચારો અને હેતુઓ તથા મૂક ભાષા સમજવાને તેને લેશ માત્ર પણ વિલંબ લાગતો નહિ. શબ્દ-કોષમાં "નોટરી" (વકીલ) શબ્દ આગળ નોરટીઅરે સંજ્ઞા કરી.

"નોટરી (વકીલ)!" તે બોલી. "દાદાજી શું આપને નોટરી–વકીલની જરૂર પડી છે?"

તે અપંગે ઇશારતથી સમજાવ્યું કે તેને એક વકીલની જરૂર પડી હતી.

"ત્યારે કોઇ વકીલને બોલાવવો છે કેમ?" "હા."

"મારા પિતાજીને આ બાબત જણાવું?" "હા."

"વકીલને હમણાં જ બોલાવી મંગાવવો છે?" "હા."

"ચાલો હમણાં જ બોલાવવા મોકલીએ છીએ. એ જ કે કાંઇ બીજું?" "એજ."

વેલેન્ટાઇને ઘંટડી વગાડી. નોકર આવીને હાજર થયો. એટલે પોતાના પિતાને અગર તેઓ ન હોય તો પોતાની માતાને બોલાવવાને તેને આજ્ઞા કરી.

"કેમ હવે તો સંતોષ થયો ને?" તેણે પોતાના પિતામહને પૂછ્યું. "હા."

તુરત જ વાઇલફોર્ટ આવ્યો. તેની પાછળ બેરીસ પણ હાજર થયો.

"કેમ મને શા માટે બોલાવ્યો છે?" તેણે પેલા બુઢ્ઢાને પૂછ્યું.

"પિતાજી, મારા દાદાજીને એક વકીલની ખાસ જરૂર છે." વેલેન્ટાઇને જવાબ આપ્યો.

આવી વિચિત્ર અને અણુચિન્તવી આજ્ઞા સાંભળીને તે જરા વિચારમાં પડયો. તેણે તે બુઢ્ઢાના તરફ જોયું. બુઢ્ઢાએ ઇશારતથી પોતાની ઇચ્છા સમજાવી.

"આપને વકીલની જરૂર પડી છે?" વાઇલફોર્ટે ફરીથી પૂછ્યું. "હા." "કેમ વકીલનું વળી શું કામ પડયું છે?"

બુઢ્ઢાએ જવાબ ન આપ્યો, પણ એવી ઇશારત કરી કે તે પોતાનો નિશ્ચય કદી પણ ફેરવનાર નથી.

"પિતાજી, વકીલનું એટલું બધું શું કામ આપને પડયું છે? વળી પાછી કાંઇ નવીન ઉપાધિ ઉભી કરવાનો ઇરાદો છે કે શું?"

"ગમે તેમ હોય." પેલો નિમકહલાલ નોકર વચમાં જ બોલી ઉઠયો. "પણ જ્યારે શેઠ વકીલને બોલાવવા માટે આજ્ઞા કરે છે, ત્યારે તેમને વકીલની ખાસ જરૂર હોવી જાઇએ. હું હમણાં જ જઇને બોલાવી લાવું છું."

"હા હા. મારે વકીલની જ જરૂર છે." તે બુઢ્ઢાએ ઇશારત કરી, અને પોતાની ઇચ્છાની વિરૂદ્ધ વર્તન કરવાની કોણ હિંમત ધરાવતું હતું તે જાણવાને જાણે કે માગતો હોય તેવો દેખાવ કર્યો.

"ઠીક ઠીક. તમારી તેમ મરજી છે તો હમણાં જ વકીલ આવીને હાજર થશે. પણ તેના આગળ હું તમારી શારીરિક અને

માનસિક સ્થિતિનો સંપૂર્ણ ચિતાર રજુ કર્યા સિવાય રહેવાનો નથી; કારણ કે નહિ તો એક હાંસી થવા જેવો પ્રસંગ ઉભો થશે. ”

“ વારૂ સાહેબ, તે તો ઠીક છે. ” પેલા નોકરે કહ્યું. “ ગમે તેમ થાય, હું તો આ ચાલ્યો વકીલને બોલાવવાને. ” અને તે વૃદ્ધ નિમકહલાલ નોકર ખુશ થતો થતો પોતાની ફરજ બજાવવાને ચાલ્યો.

## પ્રકરણ ૫ મું.

બોરીસ ગયો એટલે નોરટીઅરે વેલેન્ટાઇનના સામે દૃષ્ટિ કરી. તેની દૃષ્ટિમાં ગૂઢ રહસ્ય રહેલું હતું એમ વેલેન્ટાઇનને તેમજ વાઇલફોર્ટનું પણ લાગ્યું. વાઇલફોર્ટનું મુખ ગુસ્સાથી લાલ થયું. તેનાં ભવાં ચઢી ગયાં. પણ તેનાથી કાંઇ પણ બોલી શકાયું નહિ. તે એક ખુરશી ઉપર બેસી ગયો, અને ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે બોરીસ વકીલને તેડવા ગયો હતો. તેના આવવાની રાહ જોતો બેઠો.

નોરટીઅર આ બધું જોઇ રહ્યો હતો પણ તેને કશી દરકાર હતી જ નહિ. તેણે વેલેન્ટાઇનને ગુપ્ત ઇશારત કરી કે તેણે ત્યાં જ રહેવું. બોરીસને આવતાં જરા વાર લાગી. આશરે પોણોએક કલાક પસાર થઇ ગયા પછી બોરીસ વકીલને તેડીને આવ્યો.

વકીલ સાહેબે આવતાંની સાથે પહેલાં તો મોં. વાઇલફોર્ટને જોયો એટલે તેને નમન કર્યું.

“ સાહેબ, ” વાઇલફોર્ટે પરસ્પર નમન વિગેરે શિષ્ટાચાર પૂર્ણ થતાં કહ્યું. “ આપને નોરટીઅરે બોલાવ્યા છે. જુઓ, તેઓ પેલા વિરામાસન ઉપર પડેલા છે. તેઓનાં સર્વ અંગો કેવળ નિરૂપયોગી

થઇ ગયાં છે, અને તે પણ ઘણા લાંબા સમયથી ! તેઓની વાચા પણ બંધ થઇ ગઇ છે ! અમને પોતાને જ તેઓ શું કહે છે તે સમજવાની વારંવાર અતિશય મુશ્કેલી પડે છે !"

નોરટીઅરે વેલેન્ટાઇના તરફ દીનતા ભરેલી એક દૃષ્ટિ ફેંકી. તે તુરત આગળ આવી અને બોલી:—

"સાહેબ, મારા દાદાજી જે કાંઇ કહેવા માગે તે હું હમેશાં સારી રીતે સમજી શકું છું. તેઓની વાચા બંધ થઇ ગઈ છે, એ વાત જો કે દુર્ભાગ્યે સત્ય છે; તો પણ તેઓની મૂક ભાષાનો મેં સંપૂર્ણ અભ્યાસ કરેલો છે."

"હા જી. એનનું કહેવું તદ્દન સત્ય છે." બેરીસે વચમાં ટાપસી પૂરી. "મેં પણ આપ સાહેબને રસ્તે આવતાં આ વાત જણાવી જ હતી ને !"

"જુઓ સાહેબ" પેલો વકીલ પહેલાં વાઇલફોર્ટ તરફ અને પછી વેલેન્ટાઇન તરફ ફરીને બોલ્યો. "આ કેસ એવો જણાય છે કે જેમાં મારા જેવા કાયદાના હિમાયતીએ પોતાની ભયંકર જોખમદારી ટાળવાને માટે ઘણી સાવધતાથી વર્તવાનું છે. આવું કામ કાયદેસર રીતે કરવામાં પ્રથમ તો એ ખાસ જોવાનું છે, કે વીલ (વસીયતનામું) કરનાર મનુષ્યની મરજી અને ઇચ્છાઓ બરાબર અને ચોકકસપણેથી નોટરી (વકીલ)થી સમજી શકાવી જોઇએ; અને તે પ્રમાણે પોતાની મરજી અને ઇચ્છા સ્પષ્ટ અને ચોકકસ રીતે બતાવવાને વીલ કરનાર મનુષ્ય શક્તિવાન છે, એવી વકીલની ખાત્રી થવી જોઇએ. હવે બીજી વાત એ છે કે જે અસીલ બોલી શકે તેમ નથી તેની ખુશી અગર નાખુશી મારાથી બરાબર સમજી શકાય નહિ; અને તેની મરજી નામરજીની સાબીતી થઇ શકે તેમ ન હોવાથી

મારાથી આ કેસમાં કાંઇ પણ મદદ કાયદેસર રીતે થઇ શકે તેમ નથી."

વકીલ સાહેબ તો પાછા જવાને તૈયાર થયા. મીં. વાઇલફોર્ટના મુખ ઉપર વિજયનું એક સ્મિત-હાસ્ય ફરકી રહ્યું.

નોરટીઅરે વેલેન્ટાઇનના સામે એટલી શોકજનક દૃષ્ટિ ફેંકી કે તેણે વકીલને તુરત જ જતાં રોકયો.

"સાહેબ," તે બોલી. "જરા થોભી જાઓ. મારા દાદાજીની સાથે હું જે સંજ્ઞાઓની ભાષામાં વાતચીત કરૂં છું તે સ્હેલજમાં શીખી શકાય તેમ છે. હું આપને ઘણી જ થોડી વારમાં તે શિખવી શકીશ. અને તે પછી મારા જેટલી જ સ્હેલાઈથી આપ તે ભાષા સમજી શકશો. વારૂ આપની ખાત્રી શી રીતે કરી આપવી તે જરા કહેશો?"

"કોઇ પણ કાર્ય કાયદેસર રીતે કરવાને માટે મારા અસીલની મરજી અને નામરજીની મને ખાત્રી થવી જોઇએ. શારીરિક પીડાથી વીલ ગેર કાયદે થતું નથી, પણ સમજશક્તિ—અક્કલ હોંશીઆરી—મગજની સ્થિરતા અને રાજીરજામંદીની ખાસ આવશ્યકતા છે."

"વારૂ ત્યારે સાહેબ, હું આપને એક બે સંજ્ઞાઓ બતાવું છું જેની મદદથી આપ તુરત જ ખાત્રી કરી જોશો કે મારા દાદાજીની માનસિક સ્થિતિમાં જરા પણ દોષ થયો નથી. તેમની મગજની સ્થિરતા અને સમજશક્તિને જરા પણ આંચ આવી નથી. તેઓ હાલવા ચાલવાને તદન અશક્ત બની ગયા છે, અને તેઓની વાચા બંધ થઇ ગઇ છે, તેથી તેઓ જ્યારે હા પાડવા માગે છે ત્યારે પોતાની આંખો મીંચીને અને ના પાડવા માગે છે ત્યારે આંખો મટમટાવીને પોતાની ઇચ્છા જાહેર કરે છે. આ બે સંજ્ઞાઓ તેમની સાથે વાતચીત કરવાને બસ છે. જુઓ હવે પ્રયત્ન કરી જુઓ."

નોરટીઅરે વહાલ અને ઉપકાર ભરેલી દૃષ્ટિએ વેલેન્ટાઈનના તરફ જોયું. તે પેલા વકીલના પણ જોવામાં અને સમજવામાં આવ્યું.

" સાહેબ, આ આપની પૌત્રી મને જે હકીકત જણાવે છે તે તમે સાંભળી છે ? અને આપ સમજો છો કે ?" નોરટીઅરે પોતાની આંખો મીચી.

" અને તે કહે છે તે તમારે કબુલ છે કે ? એટલે કે તે કહે છે તેવી ઇશારતોથી તમે તમારી મરજી બરાબર રીતે જણાવી શકો તેમ છો કે ? " " હા."

" વારૂ ત્યારે તમે મને બોલાવવા મોકલ્યું હતું ?" " હા."

" કેમ ? તમારે પોતાનું વીલ (વસીયતનામું) કરવાનો વિચાર છે ? " " હા." " અને તમારા ઇરાદા પ્રમાણે તમારૂં વીલ તૈયાર કર્યા સિવાય હું અહિંથી જતો રહું એવી તમારી ઇચ્છા નથી કે ?"

તે અપંગે જોરથી આંખો મટમટાવા માંડી.

" કેમ સાહેબ ? " પેલી કુમારિકા બોલી. " હવે આપને બરાબર સમજાય છે ને ? હવે તો આપનું અંતઃકરણ ડંખે તેમ નથી ને ? "

પણ પેલો વકીલ કાંઇ પણ ઉત્તર આપે તે પહેલાં તો વાઇલ-ફોર્ટે તેને એક બાજુ ઉપર બોલાવ્યો.

" વકીલ સાહેબ, " તે બોલ્યો. " મારા પિતાના જેવી શારીરિક અવદશામાં જે મનુષ્ય હોય તેની સમજશક્તિને જરા પણ આંચ ન આવી હોય એમ તમે શું માનો છો ? "

" ના ના. એ બાબતની તો કાંઇ હરકત નથી." વકીલ બોલ્યો. " પણ ખરી હરકત તો એવી છે કે તે વૃદ્ધના વિચારો અને ઇરાદા સમજવાની ઘણી મુશ્કેલી પડશે. "

" અરે સાહેબ, મુશ્કેલ પડશે શું ? એ તો એક તદ્દન અશક્ય વાત જ છે ! " વાઇલફોર્ટ બોલ્યો.

વેલેન્ટાઇને અને પેલા વૃધ્ધે આ વાતચીત સાંભળી. વેલેન્ટાઇન પોતાના પિતામહની બ્હારે આવી. તેણે વકીલને કહ્યું. " સાહેબ, આપને તેની ચિન્તા કરવાની કાંઇ જરૂર નથી. મારા દાદાજીના વિચારો હું સમજી શકીશ, અને પછી આપને સમજાવીશ. એટલે આપની સર્વ શંકા અને ભીતિનું નિવારણ થશે. આજ છ વરસ થયાં હું તેમની સેવા ઉઠાવું છું. તેમાં એક વખત પણ તેમનો વિચાર હું સમજી શકી ન હોઉં તેમ બન્યું નથી. આપને જોઇએ તો આપ ખાત્રી કરી લો. "

" વારૂ ત્યારે, ચાલો આપણે ફરીથી પ્રયત્ન કરી જોઇએ. " પેલા વકીલે કહ્યું. પછી પેલા બુઢ્ઢાની પાસે આવીને તેણે પૂછયું. " ત્યારે આ યુવતી મને આપની ભાષા અને વિચારો સમજાવે તો તે તમને કબુલ છે કે ? " નોરટીઅરે હા પાડવાની ઇશારત કરી.

" આપને મારી શું જરૂર પડી છે ? મને આપે કેમ બોલાવ્યો છે ? આપને કાંઇ લખાણ કરવાનો વિચાર છે ? "

વેલેન્ટાઇને શબ્દકોષ લઇને પાનાં ફેરવવા માંડયાં અને વકીલ પેલા વૃદ્ધના મુખ સામું નિહાળી રહ્યો. જ્યારે "વીલ" શબ્દ આગળ વેલેન્ટાઇનની આંગળી આવી પહોંચી ત્યારે બુઢ્ઢાએ થોભવાને ઇશારત કરી.

" વીલ ! " વકીલ તુરતજ બોલી ઉઠયો: " અરે આ ઉપરથી તો સ્પષ્ટ સમજાય છે કે નોરટીઅર વીલ કરવા માગે છે ! "

" હા, હા, હા. " બુઢ્ઢાએ ફરીથી ઇશારત કરી.

"ખરેખર સાહેબ," વકીલે વાઇલફોર્ટને કહ્યું. "આ ઘણી વિચિત્ર વાત લાગે છે."

"હા હા." વાઇલફોર્ટ બોલ્યો. "અને વળી વીલ તો એથી પણ વધારે વિચિત્ર થવાનું છે. કારણ કે વેલેન્ટાઇનની મદદ સિવાય વીલ કેવી રીતે તૈયાર થવાનું છે તે મારાથી સમજી શકાય તેમ નથી. અને તે વીલમાં તેનો પોતાનો એટલો બધો સ્વાર્થ રહેલો છે કે તેના દાદાજીની ઇચ્છા અને ઇરાદો બરાબર સમજવાને તેની મદદ લેવી વ્યાજબી થશે કે કેમ તે પ્રશ્ન છે."
"ના, ના, ના." પેલા અપંગ વૃધ્ધે ઇશારત કરી.

"એટલે? વાઇલફોર્ટ બોલ્યો. "શું તમે એમ કહેવા માગો છો કે વેલેન્ટાઇનનો એ 'વીલ'માં કાંઇ પણ સ્વાર્થ રહેલો નથી?" "ના."

"સાહેબ," પેલા વકીલે વધારે આશ્ચર્યચકિત થતાં કહ્યું. "થોડા વખત ઉપર મને જે અશક્ય લાગતું હતું તે હવે મને જરા પણ મુશ્કેલ લાગતું નથી. આ વીલ તૈયાર કરવાને કોઇ જાતની હરકત આવે તેમ નથી. માત્ર તેના માટે પુરતા સાક્ષીઓ જોઇએ. વીલ તૈયાર થાય એટલે સાક્ષીઓની રૂબરૂમાં વંચાવું જોઇએ, અને વીલ કરનાર જો તે પસંદ કરે તો પછી સાક્ષીઓની રૂબરૂ મારે તેને સીલ કરીને રાખવું જોઇએ. જો કે વીલ તૈયાર કરવામાં સાધારણ રીતે જેટલો સમય જોઇએ તેના કરતાં આ વીલ કરવામાં વધારે સમય લાગશે. કેટલોક વિધિ કરવો પડશે તે તો જાણે બધાં જ વીલને કરવાનો હોય છે. પણ પાછળથી આ વીલના સંબંધમાં કાંઇ પ્રશ્ન ઉપસ્થિત થાય નહિ એવા હેતુથી મારી સાથે મારા એક બીજા સાથીદારને રાખવાનો મારો વિચાર છે. અમે બન્ને એકબીજાને

મદદ કરીશું એટલે પાછળથી તેમાં કાંઇ વાંધો આવશે નહિ." કેમ સાહેબ, આપને આ બધી વ્યવસ્થા પસંદ છે ને ?" તેણે છેવટનો પ્રશ્ન નોરટીઅરને પૂછ્યો. "હા." તેણે જવાબ આપ્યો.

"આ ડચરો શું નખોદ વાળવા માગે છે વળી ?" વાઇલફોર્ટ મનમાં જ બબડયો. અત્યારે તે એવી સ્થિતિમાં હતો કે તેનાથી કાંઇ પણ બોલી શકાય તેમ નહોતું; પરંતુ તે બુઢ્ઢાના હૃદયનું રહસ્ય જાણવાને તે ઘણો આતુર હતો. તે ઓરડામાંથી બહાર નીકળ્યો, અને તેણે બીજા વકીલને બોલાવવા મોકલવાને આજ્ઞા કરી, તો જણાયું કે બોરીસ પોતાના શેઠની ઇચ્છા સમજી જઇને તે પહેલાં જ તે અમલ કરવાને ઉપડી ગયો હતો. વાઇલફોર્ટે પછી પોતાની પત્નીને બોલાવી.

પા કલાકમાં તો સર્વે તે અપંગ વૃદ્ધના ઓરડામાં ભેગાં થયાં. બીજો વકીલ પણ આવી પહોંચ્યો. થોડીક વાતચીત બન્ને વકીલોએ કરી. તે કાયદાના હિમાયતીઓ તુરત જ એક-બીજાનું કહેવું સમજી ગયા. પછી તેમણે નોરટીઅરને સમજ પડે તેવા ઇરાદાથી એક સાધારણ 'વીલ' નો મુસદ્દો વાંચી બતાવ્યો. પછી પેલા અપંગની પરીક્ષા કરવાના હેતુથી પહેલા વકીલે તેને પૂછ્યું: "જુઓ, જ્યારે કોઇ સખસ 'વીલ' કરે છે, ત્યારે તે કાં તો કોઇ બીજા શખસના લાભને માટે કરે છે, અથવા તો તેના ગેરલાભને માટે કરે છે, તે વાત તમે જાણો છો ?" "હા."

"વારૂ ત્યારે, તમારી મિલકતનો તમને કાંઇ ખ્યાલ છે ? તમારી મિલકત આશરે કેટલી હશે ?" "હા."

"ત્યારે હું કેટલીક સંખ્યા મોઢેથી બોલી જાઉં છું. જ્યારે

તમારી મિલકત જેટલી સંખ્યા હું બોલું ત્યારે મને તમે અટ-કાવશો ? " " હા. "

આ પ્રશ્નના ઉત્તરમાં એક પ્રકારનું ગાંભિર્ય રહેલું હતું. જડતા અને ચૈતન્યનું યુદ્ધ આ પ્રસંગે જેટલું વ્યક્ત થતું હતું, તેવું કદી ભાગ્યે જ જોવામાં આવ્યું હશે ? બધાં તે અપંગની આસપાસ ભરાઇને ઉભાં હતાં. બીજો વકીલ ટેબલ આગળ લખી લેવાને તૈયાર થઇને બેઠો હતો. પહેલો વકીલ બુઢ્ઢાની આગળ ઉભો રહીને પ્રશ્ન પૂછતો હતો.

" તમારી મિલકત ત્રણ લાખ ફ્રાંક કરતાં વધારે છે ખરૂં ને ?"

નોરટીઅરે હા કહી.

" કેટલી ચાર લાખ ફ્રાંકની હશે ? " જવાબ ન મળ્યો.

" પાંચ લાખ ? " જવાબ નહિ. " છ લાખ ? સાત લાખ ? આઠ લાખ ? " તો પણ જવાબ નહિ. " ત્યારે શું નવ લાખ ફ્રાંકની મિલકત તમારી પાસે છે ? " આ સંખ્યા સાંભળતાં નોરટી-અરે થોભવાને ઇશારત કરી.

" ત્યારે તમારી પાસે નવ લાખ ફ્રાંકની મિલકત છે કેમ ? " " હા. " " સ્થાવર મિલકત છે ? " " ના. "

" ત્યારે શું સરકારી જામોનગીરીઓ વિગેરે કીમતી કાગળીઆં છે ? " "હા."

" આ કાગળીઆં બધાં તમારા કબજામાં હાલ છે ? "

જવાબમાં તે બુઢ્ઢાએ બોરીસના સામે જોયું અને તેને કાંઇક કહેતો હોય એમ જણાયું. તે વૃદ્ધ પ્રમાણિક નોકર દિવાનખાનાની બહાર ગયો અને થોડી વારમાં એક નાની સરખી પેટી લઇ આવ્યો.

" આ પેટી અમે ઉઘાડીએ ? " પેટી જોતાં જ વકીલે પૂછ્યું.

નોરટીઅરે રજા આપી. તેઓએ ઉઘાડી, તો તે બરાબર નવ લાખની કિંમતનાં કાગળીઆં અંદરથી નિકળ્યાં. બન્ને વકીલોએ તે ગણી તથા તથા તપાસી જોયાં.

" તેમના કહેવા પ્રમાણે બધું બરાબર છે. આ ઉપરથી એમ સ્પષ્ટ સાબીત થાય છે કે મગજમાં ચૈતન્યની જરા પણ ખામી નથી " પહેલા વકીલે કહ્યું. પછી તે વૃદ્ધ તરફ ફરીને બોલ્યો. " ત્યારે તમારી નવ લાખ ફ્રાંકની મિલકત છે, અને તે તમે કીમતી કાગળીઆમાં રોકી છે. તેમાંથી આશરે ચાલીસ હજારની વાર્ષિક આવક થાય છે ? " " હા. "

" આ મિલકત બધી તમારે કોને આપવાની ઇચ્છા છે ? "

" અરે, એમાં તો કાંઇ પૂછવા જેવું છે જ નહિ. " મેડમ વાઇલફોર્ટ બોલી. " મોં. નોરટીઅરની પોતાની પૌત્રી ઉપર અતિશય મમતા છે. તે આજ છ વરસ થયાં તેમની સેવા ઉઠાવે છે, અને તે વૃદ્ધના પ્રેમને અને તેમના ઉપકારને માટે તે લાયક છે, અને તેની સેવા અને ભક્તિનું ફલ તેને મળતું કેવળ વ્યાજબી જ છે."

મેડમ વાઇલફોર્ટના આ મીઠા શબ્દોથી પોતે છેતરાય તેમ નથી એવો દેખાવ તે બુઢ્ઢા કર્યો.

" ત્યારે તમે તમારી પૌત્રી વેલેન્ટાઇનને આ સર્વ મિલકતની માલીક બનાવવા માગો છો કેમ ? " વકીલે પૂછ્યું. જવાબની તેને ખાત્રી હતી, પરંતુ સાક્ષીઓના સમક્ષ પૂછવું જોઇએ તેથી તેણે પૂછ્યું.

વેલેન્ટાઇન પોતાનું નામ લેવાતું સાંભળીને ત્યાંથી ખસી ગઇ. તેની આંખો ભરાઇ આવી. તે બુઢ્ઢાએ એક પળ તેની તરફ અતિ મમતાથી જોયું. પછી પેલા વકીલના તરફ જોઇ નાપસંદગીની સંજ્ઞા કરી.

" એટલે ? " પેલા વકીલે ચમકીને પ્રશ્ન કર્યો. " શું તમે વેલેન્ટાઇનને તમારી મિલકતની માલીક બનાવવા માગતા નથી ? " " ના. " " આપની ભૂલ તો થતી નથી ને ? તમારો વિચાર તેને આ મિશકત આપવાનો નથી ? " " ના. ના. "

વેલન્ટાઇને ઉંચું જોયું. તે આશ્ચર્યચકિત જ થઇ ગઇ. તેને મિલકતમાંથી બાતલ કરવામાં આવી તેને માટે તેને જરા પણ દરકાર ન હોતી. પણ તેના પિતામહની તેને માટે આવી લાગણી હોવાનું કારણ તેને સમજાયું નહિ. પણ તે વૃદ્ધના તરફ જોતાં તેની દૃષ્ટિ એટલી બધી મમતા ભરેલી જણાઇ કે તે બોલી: " દાદાજી, હા હા. હવે હું બરાબર સમજી કે આપ મને માત્ર આપની મિલકતમાંથી દૂર કરવા માગો છો, પણ તમારી હંમેશની મમતા તો તેવી જ કાયમ છે ? "

" હા હા. ખરેખર ચોક્કસ !" અપંગની દૃષ્ટિએ જવાબ આપ્યો. અને તે એવો ચોક્કસ ઉત્તર હતો કે વેલેન્ટાઇનની જરા પણ તેના સંબંધમાં ગેરસમજુત થાય તેમ નહોતું.

" દાદાજી, આપનો ઘણો જ આભાર માનું છું. " વેલેન્ટાઇન બોલી.

બુઢ્ઢાએ જ્યારે વેલેન્ટાઇનને મિલકત નહિ આપવાનો પોતાનો વિચાર બતાવ્યો ત્યારે મેડમ વાઇલફોર્ટને આશા બંધાઇ અને હિંમત આવી. તે ધીરે ધીરે તે વૃદ્ધની પાસે ગઇ અને પૂછ્યું: " ત્યારે તો સસરાજી, આપનો વિચાર આ બધી મિલકત મારા પુત્ર એડવર્ડને જ આપી જવાનો અને તેને તે તમામ મિલકતનો માલીક બનાવવાનો હોય એમ જણાય છે ? "

ડોસાએ આ સાંભળીને એટલા જોરથી આંખો મટમટાવવા માંડી કે તેનો તિરસ્કાર સ્પષ્ટ દેખાઇ આવ્યો.

"નહિ ?" વકીલે પૂછયું. "તેમ પણ વિચાર નથી ? ત્યારે શું આપના પુત્ર વાઇલ્ફર્ટને આપી જવાનો આપનો ઇરાદો છે ?"

"ના." બન્ને વકીલો એકબીજાના સામે જોઇ રહ્યા. તેઓ તો આભા જ બની ગયા. બુઢ્ઢાનો મર્મ તેઓ સમજી શક્યા નહિ.

તેના પુત્ર અને પુત્રવધૂના મુખના રંગમાં ફેરફાર થયો. એકને શરમ લાગી: બીજાને ક્રોધ ચઢયો.

"દાદાજી, અમારો બધાનો એવો તે શો અપરાધ થયો છે" વેલન્ટાઇન બોલી. "કે આપ અમને કોઇને પણ વ્હાતા નથી ?"

પેલા વૃધ્ધે વાઇલ્ફર્ટ અને તેની પત્નીના તરફ નજર કરી, અને વેલેન્ટાઇન તરફ છેવટે સ્નેહાળ દૃષ્ટિથી તે નિહાળી રહ્યો.

"વારૂ," વેલેન્ટાઇન બોલી. "ત્યારે દાદાજી આપની જો મારા ઉપર પ્રીતિ હોય, અને આપ જો મને ખરેખર જ વ્હાતા હો, તો તે આપનાં વતનથી વ્યક્ત કરવાનો આજ ખરેખર અમૂલ્ય સમય આવી લાગ્યો છે. આપની સંપત્તિની હું સ્વપ્નમાં પણ તૃષ્ણા રાખતી નથી, એ આપનાથી અજાણ્યું નથી. વળી મારી તો એવી પણ સમજ છે કે મારી માતાના તરફથી મને ઘણી સારી રકમનો વારસો મળેલો છે. તો પછી હવે આપને શું કહેવું છે તે સ્પષ્ટ જણાવો."

નોરટીઅર વેલેન્ટાઇનના હાથ સામે જોઇ રહ્યો.

"મારો હાથ ?" વેલેન્ટાઇને પૂછયું. "હા."

"તેનો હાથ !" બધાને આશ્ચર્ય લાગ્યું. આ તકનો લાભ લઇને વાઇવર્ફર્ટ બોલ્યો. "ગૃહસ્થો, જુઓ હવે આપને ખાત્રી

થઇ ગઇ હશે કે મારા પિતાની માનસિક સ્થિતિની કેટલી દુર્દશા થઇ ગએલી છે. "

વેલેન્ટાઇનના કાંઇક સમજવામાં આવતાં તે બોલી. "હાં હાં. હવે સમજાયું. દાદાજી, આપ મારાં લગ્ન વિષે કાંઇક કહેવા માગો છો ખરૂં ને ?" જવાબમાં "હા." ની ઇશારત થઇ.

"મારાં માતાપિતાએ મારે માટે જે સ્થાન મારા વિવાહ માટે નક્કી કર્યું છે તે આપને પસંદ નથી શું ? આપની તેમાં સંમતિ નથી ? આપ શું તેની વિરૂદ્ધ છો ? અને તેથી જ આપ આટલા બધા ક્રોધાયમાન થઇ ગયા છો ખરૂં ને ?" "હા. હાં." જવાબ મળ્યો.

"આ બધું શું નિરર્થક નાટક ચાલી રહ્યું છે ?" વાઇલ-ફોર્ટ બબડયો.

"સાહેબ," પેલો વકીલ બોલ્યો. "આ આપના કહેવા પ્રમાણે નિરર્થક નાટક નથી, પણ ઉલટું તે વૃદ્ધ પોતાના મનના આશયો અને હેતુઓને ઘણી સાદી રીતે સમજાવી રહ્યા છે. મને તો આ બધું સ્પષ્ટ રીતે સમજાય છે, અને તેના મગજમાં ચાલી રહેલા વિચારો હું બરાબર પારખી શકું તેમ છે."

"ત્યારે દાદાજી," વેલેન્ટાઇન બોલી. "આપ મારો વિવાહ 'મોં. ફ્રાંઝ-દ-એપીને 'ની સાથે થાય તેથી તદ્દન વિરૂદ્ધ છો ખરૂં ને ?"

"આ વિવાહથી હું વિરૂદ્ધ છું." એવી મતલબની તે બુઢ્ઢાએ સંજ્ઞા કરી.

"અને આપની મરજી વિરૂદ્ધ આપની પૌત્રીનું લગ્ન થવાનું હોવાથી તેને આપ આપના વારસામાંથી બાતલ કરવા માગો છો કેમ ?" "હા."

ઓરડામાં આ પછી કેવળ શાંતતા પ્રસરી રહી. આ બુઢ્ઢાની ઇચ્છા પ્રમાણેનું વીલ કેવી રીતે તૈયાર કરવું તે બાબત વિષે પેલા બે વકીલો વાટાઘાટ કરવા લાગ્યા. વેલેન્ટાઇન પોતાના પિતામહ તરફ ઉપકારભરી દૃષ્ટિથી જોઇ રહી અને મંદ મંદ હસવા લાગી. વાઇલફોર્ટ ક્રોધ, તિરસ્કાર અને કંટાળાથી હોઠ કરડવા લાગ્યો અને મેડમ વાઇલફોર્ટ પોતાના આંતરિક આનંદને પ્રયત્ન કરવા છતાં પણ છૂપાવી શકી નહી.

"પણ" વાઇલફોર્ટ બોલી ઉઠયો. "આ લગ્નના સંબંધમાં જે કાંઇ પણ વિચાર કરવાનો છે તે મારે પોતાને કરવાનો છે. મારી પુત્રીના વિવાહના સંબંધમાં સંપૂર્ણ અધિકાર મારો પોતાનો છે, અને તેની અંદર વિઘ્ન નાંખવાની અને મારી ઇચ્છાની આડે આવવાની કોઇને પણ સત્તા નથી. હું તો તેને 'મોં. દ–એપીને' ની સાથે જ પરણાવવા માગું છું અને તેની સાથે જ તેનું લગ્ન થશે."

વેલેન્ટાઇન એક ખુરશી ઉપર રૂદન કરતી પડી.

"વારૂ સાહેબ," વકીલે પેલા વૃદ્ધ અપંગને પૂછ્યું. "જો આપની પૌત્રીનું લગ્ન આપની મરજી વિરૂદ્ધ થાય, તો પછી આપ આપની મિલકતની કેવી રીતે વ્યવસ્થા કરવા માગો છો?"

પેલા વૃધ્ધે કાંઇ જવાબ આપ્યો નહિ.

"વારૂ, આપ તેની કાંઇ બીજી વ્યવસ્થા કરવા માગો છો?"

"હા." "આપના કુટુંબના બીજા કોઇ મનુષ્યને આપવાની આપની ઇચ્છા છે?" "ના.".

"ત્યારે શું આપની સઘળી મિલકત આપ ધર્માદા કરવા માગો છો?" "હા."

" પણ સાહેબ, " પેલા વકીલે કહ્યું. " આપને એ બાબતની તો માહિતી હશે કે આપના પુત્રને આપની મિલકતના વારસામાંથી તદ્દન બાતલ કરવાની કાયદાથી આપને સ્વતંત્રતા નથી ? "

" હા, તે મને માલુમ છે. " બુઠ્ઠાએ ઇશારતથી જવાબ વાળ્યો.

" ત્યારે તો કાયદાથી આપના પુત્રને આપની મિલકતમાંથી જે હીસ્સો મળી શકે તે હિસ્સા સિવાયની બાકીની મિલકત આપ ધર્માદા કરવા માગો છો કેમ ? "

તે બુઠ્ઠાએ કાંઇ જવાબ આપ્યો નહિ.

" શું ત્યારે કાયદાની વિરૂદ્ધતા છતાં આપ આપની સર્વ મિ-લકત ધર્માદા કરવા માગો છો ? " " હા. "

" પણ આપના મૃત્યુ બાદ આપના આ વીલ સંબંધે વાંધો લેવામાં આવશે તો ? "

" નહિ, કોઇ વાંધો લેનાર નથી. " બુઠ્ઠાએ ઇશારતથી સમજાવ્યું.

" સાહેબ, " " વાઇલફોર્ટે પેલા વકીલને કહ્યું. " મારા પિતાને સારી રીતે ખાત્રી છે કે હું તેમની ઇચ્છાની કદી આડે આવનાર નથી. અનાથોને સહાય અર્થે ધર્માદા કરેલી મિલકત ઉપર હક્ક કરવો, એ મારા જેવી સ્થિતિના ગૃહસ્થને છાજે નહિ. "

બુઠ્ઠો આ સાંભળીને આનંદમાં આવી ગયો હોય તેમ તેની મુખચર્યા ઉપરથી લાગ્યું.

" ત્યારે આપનો શો વિચાર છે ? " વકીલે વાઇલફોર્ટને પૂછ્યું.

" બીજું કાંઇ જ નહિ. મારા પિતાએ એક વખત જે નિશ્ચય કર્યો તે તેઓ કદી પણ ફેરવે તેમ નથી. તેમની નવ લાખ ફ્રાંકની મિલકત કોઇક દવાખાનાને સહાય તરીકે આપી દેવાની તેમની ઇચ્છા

જણાય છે. પણ એક અપંગ અને અસ્થિર મગજના બુઢ્ઢાના તુરંગી-પણાને તાબે થવું એ મને પસંદ નથી; એટલે હાલમાં હું કાંઇ કહેવા માગતો નથી. પણ મને જે વખતે જે ગ્યોગ્ય લાગશે તેમ હું વર્તીશ."

આટલું બોલીને વાઇલફોર્ટ પોતાના પિતાને પોતાની મિલકતની વ્યવસ્થા તેની મરજી પ્રમાણે કરવા દેવાના હેતુથી ગુસ્સા અને તિરસ્કારથી દિવાનખાનામાંથી ચાલતો થયો. તેની પત્ની પણ તેની પાછળ પાછળ ગઇ. પછી તે જ દિવસે વીલ થયું, અને સાક્ષીઓને બોલાવી લાવી તેમની રૂબરૂ તે બુઢ્ઢાને વાંચી સંભળાવવામાં આવ્યું. તેણે પોતાની સંમતિ દર્શાવી. તેના ઉપર સાક્ષીઓ વિગેરે થયા પછી તે બધાની હાજરીમાં એક લીફાફામાં બંધ કરી તેને સીલ કરવામાં આવી, અને પછી તે વીલ તે વૃદ્ધના પોતાના વકીલને સંભાળી રાખવાને સોંપવામાં આવ્યું.

## પ્રકરણ ૬ ઠ્ઠું.

વાઇલફોર્ટ અને તેની પત્ની પોતાના દિવાનખાનામાં આવી પહોંચ્યાં, ત્યારે તેમણે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ત્યાં તેમની રાહ જોતો બેઠેલો જોયો. નોકરે તેને દિવાનખાનામાં બેસાડયો હતો. મેડમ વાઇલફોર્ટની માનસિક સ્થિતિ કાઉન્ટનો આદર–સત્કાર કરી શકવા જેવી તે વખતે ન હોવાથી તે કાઉન્ટને જોતાં જ પોતાના શયનગૃહમાં ચાલી ગઇ. વાઇલફોર્ટ પોતાનો ક્રોધ તથા તિરસ્કાર છૂપાવવાનો પ્રયત્ન કરતો દિવાનખાનામાં દાખલ થયો, પણ પોતાના હૃદયના વિચારોને સંપૂર્ણ રીતે તે છૂપાવી શકયો નહિ. કોઇ પણ

જોનારને તેનું હૃદય ઉપાધિ-યુક્ત હતું, એમ તેના ચ્હેરા પરથી સ્હેજમાં સમજાય તેમ હતું; અને આવી સ્થિતિ કાઉન્ટની તીક્ષ્ણ દૃષ્ટિની બ્હાર જાય તેમ નહોતું.

" અરે પ્રભુ ! " નમન હસ્તચુંબન વિગેરે ક્રિયા પૂરી થતાં મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું. " સાહેબ, આમ કેમ છે? આપની તબીયત કાંઇ સારી નથી કે આપ કાંઇ આફતમાં આવી પડેલા છો ? અગર હું આવ્યો ત્યારે કોઇ અપરાધીને દેહાંત દંડની શિક્ષા કરવાનો ઠરાવ લખવામાં રોકાએલા હતા ? "

વાઇલફોર્ટે હસવાનો પ્રયત્ન કર્યો.

" ના, ના. " વાઇલફોર્ટે જવાબ આપ્યો. " અત્યારે તો હું જ અપરાધીની દયાપાત્ર સ્થિતિમાં છું ! હું મારો પોતાનો જ કેસ હારી ગયો છું. દુર્ભાગ્ય, જીદ્દ, અને મૂર્ખાઇને લીધે જ મારો કેસ માર્યો ગયો છે. "

" આપ શું કહો છો સાહેબ !," મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " મને તો કાંઇ જ સમજ પડતી નથી. શું આપના ઉપર એવી કોઇ અતિ ગંભીર વિપત્તિ આવી પડી છે ? "

" અરે, " વાઇલફોર્ટે જરા તિરસ્કારયુક્ત હાસ્ય કરતાં કહ્યું. " અરે, એ તો મને એક પ્રકારનું પૈસાનું નુકસાન થયું છે. જવા દોને એ વાત ! એ તો એક ક્ષુદ્ર બાબત છે. "

" હા જી. આપનું કહેવું બરાબર છે. આપના જેવા શ્રીમન્ત મનુષ્યને પૈસાનો શો હિસાબ છે ! તેમ જ જ્ઞાની મનુષ્યને લક્ષ્મી તૃણવત્ છે. "

" પૈસાની મને એટલી બધી દરકાર નથી. જો કે નવ લાખ

ફ્રાંક એ કાંઇ નાની સુની રકમ કહેવાય નહિ, પણ તેના નુકસાનની મને કાંઇ પરવા નથી. છતાં જે શક્તિએ મારી સર્વ આશાઓ અને ભાવી લાભોનો વિનાશ કર્યો છે તે શક્તિ, જેને તમે નસીબ, કિસ્મત વિગેરે અનેક નામોથી ઓળખાવો છો, તેના ઉપર મને અતિશય ક્રોધ ચઢે છે. આ કિસ્મત મારૂં જ નહિ પણ મારા છોકરાનું ભાવિ પણ બગાડવા બેઠું છે. "

" શું કહો છો ? " કાઉન્ટ બોલ્યો. " નવ લાખ ફ્રાંક ! અરે એ કાંઇ શું નાની સુની રકમ કહેવાય ? અરે ભલભલા જ્ઞાનીઓ અને તત્વજ્ઞોને પણ તેના નાશ માટે લાગણી થયા સિવાય રહે નહિ. વારૂ સાહેબ, આપના દુઃખનું કારણ કોણ થઇ પડયું છે ? "

" મારા પિતા. " " મોં. નોરટીઅર ! પણ આપ સાહેબ પોતે જ મને એમ કહેતા હતા કે તે તો પક્ષાઘાતને લીધે કેવળ અપંગ થઇ ગએલા છે, અને તેમની શારીરિક તેમ જ માનસિક તમામ શક્તિઓનો વિનાશ થયો છે. "

" હા હા. તેમની શારીરિક શક્તિઓનો તો સંપૂર્ણ વિનાશ થએલો છે. તેઓ હાલવા ચાલવા અગર બોલવાને જરા પણ શક્તિ ધરાવતા નથી. પણ તેમની માનસિક શક્તિઓ તો બધી હજી તેવી ને તેવી જ સતેજ છે. હું હમણાં તેમની પાસેથી જ ચાલ્યો આવું છું. તેઓએ બે વકીલોને બોલાવ્યા છે અને પોતાનું છેલ્લું વીલ તૈયાર કરે છે. "

" પણ તેઓ બોલી શકે છે ખરા ? "

" અરે બોલી શકતા નથી, પણ તેઓ પોતાના હેતુઓ અને વિચારો ઘણી સારી રીતે સમજાવી શકે છે. "

" તે કેવી રીતે ? "

"આંખની મદદથી–આંખોની ઇશારતથી સમજાવી શકે છે."

"વહાલા," મેડમ વાઇલફોર્ટ આ દરમ્યાન દિવાનખાનામાં આવી પહોંચી હતી, અને આ વાર્તા સાંભળી રહી હતી તે બોલી. "તમે જરા આ દુ:ખને વધારે માની બેઠા છો."

"બાઇ સાહેબ, પ્રણામ !" કાઉન્ટે તેમને નમન કરતાં કહ્યું.

મેડમ વાઇલફોર્ટે સ્મિત હાસ્યથી તેનું નમન સ્વીકાર્યું.

"બાઇસાહેબ, આપના કુટુંબ ઉપર આફત આવી પડયાનું હું આ શું સાંભળું છું? એવી અણધારી વિપત્તિ કયાંથી આવી પડી ?––"

"ના ના. અણધારી કહી શકાય તેમ નથી." વાઇલફોર્ટ બોલી ઉઠયો. "કારણ કે તે એક બુઢ્ઢાના તરંગનું પરિણામ છે."

"વારૂ ત્યારે, તેમનો નિશ્ચય ફેરવવાનો કોઇ પણ ઉપાય નથી શું ?"

"હા હા. ઉપાય તો છે. મારા સ્વામી જો ધારે તો તેમના પિતાનો હાલનો વિચાર ફેરવી શકે તેમ છે, અને તેમ થાય તો તેમના પિતા પોતાની બધી મિલકત પાછી વેલેન્ટાઇનના નામ ઉપર કરી આપે."

આ બન્ને પતિ–પત્નીનું પરસ્પર સંભાષણ કાઉન્ટે સાંભળ્યું, પણ જાણે પોતાનું ધ્યાન તે તરફ ન હોય તેમ તે એડવર્ડ તરફ જોયા કરતો હતો. એડવર્ડ એક પાંજરામાં પક્ષીને પીવાના પાણીના પ્યાલામાં શાહી રેડી રહ્યો હતો.

"વહાલી," વાઇલફોર્ટે પોતાની સ્ત્રીને કહ્યું. "આ ઘરના કારભારમાં અત્યાર સુધી મેં કદી માથું માર્યું નથી; તેમ સર્વજગત

મારી ઇચ્છાને અનુસરીને જ ચાલે એવું પણ મારૂં ધારવું નથી. તોપણ મારા ઘરમાં મારી ઇચ્છાને બધાંએ માન આપવું જોઇએ, અને મારી લાંબા વખતની આશાઓ અને ઇચ્છાઓ એક ડચરાની મૂર્ખાઇ અને એક ચેલકીના તુરંગને લીધે ધૂળધાણી થઇ જાય, એમ હું કદી પણ બનવા દેવાનો નથી. બેરન-દ-એપીને મારો મિત્ર હતો એ વાત તારાથી અજાણી નથી, અને તેના પુત્રની શાથે મારી પુત્રીના વેવિશાળ થાય તેમાં જ આપણી આબરૂ અને હિત સમાએલાં છે."

"ત્યારે શું આપનું એમ ધારવું છે વહાલા" મેડમ વાઇલફોર્ટે પૂછ્યું. "કે આપના પિતા અને વેલેન્ટાઇન બન્ને મળી ગયાં છે ? વેલેન્ટાઇને આ લગ્નની વિરૂદ્ધ હંમેશાં પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે, એટલે કદાચ તેઓ બન્ને જણે એક થઇ જઇને આ યુક્તિ ઘડી કહાડી હોય એ પણ સંભવિત છે."

"પણ તું શું એમ સમજે છે કે આટલી મોટી નવ લાખ ફ્રાંકની મિલકત ઉપરથી તે રાજીખુશીથી પોતાનો હાથ ઉઠાવી લેશે ?"

"તે સંસારનો ત્યાગ કરીને જોગણ બની જવાને તૈયાર થઇ હતી, તે શું આપ વિસરી ગયા ? હું ધારૂં છું એ વાતને હજી પુરા બાર માસ પણ થયા નથી. તેણે તે વખતે મઠમાં દાખલ થવાની પોતાની ઇચ્છા દર્શાવી હતી.

"બસ ગમે તેમ હોય !" વાઇલફોર્ટે જવાબ આપ્યો. "એ લગ્ન થવાનું જ !"

"તમારા પિતાની મરજી નહિ છતાં ?" મેડમ વાઇલફોર્ટે નવીન તકરાર ઉઠાવી. "અરે એ તો એક ગંભીર બાબત કહેવાય !"

મોન્ટેક્રિસ્ટો જાણે કાંઇ ધ્યાન જ ન આપતો હોય તેમ તે એડવર્ડ

તરફ જોઇ રહ્યો હતો, પણ તે અક્ષરે અક્ષર ધ્યાન દઇને સાંભળતો હતો.

" હું સોગનપૂર્વક કહું છું કે આજ સુધી મને મારા પિતાને માટે ઘણા માનની લાગણી હતી; કારણ કે પિતા પુત્રના સંબંધને લીધે સ્વાભાવિક રીતે મારા હૃદયમાં માનની લાગણી હોય જ. તેમાં વળી વિશેષમાં તેમનું નૈતિક બળ અને ચારિત્ર્ય મારાથી હરેક પ્રકારે ચઢીઆતાં હતાં. મૂળે તો 'પિતા' એ શબ્દ જ પૂજ્ય અને માન્ય છે: તેનાં બે કારણ છે. એક તો તેઓ આપણા જીવનના કારણભૂત છે, અને બીજું તે આપણને શિક્ષણ વિગેરે આપી સન્માર્ગે લગાડનાર હોવાથી આપણા ગુરૂ છે; એટલે તેમની આજ્ઞા આપણે માન્ય કરવી જોઇએ. આ બધી વાત સત્ય છતાં હાલના સંજોગોમાં તો એક બુઢ્ઢાની 'ગામ ગએલી' બુદ્ધિ ઉપર વિશ્વાસ નહિ રાખવાનું મને સબળ કારણ છે. બેરન-દ-બેપીનેના ઉપર મારા પિતાને ઘણો દ્વેષ હતો. તે દ્વેષ એ બેરનના પુત્રની વિરૂદ્ધ તે હાલમાં કેળવવા માગે છે. આવા તેમના તુરંગોને વશ થઇને જો હું મારૂં વર્તન રાખું તો હું માત્ર હાંસીને જ પાત્ર થાઉં. તો પણ તેમના તરફ હું તેટલા અને તેવા જ માનપૂર્વક વર્તીશ. મને તેમણે પોતાના વારસામાંથી બાતલ કર્યો છે, તે વિષે હું કદી પણ ફરીઆદ કરવાનો નથી. શાંતિથી સહન કરીશ. પણ મારા પોતાના નિશ્ચયને તો હું વળગી રહેવાનો જ, કે જેથી દુનીયા જોઇ શકે કે તેના વિચારો સત્ય છે. એટલે મારી પુત્રીનાં લગ્ન તો મેં હાલ ધારેલાં છે તેની સાથે જ કરવાનો; કારણ કે મારી એવી ખાત્રી છે કે તેને માટે તે જ યોગ્ય સ્થાન છે. વળી મારી મરજી આવે તેની સાથે મારી પુત્રીનાં લગ્ન કરવાને હું મુખત્યાર છું."

" શું ? શું ?" કાઉન્ટ બોલી ઉઠયો. કારણ વાઇલફોર્ટ પોતાના ભાષણ દરમ્યાન વારંવાર તેનો મત જાણવાને તેના તરફ જોયા કરતો હતો. " શું આપ આપની પુત્રીનાં લગ્ન મોં. દ–એપીનેની સાથે કરવા માગો છો તેથી આપના પિતાશ્રી આપના કુટુંબનાં તમામ મનુષ્યોને વારસામાંથી બાતલ કરે છે ?"

"હાજી. તેજ કારણ છે." વાઇલફોર્ટે ખભા ચઢાવતાં જવાબ આપ્યો.

" દેખાઇતું કારણ તો એજ છે. " મેડમ વાઇલફોર્ટ વચમાં જ બોલી ઉઠી.

"અરે એ જ ખરૂં કારણ છે. હું મારા પિતાને બરાબર ઓળખું છું." વાઇલફોર્ટે કહ્યું.

" પણ મને તો આ એક આશ્ચર્ય લાગે છે! મોં. દ–એપીનેના તરફ આપના પિતાને આટલો બધો દ્વેષ કેમ છે ? તે યુવકે તેમનું શું બગાડયું છે ?" મેડમ વાઇલફોર્ટે પૂછયું.

" હું ધારૂં છું કે મોં. ફ્રાંઝ–દ–એપીનેને હું સારી રીતે ઓળખું છું." કાઉન્ટ વચમાં જ બોલી ઉઠયો. "જનરલ કવીન્સેલ જેને પાછળથી નવમા ચાર્લ્સ રાજાએ બેરન–દ–એપીનેનો ઇલકાબ આપી ઉમરાવ બનાવ્યો હતો તેનો પુત્ર જ કે બીજો કોઇ ?"

" હા હા, તેજ."

" વારૂ ત્યારે, તે જ જો હોય તો તે તો મારા ધારવા પ્રમાણે એક ઘણો ફાંકડો યુવાન છે." કાઉન્ટે કહ્યું.

" હા હા. આપ કહો છો તે ખરૂં છે. તે ઘણો ફાંકડો યુવાન છે અને તેથી મને તો "એમ લાગે છે કે પોતાની પૌત્રીનાં લગ્ન ન થવા દેવાના ઇરાદાથી જ આ એક નિરર્થક બ્હાનું તેઓ લઇ બેઠા

છે. બુઢ્ઢા માણુસો હમેશાં સ્વાર્થી જ હોય છે. વેલેન્ટાઇનનાં લગ્ન થાય એટલે તેઓ નિરાધાર થઇ જાય એજ ભયને લીધે તેઓએ આ તોફાન માંડયું છે. ” મેડમ વાઇલફોર્ટે કહ્યું.

“ પણુ આ દ્વેષનું કાંઇ કારણુ તો હોવું જ જોઇએ ને ? ” મોન્ટેક્રિસ્ટોએ વાતમાં રસ લેતાં પૂછયું.

“ કોણુ જાણે શુંએ કારણુ હશે ! ” મેડમ વાઇલફોર્ટે છણુકો કર્યો.

“ કદાચ કાંઇક રાજકીય બાબતોને લીધે એક બીજાને દ્વેષ થવાનું કારણુ બન્યું હશે ? ”

“ મારા પિતા અને બેરન-દ-એપીનેના સમય-વિપ્લવ અને રાજયક્રાન્તીના તોફાનના દિવસો હતા. ” વાઇલફોર્ટે કહ્યું. હું તો તે સમયે બાળક હતો એટલે છેવટના દિવસોનું જ મને સ્મરણુ છે.”

“ શું આપના પિતા બોનાપાર્ટના પક્ષના નહોતા ? ” મોન્ટેક્રિસ્ટોએ પૂછયું. “ હું ધારૂં છું આપે જ મને એક વખત તેવું કહેલું.”

“ મારા પિતા એક રાજયકાર્યકુશળ તર્કટી પુરૂષ હતા. તેઓને બોનાપાર્ટના પક્ષના કહેવા કરતાં કાવતરાખોર કહેવા એ વધારે ઠીક થશે. સ્થાપિત સત્તા સામે બળવો ઉઠાવવો એ જ તેઓ પોતાનું કર્તવ્ય સમજતા. ” વાઇલફોર્ટ પોતાના મનનો ઉભરો કાઢવામાં ડહાપણુની હદ કુદાવી ગયો. “ નેપોલીઅને તેમને પોતાની રાજસભાના સભાસદ બનાવ્યા તેથી તેમના સ્વભાવમાં કાંઇ ફેરફાર થયો નહિ. મારા પિતાએ જે કાવતરૂં રચ્યું તે શહેનશાહ નેપોલીઅનને પાછો આણીને તેને પુનઃ રાજ્યારૂઢ કરાવવાના ઇરાદાથી નહિ, પણુ બુરબન રાજાઓની વિરૂદ્ધ વર્તન કરવા માટે જ. ”

" ત્યારે તો મારૂં ધારવું બરાબર છે. " મોન્ટેક્રિસ્ટો બોલ્યો.

" તેમને બન્નેને રાજકીય સિદ્ધાંતોનો જ દ્વેષ થએલો. જનરલ એપીનેએ નેપોલીઅનની સેવા સ્વીકારા હતી, છતાં અંતરથી તો તે બુરબન વંશના પક્ષનો હતો. હું ધારૂં છું કે બોનાપાર્ટના અનુયાયીઓમાંના કોઇકે જેનું ખૂન કર્યું હતું, તે એ જનરલ હોવો જોઇએ ?"

વાઇલફોર્ટ ભયભીત ચ્હેરે કાઉન્ટના સામે જોઇ રહ્યો.

" શું મારૂં ધારવું ભૂલભરેલું છે ? " કાઉન્ટે ફરીથી પૂછ્યું.

" ના ના. આપે જે હકીકત કહી તે બધી સત્ય જ છે. " મેડમ વાઇલફોર્ટ બોલી. " અને એ જુના વૈર અને દ્વેષને ભૂલી નાંખવાના ઇરાદાથી જ મારા સ્વામીએ આ લગ્ન કરવાનો વિચાર કરેલો છે. "

" અરે એ તો ઘણો ઉમદા વિચાર કહેવાય ! એવી ઉદારતા તો આખા જગતમાં પ્રશંસાપાત્ર ગણાય ! મોં. નોરટીઅરની પૌત્રીનાં 'એપીને' કુટુંબના વારસ સાથે લગ્ન થાય તો એથી તો બન્ને કુટુંબોની મહત્તામાં વધારા થયે ! "

વાઇલફોર્ટ કંપવા લાગ્યો. તેને કાઉન્ટના શબ્દોમાં શંકા આવી. તેણે મોન્ટેક્રિસ્ટોના તરફ તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી, અને કાઉન્ટની મુખચર્યા ઉપરથી તેના હૃદયગત વિચારો સમજવાને તે પ્રયત્ન કરવા લાગ્યો. પણ કાઉન્ટે તો પોતાનું મુખ એવું ઠાવકું રાખ્યું કે વાઇલફોર્ટને તેના શબ્દોમાં કાંઇ ગુહ્ય હેતુ રહેલો હોય, એમ માનવા કાંઇ કારણ જ મળ્યું નહિ. વાઇલફોર્ટે તો કાઉન્ટના મુખ ઉપર હંમેશ માફક હાસ્ય ફરકી રહેલું જોયું, અને તેની શંકા દૂર થઇ ગઇ.

"જો કે" વાઇલફોર્ટ બોલ્યો. " વેલેન્ટાઇનને વારસામાંથી

બાતલ કરવાથી નુકસાન ઘણું થશે, તો પણ તેથી લગ્ન બંધ રહેવાનું કાંઇ પણ કારણ નથી. વળી તેનો સ્વામી થનાર પણ એવા પૈસાના નુકસાનને ગણકારે તેમ નથી. આવા અમારા આત્મત્યાગથી તો તે વધારે ખુશ થશે અને આવા સંજોગોમાં પણ મેં તેને જે વચન આપેલું છે, તે પાળવાથી તો તેને મારે માટે વધારે માન પેદા થશે. વળી વેલેન્ટાઇનને તેની માતાની મિલકત મળવાની છે એ તેના જાણવા બ્હાર નથી. તેની માતાનાં વૃદ્ધ માતા પિતા હજી જીવંત છે. તેઓનો તેના ઉપર અતિશય સ્નેહ છે એટલે ઘણું કરીને તેઓ પણ પોતાની મિલકત તેને જ આપી જશે એમ મારૂં ધારવું છે."

"અરે તેઓ પણ વૃદ્ધાવસ્થાને લીધે અપંગ જેવાં જ થઇ ગએલાં છે." મેડમ વાઇલફોર્ટે કહ્યું. "વળી તેઓ એકાદ મહિનામાં પેરીસ આવનાર છે એટલે તેના પિતામહે જ્યારે તેનું આવું અપમાન કર્યું છે, તો પછી તેણે હવે તે બુઢ્ઢાની એટલી બધી દરકાર કરવાનું કાંઇ કારણ રહેતું નથી."

આ મહત્વાકાંક્ષાના અંત અને સ્વમાનના ભંગની વાર્તા સાંભળીને કાઉન્ટને અંતઃકરણમાં ઘણો આનંદ અને સંતોષ થયો.

"પણ મને તો એમ લાગે છે" મોન્ટેક્રિસ્ટો પોતાના આંતરિક વિચારોને સંતાડીને બોલ્યો. "કે મો. નોરટીઅર આપની પુત્રીને ભલે પોતાની મિલકત આ લગ્નના કારણે આપવાને ના પાડે; પણ આ બિચારા એડવર્ડને તે આપવાને કાંઇ પણ વાંધો હોઈ શકે જ નહિ. આવા નિર્દોષ અને સુંદર બાળકના વિરૂદ્ધ તેઓને ફરીઆદ કરવાનું કાંઈ પણ કારણ હોવાનો સંભવ જ નથી."

"બરાબર." મેડમ વાઇલફોર્ટ બોલી. "કહો સાહેબ, આ એક અન્યાયની અને શરમભરેલી વાત નથી? મારો ગરીબ બિચારો

બાલક શું મોં. નોરટીઅરનો પૌત્ર નથી ? જેટલો વેલેન્ટાઇનનો તેટલો જ બલકે તેનાથી પણ શ્રેષ્ઠ હક્ક એડવર્ડનો ગણાય. તો જ્યારે વેલેન્ટાઇનને પોતાની મિલ્કત આપવાને તેમને વાંધો નહોતો તો પછી એડવર્ડને શું વાંધો આવે છે તે ? વેલેન્ટાઇનને તે બુઢ્ઢાની મિલકત મળી તોએ શું અને ન મળી તો પણ શું ? તેને તો ચારે બાજુથી વારસો મળવાના છે !"

કાઉન્ટ માત્ર સાંભળી જ રહ્યો. તે કાંઇ બોલ્યો નહિ.

"કાઉન્ટ," વાઇલફોર્ટ બોલ્યો. "માફ કરજો સાહેબ, આપને ક્યારનાં અમે અમારી વિપત્તિઓની કર્મ-કથાઓ વર્ણવીને કંટાળો આપી રહ્યાં છીએ; પણ હવે એ વાત પડતી મૂકીએ. મારા પિતા કાંઇ પણ કારણ સિવાય અમને બધાને વારસામાંથી બાતલ કરવા માગે છે; એટલે હવે મારા પિતાની મિલકત કોઇ ધર્માદા સંસ્થાને આપી દેવામાં આવશેજ. પણ એક બુદ્ધિવાન્ અને સ્વમાનવાળા પુરૂષની માફક મેં મારૂ વર્તન રાખેલું છે એથી મને પોતાને સંતોષ છે. મેં મારા ભાવી જામાતાને એ રકમનું વ્યાજ હંમેશાં મળશે, એવું વચન આપેલું છે, અને તે વચન હું ગમે તેમ કરીને પણ પાળીશ. તેમ કરતાં મારે ભિખારી બનવાનો પ્રસંગ આવશે તો તે પણ હું સહન કરીશ."

"તોપણ" મેડમ વાઇલફોર્ટે કહ્યું. "આ દુર્ભાગ્યની વાતથી આપણે 'મોં. દ-એપીને' ને જાણીતા કરવા જોઇએ કે જેથી તેમની નામરજી હોય તો આ લગ્નની ના પાડવાને તેમને તક મળે."

"અરે એ તો એક મોટું સંકટ કહેવાય !"

"મોટું સંકટ જ ! એમાં જરા પણ સંશય નહિ !"

" સંકટ નહિ તો બીજું શું ? " વાઇલફોર્ટ બોલ્યો. " એક વિવાહ નક્કી કર્યા પછી તે તોડી નાંખવાથી છોકરીની કેટલી ફજેતી થાય ! વળી વધારામાં જે જુની અફવાઓને દાબી દેવાને હું આટલી બધી આતુરતાથી પ્રયત્ન કરૂં છું, તે અફવાઓ ચાલવા માંડશે ! અરે એટલું જ નહિ પણ વધારે જોસ પકડશે ! મોં. દ–એપીને જો એક આબરૂદાર માણુસ હશે, તો તે આ કારણે પોતાનું વચન પાળવાને વધારે તૈયાર થશે. પણ જો માત્ર લોભને લીધે જ તેણે કબુલ કર્યું હશે તો તો તે જાણે ! પણ મને તો તે કેવળ અશક્ય જ લાગે છે ! "

" મારો મત આપને મળતો છે. " કાઉન્ટ બોલ્યો. " અને જો મારે તે યુવાન સાથે તેને શિખામણ દેવા અગર સલાહ આપવા જેવો ગાઢો સંબંધ હોત તો તુરત જ લગ્ન કરી નાંખવાને હું તેને સમજાવત. આટલો બધો માન અને આબરૂ ભરેલો સંબંધ સંતોષકારક અને વિજયી નિવડે એમાં મને તો જરા પણ શક નથી. "

આ વાત સાંભળીને વાઇલફોર્ટ ખુશ થઇ ગયો. તેની સ્ત્રીનું મન જરા કચવાતું લાગ્યું.

" વારૂ ત્યારે, મારે પણ એટલું જ જોઇતું હતું. આપના જેવા સલાહકારની સલાહ પ્રમાણે જ હું ચાલીશ. " વાઇલફોર્ટે મોન્ટેક્રિસ્ટોને પોતાનો હાથ આપતાં કહ્યું. " ચાલો ત્યારે આજે બનેલો બનાવ વિસરી જાઓ. ગઇ ગુજરી વિસરી જાઓ, અને જાણે કે કાંઇ બન્યું જ નથી તેવી રીતે માનીને આપણે જે નિશ્ચય કર્યો છે તેમાં કાંઇ પણ ફેરફાર કરવાની જરૂર નથી. "

" સાહેબ, " કાઉન્ટે કહ્યું. " જગત્ અન્યાયી છે, તોપણ તે આપના આ નિશ્ચયથી રાજી થશે. આપના મિત્રો આપને માટે ઘણા મગરૂર થશે. વળી 'મોં. દ–એપીને' ને આપ મિલકત આપવાના છો જ.

પણ કદાચ મિલકત ન મળવાની હોય તો પણ તેઓ આપની પુત્રીને હાથ મેળવવાને ભાગ્યશાળી થાય તેને માટે તેમને પણ ઘણો આનંદ થાય; કારણ કે જે કુટુંબ પોતાનું વચન પાળવાને અને પોતાની ફરજ બજાવવાને આવો આત્મભોગ આપે, તેવા કુટુંબ સાથે સંબંધ બંધાય એ પણ એક તેના મહાભાગ્યની વાત જ કહેવાય. ”

આટલું કહીને કાઉન્ટ ઘેર જવાને ઉભો થયો.

“ આપ જવાને તૈયાર થયા શું ? ” મેડમ વાઇલફોર્ટે પૂછયું.

“ બાઇસાહેબ, હું ઘણો દિલગીર છું કે મારે જવું પડે છે. હું તો અહિં આજે માત્ર આપને શનીવારના દિવસે મારે ત્યાં મિજબાનીમાં આવવાને આપે પેલું જે વચન આપેલું છે, તેનું આપને સ્મરણ કરાવવાને આવેલો હતો. ”

“ કેમ વારૂ, આપને એવી ધાસ્તી લાગી કે અમે તે ભૂલી જઇશું ?”

“ બાઇસાહેબ, આપનો તો તેવો કોઇ જાતનો વાંધો અગર ચિન્તા જ નથી, પણ આપના પતિને મહત્વની જરૂરની ઘણી ઘણી બાબતો ઉપર ધ્યાન આપવાનું હોય છે.”

“ મહાશય, મારા પિતાએ આપને વચન આપેલું છે. ” તેણે કહ્યું. “ ગમે તેવું ભારે નુકસાન ખમવું પડે તેમ હોય તોપણ તેઓ પોતાનું વચન પાળવાને હમેશ તત્પર હોય છે એ આપે હમણાં જ નજરે જોયું છે. તો પછી જે વચન પાળવામાં હાનીને બદલે લાભ જ થવાનો હોય તેવું વચન પાળવાને તેઓ કદી ચુકે જ કેમ ? ”

“ એ તો જાણે ઠીક. ” વાઇલફોર્ટ વચમાં જ બોલી ઉઠયો. “ મીજબાનીની વ્યવસ્થા ચેમ્પસ એલીસીસના આપના મકાનમાં જ રાખી છે કે કોઇ બીજા સ્થળે ? ”

“ અરે ! સારૂ થયું સાહેબ, કે આપે આ પ્રશ્ન કાઢયો. નહિ

તો આપને નિરર્થક તસ્દી પડત. બીજબાની પેરીસમાં રાખી નથી પણ ગામ ઉપર વ્યવસ્થા કરી છે. આપે ત્યાં પધારવાને તસ્દી લેવાની હોવાથી આપની કૃપા દ્વિગુણિત થશે."

"ગામ ઉપર ?" "હા જી." "ક્યાં, ક્યાં, પેરીસની નજીકમાં જ છે ને ?" "અરે ઘણું જ નજીક. આ રહ્યું. અરે માત્ર ત્રણ ચાર માઇલ જ થાય ! ઓટવીલ જ !"

"ઓટવીલમાં ?" વાઇલફોર્ટે પૂછ્યું. "એમ કે ? હાં, હાં. મને મારી પત્નીએ કહ્યું હતું ખરૂં કે ઓટવીલમાં આપે મકાન રાખેલું છે. વારૂ, ત્યાં કયા ભાગમાં આપ રહો છો વારૂ ?"

"ફ્રોન્ટન મોહોલ્લામાં." "ફ્રોન્ટન મોહોલ્લામાં ઃ એમ કે ! કયું મકાન વારૂ ?" "નંબર અઠ્ઠાવીસનું." "ત્યારે એ મકાન તો મોં. દ–સેઇન્ટ મીરાનનું જ. શું એ મકાન આપે રાખ્યું છે ?"

"શું એ મકાન મૂળ મોં. દ–સેઇન્ટ મીરાનનું હતું ?" મોન્ટેક્રિસ્ટોએ અજાણ્યા થઇને પૂછ્યું.

"હા હા." મેડમ વાઇલફોર્ટ બોલી ઉઠી. "અને એક વાત હું આપને કહું તો તે આપના માન્યામાં પણ કદી નહિ આવે—"

"શું શું ? એ મકાન આપને સારૂં નથી લાગતું ?"

"મને તો સુંદર લાગે છે." "પણ મારા પતિ તો તે મકાનથી દૂર નાસે છે."

"એમ ?" મોન્ટેક્રિસ્ટો બોલ્યા. "સાહેબ, એ તો એક જાતનો નકામો વ્હેમ કહેવાય. આપના જેવા સુશિક્ષિત અમલદાર આવી જાતનો વ્હેમ રાખે એ કાંઇ મારાથી સમજી શકાતું જ નથી."

"મને તો ઓટવીલ જ પસંદ નથી, સાહેબ." વાઇલફોર્ટે શાંતતા જાળવવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"વારૂ, પણ સાહેબ આપનો તિરસ્કાર એટલી બધી હદે તો નહિ પહોંચે કે જેથી આપ સાહેબ મારૂં મકાન પાવન કરવાને પધારવાનો વિચાર માંડી વાળો ?"

"ના ના. કાઉન્ટ, આપને હું ખાત્રી આપું છું કે મારાથી બનતું હું કરીશ." વાઇલફોર્ટે અચકાતાં અચકાતાં જવાબ આપ્યો.

"ના ના સાહેબ, એવાં ખોટાં બ્હાનાં કાંઇ ચાલવાનાં નથી. શનીવારે સાંજના બરાબર છ વાગતાં જો આપ સાહેબ નહિ પધારો તો પછી મારે એવું જ માનવું પડશે કે એ મકાનના સંબંધમાં કાંઇક ભયંકર અફવા અગર ગોટાળો હોવો જોઇએ. કારણ, તેમ નહિ તો વીસ વરસ સુધી બંધ પડી રહેલા તે મકાનના સંબંધમાં અમારે બીજું શું સમજવું ?"

"ના ના કાઉન્ટ, હું જરૂરથી આવીશ જ." "લ્યો સાહેબ, ત્યારે હવે સેવકને રજા છે."

"પણ આપ કાંઇક જવાની વાત કરતા હતા ને ? વાત કરતાં કરતાં વળી આપનું ધ્યાન બીજે દોરવાઇ ગયું લાગે છે." મેડમ વાઇલફોર્ટે પૂછ્યું.

"બાઇ સાહેબ, આપને કહેવાની મારી હિંમત ચાલતી નથી." "છે ! છે !"

"ત્યારે હું કાંઇક નવીન ચીજ જોવા જવાનો છું." "એવી નવીન ચીજ વળી શું છે ?" "તાર ઓફીસ અને તારના સંદેશા પહોંચાડવાનું યંત્ર"

"વારૂ કયી ઓફીસમાં આપ જવાના છો."

"હું મોટી ઓફીસોમાં જવાને માગતો નથી. ત્યાં તો ત્યાંના લોકો બરાબર જોવા અને જાતે સમજવા દે નહિ. હું તો એકાદ

દૂરની નાની ઓફીસમાં જઈશ, કે જ્યાં એકાદ બણુચક જેવો માણુસ હોય એટલે મને બરાબર સમજી લેવાને વાંધો આવે નહિ."

"આપ પણુ ઘણુા વિચિત્ર આદમી લાગો છો !"

"વારૂ સાહેબ, પણુ સ્પેઇન સાથેના સંદેશા ચલાવવાની લાઇન હું ધારૂં છું અભ્યાસ કરવાના કામે ઠીક પડશે નહિ વારૂ ?" મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

"હા હા." "ઠીક ત્યારે, આપણે શનીવારે મળીશું ત્યારે હું શું શું જોઇ આવ્યો, અને શું શિખી આવ્યો તે આપને જણાવીશ."

કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો દિવાનખાનામાંથી બ્હાર નિકળ્યો. બારણા આગળ પેલા બન્ને વકીલો મળ્યા. તેઓ વીલ પુરૂં કરીને જતા હતા.

---

## પ્રકરણ ૭ મું.

---

બીજે દિવસે સવારમાં કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોએ ઓરલીઓનો રસ્તો લીધો. તે 'મોન્ટલેરી'ના ટાવર નજીક પહોંચ્યો. તે તરફના સપાટ પ્રદેશમાં આ એક ઉંચામાં ઉંચો ટાવર હતો. ટેકરી આગળ પહોંચ્યો એટલે તે ઘોડા ઉપરથી ઉતરી પડયો, અને એક નાની સરખી આડી અવળી પગથીના માર્ગે ટેકરીની ઉપર ચઢવા લાગ્યો. ઉપર ગયો ત્યારે એક ચારે બાજુએ ફરતી વાડ તેના જોવામાં આવી.

મોન્ટેક્રિસ્ટોએ અંદર પેસવાનો દરવાજો શોધવા માંડયો. આમ તેમ નજર કરતાં તેને એક નાનો સરખો દરવાજો દેખાયો. આ દર-

વાજો બંધ હતો. કાઉન્ટે જરા માથાકુટ કરી એટલે તે ઉઘડયો. તે અંદર પેઠો એટલે એક નાના સરખા બાગમાં પોતે આવી પહોચ્યો હતો એમ તેને માલુમ પડયું. સામે જ તેને પેલો મિનારો દેખાયો. બાગ જોઇને તે જરા ખુશ થયો. " અહિંઆં કામ કરતા માણુસે કાં તો કોઇ ખાસ માળીને રાખેલા હોવા જોઇએ, અગર તો તેને બાગ ઉછેરવાનો ઘણો શોખ હોવો જોઇએ. " તે મનમાં બબડયો.

જરા આગળ ચાલતાં તેનો પગ કોઈને લાગ્યો હોય એમ તેને જણાયું. તુરત જ છોડવાની ઘટામાંથી એક પચાસેક વર્ષનો મનુષ્ય બહાર નીકળી આવ્યો. આ માણસ કાંઇક ફૂલ વીણુતો હતો. તેના હાથમાંથી મોન્ટેક્રિસ્ટોને જોઇને પેલાં ફૂલ પડી ગયાં.

" કેમ મહેરબાન, " મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. " આપ તો કાંઇ ફૂલ વીણુવામાં રોકાએલા છો ને ? "

" માફ કરો સાહેબ, " તેણે નમન કરતાં જવાબ આપ્યો. " હું હમણાં જ આવ્યો છું. થોડી વાર જ થઇ. "

" કાંઈ વાંધો નહિ દોસ્ત. ચાલો તમારૂં એ કાર્ય બાકી હોય તે પુરૂં કરી લો! "

" સાહેબ, હજી બીજાં દસ ફૂલ બાકી છે. " પેલા માણુસે જવાબ આપ્યો. " આ વખતે જરા ગરમી ઠીક પડી છે એટલે પાક સારો થયો છે. ગયા વરસ કરતાં આ વરસે ઘણું સારૂં છે. ચાલો ત્યારે હું બધાં ભેગાં કરી લઉં. અરે પણુ ત્રણુ નંગ ખુટતાં જણુાય છે. આ પાસે જ પેલી ખેડુતના ઝુંપડી જણુાય છે તે ખેડુતનો ચેલ્લકો ઘણો ખરાબ છે. તે આવીને ઉપાડી ગયો હશે. સાલો બદમાસ છે ખરેખરો ! એનું પરિણામ કેવું આવશે તેની એને જરા પણુ સમજ નથી. "

" એ તો ખરેખર ખોટું જ કહેવાય. " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " પણ જવા દો બિચારાને હવે. એ તો છોકરાં બધાં એવાં જ હોય ! તેમને કાંઇ ભાન છે ? "

" હા. હા. એ તો ઠીક છે, પણ મારૂં તો નુકસાન થાય છે ને ? પણ સાહેબ માફ કરજો; આપ કોઇ અમલદાર હશો, અને આપનો અમૂલ્ય સમય હું નિરર્થક ગુમાવી રહ્યો છું. " એમ કહેતો તે કાઉન્ટના તરફ જરા ભયભીત દૃષ્ટિથી જોઇ રહ્યો.

" શાંત થા દોસ્ત. " કાઉન્ટે હસતાં હસતાં કહ્યું. " જરા પણ ગભરાવાનું કારણ નથી. હું તારો ઇન્સ્પેકટર નથી. હું તો એક પ્રવાસી છું. જીજ્ઞાસાનો માર્યો અહિં આવી ચઢયો છું, અને તમને ખોટી કરી રહ્યો છું તે માટે દિલગીર છું. "

" અરે મારો સમય કાંઇ એટલો બધો કિમતી નથી ! " પેલાએ જરા દિલગીરી ભરેલા હાસ્યથી કહ્યું. " તોપણ મારે એટલું તો કહેવું પડશે કે મારા વખતની માલકી મારી નથી, પણ સરકારની છે. તેથી મારે વખત ગુમાવવો જોઇએ નહિ. પણ એક કલાક વિ-શ્રાંતિનો ઠરેલો છે, તેમાં દસ મિનિટ બાકી હતી એટલામાં મને આ ફૂલો સાંભરી આવ્યાં. જંગલી ઉંદરો તે ખાઈ જાય છે, એટલે મારે ખાસ કાળજી રાખવી પડે છે. "

દરેક માણસને એકાદ બાબતનો નાદ હોય છે જ. આ માણ-સને બાગ ઉછેરવાનો હતો.

" આપ શું અહિંઆં વિદ્યુત્ સંદેશનાં યંત્ર જોવાને આવ્યા હતા ?"

" હા, હા. જો તેમાં કાંઇ વાંધો ન હોય તો. "

" ના ના. એવું કાંઇ જ નથી. એવો કાંઇ હુકમ નથી. માત્ર

અમારે કાળજી રાખવી પડે તે એ કે કોઇ એનો ગેર ઉપયોગ કરે, અગર બગાડે નહિ, અને અમારા સંદેશા કોઇ જાણી જાય નહિ."

"મેં એવું સાંભળ્યું છે કે કેટલીક વખત તો તમે જે નિશાનીઓ કરો છો, અને સંદેશાઓ મોકલો છો, અગર લો છો, તે તમે પોતે જ સમજતા નથી, એ વાત શું ખરી છે?" કાઉન્ટે પોતાની અજ્ઞાનતા બતાવવાના ઇરાદાથી પૂછ્યું.

"હા હા, ખરી વાત છે, અને મને તો તેવા સંદેશા વધારે પસંદ છે."

"કેમ વારૂ, એમ કેમ?"

"કારણ કે તેમાં મારે માથે જોખમદારી કોઇ પણ પ્રકારની રહેતી નથી. હું તો માત્ર એક યંત્રરૂપ હોઉં છું. મારે તો માત્ર કામ કરવાનું હોય છે. બીજું કાંઇ જ નહિ. જે પ્રમાણે નિશાનીઓ કરવાનું મને કહેવામાં આવે, તેની સંજ્ઞાઓ કરવી એજ એક માત્ર મારૂં કર્તવ્ય રહે છે."

"શું આ માણસ લોભ અગર મહત્વાકાંક્ષા વગરનો છે? જો તેમ હશે તો મારી બાજી બધી કથળી જશે." કાઉન્ટે મનમાં વિચાર કર્યો.

"સાહેબ, હવે સમય થયો છે. ચાલો આપણે ઉપર જઇએ."

"ચાલો."

તેઓ મિનારા ઉપર ચઢવા લાગ્યા. તેને ત્રણ માળ હતા. પહેલા માળે બાગ–બગીચાને લગતાં હથીઆરો, ઓજારો અને સામાન રાખેલાં હતાં. બીજા માળે રહેવાની જગા હતી, તેમાં કેટલોક ઘર શૃંગારનો હલકી પ્રતિનો સામાન જણાતો હતો.

" આ યંત્ર ચલાવવાની કલા શિખવામાં ઘણો વખત લાગતો હશે કે ? "

" ના રે ના સાહેબ, તે શિખવામાં કાંઈ લાંબો સમય લાગતો નથી. પણ સાહેબ, નોકરીમાં કાયમ થતાં ઘણો વખત લાગે છે; અને અહિંથી ત્યાં વારંવાર દોડાદોડ કરવી પડે છે, તેનો ઘણો કંટાળો લાગે છે. " પેલા માણસે રોદડા રોવા માંડયા.

" વારૂ તમારો પગાર શું છે ? "

" વાર્ષિક એક હજાર ફ્રાંક સાહેબ. " " અરે એ તો કાંઇ જ નથી એમ કહેવાય. "

" પણ સાહેબ અમને રહેવાનું મફત મળે છે ને ! "

તેઓ ત્રીજે મજલે ગયા. અહિંઆં ઓફીસ હતી. મોન્ટેક્રિસ્ટોએ યંત્ર જોયું.

" આ કામ જરા રસ પડે તેવું તો લાગે છે. પણ હમેશનું થાય એટલે પછી તો તે કંટાળો આપતું હશે જ ! " મોન્ટેક્રિસ્ટોએ ટીકા કરી.

" હાજી. પ્રથમ તો મારી ડોકી જ રહી જતી, પરંતુ એક વરસ મ્હાવરો થયા પછી હવે મને કાંઇ લાગતું નથી. વળી અમને વિશ્રાંતિનો સમય મળે છે અને તહેવારો મળે છે. "

" તહેવારો મળે છે ? "

" હા જી. ધુમસ વરસતું હોય છે ત્યારે. "

" હાં હાં. "

" હા. ધુમસના દિવસે અમારૂં યંત્ર કામ કરી શકતું નથી. તેથી તે દિવસો અમારે આનંદના હોય છે. તે દિવસે બધો વખત હું બાગની સંભાળ લેવામાં જ ગાળું છું. "

" વારૂ, તમને નોકરી કરતાં કેટલી મુદત થઇ ? "

" દસ વરસ કાયમ થયે થયાં. તે ઉપરાંત પાંચ વરસ હંગામી નોકરી કરી તે મળીને પંદર વરસ. "

" એટલે તમારી ઉમ્મર—"

" મને પંચાવન વરસ થયાં સાહેબ. "

" વારૂ કેટલાં વરસ નોકરી કરો તો તમારો પેનશનનો હક થાય ? "

" પચીસ વરસ. " " અને તમારૂં પેનશન કેટલું બંધાય ? "

" એકસો ક્રાઉન. "

" ગરીબ બિચારો ! " મોન્ટેક્રિસ્ટો બબડયો.

" આપે શું કહ્યું સાહેબ ? "

" હું તો એમ કહેતો હતો કે આ બધું ઘણું રમુજી છે. "

" શું રમુજી છે ? " " આ બધું જે તમે મને બતાવો છો તે. વારૂ શું તમારૂં કહેવું એમ છે કે બીજા સ્ટેશનથી તમારા તરફ જે સંજ્ઞાઓ કરવામાં આવે છે, તે સંજ્ઞાઓ તમે પાછા તમારા પછીના સ્ટેશને પહોંચાડો છો, પણ તમે તેમાં કાંઇ પણ સમજતા નથી ?"

" ના ના. જરા પણ નહિ. અમે તો માત્ર જેવી સંજ્ઞાઓ અમને મળે તેવી આગળ પહોંચાડીએ. "

" પણ તમે કદી સમજવાને પ્રયત્ન પણ કરતા નથી ?"

" કદી નહિ. શા માટે પ્રયત્ન કરવો ? " " પણ કેટલીક સંજ્ઞાઓ તો માત્ર તમને જ કરવામાં આવતી હશે ? " " હાજ તો."

" ત્યારે તેવી સંજ્ઞાઓ તો તમે સમજતા હશો ને ?"

" અરે, તે તો સમજીએ જ તો ! તે તો હમેશાં તેની તે જ

હોય છે !" "એટલે કેવીક હોય છે ?" "કાંઇ નવીન સમાચાર નથી; તમને એક કલાકની વિશ્રાંતિની રજા છે; અગર આવતી કાલે; એવી સર્વ સામાન્ય પ્રકારની સંજ્ઞાઓ હોય છે." "અરે એ તો રહેલી હશે. પણ જુઓ જુઓ કાંઇક સદેશો આવતો જણાય છે."

"હા જી. આપે મારૂં ધ્યાન ખેંચ્યું એ ઠીક થયું."

"વારૂ એ સંદેશો શું કહે છે ? તમને કાંઇ સમજાય છે ?"

"મને પૂછે છે કે હું તૈયાર છું કે કેમ ?" "અને તમે જવાબ આપો છો ?" "હા. તે જ સંજ્ઞાથી જવાબ આપું છું. તેથી બેવડો અર્થ સરે છે. મારી જમણી બાજુના સ્ટેશનવાળો સમજે છે કે હું તૈયાર છું; જ્યારે મારી ડાબી બાજુના સ્ટેશનવાળો સમજે છે કે તેણે તૈયાર થવાનું છે."

"અરે આ તો ખરી કળા શોધી કહાડી છે !" કાઉન્ટે પેલાને જરા મસ્કો લગાડવા માંડયો.

"અરે હમણાં સંદેશો આવશે, જોજોને ! પાંચ મીનીટ લાગશે."

"ત્યારે હવે માત્ર પાંચ જ મિનિટ છે." મોન્ટેક્રિસ્ટો મનમાં બબડયો. "કાંઇ વાંધો નહિ. પ્રયત્ન તો કરી જોઉં." પછી તેણે પેલા માણસને કહ્યું. "મહેરબાન, હું આપને એક પ્રશ્ન પૂછું તો ?" "શું ?" "આપને બાગ બગીચા ઉછેરવાનો ઘણો શોખ છે ખરૂં ?" "અરે અતિશય."

"ત્યારે આવી નાની સરખી વાડીને બદલે એકાદ મોટો બે ચાર એકરનો બાગ હોય તો તમને ઘણો આનંદ થાય કે ?" "અરે સાહેબ, તો તો મને સ્વર્ગ જ મળ્યું એમ હું તો માનું !" "આ તમારા ટુંકા પગારમાં તમારૂં શી રીતે પોષણ થતું હશે !"

" ઘણી જ હાડમારીથી ! ગમે તેમ કરીને નિભાવ કરીએ. " " જુઓને, કેટલી નાની સરખી વાડી છે ? " " હા. જી. વાડી ઘણી મોટી તો નથી જ. "

" મૂળે તો વાડી નાની, તેમાં વળી પાછો ઉંદરનો ઉપદ્રવ !"

" અરે સાહેબ, શું કહું ? એ તો મારા ખરેખર દુશ્મન થઇ લાગ્યા છે ! "

" જો દોસ્ત, દુર્ભાગ્યે કદાચ જમણી તરફથી સંદેશો આવતો હોય અને તમે તે તરફ ન જુઓ તો ?—"

" તો મારાથી તે સંજ્ઞાઓ જોઇ શકાય નહિ. " " તો શું થાય ? " " મારાથી સંજ્ઞાઓ જોવાય નહિ એટલે આગળ પહોંચાડી શકાય પણ નહિ. " " તો શું થાય ? "

" વળી બીજું શું થાય ? મારી બેદરકારી માટે મારો દંડ થાય. " " કેટલો દંડ થાય ? " " એકસો ફ્રાંક. " "તમારી કમાણીનો દસમો ભાગ ! ત્યારે તો તે અઠવાડીયું તમારૂં ઘણું સારૂં જતું નહિ હશે ! " " કેમ કરીએ ? "

" એવું કદી થાય છે ખરૂં કે ? " " કોઇક વખત થાયે ખરૂં. હમણાં જ થોડા દિવસ ઉપર હું નીચે જરા એક ગુલાબના છોડની સંભાળ લેવા ઉતર્યો હતો તેને માટે મારે ખમવું પડયું હતું. "

" વારૂ, ધારો કે તમે એક સંજ્ઞાને બદલે બીજી સંજ્ઞા કરો તો ?"

" અરે તો તો વળી સત્યાનાશની જ પાટી ! મને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવે, અને પેનશન જાય તે જુદું. " " ત્રણસો ફ્રાંક ? " " સો ક્રાઉન સાહેબ. એટલે મારાથી તો તેવું કાંઇ બની શકે જ નહિ. "

" પણ પંદર વરસના પગારની રકમ એક સામટી મળે તો ? જુઓ, જુઓ, જરા વિચાર કરી જુઓ. "

" શું પંદર હજાર ફ્રાંક ? " " હા, હા. " " સાહેબ, આપ મારી મશ્કરી કરો છો, કે મને ડરાવો છો, અને મારી પરીક્ષા કરો છો ? " " છે ! છે ! તેવું કાંઇ નથી. રોકડા હાજર. "

" સાહેબ, આપ મને લાલચમાં ન નાંખો ! " " અરે ભલા આદમી પંદર હજાર ફ્રાંક ! આખી જીંદગી પુરી કરીશ તો પણ તેનો પંદરમો ભાગ પણ બચાવી શકીશ નહિ. કેમ સમજ્યો ? "

" સાહેબ, જુઓ મને લલચાવો નહિ ને ખોટી ન કરો. મારી જમણી બાજુનો મારો સાથી મને બોલાવે છે. "

" અરે તેના તરફ જોતો જ નહિ ને દોસ્ત ! જો તેના કરતાં કાંઇ વધારે રસ પડે તેવું કાંઇક બતાવું ! "

" એ શું છે ? " " શું છે ? શું આ કાગળીઆં શું છે તે તેં કદી જોયાં નથી ? " " બેંક નોટો ? " " હા હા. નોટો. જો પંદર નોટો છે. દરેક હજાર હજારની છે. "

"કોની છે ?" "તમારી ઇચ્છા હોય તો તમારી."

" મારી ? " પેલા માણસે ગુંગળાતાં પૂછ્યું.

" હા હા, તમારી. તમારી પોતાની. "

" જવા દો, જવા દો એ વાત. જુઓ મને પેલો બોલાવે છે."

" મરવા દે તેને. " " સાહેબ, આપે મારૂં ધ્યાન બીજી તરફ ખેંચ્યું. જુઓ મારો દંડ થશે. "

" અરે દંડ તો ઘણું તો સો ફ્રાંક થશે. ભલા આદમી શું કરવાને ચુકે છે ? જોને આ નોટો લઇને ખીસ્સામાં મૂકને. "

" સાહેબ, જુઓ, જુઓ; પેલો અધીરો બની ગયો છે. ઉપરા-ઉપરી સંજ્ઞાઓ કરે છે."

" કાંઇ ફીકર નહિ. આ લઇ લેને. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ન સંતાડીએ." આમ કહીને કાઉન્ટે નોટોનું બંડલ તેના હાથમાં મૂક્યું.

" આથી કાંઇ પતી ગયું એમ સમજીશ નહિ." કાઉન્ટે વધારે લાલચ બતાવતાં કહ્યું. " પંદર હજાર ફ્રાંકમાં કાંઇ તમારૂં પુરૂં થાય નહિ !"

" કેમ સાહેબ, વધારામાં મારો પગાર પાછો ખરો ને ?"

" ના ના. તમારો પગાર તો જવાનો. તમારે નોકરીમાંથી જવાનું થશે; કારણ તમારે સંજ્ઞાઓ બદલવાની છે."

"અરે સાહેબ, આપ એ શું બોલ્યા વળી ?" " મશ્કરી."

"સાહેબ, આપ મારા ઉપર જોર જુલમ ન વાપરો ત્યાં સુધી તો—"

" હું ધારૂં છું કે હું તમને ફરજ પાડી શકું તેમ છું." કાઉન્ટે વળી બીજું એક નોટોનું બંડલ પોતાના ખીસ્સામાંથી ખેંચી કાઢયું. "જુઓ, આ વળી બીજી દસ હજારની નોટો. બધા મળીને પંદર ને દસ પચીસ હજાર થયા ! જો દોસ્ત, આમાંથી પાંચ હજારમાં તો બે ત્રણ એકર જમીન અને તેને લગતું એક સુંદર નાનું સરખું મકાન ખરીદી શકાશે. બાકીના વીસ હજારમાંથી દર વર્ષે એક હ-જારની આવક આવશે."

" બે એકરનો બાગ અને વળી મકાન ?"

" અરે, વધારામાં વાર્ષિક એક હજારની આવક."

" હં ! હં ! શું કહો છો ? સાચું કે ?"

" અરે લઇને એક વખતે ખીસ્સામાં તો મૂક ! " કાઉન્ટે બંડલ તેના હાથમાં ખોસ્યું.

" વારૂ ત્યારે, હવે મારે શું કરવાનું છે ? " " કાંઇ ઘણું કઠિણુ કાર્ય કરવાનું નથી. " " પણ શું કરવાનું છે તે તો જણાવો ?"

" માત્ર આ હું બતાવું તે પ્રમાણેની સંજ્ઞાઓ આપવાની છે." મોન્ટેક્રિસ્ટોએ પોતાના ખીસ્સામાંથી એક કાગળ કાઢયો. તેના ઉપર કેટલીક સંજ્ઞાઓ કરેલી હતી, અને કેવા અનુક્રમમાં તેનો ઉપયોગ કરવાનો હતો તે તેના ઉપર બતાવેલું હતું.

" જો, જો, દોસ્ત, આને કાંઇ ઘણો વખત લાગે તેમ નથી. એમાં કાંઇ વિશેષ કરવાનું નથી. " " એ તો ખરૂં પણ—"

" અરે દોસ્ત, આટલું કામ કર. જો કામ કરેલું કોઇ ભૂલતું નથી. "

આખરે પેલા આદમીને ગળે વાત ઉતરી. તે બ્હાવરો બની ગયો. કાઉન્ટે બતાવ્યા પ્રમાણેની સંજ્ઞાઓ તે પોતાના ડાબી બાજુના સાથીને આપવા લાગ્યો. જમણી બાજુના સાથીએ તેનું ધ્યાન ખેંચવાનો ઘણોએ પ્રયત્ન કર્યો પણ તે અફળ ગયો. તે જોઇને તે તો આભો જ બની ગયો. તેને તો આખરે પેલા માળીનું ભેજું જ ખસી ગએલું હોય એમ લાગ્યું. ડાબી બાજુના સાથીએ તો બિચારાએ નિર્દોષપણે તે સંજ્ઞાઓ લઇને બરાબર ધ્યાનપૂર્વક આગળ પહોંચાડી. એક પછી એક સ્ટેશનો ઓળંગી આખરે તે જ સંજ્ઞાઓ પ્રધાન મંડળની પાસે જઈ પહોંચી.

" હવે તો દોસ્ત, તારી જન્મની ભૂખ ભાગી ગઇ હોં ! " મોન્ટેક્રિસ્ટો પોતાનું કાર્ય સધાઇ ગએલું જોઇને બોલ્યો.

" હા, પણ કેવે રસ્તે ? "

" સાંભળ દોસ્ત." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " તારે જરા પણ જીવ બાળવાનું કારણ નથી. જો હું સોગનપૂર્વક કહું છું કે આમાં કોઇને પણ નુકસાન થાય તેમ નથી. આ તારા કાર્યથી મનુષ્ય જાતનું તેં કાંઇક પણ ભલું કરેલું છે. "

પેલા માણસે નોટો તરફ જોયું. તેણે બધી ગણી જોઇ. પ્રથમ તો તેના ચ્હેરા ઉપરથી રંગ ઉડી ગયો. પછી વળી શરમને લીધે તે રાતો થયો. તે નીચે પાણી પીવાને દોડયો પણ રસ્તામાં જ મૂર્છા આવી ગઇ. કાઉન્ટે તેની સારવાર કરીને તેને સાવધ કર્યો. થોડો વખત તેને આશ્વાસન આપીને ચાલતો થયો.

આ નવીન સંદેશો પ્રધાનને પહોંચ્યાને પાંચ મિનિટ થઇ નહિ એટલામાં તો ડીબ્રિ ( પ્રધાનનો સેક્રેટરી ) ગાડી લઇને એકદમ બેરન ડેંગ્લર્સને ત્યાં દોડી ગયો.

" તમારા સ્વામીએ સ્પેનીશ બોન્ડ્સમાં કાંઇ પૈસા રોકેલા છે કે ? " ડીબ્રિએ ડેંગ્લર્સની સ્ત્રીને પૂછ્યું.

" હા, હા. હું ધારૂં છું કે છે ખરા ! જો હું ભૂલતી ન હોઉં તો લગભગ સાઠેક લાખનાં સ્પેનીશ બોન્ડઝ છે ! "

" ત્યારે તો એકદમ તે વેચી નાંખો. ગમે તે ભાવે પણ બસ જેમ બને તેમ જલદીથી–તુરત જ વેચી નાંખો. "

" કેમ ? કેમ ? "

" કારણ સ્પેનનો પદભ્રષ્ટ રાજા ડોન કાર્લો બુર્જીસમાંથી નાસી છૂટયો છે, અને સ્પેનમાં પાછો આવી પહોંચ્યો છે, એટલે રાજ્ય ક્રાન્તિ થઇ જ સમજો. "

" તમે શાથી જાણ્યું ? "

ડીબ્રિએ ખભા ચઢાવ્યા. " મેં શાથી જાણ્યું એની તમારે શી પંચાત ! "

એરોનેસ વધારે સાંભળવાને થોભી નહિ. તે એકદમ પોતાના ધણી પાસે દોડી. આ વાત સાંભળતાં જ બેરન લાગલો પોતાના દલ્લાલ પાસે દોડી ગયો, અને ગમે તે ભાવે પણ સ્પેનીશ બોન્ડસ વેચવાનો હુકમ આપ્યો.

બજારમાં જ્યાં બેરન ડેંગ્લર્સના સ્પેનીશ બોન્ડસ વેચવાની ખબર પડી એટલે ગભરાટ છૂટયો, અને ભાવો એકાએક બેસી ગયા. બેરન ડેંગ્લર્સને તે દિવસે પાંચ લાખ ફ્રાંકનું નુકસાન થયું; પણ તે સ્પેનીશ કાગળીઆંથી છૂટો થયો.

તે જ દિવસે સાંજના મેસેન્જર (સંદેશ) નામના પત્રમાં નીચેનો ફકરો ધ્યાન ખેંચી રહ્યો હતો:—

તારના સંદેશાઃ—" બુરજીસ ખાતે માજી સ્પેનીશ રાજા ડૉન કાર્લો જાપ્તામાંથી નાસી છૂટયો છે. કેટેલોનીઆને રસ્તે સ્પેનમાં આવી પહોંચ્યો છે, અને બાર્સીલોના શહેર બધું તેના પક્ષમાં ગયું છે."

તે દિવસે સાંજના જ્યાં ત્યાં બેરન ડેંગ્લર્સની દૂર અંદેશી અને બાહોશીનાં વખાણ થવા લાગ્યાં. જેમની પાસે સ્પેનીશ કાગળીઆં હતાં, અગર જેમણે ડેંગ્લર્સ પાસેથી વેચાતાં લીધાં હતાં તેઓ માથે હાથ દઇને રોવા લાગ્યા. તે રાતના નિદ્રાને અને તેમને ખરેખર વેર થયું.

બીજે દિવસે સવારમાં મોનીટર નામના પત્રમાં નીચેનો તારનો સંદેશા પ્રકટ થયો.

" ગઇ કાલે મેસેન્જર પત્રમાં સ્પેનના માજી રાજા ડૉન કાર્લોના નાશી છુટયાના અને બાર્સીલોનામાં બળવો થયાના જે સમાચાર

પ્રકટ થયા હતા તે પાયા વગરના છે. રાજા ડોન કાર્લો બુરજીસ ખાતે જ હજી સુધી છે અને જામામાંથી નાસી છૂટયો નથી, અને સ્પેનમાં સુલેહ શાંતિ ચાલુ જ છે. આ ભૂલ થવાનું કારણ એવું હતું કે ધુમસને લીધે તારના સંદેશાઓનાં યંત્રો બરાબર ચાલી શકતાં નહીં હોવાથી સંજ્ઞાઓ સમજવામાં ભૂલ થએલી હતી."

આ સમાચાર પવનવેગે ફેલાઇ ગયા અને સ્પેનીશ કાગળીઆંના ભાવ પ્રથમ હતા તેના કરતાં પણ વધારે તેજ થયા. આ રીતે ડેંગ્લર્સને તો બન્ને બાજુથી રડવાનું થયું.

"વાહ ! ચાલો ઠીક થયું !" મોરેલ મોન્ટેક્રિસ્ટોને મળવા આવ્યો હતો તેવામાં ડેંગ્લર્સને ભારે નુકસાન થયાના સમાચાર કોઇક લાવ્યું તે સાંભળીને કાઉન્ટે મોરેલને કહ્યું. "હમણાં જે નવીન શોધ પચીસ હજાર ફ્રાંક ખર્ચતાં મારા હાથમાં આવી છે, તેના હું એક લાખ ફ્રાંક આપવાને પણ ખુશી હતો."

"એવી શું શોધ આપને હાથ લાગી છે ?" મોરેલે પ્રશ્ન કર્યો.

"જંગલી ઉંદરો એક માળીનાં ફળો ખાઇ જાય છે, તે માળીને તે ઉપાધિમાંથી કેવી રીતે મુક્ત કરવો તે ?"

---

## પ્રકરણ ૮ મું.

---

હવે આપણે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના ઓટવીલના મકાનમાં જ્યાં શનીવારના રોજ મીજબાનીનો જલસો થવાનો હતો ત્યાં જઇએ. આ મકાન બ્હારથી જોતાં, કાઉન્ટ જેવો શ્રીમન્ત અને શોખીન

માણસ પોતાના રહેઠાણ માટે તેને પસંદ કરે તેવી કાંઇ પણ સુંદરતા અગર અસાધારણતા તેમાં જણાતી નહોતી. તે મકાન સર્વ પ્રકારે સાદું હતું. પણ કાઉન્ટને આ વખતે તેવી સાદાઇનો મોહ થઇ આવ્યો હતો, અને તેણે તેના બ્હારના દેખાવમાં કાંઇ પણ ફેરફાર કરવો નહિ એવી આજ્ઞા કરેલી હતી. પરંતુ દરવાજાની અંદર દાખલ થતાં જ કાંઇ અવનવીન દેખાવ નજરે પડતો હતો. કાઉન્ટના કારભારી બર્ટુશીઓએ તે મકાનના અંદરના ભાગને શણગારવામાં કાઉન્ટની રસિકતા ઉપર સંપૂર્ણ ધ્યાન આપ્યું હતું. જે ત્વરાથી સર્વ કામ કરવામાં આવ્યું હતું તે તો કેવળ આશ્ચર્ય જ પમાડે તેમ હતું. રાજા લુઇ ૧૪ માના સમયમાં એક વખત એક ઉપવન ઉપર રાજાને કંટાળો આવતાં એક જ રાતમાં તેના કારભારીઓએ ઉપવનનાં તમામ વૃક્ષો કપાવીને તેની જગાએ એક સપાટ મેદાન બનાવી દીધું હતું; ત્યારે કાઉન્ટની ઇચ્છાથી નહિ જેવા સમયમાં બરટુશીઓએ આ મકાનના વેરાન જેવા આંગણામાં જાદુગરના મહેલની માફક એક વિશાળ બગીચો ઉભો કરી દીધો હતો. કાઉન્ટે દરેક વૃક્ષ કયી જગાએ રોપવું અને જમીન ઉપર ખાસ કેવી રીતે વાવવું તે બતાવી દીધું હતું. આ રીતે અંદર જઇને જોનારને તે મકાન બીલકુલ ઓળખી શકાય તેમ રહ્યું નહોતું. બરટુશીઓ પોતે જ તે ઓળખી શકે કે કેમ તેવી શંકા બતાવવા લાગ્યો. ઠેર ઠેર લતાઓ ચઢાવી દેવામાં આવી હતી, અને બારીઓ જાળીઓ અને જીનાના કઠેરાને પણ પુષ્પથી શણગારી દેવામાં આવ્યાં હતાં. જે મકાન પહેલે જ દિવસે ઉજ્જડ વેરાન જેવું અને મનને ઉદાસ અને શોકગ્રસ્ત કરે તેવું હતું, તે જ મકાનને જાણે નવું જીવન મળેલું હોય તેમ તેના માલીકનાં મન ગમતાં પુષ્પો અને સુગંધીથી સુવાસિત થઇ રહ્યું હતું. આમાં

કારભારીની કાર્યદક્ષતા અને શેઠનું સુશિક્ષણ તથા રસિકતા વ્યક્ત થતાં હતાં. જ્યારે કાઉન્ટ ત્યાં આવી પહોંચ્યો ત્યારે તેના શોખ પ્રમાણેનાં પુસ્તકો હથીઆરો વિગેરે જ્યાં જ્યાં ગોઠવાએલાં જોવાનો તેનો મહાવરો હતો, ત્યાં ત્યાં યથાસ્થિત ગોઠવીને મૂકેલાં હતાં. જ્યાં નજર કરે ત્યાં તેનાં માનીતાં ચિત્રો દૃષ્ટિએ પડતાં. અંદરના દિવાનખાનામાં જતાં તેના વ્હાલા શ્વાન તેને આવકાર આપવાને તૈયાર જ હતા, અને તેની સાથે એકદમ ગેલ કરવા મંડી પડયા. પક્ષીઓનાં મધુર ગીતથી તેનો આત્મા પ્રસન્ન થયો. આખું મકાન જાણે કે લાંબી ગાઢ નિદ્રામાંથી એકાએક જાગ્રત થયું હોય તેમ લાગતું હતું. નોકરો પોતપોતાના જુદા જુદા વ્યાપારમાં નિમગ્ન હોઇ આમતેમ જતા આવતા જણાતા હતા. આમાંના કેટલાએક પાકશાળા (રસોઇખાના)ના જ નોકરો હતા, અને પહેલે જ દિવસે તૈયાર કરેલા ભોજના ઉપરથી તેઓ જાણે કે આ મકાનમાં હમેશ રહેતા હોય તેની માફક દોડાદોડ કરી રહ્યા હતા. બીજા કેટલાક કાઉન્ટના બગીખાનાના નોકરો હતા. તેઓ જાણે પચાસ વરસના જુના નોકરો હોય તેમ બગીખાનામાંની સંખ્યાબંધ ગાડીઓને સાફસુફ કરીને તૈયાર કરી રહ્યા હતા. ગાડીઓને બધીને સુવ્યવસ્થાથી ગોઠવવામાં આવી હતી, અને તેમના ઉપર નંબર લગાડવામાં આવેલા હતા. સૌથી વધારે આશ્ચર્યજનક વાત તો એ હતી કે તબેલામાં ખાસદારો ઘોડાઓને એટલા મધુર શબ્દોથી મનાવી રહ્યા હતા કે એટલું માન તો કેટલાક નોકરો પોતાના શેઠને પણ આપતા નથી. ઘોડાઓ પણ ખુંખારીને જવાબ આપી રહ્યા હતા.

પુસ્તકાલય બે ભાગમાં વ્હેંચી નાંખવામાં આવ્યું હતું, અને તેમાં આશરે બે હજાર કરતાં પણ વધારે પુસ્તકો હતાં. એક ભાગ

માત્ર નવલકથાઓથી ભરપુર હતો. તેમાં ખુબી તો એ હતી કે તે દિવસના પહેલે દિવસે પણ જે નવલકથા પ્રસિદ્ધ થઇ હતી તે પણ આ દિવાનખાનામાં નજરે પડતી હતી; અને સુંદર સોનેરી પુઠાનાં સર્વ પુસ્તકો સુવ્યવસ્થિત રીતે જેની તેની જગાએ ગોઠવી દેવામાં આવ્યાં હતાં. મકાનની બીજી બાજુએ એક નાજુક છોડવાઓને ઉછેરવાનું સ્થાન હતું. બીલીઅર્ડ રમવાને માટેના સ્થાનમાં ટેબલ તથા રમતની સામગ્રી વિગેરે એવી રીતે ગોઠવેલાં હતાં કે જાણે રમનારાઓએ હમણાં જ રમત બંધ કરી હોયની !

આખા મકાનમાં માત્ર એક જ દિવાનખાનું બરટુશીઓએ કાંઇ પણ ફેરફાર કર્યા સિવાયનું જેમ હતું તેમનું તેમ બંધ જ રહેવા દીધું હતું. આ દિવાનખાનામાં મકાનના મુખ્ય જીનેથી દાખલ થવાતું અને પાછલા જીનેથી તેમાંથી બહાર નિકળી શકાતું. આ દિવાનખાના આગળ થઇને જતાં આવતાં નોકરોને જીજ્ઞાસા ઉત્પન્ન થતી. અને બરટુશીઓના હૃદયમાં ભય પેદા થતો.

શનીવારના દિવસે સાંજના બરાબર પાંચના ટકોરે કાઉન્ટ આ પોતાના ઓટવીલવાળા મકાનમાં આવી પહોંચ્યો. અહીં તેની તહેનાતમાં સાથે હાજર જ હતો. બરટુશીઓ કાઉન્ટના આવવાની આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો. તેનું મન જરા ચિન્તાતુર હતું. કેટલીક બાબતમાં શેઠ તરફથી ઠપકો મળશે એવી તેને ભીતિ હતી. કાઉન્ટ ગાડીમાંથી ઉતર્યો અને મકાનમાં બધે ફરી વળ્યો ત્યાં સુધી તેણે કોઇ ચીજનાં વખાણ પણ કર્યાં નહિ તેમ દોષ પણ કાઢયા નહિ. પેલા બંધ દિવાનખાનાની સામેનું દિવાનખાનું તેણે પોતાના શયનગૃહ માટે પસંદ કરેલું હતું. તેમાં તે છેવટે દાખલ

થયો. ત્યાં તેણે ગુલાબના લાકડાની નકશી અને ચિત્રોવાળી એક સુંદર કારીગરીના નમુનારૂપ પેટી જોઇ.

"ચાલો, એ પેટી મારાં મોજાં મૂકવાને કામમાં લાગશે." કાઉન્ટે પેટી જોઇને કહ્યું.

"આપ નામદાર સાહેબ જો તે ખોલીને જોવાને તસ્દી લેશો તો તેમાં આપનાં મોજાં મૂકેલાં જ આપ સાહેબને જણાશે." બરટુશીઓએ ખુશ થતાં થતાં કહ્યું.

એકંદરીમાં પોતાની ઇચ્છા પ્રમાણે મકાન ફર્નીચરથી શણગારાએલું જોઇને કાઉન્ટ ઘણો ઘણો આનંદમાં આવી ગયો.

"ઠીક, ઠીક." તે બોલ્યો; અને બરટુશીઓ પોતાની મહેનત સફલ થએલી જોઇને રાજી રાજી થઇ ગયો. આ વિચિત્ર કાઉન્ટે પોતાના નોકરો અને આસપાસના બીજા માણસો ઉપર એટલો બધો કાબુ મેળવ્યો હતો, અને તે એવી અનહદ સત્તા જમાવી શકતો કે હરકોઇ તેની ઈચ્છાને માન આપવામાં જ આનંદ માનતા.

બરાબર ૭ વાગ્યે ઘોડાની ખરીઓનો અવાજ સંભળાયો. મેકઝીમીલીઅન મોરેલ આવી પહોંચ્યો.

"મને ખાત્રી છે કે હું સર્વનાથી પહેલો આવી પહોંચ્યો છું." મેકઝીમીલીઅન બોલ્યો. "હું જાણી જોઇને વહેલો આવ્યો કે જેથી બીજાં બધાં આવી પહોંચે તે પહેલાં આપની સાથે થોડી વાતચીત થઇ શકે. મારી બ્હેન જયુલી અને એમેન્યુઅલ તમારી સાથે ઘણી ઘણી વાતો કરવા માગે છે. વાહ ! અહિંની સુંદરતામાં કાંઈ ખામી હોય જ શાની ! પણ કાઉન્ટ આપના નોકરો મારા ઘોડાની બરાબર સંભાળ લેશે ખરા ને ?"

" તમારે તેની જરા પણ કાળજી રાખવાનું કારણ નથી. તેઓ પોતાની ફરજ સારી રીતે સમજે છે. "

" ના ના. એમ મારૂં કહેવું નથી. હું પુરજોસમાં મારતે ઘોડે આવેલો છું, એટલે ઘોડાને જરા શાંત પાડવાની જરૂર છે ! અરે શું ફક્કડ ઘોડો છે ! પવનના વેગે આવેલો છે ! "

" આવવો જ જોઇએ. પાંચ હજાર ફ્રાંક કાંઇ ફોકટના આપ્યા છે ! " પિતા પોતાના પુત્રને કહે તેવા અવાજે કાઉન્ટે મેકઝીમીલીઅનને કહ્યું.

" કેમ, આપને હવે પસ્તાવો થાય છે ? " મેકઝીમીલીઅને હસતાં હસતાં પૂછ્યું.

" મને ? પસ્તાવો ? જરા પણ નહિ ! " કાઉન્ટે જવાબ આપ્યો. " હા, જો તે ઘોડો તેની કિંમતના પ્રમાણમાં નોકરી બજાવી ન શકે તેવો નિકળ્યો હોત તો જરૂર મને પસ્તાવો થાત ! "

" અરે આ ઘોડો તો એટલો બધો તેજ છે કે હું પાછળથી આવી પહોંચ્યો, તો પણ રસ્તામાં મોં. ડીબ્રે અને બીજા પરોણાઓ આવે છે તેને પકડી કહાડયા અને તેમને પાછળ પાડીને હું સૌથી આગળ આવ્યો. અરે ! તેઓ પૈકી મોં. દ. શાતો–રીનોડ ઉત્તમમાં ઉત્તમ ઘોડેસ્વાર છે !

" ત્યારે શું તેઓ બધા તમારી પાછળ જ આવે છે ? "
" હા. અરે આ રહ્યા તેઓ બધા. "

તે જ પળે એક ગાડી આવી પહોંચી. તેના ઘોડાઓનાં મ્હોં શ્રમને લીધે ફીણથી ભરાઇ ગએલાં હતાં. સાથે બીજા બે ગૃહસ્થો ઘોડા ઉપર સ્વાર થઇને આવી પહોંચ્યા હતા. ગાડી પગથીઆં આગળ અટકી. મોં. ડીબ્રે તુરત જ ઘોડા ઉપરથી ઉતરી પડયો,

ગાડીના બારણા આગળ આવીને ઉભો રહ્યો, અને તેમાંથી નીચે ઉતરતી બેરોનેસ ડેંગ્લર્સને પોતાનો હાથ ટેકા માટે આગળ ધર્યો. બેરોનેસે તેનો હાથ એવી રીતે લીધો કે તમામ જોનારમાંના કોઇને પણ તેમાં કાંઇ વિશેષતા માલુમ પડી નહિ. પણ કાંઇ પણ બાબત કાઉન્ટની નજર બ્હાર જાય તેમ નહોતું. એક નાની સરખી ચીઠ્ઠી પ્રધાનના કારભારી ડીબ્રેના હાથમાં અનહદ ચપલતાથી સરકાવી દેતાં તેણે બેરોનેસને જોઇ.

બેરોનેસની પાછળ તુરત જ ગાડીમાંથી બેરન ડેંગ્લર્સ ઉતર્યો. અત્યારે ગાડીમાંથી ઉતરવાને બદલે જાણે કે કબરમાંથી બ્હાર નિકળ્યો હોય, એવો તેના ચ્હેરાનો દેખાવ હતો. મેડમ ડેંગ્લર્સે આસપાસ એક તીક્ષ્ણ દૃષ્ટિ ફેરવી લીધી. પછી ધડકતા હૃદયને જરા શાંત કરતી પગથીઆં ચઢવા લાગી. મેકઝીમીલીઅનને જોતાં જ તે બોલીઃ " સાહેબ, આપને અને મારે જો મિત્રતાનો સંબંધ હોત તો હું આપનો ઘોડો મને વેચાતો આપવાને કહ્યા સિવાય રહેત નહિ. "

મેકઝીમીલીઅને ઉત્તરમાં કચવાતાં જરા હાસ્ય કર્યું, અને પછી મોન્ટેક્રિસ્ટોના તરફ મદદ માટે જોયું. કાઉન્ટ સમજી ગયો.

" બાઇસાહેબ ! " કાઉન્ટ બોલ્યો. " આપ મને પોતાને કેમ કહેતાં નથી ? "

" આપને તો સાહેબ, " બેરોનેસે કહ્યું. " કાંઇ વિનંતી કરવાની જરૂર જ હોતી નથી. કારણ કહેતાં પહેલાં જ કાર્ય થઇ જાય છે. પણ જો મોરેલ આપના જેવા જ—"

" બાઇસાહેબ, " કાઉન્ટ બોલ્યો. " દુર્ભાગ્યે મોરેલથી આ ઘોડાને કાઢી નાંખી શકાય તેમ નથી. કારણ કે તેમાં એક મહત્વનો આબરૂનો પ્રશ્ન સમાએલો છે; અને તે મારા જાણવામાં છે. "

" એવું શું છે ? "

" તે ઘોડો નવો છે, છતાં માત્ર ૭ માસની મુદતની અંદર તેને બરાબર તૈયાર કરી આપવાની તેણે શરત કરેલી છે. હવે આપ સમજી શકશો કે જો તે મુદત પહેલાં મોરેલ તે ઘોડાને કાઢી નાંખે તો તેને બેવડી બદનામી લાગે તેમ છે. એક તો તે શરતમાં હારી જાય અને તેને નુકસાન વેઠવું પડે, અને બીજું એ કામ તેનાથી થઇ શકયું નહિ માટે તેણે ઘોડો કાઢી નાંખ્યો એમ કહેવાય. આપના જેવી એક પરમ સુંદર યુવતીની ઇચ્છાને માન આપવું, એ સૌ કોઇની મોટામાં મોટી ફરજ છે; તેમ છતાં પણ આવા સંજોગોમાં એક બહાદુર સૈનિક આપની ઇચ્છા પૂર્ણ કરી શકે તેમ નથી, તે માટે તે અંતઃકરણથી દિલગીર છે. "

" બાઇસાહેબ, કાઉન્ટે મારી મુશ્કેલી આપને જણાવી દીધી છે. " મોરેલે કાઉન્ટના તરફ ઉપકાર ભરેલી દૃષ્ટિથી જોતાં કહ્યું.

" હું ધારું છું કે " ડેંગ્લર્સે કઠોર અવાજે પોતાની પત્નીને કહ્યું. " આપણે ત્યાં હાલ છે તેટલા ઘોડાઓ બસ છે. "

સાધારણ રીતે મેડમ ડેંગ્લર્સ પોતાના સ્વામીની ટીકાઓનો તેટલી જ કઠોરતાથી જવાબ આપવાને જરા પણ ચુકતી નહિ. પણ આજે જાણે કે કાંઇ સાંભળ્યુંજ ન હોય તેમ કાંઇ જ બોલી નહિ. બધાને આશ્ચર્ય લાગ્યું.

આ તેની અસાધારણ નમ્રતાથી મોન્ટેક્રિસ્ટોને હાસ્ય આવ્યું, પણ તે દાબીને તેણે તુરત જ બે ચીનાઇ માટીનાં કુંડાં તરફ તેનું ધ્યાન ખેંચ્યું. તેમાં સુંદર રોપાઓ નજરે પડયા. બેરોનેસ કુંડાની કારીગરી જોઇને ચકીત જ થઇ ગઇ.

" ઓહો !" તે બોલી. "આવાં સુંદર કુંડાં ક્યાંથી આવ્યાં ? શું કારીગરી છે ? વળી આવડાં મોટાં ક્યાંથી બનાવી મંગાવ્યાં ? કોણે બનાવ્યાં અને સમુદ્રના તળીએ ઉગતા સુંદર રોપાઓ તેમાં ક્યાંથી ?"

બાદસાહેબ, અમારાથી અગર હાલના કારીગરોથી આપના આ પ્રશ્નનો જવાબ આપી શકાય તેમ નથી. કારણ કે આ તો બીજા કોઈ ભૂતકાલની–ગત યુગની કારીગીરીનો નમુનો છે. વળી વિશેષ તો તે મનુષ્ય–કૃતિ નથી."

" શું કહો છો ? વારૂ ત્યારે તે કયા યુગમાં તૈયાર થએલાં છે ?"

" મને પોતાને તેની કાંઇ જાત માહિતી નથી. મેં તો માત્ર એવું સાંભળેલું છે કે એક વખતે ચીન દેશના એક બાદશાહે પોતાના મહેલનો શૃંગારવા કુંડાં બનાવવા માટે ખાસ કારીગરો રોકી એક ખાસ ભઠ્ઠી મૂકાવી હતી. તે ભઠ્ઠીમાં વારાફરતી આવાં બાર કુંડાં પકાવવામાં આવ્યાં હતાં. તેમાંનાં બે તો તાપને લીધે તે જ વખતે ભાગી ગયાં. બાકીનાં બીજાં દસને સમુદ્રને તળીએ ઉતારવામાં આવ્યાં હતાં. બાદશાહના મનની મુરાદ સમુદ્ર બરાબર સમજી ગયો હતો. તેણે તેની અંદર આ છોડવાઓ રોપ્યા અને ઉગાડયા, તેમ તેની આસપાસ આ પરવાળાં તથા છીપોનો તેમને શણગાર સજાવ્યો. સમુદ્રના ઉંડાણમાં લગભગ બસો વરસ સુધી આ કુંડાં પડી રહ્યાં, અને જેમ જેમ સમય જતો ગયો, તેમ તેમ પરવાળાં અને છીપો સજ્જડ થતાં ગયાં, અને રોપાઓ વધતા ગયા. જે બાદશાહે આ પ્રયોગ કરાવ્યો હતો, તે તો રાજ્યક્રાન્તિના કાલચક્રનો ભોગ થઇ પડયો, એટલે વર્ષો સુધી કોઇને આ બાબતની ખબર જ મળી શકી નહિ. સુભાગ્યે તે બાદશાહના સમયના કાગળ પત્રોનો શોધ કરવાનો પ્રસંગ

આવતાં તેમાંના એકમાંથી આ પ્રયોગ સંબંધી લખાણ મળી આવ્યું અને બસો વર્ષે કુંડાં બહાર કાઢવાનો નિશ્ચય થયો. તેમની શોધ માટે ખાસ માણસો રોકવામાં આવ્યાં અને ખાસ યંત્રો તૈયાર કરવામાં આવ્યાં. શોધ કરતાં દસ પૈકી માત્ર ત્રણ જ અસ્તિત્વ હોવાનું માલુમ પડયું. બાકીનાં બધાંનો સમુદ્રનાં મોજાંના વેગને લીધે વિનાશ થયો હતો. આ કુંડાં મને ઘણાં પસંદ પડી ગયાં છે. સમુદ્રમાંના કેટલાએ મગરમચ્છ વિગેરે રાક્ષસી પ્રાણીઓએ તેમના ઉપર હુમલા કર્યા હશે, અને લાખો નાની માછલીઓએ પોતાના ભયંકર દુષ્મનોથી બચવાને આમાં આશ્રય લીધો હશે ! ”

આ વાતચીત દરમ્યાન ડેંગ્લર્સ એક પુષ્પના છોડનાં પાંદડાં તોડી તોડીને નીચે નાંખતો હતો. તેને અવનવીન ચીજોનો જરા પણ શોખ નહોતો, અને તેના ઇતિહાસમાં તેને બીલકુલ રસ પડતો નહોતો. ઉપરની વાત પુરી થતાં સ્વપ્નમાંથી જાગ્યો હોય તેમ તેણે આંખો ચોળવા માંડી.

“ સાહેબ, ” કાઉન્ટે તેને કહ્યું. “ આપને ત્યાં ઉત્તમ પ્રકારનાં ચિત્રો છે, એટલે મારાં ચિત્રો આપને બતાવવા લાયક તો નથી જ; તેમ છતાં આ ચિત્રો જુઓ. આ બે ચિત્રો ‘હોબી’નાં છે. એક ‘પોલપોટર’નું છે. આ ‘થીરીસ’નું. આ બે ‘જીરાર્ડ ડાઉ’નાં અને આ બીજાં ‘રાફેલ’ વિગેરેનાં છે. ”

“ રહો, રહો, આ ‘હોબી’નાં ચિત્રો તો મેં કોઇક જગાએ જોએલાં છે ! ”

“ એમ ? ”

“ હા હા. ” ડેંગ્લર્સે જવાબ આપ્યો. “ બરાબર હવે યાદ આવ્યું ! તે તો મ્યુઝીઅમમાં લેવાનાં હતાં તે વખતે મેં જોયાં હતાં !”

"ત્યારે મ્યુઝીઅમમાં આ ચિત્રો નહિ હોય ? "

" ના, ના, નથી જ. અને તેમ છતાં છેવટે ખરીદવાનું માંડી વાળવું પડ્યું. "

"કેમ વારૂ ? " બીજા એક પરોણાએ પૂછ્યું. "કેમ ? તમને ખબર નથી શું ? કારણ તેની એટલી ભારે કિંમત સરકાર ખરચવાને તૈયાર નથી. "

" અરે સરકાર તો રોજ પૈસાની બૂમો માર્યા જ કરે છે ! "

" હવે થોડા વખતમાં જણાશે કે સરકાર બૂમો મારે છે તે સત્ય છે કે અસત્ય. " ડીબ્રિએ પોતે પ્રધાનના કારભારી તરીકે બીજાના કરતાં આવી બાબતોનું વધારે જ્ઞાન બતાવવાનો ડોળ કર્યો.

" મેજર બારટોલોમીઓ કેવલકેન્ટી અને કાઉન્ટ એન્ડ્રીઆ કેવલકેન્ટી ! " ખીજમતદારે નવીન આવી પહોંચેલા પરોણાઓનાં નામ પૂકાર્યાં.

આવેલા બન્ને ગૃહસ્થો પૈકી એક મોટી ઉમ્મરનો હતો. તેણે લશ્કરી અમલદારનો-મેજરનો ડ્રેસ પહેરેલો હતો. કાળા રંગનાં રેશમી નવાં કોરાં મોજાં પહેરેલાં હતાં. તેની મુછો જરા સફેદ હતી, અને આંખ જરા કાફર લાગતી હતી. તેણે પોતાના ડ્રેસ ઉપર ત્રણ ચાંદ અને પાંચ ક્રોસ લટકાવી દીધા હતા. ટુંકામાં તે એક વૃદ્ધ સૈનિક જ લાગતો હતો. આ વત્સલ પિતાને આપણે સારી રીતે ઓળખીએ છીએ. તેની પાછળ કોરા કકડતા પોષાકમાં સજ્જ થએલો તેનો આજ્ઞાંકિત પુત્ર કાઉન્ટ 'એન્ડ્રીઆ કેવલકેન્ટી' સ્મિત હાસ્ય કરતો આવતો હતો. આ યુવકને પણ આપણે સારી રીતે પીછાનીએ છીએ.

"કેવલકેન્ટી !" ડીબ્રે આશ્ચર્યમાં બોલી ઉઠયો.

"નામ તો સુંદર છે !" મોરેલે કહ્યું.

"હા, હા. આ ઇટાલીઅન લોકોનાં નામો સારાં હોય છે, પણ પોષાક તેવા સારા હોતા નથી." રીનોડે ટાપસી પૂરી.

"તમે તો નકામા દોષ કાઢો છો. જુઓ તો ખરા આ ગૃહસ્થોના પોષાક કાંઇ કમ નથી !"

"આપણે તો દોષ કાઢવાના જ. પેલા ગૃહસ્થનો પોષાક તો ઉત્તમ છે: પણ તે જાણે આ પોષાક જીંદગીમાં પહેલી જ વખત પહેરતો હોય તેમ લાગે છે."

"આ ગૃહસ્થો કોણ છે ?" ડેંગ્લર્સે કાઉન્ટને પૂછયું.

"કેમ આપે સાંભળ્યું ને ? કેવલકેન્ટી."

"કેવલકેન્ટી તો તેમનાં નામ. પણ તે સિવાય બીજું કાંઇ તે ઉપરથી સમજાતું નથી."

"હાં. હાં. ખરી વાત. આપ ઇટાલીનાં ઉમરાવ કુટુંબોથી અજ્ઞાત છો. તેમાં કેવલકેન્ટી તો રાજવંશમાંથી ઉતરી આવેલા છે."

"તેમની પાસે પૈસા છે ?"

"અરે અથાગ દ્રવ્ય છે." "તેઓ શું કરે છે ?"

"તેઓ પોતાના દ્રવ્યનો ઉપયોગ કરે છે. પરમ દિવસે તેઓની સાથે મારે વાતચીત થતાં તેમને તમારૂં કાંઇક ખાસ કામ છે એમ તેઓ કહેતા હતા. તેથી મેં આજે તેમને અહિંઆં ખાસ કરીને બોલાવ્યા છે કે જેથી તમારી સાથે તેમનું ઓળખાણ કરાવી અપાય."

"પણ તેઓ ફ્રેંચ ઘણું સરસ બોલતા જણાય છે !" ડેંગ્લર્સ બોલ્યો.

"છોકરો તો ઘણું ખરૂં આ દેશમાંજ ઉછરેલો છે.

"દક્ષિણમાં માર્સેલ્સ પાસેની જ કોઇક પાઠશાળામાં તેણે શિક્ષણ મેળવેલું છે. અરે એ તો ઘણો હુશીઆર અને ઉત્સાહી યુવાન છે."

" કયા વિષયમાં ?" મેડમ ડેંગ્લર્સે પૂછ્યું.

" ફ્રેંચ સુંદરીઓના વિષયમાં. ફ્રેંચ યુવતી સાથે જ લગ્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો છે. "

" વિચાર તો ઘણો ઉત્તમ છે !" ડેંગ્લર્સે ખભા ચઢાવતાં કહ્યું.

મેડમ ડેંગ્લર્સે પોતાના સ્વામીના તરફ મિજાજ ખોઇને દૃષ્ટિ ફેંકી, પણ ફરીથી પાછી સમય વિચારી ગઇ, અને પોતાની જીભ તેણે અંકુશમાં રાખી.

" બાઇસાહેબ, આજે બેરન ઘણા વિચારગ્રસ્ત દેખાય છે. " મોન્ટેક્રિસ્ટોએ તેને કહ્યું. " પ્રધાનમંડળમાં તેમની નિમણુક થવાનો સંભવ છે કે શું ? તેઓ નાણાં ખાતાના પ્રધાન થયા કે શું ?"

" ના, ના. હું ધારૂં છું કે એવું કાંઇ નથી. પરંતુ હાલમાં તે સટ્ટા બજારમાં ભારે ઉથલપાથલ કરે છે, અને તેમાં ખોટ ગઇ હોય એમ લાગે છે. "

એટલામાં વાઇલફોર્ટ તથા મેડમ વાઇલફોર્ટના આવી પહોંચવાની નોકરે સુચના આપી.

તેઓ અંદર દાખલ થયા. વાઇલફોર્ટના આત્મસંયમ માટેના પ્રયત્ન છતાં પણ તે જરા ચિન્તાતુર દેખાતો હતો; અને જ્યારે મોન્ટેક્રિસ્ટોએ તેની સાથે હસ્તધૂનન કર્યું ત્યારે વાઇલફોર્ટનો હાથ તેને ધ્રુજતો લાગ્યો.

" ખરેખરો ઢોંગ તો સ્ત્રીઓ જ કરે શકે. સ્ત્રી ચરિત્ર જેવું કાંઇ પુરૂષને આવડે જ નહિ. " મેડમ ડેંગ્લર્સે વાઇલફોર્ટને સ્મિત હાસ્યથી આવકાર આપ્યો, અને મેડમ વાઇલફોર્ટને ભેટી પડી, તે

જોઇને મોન્ટેક્રિસ્ટો મનમાં જ કાંઇ બબડયો. થોડી વાર પછી કાઉન્ટે પોતાના કારભારી બરટુશીઓને ત્યાં આવતો જોયો. અત્યાર સુધી તે મકાનના બીજા ભાગમાં કામે લાગેલો હતો. કાઉન્ટ તેની પાસે ગયો.

"કેમ બરટુશીઓ શું છે ?" તેણે પૂછ્યું.

"આપ નામદારે મને પરોણાઓની સંખ્યા જણાવી નથી."

"હા હા. હું ભૂલી જ ગયો !"

"કેટલાં ભાણાં તૈયાર રાખવાનો હુકમ છે સાહેબ ?"

"તું તારી મેળે જ ગણી જોને બરટુશીઓ !"

"બધાએ પરોણા આવી ગયા છે સાહેબ ?"

"હા, બધા આવી ગયા છે. હવે કોઇ આવનાર બાકી નથી."

બરટુશીઓએ અર્ધા ખુલ્લા બારણામાંથી નજર કરી. કાઉન્ટે નિરીક્ષણ કરવા માંડયું.

"ઓ બાપરે !" બરટુશીઓ ચમકયો.

"શું થયું ? બરટુશીઓ શું છે ?" કાઉન્ટે પૂછ્યું.

"પેલી સ્ત્રી ! પેલી સ્ત્રી—" "કયી ?"

"પેલી સફેદ વસ્ત્રોવાળી–હીરાના દાગીના પહેરેલા છે તે–પેલી–"

"મેડમ ડેંગ્લર્સ ?" "તેનું નામ તો હું જાણતો નથી ! પણ એજ પેલી સ્ત્રી—સાહેબ—એજ સ્ત્રી !"

"કયી સ્ત્રી ? પેલી સ્ત્રી એટલે તું શું કહેવા માગે છે ?"

"તે દિવસે મેં આપ નામદારને સાહેબને વાત નહિ કહી હતી ? આ મકાનના સંબંધમાં જ તો ? તે વાતમાં જે સ્ત્રીના સંબંધમાં મેં આપને કહ્યું હતું તે સ્ત્રી એજ ! જે સગર્ભા સ્ત્રી બાગમાં ફરતી હતી, અને રાહ જોતી હતી તે એ જ !"

બરટુશીઓ ફાટેલી આંખે જોઇ રહ્યો. તેના શરીર ઉપર રોમાંચ ખડાં થયાં.

" કોની રાહ જોતી હતી ? "

બરટુશીઓએ મ્હોંથી જવાબ આપવાને બદલે વાઇલફોર્ટ તરફ આંગળી કરી.

" જુઓ, જુઓ સાહેબ. આપ તેને જોઈ લો. " આખરે તે હિંમત લાવીને બોલ્યો.

" શું જોવાનું ? કોને જોઉં ? " " પેલાને. "

' કોને પેલાને ? એ તો મોં. દ-વાઇલફોર્ટ છે.—એ તો મેજીસ્ટ્રેટ છે. હા, મેં તેને બરાબર જોયો. "

" ત્યારે શું તે મારા હાથે માર્યો ગયો નથી ? "

" ખરેખર બરટુશીઓ તારૂં ભેજું તો ચસકી ગયું લાગે છે. "

" ત્યારે એ મરણુ પામ્યો નથી સાહેબ ? "

" ના ના. તારી આંખો છે કે નથી. તારી જાતે જ જઇને ખાત્રી કરી લેને કે તે જીવતો છે કે મુએલો. તને તે વખતે બરાબર ઘા કરતાં આવડયો નહિ તેથી તારો ઘા ખાલી ગયો. જરા વધારે કાળજીપૂર્વક ઘા કરવો જોઇતો હતો. કાં તો એવા કાયદાના હિમાયતીઓએ કાળના કાગડા ખાધેલા હોય છે, અગર તેં મને જે વાત કહેલી તે બધી ટાઢા પહોરના તડાકા જ હોવા જોઇએ. તારા મગજની ભ્રાન્તિ અગર સ્વપ્નના હવાઇ કિલ્લા જ હોવા જોઇએ ! બરટુશીઓ, કદાચ એમ હશે કે વૈર લેવાના વિચાર કરતાં કરતાં તું નિદ્રાવશ થઇ ગયો હોઇશ, અને તેથી તારૂં વૈર વાળ્યાનું તને સ્વપ્ન જ આવેલું હશે ! એમ જ ખરેખર હોવું જોઇએ !

ઠીક ચાલ ! હિંમત રાખ ! શાંત થઇ જા ! અને ગણી કાઢ. જો, જો, વાઇલફોર્ટ અને તેની પત્ની,—બે; બેરન ડેંગ્લર્સ અને તેની પત્ની, ચાર, મોં; દ—રીનોડ, મોં. ડીબ્રે, મોરેલ,—સાત; મેજર બારટોલો-મીઓ કેવલકેન્ટી,—આઠ. "

" બસ આઠ કે ? "

" અરે ઉભો તો રહે. " આટલી બધી ઉતાવળ શી ! એક બાકી રહ્યો હજી. પેલા મોં. એન્ડ્રીઆ કેવલકેન્ટી તરફ જો ! પેલું ચિત્ર નિહાળીને જોઇ રહ્યો છે. જો પેલો આમ ફર્યો તે ! "

આ વખતે તો મોન્ટેક્રિસ્ટોએ જો તેને રોકયો ન હોત તો બરટુશીઓ જરૂર બૂમ પાડી ઉઠયો હોત.

" બેનીડેટો ! " બરટુશીઓ બબડયો. " કમનસીબ ! સત્યા-નાશની પાટી ! "

" બરટુશીઓ, જો, સાડા છ ને ટકોરો થયો. " કાઉન્ટે કઠોર અવાજે ઠપકો આપતાં કહ્યું. " સાડા છ ને જમવા બેસવા માટેને વખત નક્કી કરેલો છે, અને ખોટી થવાનું મને જરા પણ પસંદ નથી તે તો તું જાણે છે ! " આમ કહીને તે પોતાના પરોણાઓ પાસે ચાલતો થયો. બરટુશીઓ બિચારો લથડીઆં ખાતો ભોજન ગૃહ તરફ ગયો.

પાંચ મિનિટ પુરી થયા પછી પરોણાઓ જે દિવાનખાનામાં હતા તેનાં દ્વાર ખુલ્યાં અને બરટુશીઓએ મહા પ્રયાસે કહ્યું: " ભોજનનો સમય થયો છે. "

કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોએ મેડમ વાઇલફોર્ટને પોતાનો હાથ આપ્યો.

" મોં. વાલ્ફલફોર્ટ, " કાઉન્ટે વધારામાં વાલ્ફલફોર્ટને કહ્યું. " આપ સાહેબ બેરોનેસ ડેંગ્લર્સને લેતા આવશો ? " વાલ્ફલફોર્ટે કબુલ કર્યું, પોતાનો હાથ મેડમ ડેંગ્લર્સને આપ્યો અને બધા ભોજનગૃહ તરફ ગયા.

---

## પ્રકરણ ૯ સું.

---

ભોજનગૃહમાં દાખલ થતાં સર્વ અતિથીઓના મગજમાં એક જ વિચાર ઘોળાઇ રહ્યો જણાયો હતો. દરેક જણ ક્યા વિચિત્ર આકર્ષણને લીધે અત્યારે આ મકાનમાં ઘસડાઇ આવેલ હતું, એમ પોતાની જાતને પ્રશ્ન કરવા લાગ્યું. દરેકના મનમાં અચંબો થતો હતો; તેમ જ દરેકનું મન ન સમજી શકાય તેવા કાંઇક કારણે ડગમગતું અને ચિન્તાતુર હતું. છતાં તે બધામાંથી કોઇ પણ અતિથીને ત્યાંથી અત્યારે જતા રહેવાનું ગમતું નહોતું. તાજા જ બનેલા કેટલાએક બનાવો, કાઉન્ટનું એકાન્ત અને વિચિત્ર જીવન, તેનો અખુટ અને ન માની શકાય તેવો દ્રવ્યભંડાર, આ બધાને લીધે વાસ્તવિક રીતે જોતાં તેના ઉપર વિશ્વાસ રાખતા પહેલાં માણસોએ ઘણી કાળજી રાખવા જેવું હતું; અને પુરૂષોએ જ જો સંભાળીને ચાલવા જેવું હતું, તો જે ઘરમાં પોતાનું આતિથ્ય કરવાને સ્ત્રી જાતિની તો હાજરી જ નહોતી, તે મકાનમાં સન્નારીઓએ તો જવું જ જોઇતું નહોતું; આમ છતાં સ્ત્રી અને પુરૂષ બન્નેએ વિવેક અને વિચારને વિસારી મૂકયા હતા.

આ ભેદી મનુષ્યના (કાઉન્ટના) મકાનમાં ભેગા થએલા તમામ

અતિથીઓ દુર્નિવાર જીજ્ઞાસાને લીધે અત્યારે વિચારગ્રસ્ત બની ગએલા હતા. મગરૂર મેજર કેવલ્કેન્ટી અને તેનો બેદરકાર પુત્ર પણ સામાન્ય લાગણીને અપવાદ નહોતા.

કાઉન્ટની વિનંતિ ઉપરથી વાઇલ્ફોર્ટે જ્યારે પોતાનો હાથ મેડમ ડેંગ્લર્સને ધર્યો, ત્યારે તે જરા ચોંકી હતી. તેમ જ જ્યારે બેરોનેસે વાઇલ્ફોર્ટનો હાથ ઝાલ્યો અને મૃદુતાથી જરાક દબાવ્યો, ત્યારે વાઇલ્ફોર્ટને પોતાનું હૃદય કંપતું અને દૃષ્ટિ તેમ જ અવાજ અસ્થિર થતાં લાગ્યાં. આમાંનું કાંઇ પણ કાઉન્ટની ધ્યાન બહાર નહોતું. બારિક દૃષ્ટિથી જોનારને આ દેખાવથી રસ પડયા સિવાય અગર જીજ્ઞાસા ઉત્પન્ન થયા સિવાય રહે તેમ નહોતું.

ટેબલની વ્યવસ્થામાં કાંઇ ખામી જ નહોતી. વાઇલ્ફોર્ટના જમણા હાથ ઉપર મેડમ ડેંગ્લર્સની બેઠક હતી. તેનો ડાબા હાથ ઉપર મોરેલની બેઠક હતી, જ્યારે કાઉન્ટની એક બાજુએ મેડમ વાઇલ્ફોર્ટ અને બીજી બાજુએ બેરન ડેંગ્લર્સે પોતપોતાની બેઠકો લીધી. ડીબ્રેને કેવલ્કેન્ટી–પિતા પુત્રની વચમાં બેસાડવામાં આવ્યો. રીનોડે પોતાની બેઠક મેડમ વાઇલ્ફોર્ટ અને મોરેલ એમની વચ્ચે પસંદ કરી.

ભોજનની વ્યવસ્થા અત્યુત્તમ પ્રકારની હતી. પણ આ બાબતમાં કાઉન્ટે પેરીસના રીતરીવાજો અને વિચારોને વળગી રહેવાને બદલે પોતાના પરોણાઓની જીજ્ઞાસા અને ક્ષુધા બન્ને તૃપ્ત કરવાનો બન્યો તેટલો પ્રયત્ન કર્યો હતો. આજના ભોજનમાં પૂર્વ તરફના દેશોની વાનીઓ બધી એવા પ્રકારની હતી કે તે માત્ર જાણે કે એરેબીઅન નાઇટ્સની વાર્તાઓમાંની પરીઓ અગર અપ્સરાઓએ જ તૈયાર કરેલી હોય ! ચીનાઇ બનાવટનાં કુંડાંમાં અને જાપાનીસ બનાવટના

ઘુમચાઓમાં ફૂલફૂલાદિ ગોઠવી દીધેલાં હતાં; અને તેમાં દુનીઆના દરેકે દરેક ભાગમાં પેદા થતાં ઉત્તમ અને સ્વાદિષ્ટ ફલો દષ્ટિગોચર થતાં હતાં. સ્વપ્નમાં પણ ન જોયાં હોય તેવાં સુંદર પક્ષીઓ નાજુક પાંજરાંઓમાં કલ્લોલ કરી રહ્યાં હતાં. ચાંદીની રકાબીઓમાં જાતજાતની માછલીઓ તૈયાર કરીને પીરસેલી હતી. મદ્ય અને દ્રાક્ષાસવના ઉત્તમોત્તમ નમુનાઓ તૈયાર હતા. તે જગતના જુદા જુદા દેશોમાંથી ખાસ મંગાવેલા હતા, અને તેમના શીસાના આકાર જ મનને લોભાવતા હતા. પ્રાચીન કાલમાં જેવા પ્રકારની સામગ્રીથી 'એપીશ્યઅસે' પોતાના અતિથીઓને તૃપ્ત કર્યા હતા, તેવો જ દેખાવ તે વખતે તે ચકિત થએલા અતિથીઓ પેરીસમાં જોઇ અને અનુભવી રહ્યા હતા. કારણ કલીઓપેટ્રાની માફક મુક્તાફલ (મોતી)નું ભોજન કરે અગર 'લોરેન્ઝો–દ–મેડીસી'ની માફક સોનું પીએ તો જ માત્ર દસ પરોણાઓના એક જ વખતના ભોજનમાં એક હજાર પૌન્ડ ખર્ચી શકાય, અને એ સિવાય બીજા કોઇ પણ કારણે તેટલો ખરચ થઇ શકે જ નહિ, એમ તેઓની માન્યતા હતી. કાઉન્ટે બધાને આશ્ચર્યચકિત થએલા જોયા, અને પોતે તેમના આનંદમાં ભાગ લેતાં હસવા અને વિનોદ કરવા લાગ્યો.

" ગૃહસ્થો, " કાઉન્ટ બોલ્યો. " આપ કબુલ કરશો કે દરેક મનુષ્યને પોતાની સ્થિતિના પ્રમાણમાં અમુક હદ સુધીના દ્રવ્યની તો જાણે આવશ્યકતા હોય છે જ. એટલે તેટલું દ્રવ્ય તેને મળે નહિ ત્યાં સુધી તો તેને સંતોષ અગર સુખ થાય જ નહિ. પણ જીવનની આવસ્યક સર્વ બાબતો સ્હેલાઇથી મેળવી શકાય તેટલું દ્રવ્ય થયા પછી તે ઉપરાંત જે દ્રવ્ય ભેગું થાય તે માત્ર ઓછા વધતા પ્રમાણમાં અધિક ગણી શકાય. એટલું દ્રવ્ય ભેગું થાય એટલે તો પછી

માત્ર મોજશોખના પદાર્થોની જ ઇચ્છા થાય, અને તેવા વિશેષ દ્રવ્યથી મોજશોખ કરી શકાય. સન્નારીઓ કબુલ કરશે કે સમાજમાં અમુક ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થયા પછી કોઇક પ્રકારનો આદર્શ જ તેના કરતાં વધુ ઉચ્ચ હોઇ શકે. હવે આ વિચારશ્રેણીને આગળ લંબાવીએ. દુનીઆમાં અદ્‌ભૂત—આશ્ચર્યકારક વસ્તુ શું છે? જે ચીજ આપણે સમજીએ નહિ તે જ ચીજ અદ્‌ભૂત—આશ્ચર્યકારક ગણાય છે. વારૂ આપણને હંમેશાં ખરેખર શાની ઇચ્છા થાય છે? જે ચીજ આપણને મળી શકે નહિ તેની જ આપણને ઇચ્છા થાય છે. હવે મારૂં પોતાનું પણ તેમ જ છે. જે ચીજ મને પોતાને સમજાય નહિ, તે ચીજો જોવી અને સમજવી અને અશકય વસ્તુઓને શકય બનાવવી એ મારા જીવનનો અભ્યાસ છે. આ મારી ઇચ્છા હું બે રીતે તૃપ્ત કરી શકું છું. એક તો મારી મરજી અને બીજું મારૂં દ્રવ્ય. બેરન ડેંગ્લર્સ એક રેલ્વે કંપની ઉભી કરીને નવીન રેલ્વે લાઇન નાંખવાના કાર્યમાં જેટલો રસ લે છે; મોં. વાઇલફોર્ટ એક ગુન્હાના કામની પરિપૂર્ણ તપાસ કરી ગુન્હેગારને યોગ્ય શિક્ષાએ પહોંચાડવાને જેટલી કાળજી રાખે છે; મોં. ડીબ્રે પરરાજ્યની સાથે સુલેહ જાળવવાના કાર્યમાં જેટલી તત્પરતા રાખે છે; મોં. રીનોડ સન્નારીઓને ખુશ કરવાને માટે જેટલી આતુરતા ધરાવે છે; અને મોરેલ નવીન જંગલી ઘોડાને શિક્ષણ આપીને તૈયાર કરવામાં જેટલું મન પરોવે છે; તેટલો જ રસ લઇને, તેટલી જ કાળજી, તત્પરતા, અને આતુરતાથી હું મારા પોતાના તુરંગને અમલ મૂકું છું. દાખલા તરીકે આ બે માછલીઓ જ જુઓ ને! તેમાંની એક સેન્ટ પીટર્સબર્ગની પણ પેલી બાજુથી આવેલી છે, જ્યારે બીજી નેપલ્સ આગળથી આવી પહોંચી છે. આ બન્ને માછલીઓ એકી વખતે એક સાથે આ

ટેબલ ઉપર આવીને પડી છે એ શું રમુજની વાત નથી ? "

" આ બે કયી જાતની માછલીઓ છે ? " ડેંગ્લર્સે પૂછ્યું.

" મોં. રીનોડ રશીઆમાં રહેલા છે એટલે તેઓ આ એકનું નામ તો તમને જણાવશે; અને મેજર કેવલકેન્ટી ઇટાલીઅન હોવાથી બીજીનું નામ કહેશે."

" આ તો હું ધારૂં છું કે સ્ટર્લેટ જાતની માછલી છે." રીનોડ બોલ્યો.

" અને પેલી ઘણું કરીને લેપ્રે કહેવાય છે."

" હા હા. ખરી વાત. હવે બેરન ડેંગ્લર્સ, આપ આ બન્ને ગૃહસ્થોને પૂછો કે આ માછલીઓ કયાં મળી આવે છે."

" સ્ટર્લેટ તો રશીઆની વોલગા નદીમાં જ માત્ર મળી આવે છે." રીનોડે કહ્યું.

" અને," કેવલકેન્ટી બોલ્યો. " આટલી મોટી લેપ્રે તો 'ફુસેરો'ના સરોવરમાં માત્ર જ જડે છે."

" બરાબર. એક વોલ્ગામાંથી મંગાવી છે અને બીજી 'ફુસેરો' સરોવરમાંથી."

" અરે એ તો અશકય !" બધા પરોણાઓ એક સાથે જ બોલી ઉઠયા.

" આપ સર્વને આવી રીતે વાતો કરતા સાંભળીને જ મને આનંદ થાય છે." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. " હું નીરોના જેવો નાદીલો છું અને અશકય વસ્તુને શકય કરી બતાવવાનો મને નાદ છે. તમને બધાને તેથી જ અત્યારે આશ્ચર્ય લાગે છે. આ માછલી જે તમને આટલી બધી સુંદર લાગે છે, તો કદાચ પર્ચ, સલામત અગર

તેવી જ બીજી સાધારણ માછલી કરતાં વધારે સારી નહિ હોય; પરંતુ તે મળવી મુશ્કેલ છે માટે જ મને તે મંગાવવાનો નાદ લાગ્યો."

" પણ આ માછલીઓ ફ્રાંસમાં શી રીતે લાવ્યા ?"

" અરે એમાં તે શું મોટી વાત હતી ? દરેક માછલીને જુદા જુદા પીપમાં લાવવામાં આવી છે. એકને માટે પીપમાં નદીના રોપા અને છોડવાઓ ભર્યા હતા, અને તેમાં તેને મૂકી હતી. બીજીને માટે સરોવરના રોપાઓ પીપમાં ભર્યા હતા. તેમને માટે એક ખાસ ગાડું બનાવવામાં આવ્યું હતું. આવી રીતે સ્ટર્લેટ બાર દિવસ સુધી જીવતી રહી શકી, અને લેપ્રે આઠ દિવસ સુધી; અને મારા રસોઇઆના હાથમાં આવતાં સુધી બન્ને જીવતી જ હતી. આ વાત તમારા માનવામાં આવતી નથી કેમ બેરન ? " કાઉન્ટે બેરન ડેંગ્લર્સને પૂછ્યું.

" આ વાત જ એવી છે કે સંશય પડયા સિવાય રહે જ નહિ. " ડેંગ્લર્સે હસતાં હસતાં શંકા બતાવી.

" બેપ્ટીસ્ટીન, " કાઉન્ટે પોતાના નોકરને હુકમ કર્યો. "પેલી બીજી માછલીઓ પીપમાં આણેલી છે અને હજી જીવતી છે તે અહીં લઇ આવ. "

ડેંગ્લર્સ ડોળા ફાડીને જોઇ રહ્યો. બધી મંડળીએ તાળીઓ પાડવા માંડી. ચાર નોકરો બે પીપ ઉંચકી લાવ્યા. તે દરેકમાં રોપાઓ હતા અને તેની વચમાં પાણીમાં ટેબલ ઉપર માછલીઓ હતી, તેવી જ જીવતી માછલીઓ કુદાકુદ કરી રહી હતી.

" પણ આવી રીતે દરેક જાતની બે બે મંગાવવાની વળી શું જરૂર હતી ? "

" તેની જરૂર તો એટલી જ કે વખતે એક મરી જાય તો

બીજી કામમાં આવે. ” કાઉન્ટે બેદરકારીથી કહ્યું.

“ તમે તો ખરેખર ઘણા અજબ મનુષ્ય છો. ” ડેંગ્લર્સ બોલ્યો. “ ‘શ્રીમંતાઇમાં જ સુખ છે.’ એમ જે કહેલું છે તે કાંઇ ખોટું નથી. ”

“ એકલી શ્રીમન્તાઇ કાંઇ જ સુખ આપી શકતી નથી. શ્રીમન્તાઇની સાથે વિચારોની વિપુલતા પણ હોવી જોઇએ.” મેડમ ડેંગ્લર્સે પોતાના સ્વામીનો તિરસ્કાર કરવાને ટાપસી પૂરી.

“આ બાબતમાં મને માન આપવાની જરૂર નથી બાઇસાહેબ.” કાઉન્ટે નમ્રતાનો ઢોંગ કરવા માંડયો. “ રોમન લોકો આવી આવી બાબતોના ઘણા શોખીન હતા. ‘પ્લીની’એ એક જગાએ વર્ણન કરેલું છે તે પ્રમાણે ગુલામોના માથા ઉપર વાસણો મુકાવીને તે ‘મ્યુલસ’ નામની માછલી, જે ઘણું કરીને સોનેરી માછલીના નામે હાલ ઓળખાય છે તે જ હોવી જોઇએ—તે ઓસ્ટ્રીઆથી રોમ લાવતા. વળી આ જીવતી માછલીઓ જ લોકો વધારે પસંદ કરતા; કારણ તેનાથી તેમને ઘણી મોજ મળતી. તે માછલી મરતાં મરતાં બે ચાર વખત પોતાનો રંગ બદલતી, અને છેલ્લી ઘડીએ ઘણા રંગોનું મિશ્રણ તેમાં નજરે પડતું; આવી રીતે તેના જુદા જુદા રંગ નિહાળ્યા પછી તે મરેલી માછલીને રસોઇખાનામાં મોકલવામાં આવતી. તેમની કિંમત તેમની પીડાથી વસુલ થતી. એ માછલી મરેલી તો કોઇને ગમતી જ નહિ. ”

“ હા હા. પણ ઓસ્ટ્રીઆ તો રોમથી માત્ર થોડાક માઇલ જ દૂર છે.” ડીબ્રેએ કહ્યું.

“ હા, આપનું કહેવું ખરૂં છે. પણ ઓસ્ટ્રીઆથી રોમમાં માછલી લાવવાના લોકોના શોખની જે વાત મેં આપને કહી, તે

હ્યુકયુલસના સમયની વાત. તે વખતે તે જે કાર્ય કરી શકતો તેના કરતાં વધારે સારૂં અને ચઢિયાતું કામ જો આપણે ન કરી શકીએ, તો પછી આપણે તેની પછી અઢારસો વર્ષે જન્મ્યા અને જીવન ગાળીએ છીએ તેની સાર્થકતા શું ? ”

પેલા બે કેવલકેન્ટી તો આભાજ બની ગયા, પણ તેમના સુભાગ્યે કાંઇ બોલ્યા નહિ.

“ આ બધું ખરેખર અદ્‌ભૂત છે. ” રીનોડ બોલ્યો. “ પણ સર્વથી વધારે આશ્ચર્યકારક અને વખાણવા લાલક મને જે લાગે છે, તે તો એ જ છે કે તમારા હુકમનો આશ્ચર્યકારક ત્વરાથી બરાબર અમલ થાય છે. આ ઘર તમે માત્ર પાંચ દિવસ ઉપર જ ખરીદ્યું એ વાત શું ખરી નથી ? ”

“ તેનાથી વધારે દિવસ તો થયા જ નથી. ”

“ વારૂ, છેલ્લા અઠવાડીઆ પછી તેમાં જાદુઇ ફેરફાર થએલો છે. મને જો બરાબર યાદ હોય તો દરવાજો પણ બીજે જ હતો. આંગણામાં પથ્થર જડેલા હતા અને તે શૂન્ય હતું. જ્યારે આજે ચારે બાજુએ સુંદર લીલું ઘાસ નજરે પડે છે, અને તેને ચારે કિનારે ઝાડો આવી રહેલાં છે, જે જાણે કે સો વર્ષનાં જુનાં હોય એમ જણાય છે. ”

“ એમ કેમ ન હોય ? મને લીલા ઘાસ અને છાયાનો ઘણો શોખ છે. ” કાઉન્ટે જવાબ આપ્યો.

“ હા. ” મેડમ વાઇલફોર્ટ બોલી ઉઠી. “ પહેલાં દરવાજો સડક ઉપર હતો. તે દિવસે સડક ઉપરથી અકસ્માતમાંથી બચાવીને આપ મને આજ મકાનમાં ઉંચકીને લઇ આવ્યા હતા.”

" હા બાઇસાહેબ, પણ મને હાલનો ફેરફાર કરવાનું વધારે ઠીક લાગ્યું."

" ચાર જ દિવસમાં આ સઘળો ફેરફાર આપ કરી શકયા એ તો અચંબાની વાત !"

" ખરેખર !" રીનોડ બોલ્યો. " જુના મકાનમાં ફેરફાર કરીને આવું સુંદર મકાન તૈયાર કરવું એ તો વળી એથી પણ વધારે અજાયબીની વાત છે; કારણ આ મકાન ઘણું જુનું અને ખંડેર જેવું જ થઇ ગયું હતું. બે ત્રણ વરસ ઉપર જ્યારે સેન્ટ મીરાને આ મકાન વેચવાને માટે જાહેરાત કાઢી હતી, ત્યારે મારી માતાને લઇને હું આ મકાન જોવાને આવ્યો હતો."

" સેન્ટ મીરાન !" મેડમ વાઇલફોર્ટ બોલી. " ત્યારે આપે આ મકાન ખરીદ્યું તે પહેલાં તે સેન્ટ મીરાનનું હતું?" તેણે કાઉન્ટને પૂછ્યું.

" એમ હશે એમ લાગે છે." કાઉન્ટે જવાબ આપ્યો.

" એટલે ? આપે આ મકાન કોની પાસેથી ખરીદ કર્યું તેની પણ તમને માહીતી નથી ?"

" ના. મને પોતાને તેની બીલકુલ ખબર નથી. કારણ એવાં કામો તો મારો કારભારી કરે છે, એટલે બધી ખબર તો તેને હોય !"

" આ મકાન લગભગ દસ બાર વરસથી ખાલી પડી રહ્યું હતું," રીનોડ બોલ્યો. " અને તદન ઉજ્જડ વેરાન જેવું લાગતું હતું. એ તો સારૂં હતું કે આ મકાન વાઇલફોર્ટના સસરાની માલકીનું અને તેમના કબજામાં હતું, નહિ તો કોઇ એમ જ ધારે કે આ મકાનમાં કોઇ ભયંકર ગુન્હો બન્યો હોવો જોઇએ. અને તેથી નિષિદ્ધ બનેલું હોવું જોઇએ."

અત્યાર સુધીમાં વાઇલફોર્ટના આગળ મદ્યના ત્રણ ચાર પ્યાલા આવી ગયા હતા, પણ તેમાંના એકને પણ તે અડકયોએ નહોતો; પણ હવે તેણે એક પ્યાલો પોતાની મેળે જ ઉપાડી લીધો અને ગટગટાવી ગયો. મોન્ટેક્રિસ્ટોએ થોડો વખત જવા દીધા પછી કહ્યું.

" હું ધારૂં છું કે આપને સર્વને વિચિત્ર અને આશ્ચર્યકારક લાગશે, પણ મને પણ આ મકાનમાં પગ મૂકતાંની સાથે એવો જ વિચાર આવ્યો હતો. મકાન એટલું બધું ભયાનક લાગતું હતું કે મારા કારભારીએ જો મારે માટે તે ખરીદ કરી લીધું ન હોત, તો હું કદી ખરીદ કરત નહિ. કદાચ મારા કારભારીને આ મકાન ખરીદ કરવા માટે ઘણી સારી દલાલી કે લાંચ મળી હશે ! "

" આપ કહો છો તે કદાચ સત્ય હશે. " પણ આપના કારભારીને લલચાવવામાં મારો પોતાનો કાંઇ પણ હાથ નથી એવી હું આપને ખાત્રી આપું છું. આ મકાન વેલેન્ટાઇનને લગ્ન વખતે કન્યાદાનમાં આપવાનો તેના પિતામહનો નિશ્ચય છે. પણ મકાન એટલું બધું જીર્ણ થઈ ગયું હતું કે એકાદ બે વરસ જો વધારે રહેવા દીધું હોત તો પડી જઇને જમીનદોસ્ત થઇ ગયું હોત. તેથી તે વેચી દેવામાં આવ્યું. "

" પણ આ મકાનમાં એક ઓરડો છે. જેમાં લાલ પડદા અને ઝાલરો લટકાવેલી છે. એ ઓરડો કોણ જાણે શાએ કારણથી મકાનના બીજા તમામ ભાગ કરતાં વધારે વિચિત્ર લાગ્યો. મને તો તે નાટકની રંગભૂમિ જેવો જ જણાયો. "

" એમ કેમ ? " ડેંગ્લર્સે પૂછયું. " રંગભૂમિ જેવો શા કારણે લાગ્યો વારૂ ?"

"મારા મનને કાંઇ તેમજ લાગ્યું. શું આપ પ્રેરણામાં નથી માનતા ?" કાઉન્ટે જવાબ આપ્યો. "કેટલાંક સ્થાન એવાં નથી હોતાં કે જ્યાં પગ મૂકતાં જ આપણું મન ઉદાસ થઇ જાય ? છતાં તેનું કારણ આપણાથી સમજાતું નથી. ભૂતકાલના કેટલાક બનાવો આપણા જાણવામાં અગર સાંભળવામાં હોય છે, અને કેટલાક વિચિત્ર સંજોગોમાં એકાએક તેમનું સ્મરણ થઇ આવે છે. વિચાર આવતાંની સાથે જ તેવા બનોવો અને તેવાં સ્થાનો આંખ આગળ ખડાં થાય છે. એ બનાવોને અને વર્તમાન પ્રસંગોને અને સ્થાનોને કાંઇ સંબંધ હોવો જ જોઇએ એવું કાંઇ ખાસ નથી. આ ઓરડો પણ મને એવાં જ બીજાં સ્થાનોની યાદ આપે છે. રહો ને, હવે આપણું ભોજન પુરૂં થયું છે તો ચાલો હું આપને સર્વને તે ઓરડો બતાવું જ; કે જેથી આપ જાતે જ અભિપ્રાય બાંધી શકશો. તે પછી કોફી આપણે બાગમાં લઇશું."

કાઉન્ટે પછી સર્વ પરોણાઓના તરફ નજર ફેરવી. મેડમ વાઇલફોર્ટ પ્રથમ ઉઠી; તેની પાછળ કાઉન્ટ ચાલ્યો. બીજાં બધાં પાછળ પાછળ ગયાં. મેડમ ડેંગ્લર્સ અને વાઇલફોર્ટ તો જાણે સ્તબ્ધ જ બની ગયાં. તેઓએ એકબીજાની સાથે દૃષ્ટિથી મૂક પ્રશ્નોત્તર કર્યા.

"કેમ સાંભળ્યું ?" મેડમ ડેંગ્લર્સે પૂછ્યું.

"ચાલો તો ખરાં." વાઇલફોર્ટે જવાબ આપ્યો. બન્ને સર્વની પાછળ પાછળ ચાલ્યાં.

સર્વ કોઇ મકાનમાં આમ તેમ ફરવા લાગ્યું. સર્વ કોઇને જીજ્ઞાસા થઇ આવી હતી એટલે મકાનના બીજા ભાગ જોવાની પણ મળેલી તકનો લાભ લેવા માંડયો. ખંડેર જેવા મકાનને કાઉન્ટે ચાર દિવસમાં એક મહેલના રૂપમાં ફેરવી નાખ્યું હતું. બધા આગળ

ચાલ્યા, પણ કાઉન્ટ પાછળ આવતાં મેડમ ડેંગ્લર્સ અને વાઇલફૉર્ટને માટે થોભ્યો. તેઓ આવી પહોંચતાં તેમની પાછળ પાછળ તે ચાલવા લાગ્યો. તેના મુખ ઉપર આ વખતે ફરકી રહેલું રહસ્ય જો તેમના જોવામાં આવ્યું હોત, તો તેમના મનની સ્થિતિ કાંઇક જુદા જ પ્રકારની થઇ હોત.

જુદા જુદા ઓરડામાં થઇને પરોણાઓ આગળ ચાલ્યા. ઓરડાઓ બધા પૂર્વના દેશોમાં મકાન શણગારે છે તેવી રીતે શણગારેલા હતા. જ્યાં ત્યાં કિમતી ગાલીચા અને ગાદી તકીઆ જોવામાં આવતા. પડદાઓ, ચિત્રો, વિગેરે બીજા શૃંગારનો સામાન પણ ઘણો ખરો પૂર્વના દેશોમાં જ બનેલો હતો. ફરતાં ફરતાં તેઓ પેલા ઓરડા આગળ આવી પહોંચ્યાં. આ ઓરડામાં બીજું તો કાંઇ ખાસ નવાઇ જેવું જોવામાં આવતું નહોતું. વિશેષતા માત્ર એટલી જ હતી કે દિવસ આથમી ગયો હતો, છતાં આ ઓરડામાં હજી દીવા કરવામાં આવ્યા નહોતા. તેમાં દરેક ચીજ પહેલાં હશે તેમની તેમ પડેલી હતી; જ્યારે બીજા તમામ ઓરડાઓમાં ફેરફાર કરી શણગારવામાં આવ્યા હતા. આ ઓરડાને ભયાનક બનાવવાને આ કારણ પુરતું હતું.

"અરે," મેડમ વાઇલફૉર્ટ બોલી. "આ ઓરડો કેવો ભયાનક લાગે છે ?"

મેડમ ડેંગ્લર્સે કાંઇક બબડવા માંડયું, પણ તેનો અવાજ કોઇથી સંભળાયો નહિ. સૌ કોઇ પોતપોતાને ફાવે તેમ ટીકા કરવા લાગ્યું. છેવટે એકમતે એમ નક્કી થયું કે એ ઓરડો ભયાનક તો લાગતો હતો.

"કેમ હું કહેતો હતો તે શું આપને હવે ખરૂં લાગતું નથી?" કાઉન્ટે પૂછ્યું. "જુઓ, જુઓ, પેલો મોટો પલંગ અને તે ઉપરની પથારી અને પેલા મલીન પડદા! જુઓ તેના ઉપર શું લોહીના ડાઘ જણાતા નથી? આ બે છબીઓ લટકાવેલી છે તે પણ શું ભયાનક લાગતી નથી? તે શું એમ કહેતી જણાતી નથી કે અમે તે નજરે જોયું છે."

વાઇલફોર્ટના મુખ ઉપરથી લોહી ઉડી ગયું. મેડમ ડેંગ્લર્સ તો પાસેની એક મોટી ખુરશી ઉપર બેસી ગઇ.

"અરે! અરે!" મેડમ વાઇલફોર્ટ હસતાં હસતાં બોલી. "એજ જગાએ કદાચ કાંઇક ભયંકર દુષ્ટ કૃત્ય કરવામાં આવ્યું હશે! કોણ જાણે! તે જગાએ બેસવાની ભલી તમારી હિંમત ચાલે છે?"

મેડમ ડેંગ્લર્સ એકદમ ઉભી થઇ ગઇ.

"અને," કાઉન્ટ બોલ્યો. "વળી આટલેથી જ અટકતું નથી."

"ત્યારે વળી વધારે શું છે?" ડીબ્રેએ પૂછ્યું. મેડમ ડેંગ્લર્સની ગભરામણ તેના જોવામાં આવી નહોતી.

"અરે બીજું શું છે વળી?" ડેંગ્લર્સ બોલ્યો. "આમાં મને તો કાંઇ ખાસ વિચિત્રતા લાગતી નથી. કેમ મેજર કેવલકેન્ટી, તમારૂં શું ધારવું છે?"

"અરે એવાં મકાનો ઘણાંએ હોય છે." મેજરે જવાબ આપ્યો. "'પીસા' શહેરમાં 'યુગોલીનો'નો ટાવર છે, ફેરેરામાં 'ટાસો'નું કેદખાનું છે. અને 'રીમાની'માં ફ્રાન્સીસ્કા અને પેઓલોના ઓરડા પણ તેવા જ છે.

"હા, પણ હજી તો તમે આ પાછલો નાનો છુપો જીનો

જોયો નથી. જુઓ, જુઓ, બરાબર ધારીને તે જુઓ કે તમારો શો અભિપ્રાય થાય છે ? " કાઉન્ટે આગળ ચલાવ્યું,

" અરે કેવો અંધારો ભયાનક જીનો છે આ ? " કોઇક બોલી ઉઠયું.

" મદ્યપાનને લીધે અગર કોણ જાણે કેમ પણ મને તો આ મકાનનો આ બધો દેખાવ ઘણો બીહામણો લાગે છે. " મોં. ડીબ્રેએ વળતો અભિપ્રાય આપ્યો.

" ગૃહસ્થો, સર્વવ્યાપી અને સર્વાન્તર્યામી પરમાત્માની દ્દષ્ટિથી તો કાંઇ પણ ચીજ અગર કામ છુપાવી શકાતું નથી જ; પરંતુ મનુષ્યની દ્દષ્ટિથી દુષ્ટ કૃત્ય છૂપાવવાના હેતુથી ચોમાસાના દિવસોમાં વરસાદ અને વાવાઝોડાના ભયંકર તોફાનમાં એકાદ અંધારી ઘોર મધ્યરાત્રીના સમયે 'ઓથેલો' અને 'આબે-દ-જેજીસની માફક કોઇ ઉજળો ઠગ પોતે છુપાવવા ધારેલો બોજો ઉંચકીને આ જીનાનાં પગથીઆં ધીરે ધીરે ઉતર્યો હોવો જોઇએ, એમ શું આપને લાગતું નથી ? " કાઉન્ટે પૂછ્યું.

વાઇલફોર્ટનો હાથ ઝાલીને ઉભેલી મેડમ ડેંગ્લર્સ એકાએક ગભરાઇ ગઇ. તેને લગભગ મૂર્છા આવી ગઇ, અને તેને પડતી અટકાવવાને વાઇલફોર્ટને દિવાલનો ટેકો લેવો પડયો. મેડમ ડેંગ્લર્સે મહા પ્રયાસે પોતાના મન ઉપર કાબુ મેળવ્યો.

" શું છે બાઇસાહેબ ? કેમ આમ કેમ ? આપ આટલાં બધાં ફીક્કાં કેમ પડી ગયાં ? " ડીબ્રેએ પૂછ્યું.

" બીજું શું હોય વળી ! " મેડમ વાઇલફોર્ટ બોલી ઉઠી. " આપણને બધાને બ્હીવરાવી મારવાના ઇરાદાથી કાઉન્ટ આજે અતિ ભયાનક વાતો અત્યારે કરી રહ્યા છે. "

"હા હા. ખરી વાત." વાઇલફોર્ટ બોલ્યો. "ખરેખર કાઉન્ટ, આપે આ સન્નારીઓને ઘણી ભયભીત કરી મૂકી છે. એ કાંઇ ઠીક નહિ."

"શું છે ? શું છે ? આમ કેમ ?" ડીબ્રેએ મેડમ ડેંગ્લર્સને ધીમેથી પૂછ્યું.

"કાંઇ નથી." તેણે મહામહેનતે જવાબ આપ્યો. "મને ગભરામણ થાય છે. મારો શ્વાસ રૂંધાય છે."

"ચાલો આપણે બાગમાં જતાં રહીએ." ડીબ્રેએ પેલા અંધારા જીના તરફ તેને લઇ જવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"ના! ના ! ના !" તેણે જવાબ આપ્યો. "એ જીનેથી તો મારાથી ઉતરાશે જ નહિ ! તેના કરતાં તો અહિંઆં જ ઠીક છે."

"બાઇસાહેબ, આપ ખરેખર જ ભયભીત બની ગયાં કે શું ?"

"ના ના." મેડમ ડેંગ્લર્સે હિંમતથી જવાબ આપ્યો. "પણ આપની વર્ણનશક્તિ એટલી બધી ભયંકર છે કે સાંભળનારને આપે વર્ણવેલા બનાવો સત્ય જ હોય અને ખરેખર આ મકાનમાં જ બનેલા હોય એમ ભાસ થાય છે."

"હા હા." મોન્ટેક્રિસ્ટો હસતાં હસતાં બોલ્યો. "આ તો બધી કલ્પનાની જ વાતો છે; અને જ્યારે આપણે કલ્પના કરવાને જ બેઠા છીએ ત્યારે આપણે એમ કેમ ન ધારીએ કે આ ઓરડો કોઇક કુલીન અને યુવાન કુમારિકાનું ખાનગી દિવાનખાનું હશે ? અને આ લાલ પડદાવાળા પલંગમાં તે પ્રસૂતા કેમ ન થઇ હોય ? તેની આબરૂ બચાવવાની ખાતર તથા ગુપ્ત ભેદ છૂપો રહી શકે અને બહાર કોઇને જરા પણ સંશય આવે નહિ તે હેતુથી આ અંધારા જીનેથી ડોકટર અને નર્સ દાખલ થયાં કેમ ન હોય ? અગર તો

આ જગતમાં પ્રથમના જ શ્વાસોચ્છ્વાસ લેવાનું શરૂ કરતાં એક નિર્દોષ નિદ્રાવશ બાલકને લઇને આ જીનેથી તેનો પિતા જ બાગમાં કેમ ન પસાર થઇ ગયો હોય ? ”

મેડમ ડેંગ્લર્સ હવે તો વધારે સમય ધીરજ રાખી શકી નહિ. આ વર્ણન સાંભળતાં જ તેના મુખમાંથી એક ધીમી ચીસ નીકળી ગઇ.

“ મેડમ ડેંગ્લર્સની તબીયત બગડી આવી લાગે છે. ” વાઇલફોર્ટ બોલ્યો. “ તેમને ગાડીમાં બેસાડીને વિદાય કરવાં ઠીક થશે. ”

“ અરે હું મારી સુંઘવાની શીશી લઇ આવું. હમણાં જ તેઓ જાગ્રત થઇ જશે ! ” કાઉન્ટ શીશી લેવા જતો હતો.

“ આ રહી મારી શીશી ! લો. ” મેડમ વાઇલફોર્ટે પોતાની પાસેથી શીશી કાઢીને આપી.

મેડમ ડેંગ્લર્સને જોડેના ઓરડામાં લઇ જવામાં આવી. શીશી સુંઘાડવામાં આવી તથા બીજી દવાઓ પીવરાવવામાં આવી. આ સારવારને લીધે થોડી વારે તે ભાનમાં આવી.

“ અરે ! ” તે બરાડી ઉઠી. “ કેવું ભયંકર સ્વપ્ન ! ”

વાઇલફોર્ટે તેનો હાથ દાબ્યો. તેને ખાત્રી થઇ કે તે સ્વપ્નમાં નહોતી.

ડેંગ્લર્સને શોધવા માંડયો. તેને તો આવી વાતો પસંદ નહોતી એટલે તે તો બાગમાં મેજર કેવલકેન્ટીની સાથે ફરતો હતો.

કાઉન્ટ તો જાણે ઘણો ગભરાઇ ગએલો અને ઉદાસ થઇ ગએલો દેખાયો.

તે મેડમ ડેંગ્લર્સને હાથ ઝાલીને બાગમાં લઇ ગયો, તો ત્યાં ડેંગ્લર્સ અને બન્ને કેવલકેન્ટી કોફી લેતા હતા.

"બાઇસાહેબ," કાઉન્ટે પૂછ્યું. "મારી વાતોથી આપ શું ખરેખર ગભરાઇ ગયાં છો ?"

"ના ના, તેવું કાંઇ નથી. પણ કાઉન્ટ, કેટલીક વાતો આપણા મનની સ્થિતિ પ્રમાણે આપણા ઉપર અસર કરે છે."

વાઇલફોર્ટ પરાણે પરાણે હસ્યો.

"અરે, કેટલીક વખત વિચાર માત્રથી એવું પરિણામ આવે છે." તેણે કહ્યું.

"વારૂ," કાઉન્ટ બોલ્યો. "આપને મારૂં કહેવું માનવું હોય તો માનજો અને ન માનવું હોય તો ન માનશો. પણ મારી પોતાની એવી માન્યતા છે કે આ મકાનમાં એક ભયંકર ગુન્હો બનેલો છે જ."

"ખબરદાર !" મેડમ વાઇલફોર્ટે હસતાં હસતાં કહ્યું. "મેજીસ્ટ્રેટ અહિંઆં જ હાજર છે !"

"હા હા. એમ છે એટલે તો હું મારે જે હકીકત જાહેર કરવાની છે તે જરૂર કરવાનો જ."

"તમારે હકીકત જાહેર કરવાની છે ?" વાઇલફોર્ટે પૂછ્યું.

"હા જી. હકીકત જાહેર કરવાની છે અને તે પણ સાક્ષીઓની રૂબરૂમાં જ. કાઉન્ટે જવાબ આપ્યો.

"અરે, આ તો વણા વધારે મજાની વાત આવી. જો આ મકાનમાં ખરેખર જ કોઇ ગુન્હો બન્યો હોય તો તેની તપાસ થશે જ !" મોં. ડીબ્રે બોલ્યો.

"ગુન્હો બનેલો જ છે." કાઉન્ટે કહ્યું. "ગૃહસ્થો, આ બાજુએ આવો. આપની સર્વની રૂબરૂમાં મારે મેજીસ્ટ્રેટ સાહેબને કેટલીક હકીકત જાહેર કરવાની છે."

અત્યાર સુધી મેડમ ડેંગ્લર્સનો હાથ તેના હાથમાં જ હતો.

તેણે હવે વાઇલફોર્ટનો હાથ બીજા હાથમાં લીધો, અને એક ઝાડ નીચે તેમને બન્નેને ખેંચી ગયો. બીજા પરોણાઓ પાછળ પાછળ ગયા.

"અહિં જ થોભો સાહેબ." કાઉન્ટ બોલ્યો. "આ જગાએ જ—(તેણે પોતાનો પગ જમી ઉપર પછાડયો.)—આ જગાએ જ નવીન ઝાડો રોપવાના ઇરાદાથી ખોદતાં ખોદતાં મારાં માણસોને એક લોખંડની પેટી ખવાઇ ગએલી મળી આવી હતી, અને તેમાંથી એક તુરતના જન્મેલા બાળકનું હાડપીંજર નિકળ્યું હતું."

મેડમ ડેંગ્લર્સનો હાથ થંડો ગાર જેવો લાગ્યો. વાઇલફોર્ટનો હાથ ધ્રુજતો લાગ્યો.

"તુરતનું જન્મેલું બાલક!" ડીબ્રે બોલ્યો. "ત્યારે તો આ બાબત ગંભીર બનતી જાય છે."

"બરાબર," રીનોડ બોલ્યો. "જુઓ ત્યારે મારૂં કહેવું કાંઇ ખોટું નહોતું. મકાનોને પણ માણસની પેઠે આત્મા અને મુખ હોય છે, અને તેમના દેખાવ ઉપરથી જ તેમનું ચારિત્ર્ય સમજાઇ જાય છે. આ મકાન ભયાનક લાગતું હતું; કારણ કે તે શોકાતુર હતું; અને તેમાં ગુન્હો છૂપાએલો હોવાથી તે શોકાતુર હતું."

"ગુન્હો કોણ કહે છે?" વાઇલફોર્ટે છેવટ મહાપ્રયાસે પૂછ્યું.

"શું? બાગમાં બાલકને જીવતું દાટી દેવું એ ગુન્હો નથી?" મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

"પણ જીવતું દાટી દીધું હતું એમ કોણ કહી શકે?"

"જો તેમ ન હોય તો અહિંઆં જ—આ બાગમાં જ તેને દાટવાનું કારણ શું? આ બાગ કાંઇ કબરસ્તાન નથી?"

"આ દેશમાં બાલહત્યા કરનારાઓને શું શિક્ષા થાય છે?" મેજર કેવલ્કેન્ટીએ પૂછ્યું.

"દેહાંત દંડની." ડેંગ્લર્સે જવાબ આપ્યો.

"એમ ! ખરેખર !" ક્વેલકેન્ટી બોલ્યો.

"હું પણ એમ જ ધારૂં છું. કેમ મેજીસ્ટ્રેટ સાહેબ ખરૂં કે નહિ ?" કાઉન્ટે વાઇલફોર્ટને પૂછ્યું.

"હા હા, કાઉન્ટ, ખરી વાત છે." વાઇલફોર્ટે ખોખરા અવાજે જવાબ આપ્યો.

કાઉન્ટને હવે લાગ્યું કે જે પ્રસંગોને માટે તે નાટક અને દેખાવ રચેલા હતા, તેઓ હવે વધારે સહન કરી શકે તેમ નહોતાં; એટલે વધારે લંબાણ કરવાનું તેણે માંડી વાળ્યું અને બોલ્યો;

"ચાલો ગૃહસ્થો, હવે આપણે કોફી લઇએ. વાતોમાં ને વાતોમાં આપણે તે તો વિસરી જ ગયા !"

"ખરેખર કાઉન્ટ," મેડમ ડેંગ્લર્સે કહ્યું. "કહેતાં મને શરમ લાગે છે, પણ તમારી આજની ભયાનક વાતો સાંભળી સાંભળીને મારો જીવ ઘણો ગભરાઇ ગયો છે, તેથી મને જરા નિરાંતે બેસવા દો !" આટલું કહેતાં તે એક ખુરશી ઉપર ફસડાઇ પડી.

મોન્ટેક્રિસ્ટોએ નમન કર્યું અને ત્યાંથી મેડમ વાઇલફોર્ટની પાસે ગયો.

"હું ધારૂં છું કે આપની પેલી શીશી ફરીથી મેડમ ડેંગ્લર્સને સુંઘાડવી પડશે." તેણે કહ્યું.

પણ મેડમ વાઇલફોર્ટ તેની પાસે પહોંચી તે પહેલાં વાઇલફોર્ટને મેડમ ડેંગ્લર્સના કાનમાં ધીમેથી કહેવાનો લાગ મળ્યો.

"તમારી સાથે વાતચીત કરવી પડશે."

"ક્યારે ?" મેડમ ડેંગ્લર્સે પૂછ્યું. "આવતી કાલે."

"ક્યાં ? " " મારી ઓફીસમાં અગર તો પછી કોર્ટમાં. બની શકે તો કોર્ટમાં: કારણ કે એ જગા જ સહીસલામત છે. '

" સારૂં હું જરૂર આવીશ. " મેડમ ડેંગ્લર્સે જવાબ આપ્યો.

એટલામાં વાઇલફોર્ટની પત્ની ત્યાં આવી પહોંચી.

" તમારો ઘણો આભાર થયો બ્હેન ! " મેડમ ડેંગલર્સે હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું. " હવે ગભરામણ બેસી ગઇ છે અને મને ઘણું સારૂં છે. "

—:(૦):—

## પ્રકરણ ૧૦ મું.

રાત્રીનો અમલ થોડે થોડે જામતો ગયો. છેવટે મેડમ વાઇલફોર્ટે ઘેર જવાની ઇચ્છા જણાવી. મેડમ ડેંગ્લર્સની તબીઅત સારી નહોતી, છતાં તેનાથી અત્યાર સુધી તે પ્રમાણે બોલી શકાયું નહિ. પત્નીની ઇચ્છા જાણી વાઇલફોર્ટ ઉભો થયો; એટલે સર્વ મંડળી જવાને તૈયાર થઇ. તેણે મેડમ ડેંગ્લર્સને પોતાની ગાડીમાં લઇ જવાનું કહ્યું, કે જેથી પોતાની પત્ની તેની સંભાળ લઇ શકે. બેરન ડેંગ્લર્સ મેજર કેવલકેન્ટીની સાથે કાંઇ રસ ભરી મહત્વની વાતચીતમાં રોકાએલ હતો. તેનું ધ્યાન તેમાં રોકાએલું હતું. મોન્ટે-ક્રિસ્ટો વાઇલફોર્ટની મતલબ સમજી ગયો હતો, પરંતુ હવે તેને આડા આવવાનું કાંઇ કારણ નહોતું. મોરેલ, રીનોડ, અને ડીબ્રે પોતપોતાના ઘોડા ઉપર સ્વાર થઇને ગયા. ડેંગ્લર્સ તો મેજર કેવલકેન્ટીની વાતોથી એટલો બધો ખુશ થઇ ગયો હતો કે તેને પોતાની સાથે પોતાની ગાડીમાં લઇ જવાને આગ્રહ કર્યો. આન્ડ્રીઆ કેવલકેન્ટીની

ગાડી તૈયાર જ હતી, એટલે તે તેમાં બેઠો. ગાડી ઘોડા અને ખાસ-દારના ભપકામાં કાંઇ ખામી નહોતી. તે એક ચાલાક યુવાન હતો. તેથી આટલા બધા મોટા મોટા ખાનદાન મનુષ્યો આગળ વખતે કાંઇ આડું અવળું બોલાઇ જાય તો પોતાની મૂર્ખાઇ જણાઇ જાય, એવી તેને બીક હતી. પરોણાઓમાં વાઇલફોર્ટને જોઇને તો તેના ડોળા જ ફાટી ગયા. એટલામાં ડેંગ્લર્સની નજર તેના ઉપર પડી. કાઉન્ટ આ પિતા પુત્રના આતિથ્ય માટે જે આતુરતા અને તત્પરતા બતાવતો હતો તે ઉપરથી ડેંગ્લર્સને ખાત્રી થઇ કે મેજર કેવલકેન્ટી એ કોઇ નવાબ જ હોવો જોઇએ, અને તે પોતાના એકના એક પુત્રને સર્વ વાતનું સંપૂર્ણ શિક્ષણ આપવાને અને સામાજીક રીતભાતો શિખવવાને તેને પેરીસ લઇ આવ્યો હશે. મેજરની આંગળી પરની વીંટીમાંનો મોટો હીરો જોઇને ડેંગ્લર્સ ખુશી થઇ ગયો; કારણ બેંકનોટોને વખતે કાંઇ અકસ્માત થાય એવી બીકથી મેજરે વિચાર કરીને તેના કિમતી દાગીનાઓ ખરીદી લીધા હતા. ભોજન પુરૂં થયા પછી કામકાજની વાતોની મીશે ડેંગ્લર્સે તે પિતા પુત્રની વાતો જાણી લેવા માંડી. આ બન્ને પિતા પુત્ર પહેલેથી જ જાણતા હતા કે તેમને જે વર્ષાસન મળવાનાં હતાં તે બેરન ડેંગ્લર્સની મારફતે જ મળવાનાં હતાં. એટલે તેઓ તો તેની સાથે એટલી બધી સલુકાઇથી વર્તવાને ઇચ્છતા હતા કે બેરનના નોકરો સાથે પણ જરૂર પડે તો હસ્તધૂનન કરવાને અને તેમની ખુશામદ કરવાને તેઓ તૈયાર હતા. આ પિતા પુત્રના યુગલની વાતચીત અને રીતભાતથી બેરન તો અંજાઇ જ ગયો. અંતે મેજર કેવલકેન્ટી બોલ્યો. " સાહેબ, આવતી કાલે કાંઇ કામના અંગે આપને ત્યાં મારે આવવું પડશે. "

" અને આપના પધારવાથી મને ઘણું માન મળશે સાહેબ ! આપ જરૂર પધારશો. "

આ પછી મેજરને તેની હોટેલમાં પહોંચાડી આવવા બેરન તૈયાર થયો. મેજરે પોતાના પુત્રને માટે પોતે બધી સ્વતંત્ર વ્યવસ્થા કરી આપી હતી એમ કહ્યું. ગાડી, ઘોડા, ચાકર, નોકર તમામ જુદા હતા. વળી ઘણાં વરસથી છોકરો પોતાનાથી દૂર રહેતો હોવાથી હવે વિયોગનું દુઃખ સાલે તેમ નહોતું, એટલે છોકરાને સ્વતંત્ર રાખીને તેનામાં સ્વાવલંબન અને આત્મબલ લાવવાની મેજરની ઇચ્છા હતી. મેજર અને બેરન બન્ને સાથે ગાડીમાં બેઠા. મેજરના વિચારો અને જ્ઞાનથી બેરન તો વધારેને વધારે અંજાતો ગયો. આ ઉપરાંત વળી મેજર પોતાના પુત્રને પચાસ હજાર ફ્રાંકનું વર્ષાસન આપતો હતો, એ ઉપરથી તેની પાસે ઓછામાં ઓછી પાંચ સાત લાખ લીવરની દોલત હોવી જોઇએ એવી બેરનની ખાત્રી થઇ.

આન્ડ્રીઆ પોતાના ગાડીવાળા ઉપર પોતાનો મિજાજ બતાવી રહ્યો હતો. ઘોડાવાળાએ ગાડી મકાનનાં પગથીઆં આગળ રજુ કરવાને બદલે કોમ્પાઉન્ડના બ્હારના દરવાજા આગળ ખડી કરી હતી. આથી આન્ડ્રીઆને ત્રીસેક ડગલાં ચાલવું પડયું. ગાડીવાળો અતિશય નમ્રતાથી ઠપકો સાંભળી રહ્યો. ડાબા હાથે તેણે આતુર થઈ રહેલા ઘોડાને ઝાલ્યો અને જમણા હાથે લગામ આન્ડ્રીઆના આગળ ધરી. આન્ડ્રીઆએ લગામ લીધી અને જેવો ગાડીની અંદર પગ મૂકે છે તેવો જ કોઇએ આવીને તેના ખભાને હાથ લગાડયો. પેલા યુવાનને એમ લાગ્યું કે બેરન ડેંગ્લર્સ અગર મોન્ટેક્રિસ્ટો કાંઇક કહેવાનું ભૂલી ગયા હશે એમ ધારીને તે પાછો ફર્યો; પણ એ બંનેને બદલે એક બીજા જ આદમીને તેણે જોયો. તાપ તડકો વેઠવાથી પેલા

અજાણ્યા મનુષ્યનો ચ્હેરો શ્યામ પડી ગયો હતો અને દાઢી વધી ગએલી હતી. તેની આંખો ચળકતી હતી. તેના હાસ્યથી તેના દાંત દેખાતા હતા. માથા ઉપર એક લાલ રૂમાલ તેણે લપેટેલો હતો. તેનાં કપડાં ચીથરે હાલ હતાં. પણ આન્ડ્રીઆના ખભા ઉપર તેણે જે હાથ મૂકયો હતો તે ઉપરથી એ માણસ ઘણો મજબુત બાંધાનો અને બલવાન હતો એમ તેની ખાત્રી થઇ.

ગાડીના ફાનસને અજવાળે તેનો ચ્હેરો જોઇને આન્ડ્રીઆએ તેને ઓળખ્યો તેથી, અગર તેના ભયંકર દેખાવને લીધે પોતે ગભરાયો તેથી, એમાંથી ગમે તેમ હોય પણ આન્ડ્રીઆ ધ્રુજી ઉઠયો અને જરા પાછો હઠી ગયો.

" કેમ શું છે ? તું કોણ છે ? " તેણે પૂછ્યું.

" કામમાં ખલેલ પડતી હોય તો માફ કરજો સાહેબ, પણ મારે આપની સાથે વાતચીત કરવી છે. " પેલા રાતા રૂમાલવાળા માણસે જવાબ આપ્યો.

" રાતના સમયે ભીખ માગવાની બંધી છે. ચાલ, જા, અહિંથી નિકળ. " ગાડીવાળો પોતાના શેઠની મદદે દોડયો.

" ભલા આદમી, અહિંઆં ભીખ કોણ માગે છે તે વળી ?"

તે અજાણ્યા માણસે એવા વિચિત્ર અવાજે એક ભયાનક હાસ્ય કરતાં જવાબ આપ્યો કે ગાડીવાળો તો બિચારો આઘો જ ખસી ગયો. મારે તારા શેઠને એકાદ બે શબ્દો કહેવા છે. તેમણે મને પંદરેક દિવસ ઉપર એક ખાસ કામ સોંપ્યું હતું તેના સંબંધમાં તેમની સાથે વાતચીત કરવી છે.

" આમ આવ, આમ આવ. " આન્ડ્રીઆએ નોકરના આગળ

પોતાની નબળાઇ ન દેખાય એવા હેતુથી પેલાને કહ્યું. " મારૂં શું કામ છે ? ચાલ દોસ્ત જલદીથી બોલ. "

પેલા માણુસે ઘણુા ધીમા અવાજે જવાબ આપ્યો.

" મારી ઇચ્છા અત્યારે પાછા ચાલતા પેરીસ જવાની નથી. હું ઘણો જ થાકી ગયો છું, અને તમારા જેવું સુંદર ભોજન મને કાંઇ મળ્યું નથી, એટલે મારામાં તો ઉભા રહેવાની પણુ શક્તિ નથી."

તેની વાતચીત કરવાની આ રીતથી આન્ડ્રીઆ ગભરાયો.

" બોલ, બોલ, શું કામ છે ? "

" મને આ તમારી સુંદર ગાડીમાં બેસાડીને પેરીસ પહોંચતો કરો. "

આન્ડ્રીઆના મુખનો રંગ ઉડી ગયો પણુ તે કાંઇ બોલ્યો નહિ.

" હા. " પેલાએ પોતાના ખીસ્સામાં હાથ ઘાલીને આન્ડ્રીઆના તરફ અવિવેક બતાવતાં કહ્યું. " મારા ભેજામાં આ તુરંગ ઉઠયો છે. તે પ્રમાણે તારે વર્તવું પડશે, સમજ્યો ! દોસ્ત બેનીડેટો ! "

આ નામ સાંભળીને આન્ડ્રીઆ જરા વિચારમાં પડી ગયો. તુરત જ તે પોતાના ગાડીવાળા પાસે ગયો—

" આ આદમી કહે છે તે બરાબર છે. મેં તેને કાંઇક ખાનગી તપાસ કરવાનું કામ સોંપેલું છે. તે શું કરી આવ્યો તે સંબંધી મારે તેની સાથે વાતચીત કરવાની છે. માટે તું અહિંથી જા. રસ્તામાંથી ભાડાની ગાડી કરી લેજે અને પાછો વહેલો ઘેર આવી પહોંચ. જોજે વાર ન થાય. "

ગાડીવાળો આશ્ચર્ય પામતો ત્યાંથી ચાલ્યો.

" અરે જરા એકાંત અંધારી જગાએ જઇએ ! " આન્ડ્રીઆએ કહ્યું.

"અરે, એમ હોય તો ચાલ હું તારી ગાડી એક ફક્કડ જગ્યાએ લઇ જાઉં." પેલા રૂમાલવાળા માણસે કહ્યું અને ગાડી એક અંધારા એકાંત ખુણામાં લઇ ગયો કે જ્યાંથી તેમને કોઇ જુએ નહિ.

"મને તારી આ સુંદર ગાડીમાં બેસવાની કાંઇ દરકાર નથી." તેણે કહ્યું. "પણ હું ઘણો થાકી ગયો છું, અને તારી સાથે મારે જરા વાતચીત કરવી છે."

"ચાલ અંદર બેસી જા ત્યારે."

આ બનાવ દિવસે ન બન્યો એ એક દિલગીરીની વાત હતી; કારણ કે આવો એક ભટકતો ભામટો ગાડીમાં નિરાંતે પડે, અને આન્ડ્રીઆ જેવો ગૃહસ્થ તે ગાડી હાંકે, એ દેખાવ ઘણો રમુજી થઇ પડે તેવો હતો.

ગાડી આખું પરૂં વટાવીને ગઇ, ત્યાં સુધી આન્ડ્રીઆ કાંઇ પણ બોલ્યો નહિ. પણ જ્યાં પરૂં મૂક્યું, એટલે તેણે ચારે તરફ દૃષ્ટિ કરી, અને પોતાને કોઇ જોઇ અગર સાંભળી શકે તેમ નથી એમ તેને ખાત્રી થઇ, એટલે તેણે એકદમ ગાડી ઉભી રાખી અને પગ ઉપર પગ ચઢાવીને તેણે પેલાને પૂછ્યું.

"ચાલ, બોલ હવે. મને નાહકનો સતાવવાને તું શા માટે આવ્યો છે, અને તું કોણ છે?"

"જવાબમાં તું જ મને જવાબ આપ કે તું મને છેતરીને કેમ ચાલ્યો ગયો?"

"મેં તને છેતર્યો? કેવી રીતે?"

"કેવી રીતે છેતર્યો? જ્યારે આપણે છુટા પડયા ત્યારે તો તું મુસાફરીએ જવાનું કહેતો હતો; અને તેને બદલે તું પેરીસમાં પાછો આવ્યો છે."

" તેમાં તારે શું ? તારૂં શું જાય છે ? "

" મારૂં કાંઇ જ જતું નથી. ઉલટું મને તો લાભ છે. "

" હાં હાં એમ ? ત્યારે તું શું મને દબાવવા માગે છે ? "

" વાહરે ! તું તો બડો મોટો આદમી થઇ ગયો લાગે છે ને શું ? "

" જો ફેડરોસ, હું તને ચેતવણી આપું છું કે આમાં તું કાંઇ સાર કાઢનાર નથી. "

" વારૂ વારૂ, જો દોસ્ત, આમ ગુસ્સે થઇ ન જતો. ચડતી પડતી તો મેં પણ જોઇ છે. પડતીમાં માણસને ઇર્ષ્યા આવે એ સ્વાભાવિક છે. હું ધારતો હતો કે તું ગમે ત્યાં કોઇક જગાએ ગમે તેમ કરીને પણ તારો નિભાવ કરતો હોઇશ, અને મારા પોતાના દીકરાને માટે મને જેવી લાગણી થાય, તેવી મને તારે માટે લાગણી હોવાથી હું તારી દયા ખાતો હતો. જોને, હું તને મારા દીકરા માફક ગણતો આવ્યો છું તે તું ક્યાં નથી જાણતો. "

" વારૂ વારૂ, પણ હવે આગળ શું કહેવા માગે છે તે બોલને ! "

" જરા ધીરો પડ ધીરો. "

" ધીરો છું, ધીરો. ચાલ, આગળ ચાલ. "

" હું તો એમ ધારતો હતો, પરંતુ એટલામાં આ ભપકાદાર ગાડીને આવો પાણીદાર ઘોડો જોડેલો, અને પેલા ચાલાક ગાડીવાળા સાથે આ ગાડીમાં હંકારી જતાં મેં તને જોયો. મને તો લાગે છે કે તને કાંતો એકાદ હીરામાણેક અગર સોનાની ખાણ હાથ લાગી હોવી જોઇએ, અગર તો તું શેરદલાલ બની ગયો હોવો જોઇએ. "

" ત્યારે એટલું તો તું કબુલ કરે છે જ કે તું મારી ઇર્ષ્યા કરે છે ? "

"ના ના. હું તો ઘણો ખુશ થઇ ગયો દોસ્ત. અરે હું તો એવો રાજી થઇ ગયો કે મારે તને મુબારકબાદી આપવી હતી, પણ મારો પોષાક બરાબર નહોતો એટલે જરા તે વખતે હું થોભી ગયો, અને લાગ સાધ્યો."

"હા હા. તેં ખરો લાગ શોધ્યો ! મારા નોકરના દેખતાં મને દબડાવવાનો લાગ તેં સાધ્યો !"

"જો દોસ્ત, એમાં તો હવે મારો શું વાંક ? તું મારા હાથમાં સપડાય ત્યારે જ હું તને કાંઇ કહી શકું ને ? આજે અત્યારે જો મેં તને પકડયો ન હોત, તો ફરીથી પાછો આપણો મેળાપ થવો મુશ્કેલ હતો."

"હું કાંઇ નાસતો અગર સંતાતો ફરતો નથી."

"તું તો ઘણો નસીબદાર છે. હું પણ તારા જેવો નસીબદાર હોત તો કેવું સારૂં ! પણ મારે તો સંતાતા ફરવું પડે છે. વળી મને તો વધારામાં એ બ્હીક હતી કે તું કદાચ મને ઓળખશે નહિ, પણ તેં મને તુરત જ ઓળખ્યો તો ખરો." કેડરોસે હસતાં હસતાં કહ્યું. "તું વિવેકી તો છે એમાં તો જરા પણ શંકા નથી !"

"વારૂ, એ તો બધું જાણે ઠીક; પણ હવે તારે શું કામ છે તે બોલી જા, ઝટ." ગુસ્સાથી આન્ડ્રીઆએ પૂછયું.

"દોસ્ત, આપણે જુના ગોઠીયા છતાં તું મારા ઉપર સ્નેહ રાખતો નથી એ કાંઇ ઠીક નહિ. જો સંભાળ રાખજે હાં, નહિં તો મારી સાથે કામ છે !"

આ ધમકીથી આન્ડ્રીઆનો ગુસ્સો નરમ પડયો.

"ત્યારે મારા જેવા જુના ગોઠીઆની સાથે આવી રીતે વાત કેમ કરે છે કેડરોસ ? તું—"

" તું પોતે કોણ છે તે ?—"

" ના ના. પણ હું પણ કોરસીકન છું. તું વૃદ્ધ અને જીદ્દી છે. હું યુવાન અને સ્વેચ્છાચારી છું. આપણા જેવા માણસોની વચ્ચે ધમકી કાંઇ કામ આવે તેમ નથી. આપણે સલાહ સંપથી કામ કરવું જોઇએ. નસીબ તને લાત મારતું ફરે છે, અને મારી ગુલામી કરે છે તેમાં મારો શો અપરાધ ?"

" ત્યારે નસીબ તારી ગુલામી કરે છે એ વાત ખરી ને ?" ત્યારે આ ગાડી, ઘોડા, નોકર ચાકર વિગેરે છે, તે તારાં પોતાનાં જ છે, અને ભાડાનાં નથી કેમ ? ઠીક, ઠીક, તો તો ઘણું જ ઉત્તમ !" કેડરોસની આંખો લોભથી ચળકવા લાગી.

" હવે એ તો પહેલેથી તારા જાણવામાં આવેલું જ છે તો." આન્ડ્રીઆએ ફરીથી પાછા ગુસ્સે થતાં કહ્યું. " તારી પેઠે ચીથરે હાલ સ્થિતિએ જો હું અત્યારે ફરતો હોત તો તું મારૂં જરા પણ ઓળખાણ રાખત નહિ. "

" દોસ્ત, તું મને ખોટો વગોવે છે. તું આવી મળ્યો છે, એટલે હવે મારે ચીંથરે હાલ ફરવાની કાંઇ પણ જરૂર રહેશે નહિ. કારણ મને તારી ઉદારતા અને મારે માટેની લાગણીની સંપૂર્ણ ખાત્રી છે. અરે, તારી પાસે માત્ર બે જ ડગલા જો હોય તોપણ તેમાંથી એક તું મને આપ્યા સિવાય કદી રહે જ નહિ. જોને દોસ્ત, એક વખત એવો હતો કે તને કડાકા કરવાનો પ્રસંગ ઘણી વખતે આવતો હતો. તે વખતે તને મૂકીને હું કદી ખાતો નહોતો. "

" ખરી વાત. " આન્ડ્રીઆ બોલ્યો.

" તે વખતે તો તારી પાચનશક્તિ ઘણી સારી હતી. હજુએ તેવી ને તેવી જ છે કે ?"

" હા હા. " આન્ડ્રીઆ હસ્યો.

" વારૂ, આ પેલા રાજકુંવરના મકાનમાંથી તું હમણાં નિકળ્યો તે તું ત્યાં મિજબાનીમાં કયાંથી જઇ પહોંચ્યો હતો ? "

" તે રાજકુમાર નથી પણ માત્ર કાઉન્ટ—ઉમરાવ જ છે. "

" ઉમરાવ હશે તો પણ શું ? શ્રીમન્ત છે ને ? "

" હા, પણ જોજે તેનાથી સાવચેત રહેજે. કારણ એ તો બડો વિચિત્ર મિજાજનો આદમી છે. "

" અરે ધીરો થા! ધીરો ! મારે તારા કાઉન્ટનું કાંઇ કામ નથી. તું જાણે અને તારો કાઉન્ટ જાણે ! પણ, " કેડરોસે ફરીથી હસતાં હસતાં કહ્યું. " મારો ભાગ કરવો પડશે સમજ્યો ને ? "

" એટલે ? " " એટલું જ કે દર માસે એકસો ફ્રાંક—વારૂ સો ફ્રાંક મારા નિભાવ માટે ચાલે ખરા ? "

" હા હા ! " " પણ દોઢસો ફ્રાંક હોય તો પછી મારે કશી પીડા વેઠવી પડે નહિ. "

" ચાલ લે. આ દોઢસોને બદલે બસો. ' એમ કહીને આન્ડ્રીઆએ તેને બસો ફ્રાંક આપ્યા.

" સાબાશ ! "

" જો દર મહિને પહેલી તારીખે મારા કારભારીની પાસે તારે જવું એટલે તને તે રકમ મળશે. "

" જો વળી પાછો મને હલકો પાડવા માગે છે કે ? "

" કેમ વારૂ ? "

" આપણે બન્નેની વાતમાં વળી નોકરની દરમ્યાનગીરી કેવી ?"

" વારૂ ત્યારે તેમ. મારી પાસેથી લઇ જજે. જ્યાં સુધી મને મળશે ત્યાં સુધી હું તને આપીશ. "

" ઠીક, ઠીક. હું ધારતો જ હતો કે તારી ઉદારતામાં ખામી હોય જ નહિ. તારા જેવાનું નસીબ ઉઘડે તો અમારૂં પણ ભાગ્ય જાણવું. પણ દોસ્ત, મને બધી વાત તો કર. આ બધું શું થયું છે ? અને તારૂં ભાગ્ય કેવી રીતે ખુલ્યું ?"

" અરે હવે તારે એવી બધી વાતો જાણીને શું કામ છે ?"

" કેમ વળી પાછો મારાથી છાનું રાખવું છે કે ?"

" ના, ના. છાનું રાખવાની કાંઇ જરૂર નથી. વાત એમ બની છે કે મારા પિતા મળી આવ્યા છે !"

" શું તારો બાપ ? " " જ્યાં સુધી મને એશઆરામમાં રાખે ત્યાં સુધી તો—"

" ત્યાં સુધી તું તેને તારો બાપ માનશે, અને તેને તેવી રીતે માન આપશે ! હા, હા. એ તો જાણે બરાબર જ છે. વારૂ, તારા બાપનું નામ શું ? " " મેજર કેવલકેન્ટી. "

" તારા ઉપર તે ફીદા થઇ ગયો છે ?" " અત્યાર સુધી તો અમે અમારૂં કાર્ય સાધી શકયા છીએ. "

" વારૂ, તને આ તારો બાપ શોધી આપ્યો કોણે ?"

" કાઉન્ટ ઓફ્ મોન્ટેક્રિસ્ટોએ. "

" જેના મકાનમાંથી તું હમણાં નિકળ્યો તે જ કે ?" "હા."

" ત્યારે તો મારૂં પણ તું કાંઇક કર. તેને એમ સમજાવને કે કેવલકેન્ટી તારો બાપ થાય તેવો હું તારો દાદો થાઉં છું !"

" ઠીક, હું પ્રયત્ન કરી જોઇશ. પણ હમણાં હવે તું શું કરવા ધારે છે ? " "કોણ હું ? " " હા."

"તારી મોટી મહેરબાની કે તું મારી આટલી બધી કાળજી રાખે છે!"

"તું મારી સંભાળ રાખે છે તો મારે તારી સંભાળ રાખવી જ જોઇએ."

"હા હા. ખરી વાત, ખરી વાત. જો ત્યારે હવે હું કોઇક સારા લત્તામાં એકાદ ઓરડો રાખી લઇશ. સારાં સારાં કપડાં લત્તાં પહેરીશ, અને હોટલોમાં જઇ ત્યાં વર્તમાનપત્રો વાંચીશ. સાંજના પહોરના નાટક જોવાને જઇશ, અને શાંતિમાં રહીશ."

"ઠીક, જો આ પ્રમાણે ચાલીશ તો તો ઘણું સારૂં થશે."

"એમ કે? તારી એવી સલાહ છે કે? વારૂ, અને મહેરબાન આપ કેવી રીતે વર્તન રાખવા માગો છો? શું આપ ફ્રાન્સના એક ઉમરાવ બની જવાની આશા રાખો છો?"

"એ તો અત્યારે શું કહી શકાય?" આન્ડ્રીઆએ કહ્યું.

"મેજર કેવલકેન્ટી તો કદાચ ઉમરાવ હશે, પણ ફ્રાંસમાંથી વંશપરંપરાનાં ઉમરાવ પદ હવે નિકળી ગયાં છે, હાં કે?"

"આ બધી રાજનીતિની વાતોમાં તારે માથું મારવાની જરૂર નથી કેડરોસ! હવે તારૂં કાર્ય પુરૂં થઇ ગયું છે. તને જે જોઇએ તે મળ્યું છે, હવે ગાડીમાંથી ઉતરી જતો રહે." આન્ડ્રીઆએ કહ્યું.

"ના રે ના દોસ્ત. એવું કાંઇ બને નહિ."

"કેમ ન બને?"

"જો, જરા વિચાર તો કર. આ મારાં ફાટાં તુટાં કપડાં અને ભિખારી વેશમાં મારા ખીસ્સામાં બસો ફ્રાંક જોઇને શક ઉપરથી પોલીસ એકદમ દરવાજા આગળ મને પકડે અને અટકમાં રાખ્યા સિવાય રહે જ નહિ. એમ બને એટલે મારા બચાવની

ખાતર મારે એમ કહેવું પડે કે તેં મને પૈસા આપ્યા છે. આ ઉપરથી તપાસ થાય અને આપ સાહેબ બહાદુર ' ટુલુ ' ના કારાગૃહમાંથી સરકારને યોગ્ય સુચના અગર જાહેરાત આપ્યા સિવાય હવા ખાવાને નિકળી પડયા છો એ વાત તપાસમાં બ્હાર આવે, એટલે ફરીથી પાછા કાળા પાણીની જાત્રાએ જવાનો સમય આવી લાગે. પરિણામે પાછા નામઠામને તિલાંજલિ આપી અમુક નંબરથી (કેદીનો) ઓળખાવાનું શરૂ કરવું પડે. એટલે મનના કલ્પિત કિલ્લાઓ હવામાં અદ્ધર જ ઉડી જાય. મારે તો રાજધાનીમાં રહીને હવે પ્રમાણિક અને આબરૂદાર માણસનું જીવન ગાળવું છે."

આન્ડ્રીઆ રાતો પીળો થઈ ગયો. તે ખરેખર જ સ્વેચ્છાચારી હતો. તે જરા ટટાર થયો. આસપાસ નજર કરી, તુરત જ ખીસ્સામાં હાથ નાંખ્યો, અને તમંચો બહાર કાઢવા ધાર્યું. પણ આ બધું કાંઇ તેના ગોઠીઆની ધ્યાન બહાર નહોતું. તે ઘણી કાળજીપૂર્વક આન્ડ્રીઆને નિહાળી રહ્યો હતો. આન્ડ્રીઆને પોતાના ખીસ્સામાં હાથ ઘાલતાં જોયો કે તેણે પોતાના ખીસ્સામાંથી ધીરે રહીને એક છરો બ્હાર કાઢયો. તે હમેશાં પોતાની પાસે અણીના પ્રસંગે કામ લાગે તેવા હેતુથી એક છરો રાખતો હતો. આ બન્ને મિત્રો એક બીજાને માટે બરાબર લાયક હતા, અને એક બીજાને સારી રીતે પીછાનતા હતા. આન્ડ્રીઆ સમજી ગયો અને તુરત જ ખીસ્સામાંથી હાથ કાઢી લીધો.

"દોસ્ત કૅડરોસ," તેણે પોતાનો ગુસ્સો શાંત કરતાં કહ્યું. "તું તો હવે ત્યારે ખરેખર જ સુખી થવાનો!"

"મારાથી બનતો પ્રયત્ન કરવાનો." કૅડરોસે છરો પાછો ખીસ્સામાં મૂકતાં જવાબ આપ્યો.

"વારૂ ત્યારે, હું તને પેરીસ તો લઇ જાઉં; પણ આવી સ્થિતિમાં દરવાજામાંથી પસાર થતી વખતે કોઇના મનમાં શક નહિ આવે? મને તો લાગે છે કે ગાડીમાં બેસીને જવા કરતાં ચાલતા જવામાં જ તારી સહિસલામતી વધારે છે."

"જરા થોભ તો ખરો." કેડરોસ બોલ્યો. "જો હું યુક્તિ કરૂં તે." આમ કહીને ગાડીવાળો જે મોટો ડગલો ગાડીમાં ભૂલી ગયો હતો તે તેણે પહેરી લીધો. પછી આન્ડ્રીઆની ટોપી તેના માથા ઉપરથી ઉંચકી લઇને પોતાના માથા ઉપર અડાવી દીધી. છેવટે નોકરના પોષાકમાં સજ્જ થઇ ગએલો તે જણાયો. શેઠને જાતે ગાડી હાંકવાનો શોખ હોવાથી પોતે પાછળ બેદરકારીથી બેઠો હોય તેવો દેખાવ કર્યો.

"પણ ત્યારે મારે શું ઉઘાડે માથે રહેવું?" આન્ડ્રીઆએ પૂછ્યું.

"અરે શેઠ, આટલા પવનમાં આપને પુર જોસમાં ગાડી હાંકવાનો શોખ એટલે આપની ટોપી ઉડી પડી તેમાં હું શું કરૂં?"

"ચાલ, હવે બંધ કર ! જાણ્યું તારૂં ડહાપણ !"

"ત્યારે હવે વાર શી છે? મારે લીધે આપ ખોટી થાઓ છો?" "છે ! છે !"

કાંઇ પણ નવાજુની સિવાય તેઓ દરવાજામાંથી પસાર થયા. થોડે દૂર ગયા પછી એક ગલી આવી પહોંચતાં આન્ડ્રીઆએ ગાડી ઉભી રાખી. કેડરોસ કુદી પડયો.

"પેલો ડગલો અને ટોપી લાવ."

"અરે પણ હું ટાઢથી માંદો પડી જાઉં એ કાંઇ તને ગમે કે?"

"ટોપી વગર હું શું કરીશ?"

"અરે દોસ્ત, તું તો હજી જુવાન છે. અને હું તો હવે ઘરડો થતો ચાલ્યો. ચાલો સાહેબજી." આમ કહીને તે ત્યાંથી નાસી ગયો.

"અરે! અરે!" આન્ડ્રીઆ નિઃશ્વાસ મૂકતાં બબડયો. "દુનીઆમાં સંપૂર્ણ સુખ મળવું મુશ્કેલ છે!"

---

## પ્રકરણ ૧૧ મું.

---

મેક્ઝીમીલીન મોરેલ, રીનોડ, અને ડીબ્રે, એ ત્રણે જણા કાઉન્ટને ત્યાંથી સાથે નિકળ્યા. કેટલેક દૂર ગયા પછી ત્રણે જણા છૂટા પડયા. મોરેલ અને રીનોડ પોતપોતાને ઘેર ગયા. ડીબ્રેએ તેમ કર્યું નહિ. તે બેરન ડેંગ્લર્સને ત્યાં પહોંચ્યો. વાઇલફોર્ટ મેડમ ડેંગ્લર્સને પોતાની ગાડીમાં બેસાડીને લઇ ગયો હતો. રસ્તામાં જ વાઇલફોર્ટનું મકાન આવી લાગતાં તે તથા તેની પત્ની ગાડીમાંથી ઉતરી પડયાં, અને ગાડી મેડમ ડેંગ્લર્સને પહોંચાડવાને તેના મકાન તરફ ગઇ. આથી ડીબ્રે અને મેડમ ડેંગ્લર્સ લગભગ એક સાથે જ આવી પહોંચ્યાં. તો પણ ડીબ્રે આગળ હતો. તે જાણે ઘરનો જ આદમી હોય તેમ કોમ્પાઉન્ડમાં દાખલ થયો, ઘોડેથી ઉતર્યો, અને નોકરને ઘોડો ઝાલવાનો હુકમ કરી પાધરો દરવાજે મેડમ ડેંગ્લર્સનું સ્વાગત કરવાને દોડયો, અને તેનો હાથ ઝાલીને તેને ગાડીમાંથી ઉતારી. કોમ્પાઉન્ડમાં બન્ને જણાં દાખલ થયાં એટલે એકાંત જોઇને તેણે પૂછ્યું.

"હરમાઇન, તને શું થયું હતું? તું એમ બ્હેબાકળી કેમ

બની ગઇ હતી ? કાઉન્ટે પેલી વાત બનાવીને કહી તેમાં તું એટલી બધી શા માટે ગભરાઇ ગઇ હતી ?"

"કારણ આજે સાંજથી મારી તબીઅત સારી નથી."

"ના, ના. એ તો બધી વાત જુઠી." ડીબ્રેએ જવાબ આપ્યો. "હું એ કદી માનું જ નહિ. ઉલટું કાઉન્ટને ત્યાં તું આવી પહોંચી ત્યારે તો તું પુર આનંદમાં જણાતી હતી. તારો સ્વામી ખુશ મિજાજમાં નહોતો, એ વાત તો ખરી; પણ તેના મિજાજની તને કેટલી દરકાર છે, તે કાંઇ મારાથી અજાણ્યું નથી. તને કોઇએ કાંઇ દુભવી છે ? તને કોઇ દુઃખ દે એ આપણાથી તો સહન થવાનું નથી."

"લ્યુશીઅન, વ્હાલા, તારી ભૂલ થાય છે." મેડમ ડેંગ્લર્સે જવાબ આપ્યો. "મેં તને જે સત્ય વાત હતી તે જ કહેલી છે. મારા સ્વામીના મિજાજની વાત પણ સાચી છે, પણ તે કાંઇ ખાસ ધ્યાનમાં લેવા જેવી બાબત ન હોવાથી મેં તને જણાવવાની જરૂર જોઇ નહોતી !"

મેડમ ડેંગ્લર્સને તે વખતે એક એવા પ્રકારની ગભરામણ થતી હતી, કે જેવી ગભરામણ સ્ત્રીઓને ઘણી વખત થાય છે, અને છતાં તેનું કારણ તેઓને પણ સમજાતું નથી; અથવા તો ડીબ્રેના અનુમાન પ્રમાણે તેના હૃદયના ઉંડાણમાં કાંઈક ગુપ્ત ચિન્તા અને ગભરામણ થતી હતી કે જે બાબત તે કદી પણ કોઈના આગળ કબુલ કરે તેમ નહોતું. ડીબ્રે એક પુરૂષ તરીકે એટલું તો સારી રીતે સમજી શકતો હતો કે સ્ત્રીઓના જીવનમાં કાંઇક એવાં ગુપ્ત રહસ્યો રહેલાં હોય છે, અને સ્ત્રીની મરજી વિરૂદ્ધ તે જાણવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે. તેથી તેણે વધારે પૂછપરછ કરી નહિ. પણ ફરીથી

બીજો કોઇ વધારે સારો લાગ મળી આવે ત્યારે તેને ફરીથી પૂછી જોવાનો પ્રયત્ન કરવાનો અગર તો તે પોતે થઇને પોતાની મેળે જ સર્વ વાત કહે ત્યાં સુધી ખામોશ ખાઇ જવાનો તેણે નિશ્ચય કર્યો.

મેડમ ડેંગ્લર્સ અને ડીબ્રિ મકાનમાં દાખલ થયાં, અને તેના દિવાનખાના આગળ આવી પહોંચ્યાં. ત્યાં તેની ખાસ વિશ્વાસુ દાસી મળી.

"મારી દિકરી શું કરે છે ?" મેડમ ડેંગ્લર્સે પૂછ્યું.

"તે તો સુઈ ગઇ છે."

"પણ હમણાં જ મેં પીઆનો વાગતો સાંભળ્યો ને ?"

"અરે એ તો તેની બ્હેનપણી વગાડતી હતી."

"ઠીક ત્યારે, આવ અને મારાં કપડાં ઉતારવામાં મને જરા મદદ કર."

એમ કહીને તે પોતાની દાસી સાથે પોતાના પોષાક બદલવાના ઓરડામાં દાખલ થઇ. ડીબ્રે દિવાનખાનામાં એક પલંગ ઉપર પડયો.

"મોં. લ્યુશીઅન," (દાસીની હાજરીને લીધે) મેડમ ડેંગ્લર્સે અંદરના ઓરડામાથી કહ્યું. તમે તો હમેશાં એમ કહ્યા કરતા હતા કે મારી યુજીની (તેની પુત્રી) તો ઘણી જ શરમાળ છે ?"

"બાઇસાહેબ." ડીબ્રિએ મેડમ ડેંગ્લર્સના એક કુતરાને રમાડતાં રમાડતાં જવાબ આપ્યો. "હું એકલો જ એમ ધારૂં છું એમ કાંઇ નથી. મોં. મોર્સર્ફ જેની સાથે તેનાં વેવિશાળ નક્કી કર્યાં છે, તે પણ તેવી જ ફરીઆદ કરતો હતો."

"પણ એ બધું હવે થોડે થોડે જતું રહેવા લાગ્યું છે." મેડમ ડેંગ્લર્સે કહ્યું. "હું ધારૂં છું કે થોડા વખતમાં તે તમારી ઓરીસમાં આવતી થશે !"

"મારી ઓફીસમાં ?" "તમારી એટલે તમારા પ્રધાનની."

"કેમ વારૂ ?"

"રંગભૂમિ ઉપરના ગાનતાનના જલસાને માટે. ખરેખર, ગાન-તાન માટેનું આટલું બધું ગાંડપણુ તો આજ સુધી મારા જોવામાં કયાંય પણુ આવ્યું નથી. ઉંચા કુલની કુમારિકાને આવું ગાંડપણુ શોભે નહિ !"

ડીબ્રે જરા હસ્યો. "વારૂ," તેણે જવાબ આપ્યો. "તમારી અને તેના પિતાની પરવાનગી લઇને પછી અમારી પાસે આવશે તો અમે તેને જરૂર મદદ કરીશું. જો કે તેના જેવી બુદ્ધિવાન્ બાલિકાની કદર કરવાની પુરતી શક્તિ તો અમારામાં નથીજ."

"જા, જા." મેડમ ડેંગ્લર્સે પોતાની દાસીને કહ્યું. "હવે તારૂં કાંઇ પણુ કામ નથી. તું તારી મેળે તારા ઓરડામાં ચાલી જા. જોઇએ તો સુઇ જા."

દાસી તુરત જ ચાલી ગઇ. એટલે તદ્દન આછા પણુ મનોહર પોષાકમાં સજ્જ થએલી મેડમ ડેંગ્લર્સ બ્હાર આવી અને ડીબ્રેની અડોઅડ આવીને બેઠી. પછી વિચારમાં ને વિચારમાં પેલા કુતરાને રમાડવા લાગી. એક પળ તો ડીબ્રે શાંતિથી તેના તરફ જોઇ રહ્યો.

"જો હરમાઇન," તેણે જરા વાર પછી કહ્યું. "મને બરા-બર ખુલ્લા દિલથી બધી હકીકત જણાવ. આજ તને ગમે તે પણુ કાંઇક થાય છે ખરૂં ! કેમ નહિ ?"

"ના ના. કાંઇ જ નથી."

આમ છતાં તેનાથી પુરો શ્વાસ પણુ લઇ શકાતો નહોતો. તે ઉઠી અને આયના પાસે ગઇ.

"આજે મારૂં મુખ કેવું ભયભીત લાગે છે !"

ટીપ્રિ પોતાની જગાએથી ઉઠીને તેના તરફ જવા લાગ્યો. તેને મધુર શબ્દોથી મનાવવાનો તેનો વિચાર હતો, એટલામાં બારણું ખુલ્યું, અને ડેંગ્લર્સ દેખાયો. ડીપ્રિ પાછો પોતાની જગાએ જ બેસી ગયો. બારણાનો અવાજ સાંભળીને મેડમ ડેંગ્લર્સ પાછી ફરી, અને અચંબાથી પોતાના ધણી તરફ જોઇ રહી.

તે દિવસે બપોરના બેરન ડેંગ્લર્સે પોતાની પત્નીને કેટલાંક કડવાં વચન કહેલાં હતાં તે માટે દિલગીરી બતાવવાના હેતુથી જ તે આમ એકાએક કદાચ આવી ચઢયો હશે એમ તેની સ્ત્રીએ ધાર્યું. પછી જરા ગંભીરતા ધારણ કરીને તે ડીપ્રિના તરફ ફરી અને બોલીઃ "મોં. ડીપ્રિ, તમે જરા મને આજે કાંઇ વાંચી સંભળાવો જોઇએ !"

બેરન ડેંગ્લર્સના એકાએક આવી પહોંચવાથી ડીપ્રિ જરા ગભરાયો હતો. પણ મેડમ ડેંગ્લર્સની શાંતિ જોઇને તે જરા હોંશીઆર થઇ ગયો, અને પાસે પડેલી મેડમ ડેંગ્લર્સે બતાવી તે નવલકથા લઇને તેણે વાંચવા માંડયું.

" માફ કરજો. " બેંકરે પોતાની પત્નીને કહ્યું. " પણ આમ ઉજાગરા કરવાથી તમારી તબીઅત બગડશે. વળી ડીપ્રિને હજી અહિંથી ઘણું દૂર જવાનું છે પાછું. "

ડીપ્રિ તો સ્તબ્ધ જ બની ગયો. ડેંગ્લર્સ આવી શાંતતાથી-આટલા વિવેકથી બોલતો હતો તેથી નહિ, પણ તે વખતે પોતાની પત્નીની મરજીથી વિરૂદ્ધ જ વર્તન કરવાનો તેણે દઢ નિશ્ચય કરેલો હોય એમ તેના બ્હારના શાન્તિના દેખાવ છતાં જણાઇ આવતું હતું, તેથી ડીપ્રિ ગભરાયો.

બેરોનેસને પણ આશ્ચર્ય લાગ્યું. તેના મુખ ઉપર તે લાગણી સ્પષ્ટ જણાવા લાગી. જો તેનો પતિ તેના તરફ જોતો હોત તો તેના મુખ

ઉપરના આ ફેરફારથી જરા વિચારમાં પડયા સિવાય તે રહેત નહિ. પણુ તે તો ઉંધે માથે વર્તમાન પત્ર વાંચવામાં મશગુલ થઇ ગયો હતો, અને તેમાં બજારના ભાવો જોઇ રહ્યો હતો. પરિણામ એ થયું કે મેડમ ડેંગ્લર્સની અચંબા અને તિરસ્કારની દૃષ્ટિ વિફળ ગઇ.

" મોં. ડીબ્રિ," તેણે આખરે કહ્યું. " મારે હમણાં સુવાની ઇચ્છા નથી. મારે તમારી સાથે કેટલીક વાતચીત કરવી છે, અને ગમે તેમ થાય તો પણુ તે વાતો તમારે સાંભળવી જ પડશે."

" બાઇસાહેબ, સેવક હાજર છે." ડીબ્રિએ ગંભીરતાથી જવાબ આપ્યો.

મોં. ડીબ્રિ," બેંકરે કહ્યું. " મેડમ ડેંગ્લર્સની મૂર્ખાઇ ભરેલી વાતોનો કાંઇ અંત આવનાર નથી. રાત ઘણી ગઇ છે, તો ઉજાગરા કરીને તબીઅત બગાડવાની કાંઇ જરૂર નથી. એવી વાતો તો કાલે પણુ થઇ શકશે. વળી વધારામાં અત્યારે તો મારે મારી પત્ની સાથે કેટલીક ગંભીર અને મહત્વની બાબતો ઉપર વાટાઘાટ કરવાની છે."

આ વખતે તો આ ફટકો એટલો બધો સચોટ લગાવવામાં આવ્યો હતો કે મોં. ડીબ્રિ અને મેડમ ડેંગ્લર્સ બન્ને આભાં જ બની ગયાં. તેઓ ક્ષણુભર એકબીજાની સામે જોઇ રહ્યાં, અને આ ફટકા સામે એકબીજાની મદદ માગવા લાગ્યાં. પણુ ગૃહસ્વામીની દૃઢ ઇચ્છા અમલમાં આવી, અને પતિની જીત થઇ.

" મોં. ડીબ્રિ, " ડેંગ્લર્સે વધારામાં કહ્યું. " દોસ્ત, આપ એમ નહિ સમજતા કે હું તમને કાઢી મૂકવાને ઇચ્છું છું. ના, ના. એવું જરા પણુ નથી. કોઇક અણુધારી અડચણુ આવી પડી છે, તેથી મારે મારી પત્ની સાથે વાતચીત અને વિચાર કરવાની જરૂર પડી છે. વળી જુઓને, હમેશાં કાંઇ આવી રીતે હું તમને હરકત કરતો

નથી. એટલે આજે આ મારી વિનંતીથી તમારે બન્ને જણુને મારા ઉપર ગુસ્સે થવાનું કે મનમાં બીજું કાંઇ લાવવાનું કારણુ નથી. ”

જવાબમાં ડીબ્રિ કાંઇક બબડયો, નમન કર્યું, અને બહાર ચાલ્યો ગયો. જતાં જતાં તે બારણું સાથે ભટકાયો પણુ ખરો.

“ સાલું કેટલું વિચિત્ર ! ” તે જતાં જતાં મનમાં જ બબડયો. “ ધણીને હંમેશાં બધા મૂર્ખ બનાવે છે, અને તેની મશ્કરી કરે છે; પણુ પ્રસંગ આવ્યે તેમનો જ હાથ ઉપર રહે છે. કહેવત છે કે ‘ મીણુનો પણુ માટી જ. ’ ધારે તો લોખંડના ચણા ચવરાવે. ”

ડીબ્રે ગયો એટલે ડેંગ્લર્સ પલંગ ઉપર બેઠો. પેલું પુસ્તક ખુલ્લું પડયું હતું તે બંધ કર્યું, અને જરા ખુમારીમાં બેઠા બેઠા પેલા કુતરાને પંપાળવા લાગ્યો. પણુ તે કુતરો તેને ડીબ્રિના જેટલું ચ્હાતો નહોતો, તેથી તેનાં વહાલ તેને પસંદ પડયાં નહિ, એટલે તેને કરડવા લાગ્યો. આથી ડેંગ્લર્સે તેને ઉંચકીને ગુસ્સામાં બાજુ ઉપર ફેંકી દીધો. તે બિચારો પાસેના એક પલંગ ઉપર જઇને પડયો અને ભયભીત થઇને એક ખૂણામાં લપાઇ ગયો.

“ કેમ મહેરબાન ! ” મેડમ ડેંગ્લર્સનો પિત્તો હવે હાથથી ગયો. “ આપ જાણો છો કે દિવસે દિવસે આપની રીતભાત ઘણી સુધરતી જાય છે ? હમેશાં તો સાધારણુ રીતે તમે અવિવેક જ બતાવો છો; પણુ અત્યારે તો તમારૂં વર્તન કેવળ જંગલી જ છે. ”

“ હા. પણુ તેનું કારણુ એવું છે કે આજે મારો મિજાજ ઠેકાણે નથી. ” તેના સ્વામીએ જવાબ આપ્યો.

હરમાઇને તેના તરફ એક અત્યંત તિરસ્કાર ભરેલી દ્દષ્ટિ ફેંકી. હંમેશાં તો આવી દ્દષ્ટિથી તે ચીઢાઇ જતો પણુ અત્યારે તો તેણે તેની કાંઇ દરકાર જ કરી નહિ.

" અને તમારો મિજાજ ઠેકાણે નથી તેમાં મારે શું ?" પોતાના ધણીના વર્તનથી વધારે ને વધારે ગુસ્સે થતાં તે બોલી. " એવી બાબતો સાથે મારે શું સંબંધ છે ? આવો મિજાજ મારા આગળ નહિ ચાલે સમજ્યા કે ? તમારા ઘરમાં ઘણીએ તિજોરીઓ છે. તેમાં તમારા એ મિજાજને ભરી રાખો ! અગર તો તમારા ગુમાસ્તા અને કારકુનોના ઉપર એ મિજાજ અજમાવો ! તેઓ તમારો પગાર ખાય છે તેથી તેઓ એ બધું સાંખી રહેશે સમજ્યા કે ? મને તમારા મિજાજની જરા પણ પરવા નથી. "

" ના ના. એ તારૂં કહેવું બરાબર નથી. તારી શિખામણ યોગ્ય નથી એટલે હું તે પ્રમાણે ચાલવાનો નથી. મારી તિજોરીઓ જ્યાં અને જેમ છે તેમ જ બરાબર છે. મારા કારકુન ગુમાસ્તાઓ બધા બિચારા પ્રમાણિક માણસો છે. તેઓ મારે કાજે દ્રવ્ય સંપાદન કરે છે, અને તેઓ મને જે લાભ કરી આપે છે, તે જોતાં હું તેમને તેમની લાયકી કરતાં પણ ઘણો ઓછો બદલો આપું છું. તેથી હું તેમના ઉપર મારો મિજાજ કાઢવા માગતો નથી, પણ જેઓ મારે ઘેર મારે ખર્ચે મિજબાનીની મોજમજાઓ ઉડાવે છે, મારા ગાડી-ઘોડા પલોટે છે, અને મારા પૈસા ઉડાવી મને ભીખારી કરે છે, તેમના ઉપર મારે મારો મિજાજ કાઢવાનો છે. "

" અને આપને કોણ ભીખારી કરે છે ? જરા મહેરબાની કરીને મને આપ જણાવશો સાહેબ. "

" અરે જરા ધીરી પડ, એટલે તને મારૂં કહેવું બરાબર સમજાશે. જે લોકો એક કલાકમાં મને સાત લાખ ફ્રાંકનું નુકસાન કરે છે, તે લોકો જ મને ભીખારી કરનારા છે. "

" તમે શું કહેવા માગો છો તે મને કાંઇ સમજાતું નથી

મહેરબાન !" મેડમ ડેંગ્લર્સે પોતાનો ગુસ્સો કબજામાં રાખવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"મારું કહેવું તું સારી રીતે સમજી શકે છે." તેના ધણીએ કહ્યું. "પણ જો તારે ખુલ્લે ખુલ્લું જ કહેવરાવવાની ઇચ્છા હોય તો લે સાંભળ, કે સ્પેનીશ લોનમાં મને સાત લાખ ફ્રાંકનું નુકસાન થયું છે."

"અને વારૂ, શું હું આ નુકસાન માટે જોખમદાર છું?"

"કેમ નહિ?" "તમને સાત લાખનું નુકસાન થયું તેની જોખમદાર હું?" "હા હા. કારણ હું મારી જાતે તો તેવું નુકસાન કરી લઉં નહિં જ!"

"હવે આ તમને છેલ્લી વખત સાફ હું કહી દઉં છું," બેરોનેસે ઘાંટો પાડીને કહ્યું. "કે મારા આગળ તમારે પૈસાની વાત કાઢવી નહિ. મારા માતા પિતાના ઘરમાં પૈસા સંબંધી વાત સ્ત્રીઓના આગળ કોઇ કાઢતું જ નહિ. વળી મારા પ્રથમના પતિએ મને એવી ક્ષુદ્ર બાબતની વાતો કરીને કદી પણ કંટાળો આપ્યો નથી."

"હા હા. એ વાત મારા માન્યામાં આવે છે. કારણ કે તારાં માતા પિતાની પાસે તો કોડી પણ નહોતી, અને તારો પ્રથમનો પતિ વળી ભીખારી કરતાં કયાં સારી સ્થિતિમાં હતો તે?"

"ચાલો બસ કરો હવે! ખબરદાર જો વધારે ઓછું બોલ્યા તો! સવારથી સાંજ સુધી પૈસા સંબંધીનો ટકટકારો! પૈસાનો અવાજ સાંભળી સાંભળીને મારા તો કાન પણ ફુટી ગયા! પણ તે સૌ કરતાં તમારો પોતાનો અવાજ તો મારા મનમાં વધારે તિરસ્કાર ઉત્પન્ન કરે છે!"

"એમ કે!" ડેંગ્લર્સે કહ્યું. "ઠીક. મને આથી તો અચંબો

થાય છે. કારણ આજ સુધી હું તો એમ માનતો હતો કે તું મારા કાર્યમા ઘણો રસ લે છે ! ”

“ હું તમારા કાર્યમાં રસ લઉં છું ? એ વળી તમારા ભેજામાં ક્યાંથી ભરાયું તે ? ”

“ તેં જ ભર્યું. ” “ શું કહો છો ? ” “ ખરેખર. ”

“ વારૂ કેવી રીતે ? અને ક્યારે ? તે જરા કહેશો તો ઘણો આનંદ થશે ! ”

“ અર એમાં તે શું મુશ્કેલ વાત છે ! ગયા ફેબ્રુઆરી માસમાં તેં જ મને પહેલી ‘હેશીઅન ફંડ’ની વાત કરી હતી. તેં કેટલાંક કારણો બતાવીને તે શેરોનો ભાવ ચોક્કસ વધશે એમ મને કોઇક જગાએથી ગુપ્ત બાતમી લાવીને આપી. તારાં સ્વપ્ન કેટલીક વખતે ખરાં પડે છે, એમ જાણીને મેં તે જાતના શેરો જેટલા બન્યા તેટલા ખરીદ કર્યા અને મને ચાર લાખ ફ્રાંકનો નફો મળ્યો. તેમાંથી મેં તુરત જ પ્રમાણિકપણે એક લાખ તને આપી દીધા. તેં તે રકમ તારી મરજી માફક ઉડાવી દીધી તેમાં મારે કાંઇ લેવા દેવા નહોતી. માર્ચ મહિનામાં રેલ્વેની બાબત આવી. તારી સલાહ પ્રમાણે મેં શેરો ખરીદ્યા. તેમાં મને દસ લાખ ફ્રાંક મળ્યા, તેમાંથી મેં તને અઢી લાખ ફ્રાંક હાથ ખરચીના આપ્યા. એ અઢી લાખ ફ્રાંક તેં શામાં ઉડાવ્યા તે કાંઇ મારે જાણવાની જરૂર નથી. ”

“ ચાલો હવે એ તો બધું ઘણું થયું ! હવે મુદ્દાની વાત ઉપર ક્યારે આવશો ? ” ગુસ્સા અને અધીરાઇથી ધ્રુજતી બેરોનેસ બરાડી ઉઠી.

“ બાઇસાહેબ, જરા ધીરાં પડો. હવે પુરૂં થવા આવ્યું છે.”

" તો તો મારૂં સદ્ભાગ્ય !"

" એપ્રીલ માસમાં આપ નાણાં ખાતાના પ્રધાનને ત્યાં મિજબાનીમાં ગયાં. તે વખતે સ્પેનની રાજકીય હીલચાલની કેટલીક ખાનગી વાતચીતો તારા સાંભળવામાં આવી. તારા કહેવા પ્રમાણે વાત ખરી નીકળી, અને રાજા ડોન કાર્લો પદભ્રષ્ટ થયો. મને ૭ લાખ ફ્રાંક મળ્યા, અને તારો હિસ્સો મેં તને આપી દીધો. તેં તેનું શું કર્યું તે સંબંધે મેં કદી પ્રશ્ન પણ કર્યો નથી. પણ આ બધા ઉપરથી એટલી વાત તો સત્ય જ કે તને આ વરસમાં ઓછામાં ઓછા પાંચેક લાખ મળ્યા."

" વારૂ મહેરબાન, ધારો કે આપ કહો છો તે સર્વ વાત મારે કબુલ છે તો પછી ?"

" હા હા. તે પછી જ તેં બધી બાજી બગાડી નાંખી."

" ખરેખર. આ તમારી રીતભાત—"

" મારી રીતભાત ગમે તેવી હશે પણ તેથી મારો કહેવાનો હેતુ સારી રીતે સમજી શકાય તેમ છે અને મારે પણ તેટલું જ જોઇએ છીએ. થોડા દિવસ પછી ડીબ્રેની સાથેની વાતચીતમાંથી રાજા ડોન કાર્લો પાછો સ્પેન આવ્યો છે, એ વાત તું સમજી લાવી. મેં બધા શેર વેચી નાંખ્યા. વાત બધે ફેલાઇ ગઇ, અને મારા શેર બધા પાણીના મુલે વેચાઇ ગયા. વળી બીજે દિવસે આ વાત ખોટી ઠરી, અને એ ખોટી અફવાથી મને સાત લાખ ફ્રાંકનું નુકસાન થયું."

" વારૂ !" " ઠીક ત્યારે, મારા નફામાંથી જેવો ચોથો ભાગ તને મળ્યો હતો, તેવો નુકસાનમાં પણ તારે ચોથો ભાગ ખમવો જોઇએ. સાત લાખમાંથી બે લાખ નુકસાનના તારે ભાગે આવે."

"તમારું કહેવું કેવળ મૂર્ખાઇ ભરેલું જ છે. વળી આમાં બીચારા ડીપ્રિનો શો સંબંધ ?"

"કારણ જો તારી પાસે ખોટના આપવાને પોણા બે લાખ ફ્રાંક ન હોય, તો તારા મિત્રોએ તને ધીરવા જોઇએ, અને ડીપ્રિ તારો મિત્ર છે."

"જરા તો શરમાઓ !" બેરોનેસે બરાડો પાડયો.

"અરે એવી ચીસો પાડવાની અને ચાળા કરવાની કાંઇ જ જરૂર નથી; નહિ તો પછી મારે તને એમ કહેવાની જરૂર પડશે કે તેં ડીપ્રિને બધા પૈસા આપી દીધા છે તે હું જાણું છું, અને હું તેને હવેથી મારા મકાનમાં કદી પગ મૂકવા દઇશ નહિ. અને એને તો એમાં મજા પડશે; કારણ કે એને તો વગર મહેનતે પાંચ લાખ ફ્રાંક પચી જશે. પણ બાઇસાહેબ આપનું શું—?"

"દુષ્ટ !" તેણે મિજાજ ખોઇ કહ્યું. "અત્યારે મને જે જે બાબતોનો ઠપકો દેવાને તું તૈયાર થયો છે, તે બાબતો બધી શું તારા જાણવામાં નહોતી એમ મને કહેવાની તું હિંમત કરે છે ? ત્યારે તું શું આંધળો હતો ?"

"હું જાણું છું કે નથી જાણતો તે મારે તને જણાવવાની શી જરૂર છે ? હું કાંઇ તારા કહેવા પ્રમાણે આંધળો નથી સમજી ને ? પરંતુ છેલ્લાં ચાર વરસથી આપણો પતિ-પત્નીનો સંબંધ ખરેખર તુટયો છે. માત્ર બહારનો દેખાવ જ આપણે રાખી રહ્યાં છીએ. ત્યારથી મારું વર્તન તું તપાસી જો, કે હું હમેશાં રીતસર વર્તન રાખું છું કે નહિ. આપણો સંબંધ તુટયા પછી થોડા દિવસ પછી તને ગાયન કલા શિખવાનો શોખ થયો અને નૃત્ય શિખવાનું મન થયું. આમાં આપણા બન્નેના મળીને એક લાખ ફ્રાંક ખરાબ થયા

હશે. તો પણ હું કાંઈ જ બોલ્યો નહિ. કારણ કે ઘરમાં ગમે તેમ કરીને પણ શાંતિ રાખવી જોઇએ. અને એક લાખ ફ્રાંકની મને કાંઇ તે વખતે તેવી દરકાર પણ નહોતી. વારૂ ! થોડા વખત પછી તું ગાયનકલા શિખતાં કંટાળી. તને રાજકીય ખટપટોનો નાદ લાગ્યો, અને પ્રધાનના કારભારી પાસે તેં રાજદ્વારી વિષયોનો અભ્યાસ શરૂ કર્યો. જ્યાં સુધી મને પૈસાનું નુકસાન ન થાય ત્યાં સુધી મને તેની કશી પરવા નથી. પણ આજે તો મારા ખીસ્સામાંથી તેં પૈસા કઢાવ્યા છે, એટલે મને એમ ખાત્રી થઇ છે કે તારા રાજદ્વારી મામલાઓના અભ્યાસ પાછળ મને દર મહિને સાત લાખ ફ્રાંકનો ખર્ચ લાગશે ! બાઇસાહેબ, હવે એટલેથી જ બસ કરો ! આમ કાંઇ લાંબી મુદત ચાલે નહિ. તમારા ગુરૂએ તમને મફત જ્ઞાન આપવું જોઇએ, અને તેમ હશે ત્યાં સુધી મને કાંઇ વાંધો નથી. નહિ તો તેને મારા ઘરમાં હું કદી પેસવા દેનાર નથી. કેમ બાઇસાહેબ, આપ સમજ્યાં કે ?"

"અરે હવે તો હદ વળી ગઇ !" બેરોનેસ ગુસ્સાથી ગુંગળાતા અવાજે બોલી. "કેટલી બધી અધમતા !"

"પણ," ડેંગ્લર્સે આગળ ચલાવ્યું. "તું એટલેથી પણ અટકી નહિ પણ—"

"અપમાન ! સ્ત્રીનું અપમાન ! પોતાની પત્નીનું અપમાન !"

"હા હા. બરાબર. હવે એ વાતો બધી બાજુએ મૂકીને આપણે શાંતિથી વિચાર કરીએ. હું તારા કામમાં કદી પણ માથું મારતો નથી; તો તારે પણ તેવી જ રીતે તારે પણ વર્તવું જોઇએ. મારા પૈસાની–મારી તિજારીઓની તારે દરકાર નથી તો ઠીક. તેમ તો તેમ ! તારૂં જ તું સંભાળ ! મારી તિજોરી ભરવાની કે ખાલી

કરવાની તારે કાળજી રાખવી નહિ. વળી આમાં એક રાજદ્વારી ખટપટ પણ કેમ ન હોય. પ્રધાનમંડળની હાલની રાજનીતિની હું વિરૂદ્ધ છું, અને લોકો મારી તરફેણમાં છે; એટલે એ અદેખાઇના કારણે પ્રધાનમંડળે ડીપ્પીની સાથે મળી જઇને આ તરકટ કેમ ઉભું ન કર્યું હોય ?"

"એ વાત પણ બનવા જેવી છે!" બેરોનેસે છણકો કર્યો.

"કેમ નહિ ? આવો બનાવ બનેલો કદી સાંભળ્યો પણ હતો કે ? તારનો ખોટો સંદેશો ! આ વખતે જ સંજ્ઞાઓમાં ગફલત થઇ, અને તેના પરિણામે ખોટો સંદેશો આવ્યો એ વાત માન્યામાં પણ કેમ આવે ? મને તો હવે પક્કી ખાત્રી થાય છે કે તે મારે માટે જ ખાસ ગોઠવણ, અને નુકસાન કરવાના હેતુથી થએલી હોવી જોઇએ."

"મહેરબાન," બેરોનેસ જરા નરમ પડતા બોલી. "તમે કદાચ નહિ જાણતા હો કે તાર ઓફીસના માણસને કમી કરવામાં આવ્યો છે. એટલું જ નહિ પણ તેના ઉપર કાયદેસર કામ ચલાવવામાં આવવાનું હતું, અને તેને અટકમાં લેવાને હુકમ પણ કરવામાં આવેલો હતો; પણ તે માણસ એકાએક નાસી ગયો તેથી હુકમનો અમલ થઇ શકયો નથી. તેથી કાં તો તેણે જાણી જોઇને આ ગુન્હો કર્યો હોવો જોઇએ અગર તો આ તેનો ગાંડપણનું પરિણામ હોવું જોઇએ એમ લાગે છે. ગમે તેમ હોય પણ ભૂલ તો તેની હતી."

"હા હા. એ ભૂલથી મૂર્ખ લોકોને હસવાનું કારણ મળ્યું; પ્રધાનોને રાતના જાગરણ કરવું પડયું; તેમના મદદનીશોને કેટલાયે કાગળો ચિતરવા પડયા; પણ મને પોતાને તો સાત લાખ ફ્રાંકનું નુકસાન થયું ! સાત લાખનું !"

"પણ," બેરોનેસ એકાએક બોલી ઉઠી. "પણ જો આ

બધાનો જવાબદાર ડીબ્રી હોય તો સીધા તેની પાસે જઈને તેની સાથે તકરાર કરવાને બદલે મારી સાથે શા માટે બાઝો છો ? મરદના વાંકને માટે એક બૈરીને શા માટે સતાવો છો ?"

"મારે ડીબ્રેની પાસે જવાનું શું કારણ ? મારે અને તેને શું ? હું તેને ક્યાં ઓળખું છું ? તેની સલાહ હું ક્યાં સાંભળું છું ? અને તે પ્રમાણે હું ક્યારે વર્તું છું. ? હું તે પ્રમાણે સટ્ટો ક્યાં કરૂં છું ? ના, ના. તું એ પ્રમાણે કરે છે. હું નથી કરતો."

"પણ તમને તેથી લાભ થાય છે તો—"

ડેંગ્લર્સે ખભા ચઢાવ્યા. "મૂર્ખ પ્રાણી !" તે બોલ્યો. "બ્હાર કોઈના જાણવામાં આવ્યા સિવાય બે ચાર ગોટાળા કર્યા, અને તે ગુપ્ત રહ્યા, એટલે બૈરી જાત ફુલાઈ જઈને એમ સમજે છે કે તેમનામાં જ બધી અક્કલ ભરેલી હોય છે. પણ યાદ રાખજે કે તું કદાચ તારા ધણીનાથી તારૂં ગેરવર્તન ગુપ્ત રાખી શકી હોય, તો પણ તેમાં કાંઈ તેં વિશેષ પરાક્રમ કર્યું છે એમ સમજતી નહિ. કારણ કે એ તો બીજી સ્ત્રીઓની એક સાધારણ નકલ કર્યા જેવું છે. ધણીને છેતરવો એ તો અધોગતિનું પ્રથમ પગથીઉં છે, અને ધણી સ્હેલાઈથી છેતરાય છે પણ ખરો. કારણ કે સાધારણ રીતે તે પોતાની સ્ત્રીના દોષ જોતો નથી. પણ મારૂં તેમ નથી. હું તો હમણાં જોઉં છું એટલું જ નહિ પણ હંમેશાં આંખો ખુલ્લી રાખીને છેલ્લાં સોળ વરસથી જોતો આવ્યો જ છું. તારા વિચારો કદાચ તેં મારાથી છુપાવી રાખ્યા હશે, પણ તારૂં એક પણ પગલું, તારૂં એક પણ કાર્ય, એક પણ દોષ, મારાથી અજાણ્યો નથી. જ્યારે તું તો તારી પોતાની ચાલાકીથી ખુશ થઈ જતી, અને એમ જ માનતી કે તું મને છેતરવાને શક્તિમાન હતી. વારૂ તેનું પરિણામ શું થયું ?

એ જ કે મારા ખોટા અજ્ઞાનને લીધે, વાઇલફોર્ટથી માંડીને ડીમ્રી સુધીના તારા મિત્રો પૈકીનો તારો એક પણ મિત્ર-પ્રેમનું પાત્ર—તારો યાર મારાથી ડર્યા અને કંપ્યા સિવાય રહ્યો નથી. ગૃહ-સ્વામી તરીકેના મારા વર્ચસ્વને તોડી પાડવાની કોઇએ પણ હિંમત કરી નથી; અને મારે પણ એટલું જ જોઇએ છીએ. આજે હું તેમના સંબંધમાં જેવી રીતે વાત કરી શકું છું, તેવી રીતે તેઓમાંનો એક પણ મારા વિષે વાત કરવાને હિંમત કરે તેમ નથી. તારે જોઇએ તો ભલે મને ધિક્કારજે. મને તેની પરવા નથી. પણ બીજાના આગળ મને હલકો પાડવાની વાત તો જવા જ દેજે. અને મારૂં નુકસાન તો હું કદી પણ થવા દેનાર નથી. ”

વાઇલફોર્ટના નામનો ઉચ્ચાર થયો ત્યાં સુધી તો બેરોનેસ મ્હોં ઠાવકું રાખીને સાંભળ્યા કરતી હતી. પણ વાઇલફોર્ટનું નામ સાંભળતાં જ તે ફીક્કી પડી ગઇ, અને એકાએક ઉભી થઇ ગઇ. જાણે કે કોઇ પિશાચ જોતી હોય તેમ તેનો હાથ લાંબો થઇ ગયો. પછી તેના ધણીના તરફ તેણે બે ત્રણ ડગલાં ભર્યાં. તે શું ગુપ્ત વાત જાણતો હતો, તે જાણવાની તેની આકાંક્ષા થઇ આવી. જે ગુપ્ત ભેદ તેના હૃદયને વ્યથિત કરી રહ્યો હતો, તે ભેદની તો કદાચ તેને ગંધ પણ નહિ હોય; અને કદાચ જો તે તેના જાણવામાં હોય તો, તે વાત તેના હિસાબમાં પણ નહિ હોય. તેનો હિસાબ બધો વિચિત્ર જ હતો.

“ મોં. વાઇલફોર્ટ ! એટલે તમે શું કહેવા માગો છો ? ”

“ બાઇસાહેબ, મારૂં કહેવાનું એવું છે કે તમારો પ્રથમનો પતિ કાં તો તત્ત્વવેત્તા અગર બેંકર કે શરાફ નહોતો, અગર તો કદાચ તેનામાં બન્નેના ગુણ સમાએલા હશે ! તેથી મેજીસ્ટ્રેટ જેવાની સામે

પોતાનું કાંઇ પણ ચાલવાનું નથી, એમ તે સારી રીતે સમજતો હોવાથી પોતે નવ માસ પરદેશ રખડીને પરત આવ્યા પછી તું ગર્ભવતી હતી, અને ગર્ભને છ માસ થએલા હતા, એમ જાણીને બીચારો શોક અગર ક્રોધનો માર્યો મરી ગયો. હું જંગલી છું, એ હું કબુલ કરૂં છું; એટલું જ નહિ પણ તેને માટે હું મગરૂર છું. મારા ધંધામાં મને વિજય મળવાનું તેજ એક મુખ્ય કારણ છે. તને મારી નાંખવાને બદલે તે બિચારો પોતે શા માટે મરી ગયો ? કારણ તેની પાસે પૈસા નહોતા. હું તો માત્ર પૈસાનો દાસ છું. ડીબ્રેએ મને સાત લાખ ફ્રાંકનું નુકસાન કર્યું છે. તો તે આ ખોટમાં પોતાનો ભાગ આપે, અને આપણી સર્વ વ્યવસ્થા પછી પ્રથમની માફક ચાલશે. નહિ તો તેને નાદાર થવા દે, અને બધા નાદાર દેવાદારની માફક તેનો નાસી ગયા સિવાય છુટકો નથી. તેણે આપેલી બાતમી જ્યારે સત્ય નિવડે છે, અને મને લાભ થાય છે, ત્યારે તો તેને માટે મારા મનમાં ઘણી સારી લાગણી હોય છે; પણ જ્યારે તેની બાતમી ખરી પડતી નથી. ત્યારે તો મને તેનું મ્હોં જરા પણ ગમતું નથી. ”

મેડમ ડેંગ્લર્સ તો સ્તબ્ધ જ થઇ ગઇ હતી. તેના ધણીના ભાષણના છેલ્લા ભાગનો જવાબ આપવાને તેણે પ્રયત્ન કર્યો પણ કાંઇ બોલી શકી નહિ અને એક ખુરશી ઉપર પડી. તેની નજર આગળ વાઇલફોર્ટ અને કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ત્યાંની મિજબાનીની વખતે બનેલા બનાવોના દેખાવ ખડા થયા. થોડા દિવસ થયાં તેના કુટુંબ ઉપર જે વિચિત્ર આફતો આવી પડવા માંડી હતી, અને શાંતિને બદલે તોફાની દેખાવો થઇ રહેતા, તેના વિચારો તેને આવવા લાગ્યા. તેણે મૂર્છિત થવાનો પ્રયત્ન કર્યો, પણ ડેંગ્લર્સે તો તેના સામું પણ જોયું નહિ. તે એક શબ્દ પણ વધારે બોલ્યા

સિવાય તેના શયનગૃહનું દ્વાર જોરથી બંધ કરીને ચાલતો થયો. તે પોતાના દિવાનખાનામાં ગયો. જ્યારે મેડમ ડેંગ્લર્સ અર્ધમૂર્છિત દશામાંથી જાગ્રત થઇ ત્યારે તો તેને જાણે કે કોઇ ભયંકર સ્વપ્ન આવ્યું હોય એમ લાગ્યું.

---

## પ્રકરણ ૧૨ મું.

---

ડેંગ્લર્સ હમેશાં સાડાબાર વાગે પોતાની ઓફીસમાં જતો, ત્યારે મેડમ ડેંગ્લર્સને મળીને જતો. પણ ગયા પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યો તેને બીજે દિવસે હંમેશના ઓફીસમાં જવાના વખતે તેની ગાડી તૈયાર થઇને ઉભી નહોતી. પણ તે જ વખતે મેડમ ડેંગ્લર્સે પોતાની ગાડી જોડાવી અને બ્હાર ચાલી. ડેંગ્લર્સ એક પડદાની પાછળ સંતાઇને જોયા કરતો હતો. તેણે તુરત જ હુકમ કર્યો કે મેડમ ડેંગ્લર્સ પાછી ફરે એટલે તેને ખબર આપવી. બે વાગ્યા પણ તે પાછી આવી નહિ. છેવટે ડેંગ્લર્સે પોતાની ગાડી મંગાવી અને રાજસભાની બેઠકમાં ભાગ લેવાને માટે ગયો. બારથી બે વાગ્યા સુધી ડેંગ્લર્સ ઘરમાં પોતાની ઓફીસમાં જ ભરાઇ રહ્યો હતો. તે એક પછી એક કાગળો લઇને વાંચતો, અને દરેક પળે વધારે ને વધારે દિલગીર થતો ગયો. તે આંકડા ગણતો, અને વચમાં વચમાં કોઇ મળવા આવતું તો તેની સાથે કામકાજની વાતચીત કરતો. પહેલે દિવસે ઠરાવેલા સમયે બરાબર વખતસર મેજર કેવલકેન્ટી પણ પોતાના કામે આવી ગયો.

રાજસભાનાં કામકાજ દરમ્યાન આજે ડેંગ્લર્સ ગભરાએલો

જણાતો હતો; અને પ્રધાનમંડળના વિરૂદ્ધ હમેશ કરતાં વધારે બોલતો હતો. કામકાજ પુરૂં થઇ ગયું એટલે તેણે પોતાની ગાડી મોન્ટેક્રિસ્ટોના મકાન તરફ હંકારી.

કાઉન્ટ ઘેર જ હતો. માત્ર કોઇકની સાથે વાતચીતમાં રોકાએલો હતો, એટલે ડેંગ્લર્સને જરા થોભવાને કહ્યું. બેંકર આવી રીતે રાહ જોતો બેઠો હતો. એટલામાં બારણું ખુલ્યું, એક પાદરી જેવો પોષાક પહેરેલો માણસ દાખલ થયો, અને મકાનથી જાણે તદ્દન ભોમીયો હોય તેવી રીતે થોભવાને બદલે તેણે બેંકરને નમન કર્યું, અને બીજા બારણેથી અંદરના ઓરડામાં ચાલતો થયો. એક બે મિનિટ પછી જે બારણેથી પેલો પાદરી અંદરના ઓરડામાં દાખલ થયો હતો, તે જ બારણેથી મોન્ટેક્રિસ્ટો દાખલ થયો.

" માફ કરજો બેરન," તેણે કહ્યું. " મારો એક ખાસ મિત્ર આબે બુસોની હમણાં જ પરગામથી અહિં પેરીસમાં આવી પહોંચ્યો છે. હું ધારૂં છું તમે તેને જોયો જ હશે. અમે ઘણા લાંબા સમયથી મળ્યા નહોતા, એટલે તેને મળવાને મારે જરા ખોટી થવું પડયું એટલે મારે આપને ખોટી કરવા પડયા છે. "

" ના, ના. " બેરન બોલ્યો. " એમાં મારો પોતાનો જ દોષ છે. હું કવખતે આપને મળવાને આવી ચઢયો છું, એટલે આપના કાર્યમાં વિક્ષેપ પડતો હશે માટે હું તો હવે જઇશ. "

" ના ના. આપે એવું માનવાનું કાંઇજ કારણ નથી. મારા કાર્યમાં વિક્ષેપ પડવા જેવું કાંઇ છે જ નહિ. બેસો, બેસો. પણ આજે આપ આમ કેમ છો ? આપ આજે ઘણા જ ચિન્તાતુર દેખાઓ છો. આપના જેવા નાણુંશાસ્ત્રી અને શરાફ જ્યારે ચિન્તાગ્રસ્ત દેખાય ત્યારે તો જગત્માં કાંઇક ઉથલપાથલ થવાની જ ! "

" કેટલાક દિવસથી મારૂં દુર્ભાગ્ય શરૂ થયું છે. " ડેંગ્લર્સે કહ્યું. " અને મને હમેશાં ખોટા સમાચાર મળ્યે જાય છે. "

" અરે એમ કે ! " મોન્ટેક્રિસ્ટો બોલ્યો. " શું બજારના ભાવ પાછા ગગડી ગયા છે કે ? "

" ના ના. થોડા દિવસ તો એવો કાંઇ જ ભય નથી. પણ ટ્રીસ્ટેમાં એક આસામી ભાગ્યો છે તેથી ચિન્તા ઉભી થઇ છે. "

" ખરેખર ? પેલો 'જેકોપો મેનફ્રેડી' તો નહિ ? "

" તે જ ! તે જ ! કેટલાક વખતથી તેની સાથે મારો લેવડ-દેવડનો સંબંધ છે ! દર વરસે લગભગ દસેક લાખ ફ્રાંકનો વેપાર થતો હશે ! કોઇ દિવસ જરા પણ ભૂલ કે ઢીલ થઇ નથી.—અરે એક રાજાની માફક જેનો વ્યવહાર ! પણ આ વરસે મારા દસ લાખ ફ્રાંક તેની પાસે રહ્યા અને તે હવે ભાગ્યો ! "

" શું કહો છો ? "

" અરે, એ તો કમનસીબી જ ! મેં છ લાખની હુંડીઓ લખી પણ તે બધી પાછી આવી છે. તેના પેરીસના આડતીઆ ઉપરની ચાર લાખની તેની સહીના હુંડીઓ મારી પાસે છે. જે આ માસની આખરે પાકે છે. આજે ત્રીસમી તારીખ હોવાથી મેં દેખાડ કર્યો પણ આ આડતીઓ તો પરાગંદા થઇ ગયો છે. આ ઉપરાંત પેલા સ્પેનીશ ફંડમાં પણ કેટલાક પૈસા મૂકયા, ને સાથે આ મહિનો તો મારો ખરેખર કમનસીબ જ નિવડયો ! "

" ત્યારે સ્પેનીશ ફંડમાં પણ આપના પૈસા ગયા ? શું એ વાત સાચી છે ? "

" હા હા. માત્ર સાત જ લાખ ફ્રાંક ગયા છે વધારે નહિ! "

" કેમ ત્યારે ? તમે વળી એવા કેમ ભૂલા પડયા ? તમારા જેવા આવા અનુભવી વ્યાપારી છેતરાય ? "

" અરે, પણ એમાં મારો પોતાનો દોષ નથી પણ મારી સ્ત્રીનો વાંક છે. તેને એમ સ્વપ્ન આવ્યું કે રાજા ડોન કાર્લો પેરીસ આવ્યો છે. તેને સ્વપ્નમાં ઘણી શ્રદ્ધા છે. તે એમ ચોક્કસ માને છે કે તેને જે સ્વપ્ન આવે છે તે વાત ખરી પડયા સિવાય રહેતી નથી. આ માન્યતાને લીધે હું તેને સટ્ટો કરવાની રજા આપું છું. તેનો પોતાનો દલાલ જુદો છે. તેણે સટ્ટો કર્યો અને પૈસા ખોયા. તે હંમેશાં પોતાના ખાનગી પૈસાનો જ વેપાર કરે છે. પણ જ્યારે સ્ત્રી સાત લાખ ફ્રાંક જેવી રકમ ગુમાવે ત્યારે ધણીને તેની ખબર પડયા સિવાય રહેતી નથી. પણ શું આપે આ બધી વાત સાંભળી નથી ? આખા શહેરમાં તમામ જગાએ આ વાત ચાલી રહી છે ને ! "

" હા હા. મેં કાંઈક એવું સાંભળ્યું હતું ખરૂં, પણ પુરેપુરી માહિતી મળી નહોતી. વળી સટ્ટા બજારની મને ઘણી થોડી માહિતી હોય છે. "

" ત્યારે શું તમે સટ્ટાનો વેપાર કરતા નથી ? "

" હું સટ્ટાનો વેપાર કરૂં ? અરે પણ હું શી રીતે કરી શકું ? મારી પોતાની અત્યારની આવકની જ વ્યવસ્થા મારાથી બરાબર થઈ શકતી નથી ને ! મારે પાછા વળી એક બે વધારે કારકુનો રાખવા પડે. પણ આપે આપની પત્નીના સ્વપ્નની વાત કહી તે તો જાણે કે કદાચ ખરી ખોટી હશે; પણ રાજા ડોન કાર્લોના પેરીસ આવ્યાના સમાચાર તો વર્તમાન-પત્રમાં પણ હતા, એમ મને લાગે છે."

" પણ તેમાં એક વાત સમજાતી નથી. તે એ કે આ સમાચારનો તાર કેવી રીતે આવી પહોંચ્યો ! "

" ત્યારે તો આ મહિને આપને બધું મળીને આશરે સત્તરેક લાખ ફ્રાંકનું નુકસાન થયું ખરૂં ?"

" આશરે શું ખરેખર ! મને તેટલું નુકસાન થયું જ છે. "

" અરે ! અરે !" મોન્ટેક્રિસ્ટોએ જરા દયા બતાવતાં કહ્યું.

" ત્રીજા વર્ગની દોલતને માટે તો આ એક ખરેખરો ફટકો જ કહેવાય. "

" ત્રીજો વર્ગ ? " ડેંગ્લર્સે નરમ પડતાં પૂછ્યું. " એમ કેમ વારૂ ? "

" હા હા. ત્રીજો વર્ગ જ. " કાઉન્ટે જવાબ આપ્યો. " હું દોલતના ત્રણ પ્રકાર ગણું છું. ફ્રાન્સ, ઓસ્ટ્રીઆ, ઈંગ્લાંડ જેવા દેશોમાં દસ લાખ કરતાં વધારે આવકની સ્થાવર મિલકત, જમીનો અગર ખાણો વિગેરે હોય તો તેને હું ઉત્તમ વર્ગમાં ગણું છું. કારખાનાંઓ, કંપનીઓ, વગેરેમાં જે દ્રવ્ય રોકેલું હોય તે દોઢ કરોડના આશરાનું હોય તો તેને હું મધ્યમ વર્ગ માનું છું. પણ જે દ્રવ્ય મેળવવાને માટે બીજાના ઉપર જ આધાર રાખવો પડે, જેનો ખોટા તારથી અગર આસામી કાચો પડવાના કારણથી વિનાશ થવાનો સંભવ હોય, તે પાંચ કરોડ કરતાં વધારે હોય તોપણ હું તો તેને કનિષ્ઠ વર્ગમાં મૂકું છું. "

" હા હા. આપનું કહેવું લાગે છે તો સત્ય જ. "

" એટલે આવા બીજા આઠ દસ મહિના જાય તો ત્રીજા વર્ગના શ્રીમન્તનો તો વિનાશ જ થાય ! "

" અરે આપ તો વિચારમાં ને વિચારમાં ઘણા આગળ દોડી ગયા ! "

" જુઓને, આપણે ગણત્રી કરીએ. ધારો કે આવું સાત માસ

ચાલે, તો પછી આ લેખે કેટલી ખોટ આવે ? કરોડ સવા કરોડ થાય ખરા કે ? આપે તેની ગણુત્રી કરી જ નથી. પણુ એ વાત પણુ ખરી. આપ જો એવી ગણુત્રી કર્યા કરો, તો પછી આપનાથી નાણાંની ધીરધાર થઇ શકે નહિ. કારણુ સટોરીઆને પોતાની મુડી તો શરીર ઉપરની ચામડીના જેવી હોય છે. સટોરીઆને પણુ કપડાં હોય છે ખરાં. કેટલાકના પોષાક બીજાના કરતાં વધારે ભપકાદાર હોય છે. આ કપડાં તે તેની આબરૂ–આંટ છે. પણુ જ્યારે માણુસ મરી જાય છે ત્યારે તો માણુસના શરીર ઉપર એકલી ચામડી જ રહે છે. તેવી રીતે સટોરીઓ જ્યારે વ્યાપારમાંથી નિવૃત્ત થાય છે, ત્યારે તેની પાસે તેની મુડી જ રહે છે. ઘણું ઘણું તો આપના જેવાની પાસે તે વખતે પચાસ સાઠ લાખની મુડી રહે. કારણુ આવી કનિષ્ઠ પ્રકારની મિલકત રેલ્વેના એન્જીન જેવી છે. એન્જીન નાનું હોય છતાં ધુમાડા અને વરાળને લીધે દૂરથી મોટું દેખાય, તેમ આવી મિલકતનું હોય છે. આવી મિલકત બ્હારથી દેખાય છે, અગર ગણુવામાં આવે છે, તેના ચોથા ભાગ કરતાં વધારે કદી હોતી જ નથી. વારૂ એવી પચાસ સાઠની આપની ખરેખરી મિલકતમાંથી આ મહિને આપના લગભગ વીસેક લાખ તો ગયા જ! એટલે તે પ્રમાણે આપની આબરૂને ધોકો લાગવાનો, અને આંટ ઓછી થવાની, અને આપની બ્હારથી ગણાતી મિલકત પણુ ઘટવાની જ. આપની ચામડી કપાઇ છે, અને લોહી વહેવા માંડયું છે. આવી રીતે ત્રણુ ચાર વખત થાય એટલે આપનો વિનાશ આવી જ પહોંચ્યો ! માટે જરા વધારે ધ્યાન આપતા રહો, અને ખાસ કાળજી રાખો. મોં. ડેંગ્લર્સ ! આપને પૈસાની જરૂર છે ? હોય તો લઇ જાઓ થોડા ! કેમ આપું ?"

" અરે, આપ તો કેવળ ઉંધી ઉંધી જ ગણુત્રીઓ કરો

છો ! ” ડેંગ્લર્સે પોતાના મનની લાગણીઓ કાબુમાં રાખી ઢોંગ કરતાં કહ્યું. “ પણ સાથે સાથે બીજા કેટલાએક સટ્ટાના ધંધામાં મને પૈસા મળ્યા પણ છે. મારૂં જે લોહી વહી ગયું છે તેને માટે મેં નવીન પોષણ શરીરને આપવા માંડયું છે. સ્પેનમાં હું હાર્યો છું, અને ટ્રીસ્ટેમાં મને ભારે નુકસાન થયું છે, પણ હિંદુસ્તાનમાંથી ત્યાંના વેપારમાં મને ઘણો સારો નફો મળવાનો છે; અને મેકસીકોમાં મારે માટે અત્યાર પહેલાં કેટલીક કિંમતી ખાણો શોધાઇ રહી છે.”

“ ઠીક ! ઠીક ! ઘણું સારૂં ! પણ આપનો ઘા તો તેવો અને તેવો જ રહેવાનો ! અને જરા કાંઇક પ્રસંગ આવ્યો એટલે તે પાછો તાજો થવાનો ! ”

“ ના, ના. એવું નથી. કારણ ઉપર જણાવેલા મારા ધંધામાં માત્ર નફો જ થવાનો છે. ખોટનો તો સંભવ જ નથી. ” ડેંગ્લર્સે પોતાનાં બણગાં ફુંકતાં કહ્યું. “ અરે, હું ભાગું તે પહેલાં તો ત્રણ રાજ્યો જમીનદોસ્ત થવાં જોઇએ ! ”

“ એમ હોય તો વળી વધારે સારૂં ! મોં. ડેંગ્લર્સ !” કાઉન્ટે કહ્યું. “ મને લાગે છે કે મારી ધારણા ભૂલભરેલી છે, અને તમારી દોલત કનિષ્ઠ પ્રકારની નહિ પણ મધ્યમ પ્રકારની ગણાય ! ”

‘ [illegible] .રૂં છું કે તેવી મિલકત ધરાવવાનું માન હું મેળવી મેળવી શકું. ” ડેંગ્લર્સે જરા ફીક્કા હાસ્યથી કહ્યું. “ પણ ચાલો, જ્યારે ધંધારોજગારની જ વાતો નિકળી ત્યારે મને ઠીક યાદ આવ્યું.” વિષયાન્તર કરવાને લાગ મળવાથી ખુશ થતાં તેણે કહ્યું. “ પેલા કેવલકેન્ટીના સંબંધમાં મારે શું કરવું

“ જો આપને કોઇએ ભલામણ કરી હોય, અને એ ભલામણ

જો આપને સારી અને વિશ્વાસપાત્ર લાગતી હોય, તો એને પૈસા આપો. ”

“ અરે ભલામણ તો તે ઉત્તમ પ્રકારની લાવ્યો છે. આજે સવારમાં જ તે એક ચીઠ્ઠી ચાલીસ હજાર ફ્રાંકની લઈને આવ્યો હતો. તે ચીઠ્ઠી આપના મિત્ર બુસોનીની જ સહીની હતી, અને આપની જામીનગીરી તેમાં હતી. એટલે મેં તુરત જ તેને પૈસા ગણી આપ્યા. ”

કાઉન્ટે ડોકું ધુણાવી પોતાની પસંદગી બતાવી.

“ પણ હું તો આપને બીજી વાત પૂછવા માગું છું. તેણે પોતાના પુત્રના નામનું અમારે ત્યાં ખાતું ખોલ્યું છે. ”

“ તે પોતાના પુત્રને કેટલાક પૈસા આપે છે ? ”

“ દર માસે પાંચ હજાર ફ્રાંક ! ”

“ વરસ દિવસે સાઠ હજાર થયા ! હું ધારૂં છું કે મારી માન્યતા ખરી જ છે ! એ બુઢ્ઢો કેવલકેન્ટી ઘણો મુજી અને ચીંગુસ છે ! મહિને પાંચ જ હજાર ફ્રાંકથી એવા જુવાનીઆનું શું પુરૂં થાય ? ”

“ પણ ધારો કે તે જુવાનને ઓચિન્તા બે ત્રણ હજાર વધારેની જરૂર પડી તો ? ”

“ ના ના. તો આપ તે આપતા જ નહિ; કારણ કે તેનો બાપ આપને તે પૈસા કદી પાછા આપનાર જ નથી. અરે તે દેશના લક્ષાધીશો આ દેશના લોકોના જેવા ઉદાર વૃત્તિના હોતા નથી. તેઓ તો ઘણા મખ્ખીચુસ હોય છે. વારૂ, પણ તેઓ કોની ભલામણ લઈ આવેલા ? ”

" અરે ફ્લોરેન્સમાં જે મોટામાં મોટી ફેન્ઝીની પેઢી કહેવાય છે તેની ભલામણ છે. "

" જુઓ, મારૂં કહેવું એવું નથી કે ભલામણ ભરોસાપાત્ર નથી. પણ આપે જોઇ વિચારીને ધંધો કરવો. દરેક વખતે નુકસાન જ થાય એવું કાંઇ નથી, પણ " ચેતતા નર સદા સુખી. " માટે આપ તો આપના કરારની શરતોને જ વળગી રહેજો. "

" શું આપને કેવલકેન્ટીનો વિશ્વાસ નથી ? "

" મને ? અરે મને તો સંપૂર્ણ ભરોસો છે. તેની સહી ઉપર આંખો મીચીને પચાસ સાઠ લાખ તો હું રહેજમાં ધીરૂં ! પણ હું તો આપની એટલે આપના જેવા મધ્યમ વર્ગના વ્યાપારીની વાત કરતો હતો. "

" અરે, શું તે એવો બધો મોટો માણુસ છે ! ઓહો ! તેમ છતાં કેટલો બધો સાદો છે ! મેં તો એને સાધારણ લશ્કરી અમલદાર જ ધારેલો ! "

" અને આપે જો તેની સાથે તેવી જ રીતનું વર્તન રાખ્યું હોત તો તે વળી વધારે ખુશ થાત. કારણ તે બિચારો ઘણો જ સાદો માણુસ છે. જ્યારે પહેલવહેલો તે મને મળવા આવ્યો ત્યારે મેં પણ તેને એક સાધારણ લશ્કરી અમલદાર જ ધારેલો. પણ એ ઇટાલીઅનો બધા એવા જ હોય છે. પ્રસંગે ભપકો કરે, પણ હમેશાં આમ સાદા જ ફર્યા કરે ! "

" પેલો યુવાન જરા વધારે સારો લાગે છે ! " ડેંગ્લર્સ બોલ્યો.

" હા હા, પણ જરા બ્હીકણુ છે. તોપણુ જરા ઠીક છે. મને તો તેની જરા દયા આવતી હતી. "

"કેમ ?" "કારણ કે કાલે મારે ત્યાં આપે તેને જોયો તે પહેલાં તે અંધારામાં રખડયા કરતો હતો, અને પેરીસ જેવા શહેરમાં એ પહેલવહેલો જ આવ્યો હતો !"

"હું ધારૂં છું કે આ ઉમરાવ કુટુંબો પરસ્પર એકબીજાની સાથે વિવાહના સંબંધ કરતા હશે જ ! નહિ વારૂ ?"

"સાધારણ રીતે તેમ હોય છે ખરૂં; પણ આ કેવલકેન્ટી બીજાના જેવા નથી. તેઓને એવી કશી જ દરકાર નથી. મને લાગે છે કે પેલા બુઢ્ઢાનો વિચાર પોતાના પુત્રને માટે કોઇ સારી ફ્રેંચ કન્યા શોધી કાઢવાનો છે."

"શું આપનું ધારવું એવું છે ?" "મને તો ખાત્રી છે."

"અને તેમની સ્થિતિ વિશે આપ કાંઇ પણ જાણો છો ?"

"અરે અહિંઆં આજકાલ એ જ વાત ચાલી રહી છે. કેટલાકનું કહેવું એમ છે કે તે લક્ષાધીશ છે, જ્યારે કેટલાક એમ કહે છે કે તે તો કેવળ ભીખારી છે."

"પણ આપનો શું અભિપ્રાય છે ?"

"મારા અભિપ્રાયથી આપ દોરવાઇ જાઓ એ ઠીક નહિ; કારણ કે એ તો મારો પોતાનો ખાનગી અભિપ્રાય છે."

"વારૂ અને તે કેવો છે ?"

"મારો અભિપ્રાય એવો છે કે એ જુના રાજવંશ કુટુંબોનું કાંઇ કહી શકાય નહિ. આ કેવલકેન્ટી કુટુંબ પણ જુના રાજકુટુંબમાંથી ઉતરી આવેલું છે. એ કુટુંબના પુરૂષોએ પ્રાચીન સમયમાં રણસંગ્રામમાં લશ્કરની સરદારીઓ કરેલી છે, અને પ્રાન્તોની સુબાગીરીઓ ભોગવેલી છે. આવા જુનાં શ્રીમન્ત અને રાજવંશી કુટુંબીએ

પોતાના વંશજોના સંરક્ષણ અર્થે લાખોની મિલકત ગુપ્ત સ્થાનમાં છૂપાવી રાખેલી હોય છે. આ ગુપ્ત ભંડારનું રહસ્ય કુટુંબમાં જે સૌથી મોટો પુત્ર હોય તે જ જાણુતો હોય છે, અને મરણુ સમયે દરેક પિતા પોતાના વડીલ પુત્રને જ તે ભેદ જણાવતો જાય છે. આવું વંશપરંપરાથી ચાલ્યું આવે છે. મેં આપને પ્રથમથી જણાવી દીધું છે કે તે બુઢ્ઢો ઘણો મખ્ખીચુસ છે. ''

" પણુ તમે કાંઇ તેને માટે બહુ સારૂં બોલતા નથી. ''

'' હું તેને ભાગ્યે જ ઓળખું છું. હું ધારૂં છું કે મેં તેને મારી જીંદગીમાં ત્રણેક વખત જોયો હશે. મારા મિત્ર બુસોનીના કહેવાથી કેટલીક હકીકત હું જાણું છું. તે આજે સવારમાં જ મને એમ કહેતો હતો કે ઇટાલીમાં કેવલકેન્ટીના પૈસા નિરર્થક પડી રહ્યા છે. તેની મદદથી ફ્રાંસ અગર ઈંગ્લાંડમાં પૈસા રોકીને સારી આવક કરવાનો તેનો વિચાર છે. પણુ આ ધ્યાનમાં રાખજો કે મને મારા મિત્ર બુસોની ઉપર ઘણો વિશ્વાસ છે, તો પણુ મને જે વાત કહી છે, તે વાત જેવી ને તેવી આપને કહું છું. એટલે એનું જોખમ મારે માથે નહિ. ''

કાંઇ હરકત નહિ. આવો શ્રીમન્ત આસામી મારા તરફ મોકલી આપવા માટે આપનો આભાર માનું છું. અમારે ત્યાં એવા માણુસનું ખાતું હોય, એથી અમને પણુ લાભ છે. મારા કારકુનોને જ્યારે કેવલકેન્ટી કોણુ છે એ મેં સમજાવ્યું ત્યારે તેઓ પણુ તેને માટે ઘણા મગરૂર થયા. અમારે તો અભિમાન ધરાવવા જેવું થયું. વારૂ, પણુ બીજો એક પ્રશ્ન હું આપને પૂછું. આ તો માત્ર સ્હેજ પૂછું છું. આ લોકો પોતાના છોકરાને પરણાવે ત્યારે તો તેમને કાંઈ આપતા હશે ને ? ''

“ અરે એ તો બધું સંજોગો ઉપર આધાર રાખે છે. ઇટાલીઅન ( ટ્યુરકનીમાંના એક કુલીન ) રાજવંશીના સંબંધમાં મેં સાંભળ્યું છે કે જો તેના છોકરાઓ તેની મરજી પ્રમાણે લગ્ન કરે તો તેમને લાખોની મિલકત આપતો. પણ જો તેઓ તેની મરજી વિરૂદ્ધ લગ્ન કરે તો છોકરાને લગભગ કાંઇ પણ આપ્યા સિવાય ઘરમાંથી કહાડી મૂકતા. જો આન્ડ્રીઆ તેના પિતાની મરજી માફક લગ્ન કરશે, તો તો તેનો પિતા તેને પચાસેક લાખની મિલકત બક્ષીસ આપશે. વળી જે કુટુંબમાં તેના પિતાની સંમતિથી લગ્ન કરે તે કુટુંબને પણ તેનો પિતા સારી મદદ કરવાનો જ. પણ જો તેના પિતાની મરજી વિરૂદ્ધ વાત થઇ તો તો તે બુઢ્ઢો એક કોડી સરખી પણ પરખાવવાનો નહિ. પણ ઉલટી પોતાની ત્રીજોરીઓને સીલ કરવાનો અને આન્ડ્રીઆને બિચારાને અહિંના એક સાધારણ કુટુંબના માણસ માફક પૈસા માટે ફાંફાં મારીને છેવટ જુગાર રમીને દહાડા કાઢવાના.”

“ મને લાગે છે કે એ છોકરો પેરૂ કે બવેરીઆની કોઇ રાજ કન્યા જ શોધી કાઢવાનો. હું ધારૂં છું કે તેને પુષ્કળ દ્રવ્ય અને રાજવૈભવની ઇચ્છા હશે ! ”

“ ના ના. એવું કાંઇ ખાસ નથી. અરે, એ ઇટાલીઅન ઉમરાવો અને રાજવંશીઓ તો કેટલીક વખત સાધારણ કુટુંબો સાથે પણ લગ્ન-સંબંધ બાંધે છે. પણ આપ આ બધા પ્રશ્નો પૂછી રહ્યા છો તે શું કાંઇ ધાર્યું છે ? ”

“ ધારીએ તો એ કાંઇ ખોટનો સટ્ટો થાય એમ લાગતું નથી.” ડેંગ્લર્સે જવાબ આપ્યો. “ આપ જાણો છો જ કે અમે તો સટોરીઆ જ. ”

“ એટલે શું આપ આપની પુત્રીના સંબંધમાં વિચાર કરો

છો ? પણ આલ્બર્ટને અને આન્ડ્રીઆને તડાતડી ઉડશે ને ? આપ શું આન્ડ્રીઆનો ઘાટ ઘડાવવા માગો છો ? ”

“ આલ્બર્ટ ! ” ડેંગ્લર્સે ખભા ચઢાવતાં કહ્યું. “એ તો હું ભૂલી જ ગયો. પણ હું ધારૂં છું કે આલ્બર્ટ કાંઇ તેની દરકાર કરે તેમ નથી. ”

“ પણ આપની પુત્રીના વિવાહ આલ્બર્ટ સાથે જ નક્કી કર્યા છે ને ? ”

“ હા હા. મેં અને આલ્બર્ટના પિતાએ વાત કરીને નક્કી કર્યું છે. પણ મેડમ મોર્સર્ફ—”

“ એટલે એમાં કાંઇ વાંધો છે ? ”

“ ના ના. બીજો તો કાંઇ જ વાંધો નથી. અમારૂં કુટુંબ તેમના કરતાં જરા પણ ઉતરતું નથી. ”

“ અને આ મહિને તારખાતાએ જે ગંભીર ભૂલ કરી છે તેની ભૂલો ભવિષ્યમાં ફરીથી ન થાય તો આપની પુત્રીને આપના તરફથી ઘણો સારો વારસો મળશે. ”

“ હવે દ્રવ્યની વાત તો જાણે ઠીક. પણ જરા એક વાત મને જણાવશો ? ”

“ શું ? ” “ આપે મોર્સર્ફ અને તેમની પત્નીને મિજબાનીમાં કેમ બોલાવ્યાં નહોતાં ? ”

“ મેં તેમને આમંત્રણ તો મોકલાવ્યું હતું, પણ તેમણે બ્હારગામ જવાનું કાઢયું. મોર્સર્ફની સ્ત્રીની તબીઅત સારી રહેતી નહિ હોવાથી કોઇક ઠેકાણે સમુદ્ર કિનારે હવા ખાવાને જવાનાં હતાં. ”

“ હા હા. ” ડેંગ્લર્સે હસતાં હસતાં જવાબ આપ્યો. ” બરાબર તેથી તેને ઘણો ફાયદો લાગશે. ”

"એમ કેમ ?"

"કારણ કે નાનપણુમાં તે તેવી જ હવામાં ઉછરેલી છે."

એવી અસભ્ય ટીકા તરફ કાઉન્ટે કાંઇ ધ્યાન જ આપ્યું નહિ.

"પણુ આલ્બર્ટ આપની પુત્રી જેટલો શ્રીમન્ત નહિ હોય તો પણુ તેનામાં કુલીનતા છે ને ?"

"હા, તે તો છે. પણુ મારૂં કુટુંબ કાંઇ તેના કરતાં ઉતરે તેમ નથી."

"હા હા. એ વાત ખરી. આપનું નામ ઘણું જાણીતું થયું છે, અને આપને જે બેરનનો ઇલકાબ આપવામાં આવ્યો છે તેને આપ શોભાવો તેમ છે જ. પણુ લોકોની એક માન્યતા આપની જાણુ બ્હાર નહિ હોય કે પાંચસો વરસથી જાણીતું થએલું એક ખાનદાન કુટુંબ વીસ પચીસ વરસથી આગળ પડતા થએલા કુટુંબના કરતાં માનને પાત્ર વધારે ગણાય છે. આ માન્યતા એટલી સજ્જડ છે કે તે કદી જવાની જ નથી."

"અને એ જ કારણુને લીધે આલ્બર્ટ કરતાં આન્ડ્રીઆને હું વધારે પસંદ કરૂં છું."

"પણુ હું ધારૂં છું કે આલ્બર્ટનું કુટુંબ કાંઈ તુલનામાં જાય તેમ નથી !"

"શું મોર્સર્ફ ! જરા થોભો." ડેંગ્લર્સ બોલી ઉઠયો. "આપ તો જરા સમજુ માણુસ છો ને ?" "હું એમ ધારૂં છું ખરો."

"આપને ઉમરાવ કુટુંબોના ઇલકાબ વિગેરેની સમજ તો હશે જ." "થોડીક ખરી ! કાંઇક માહિતી ખરી !"

"ત્યારે આ મારો ઇલકાબ છે તે મોર્સર્ફના કરતાં ચઢીઆતો છે." "કેવી રીતે ?"

" કારણ કે જો કે હું બેરન જન્મ્યો નથી તો પણ મારૂં ખરૂં નામ જ ડેંગ્લર્સ છે. "

" વારૂ તેથી શું ? "

" એ જ કે તેનું નામ મોર્સર્ફ નથી. " " શું મોર્સર્ફ નથી ?"

" ના ના. જરા પણ નહિ. " " વારૂ આગળ ચાલવા દો જોઇએ." " મને બેરન બનાવવામાં આવ્યો છે એટલું હું તો ખરેખર એક બેરન જ છું. પણ મોર્સર્ફનું તો એવું છે કે તેણે તો કાઉન્ટનું પદ પોતાની જાતે જ ધારણ કરી લીધેલું છે. તેને કોઇએ કાઉન્ટનો ઇલ્કાબ આપેલો નથી. "

" ના ના. એમ હોય નહિ ! એ વાત તો આપ અશકય જ બોલો છો ! "

" કાઉન્ટ, હું આપને કહું તે જરા ધ્યાન દઇને સાંભળો. કાઉન્ટ મોર્સર્ફની સાથે આજે છેલ્લાં ત્રીસ વરસથી મારે મિત્રતા અગર ઓળખાણ છે. હું આવી પદ્વિ મેળવવાને ભાગ્યશાળી નિવડયો છું, તો પણ મારો જન્મ અને બચપણ હું હજી ભૂલી ગયો નથી. "

" એ તો અતિશય નમ્રતાની અગર અતિ ઘણા અભિમાનની સાબીતી છે. "

" વારૂ ત્યારે, હું જ્યારે એક સાધારણ કારકુન હતો ત્યારે મોર્સર્ફ એક મચ્છીમારનો ધંધો કરતો હતો. "

" ત્યારે તે વખતે તે કયા નામથી ઓળખાતો હતો ? "

" ફર્નાન્ડ. " " એકલા 'ફર્નાન્ડ' નામથી જ ?" " ફર્નાન્ડ મોન્ડીગો તેનું નામ હતું. " "આપને આ બાબતની પાકી ખાત્રી છે?"

" અરે મેં તેની પાસેથી એટલી બધી માછલીઓ ખરીદ કરી છે, કે તેનું નામ મારાથી કદી ભૂલી જવાય જ નહિ."

"ત્યારે આપ તેના પુત્રને આપની પુત્રી આપવાનો વિચાર શા કારણે કરો છો ?"

" કારણ કે ફર્નાન્ડ અને ડેંગ્લર્સ બન્ને કેટલીક બાબતમાં સરખા જ છે. બન્ને હલકામાં હલકી સ્થિતિમાંથી સારી સ્થિતિમાં આવ્યા છે, બન્ને શ્રીમન્ત થયા છે, અને બન્ને ઉમરાવ પદને પામ્યા છે. એટલે બન્ને લગભગ એક સરખા જ કહેવાય. તેના કરતાં હું કેટલેક દરજ્જે ચઢીઆતો છું, કારણ કે તેના સંબંધમાં કેટલીક બોલાય છે, તેવી વાત મારે માટે કદી પણ બોલાઇ નથી."

" એ શું વળી ?" અરે જવા દો ને હવે !"

" હા હા. હવે આ બધી વાતો જ્યારે આપે મને કહી ત્યારે મને બીજી કેટલીક વાતો યાદ આવે છે ખરી. ફર્નાન્ડ મોન્ડીગોના સંબંધમાં મેં કાંઇક સાંભળેલું છે ખરૂં. કયાં સાંભળ્યું હશે વારૂ ? હા હા. ગ્રીસમાં તેનું નામ સાંભળ્યું હતું ખરૂં ! હવે યાદ આવે છે."

" અલીપાશાના સંબંધમાંને ?"

" હા હા. બરાબર તે જ સંબંધમાં."

" એ જ મોટો ગુપ્ત ભેદ છે." ડેંગ્લર્સ બોલ્યો. " અરે ગમે તે રસ્તે એ ભેદ જાણવાની મને ઘણી આકાંક્ષા છે."

" અરે આપને જો એટલી બધી ઇચ્છા હોય તો એમાં કાંઇ ઘણી મુસ્કેલી નથી." " કેમ, કેવી રીતે ?"

" ગ્રીસમાં કદાચ આપના આડતીઆ તો હશે જ."

" હા હા. છે ખરા !"

" જેનીનામાં છે ?" " અરે દરેક જગાએ છે."

"વારૂ ત્યારે, જેનીનામાં આપનો જે આડતીઓ હોય તેને આપ લખીને પૂછાવો કે અલી પાશા—અલી ટીએલીનની પડતી અને વિનાશમાં ફર્નાન્ડ મોંડીગોએ શો અને કેવી રીતનો ભાગ ભજવ્યો હતો?"

"હા હા. આપની સલાહ મને બરાબર જણાય છે." ડેંગ્લર્સ ઉઠતાં ઉઠતાં બોલી ઉઠયો. "હું આજે જ લખીશ."

ડેંગ્લર્સ રજા લઇને ચાલ્યો. તે એટલો બધો ઉશ્કેરાઇ ગયો હતો કે ચાલવાને બદલે લગભગ દોટ મૂકીને પોતાની ગાડીમાં ચઢી બેઠો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

હવે મેડમ ડેંગ્લર્સની ખબરો લઇએ. બરાબર સાડાબાર વાગે મેડમ ડેંગ્લર્સ પોતાની ગાડી જોડાવીને ઘરમાંથી બ્હાર ગઇ હતી. તેણે આમતેમ કેટલાક રસ્તાઓ ઉપર થઇને ગાડી પસાર કરાવી. છેવટે એક જગાએ કાંઇ બ્હાનું કાઢીને ગાડી ઉભી રખાવી ગાડીવાનને ત્યાં જ પોતાના માટે થોભવાને કહ્યું, અને ગાડીમાંથી ઉતરી પડી. પછી પગે ચાલીને તે રસ્તાને વટાવી ગઇ. તેણે તદ્દન સાદો પોષાક ધારણ કર્યો હતો. એટલે પગે ચાલવાને જરા પણ વાંધો નહોતો. ઘણે દૂર સુધી આવી રીતે ચાલ્યા પછી તેણે પોતાના ખીસ્સામાંથી એક મુખ આચ્છાદન (બુરખો) કાઢયું, અને પોતાનું મ્હોં બરાબર સંભાળથી ઢાંકી દીધું. તે પછી ખીસ્સામાંથી એક નાનો સરખો આયનો કાઢીને બરાબર નિહાળી નિહાળીને જોયું, અને હવે પોતાનું મુખ કોઇ ઓળખી શકે તેમ નથી એમ પોતાની ખાત્રી કરી લીધી. તે સપાટાબંધ ચાલી, અને અમુક મકાન આગળ

આવતાં અટકી. વાઇલફોર્ટની ઓફીસના આગલા હોલમાં લોકોની ઠઠ જામેલી હતી પણ મેડમ ડેંગ્લર્સને તો પોતાનું નામ જણાવવાની પણ જરૂર પડી નહિ. તે આવી પહોંચી કે તુરત જ પટાવાલો તેની પાસે દોડી આવ્યો, અને મેજીસ્ટ્રેટ સાહેબ જેની રાહ જોતા હતા તે સ્ત્રી તે પોતે જ હતી કે કેમ એવો પ્રશ્ન કર્યો. તેણે હા પાડતાં તે તેને એક ખાનગી રસ્તે થઇને મેજીસ્ટ્રેટની પોતાની ઓફીસના ઓરડામાં લઇ ગયો. મેજીસ્ટ્રેટ કાંઇક લખવામાં મશગુલ થએલો હતો. બારણા તરફ તેની પૂંઠ હતી. તેણે બારણું ખુલતું સાંભળ્યું. સિપાઇએ તેને અંદર દાખલ થવાને કહ્યું. તે અંદર દાખલ થઇ એટલે બારણું બંધ થયું તે વખત સુધી મેજીસ્ટ્રેટ જરા પણ હાલ્યો ચાલ્યો નહિ. પણ સિપાઇ બારણું બંધ કરીને ગયો, અને તેનાં પગલાં સંભળાતાં બંધ થયાં, એટલે તે ઉઠયો. બારણાને સાંકળ લગાવી પડદા નાંખ્યા અને ઓરડામાં ચારે તરફ બારીક દૃષ્ટિ ફેરવી. ત્યાં આગળ કોઇ ભરાઇ રહેલું નથી એવી ખાત્રી કરી લીધા પછી તે બોલ્યો:—

" આપ બરાબર વખતસર આવી પહોંચ્યાં તેને માટે આપનો આભાર માનું છું. " આમ કહેતાં તેણે મેડમ ડેંગ્લર્સ માટે ખુરશી મૂકી. તે તો તુરત જ તે ખુરશી ઉપર પડી. કારણ કે તેનું હૃદય એટલા જોસથી ધડકવા લાગ્યું હતું કે તે ગુંગળાવા લાગી હતી.

" ઘણો લાંબો સમય થયો. " પોતાની ખુરશી ફેરવીને તેના સામે લાવી પોતાની બેઠક લેતાં મેજીસ્ટ્રેટ બોલ્યો. " આવી રીતે એકાન્તમાં તમારી સાથે વાતચીત કરવાનો પ્રસંગ મળ્યાને ઘણો લાંબો સમય થયો. મને ઘણી દિલગીરી થાય છે કે આટલે લાંબે સમયે આપણો મેળાપ થાય છે, છતાં પણ આપણે દુઃખદાયક સંયોગોમાં મળવાનું થાય છે. "

એમ છતાં પણ તમે જોશો કે તમારા બોલાવતાંની સાથે તુરત જ હું આવી છું. ખરૂં જોશો તો જે વિષય ઉપર તમે વાતચીત કરવા માગો છો તે વિષય આપના કરતાં મને વધારે દુઃખદાયક હોવો જોઇએ. આ ઓરડામાંથી અસંખ્ય અપરાધીઓ કંપતા અને શરમાતા પોતાનાં દુષ્કર્મોનો બદલો ભોગવવાને પસાર થયા હશે. આ ન્યાયાસન આગળ અત્યારે હું કંપતી અને શરમાતી બેઠી છું. જ્યારે આ ઓરડામાં હું દૃષ્ટિ ફેરવું છું અને આ ન્યાયાસન મારી નજરે પડે છે ત્યારે મેં કોઇ મોટો અપરાધ કર્યો નથી, અને તમે એક કઠોર હૃદયના ન્યાયાધીશ નથી, એવી મારી ખાત્રી રાખવાને મારે મારૂં સર્વ ભાન ઠેકાણે લાવવું પડે છે. "

વાઇલિફોર્ટે કપાળે હાથ લગાડયો અને નિઃશ્વાસ મૂકયો.

" અને મને, " તે બોલ્યો. " એમ લાગે છે કે મને આ ન્યાયાસન ઉપર બેસવાનો અધિકાર નથી, પણ મારે માટે તો અપરાધીના પાંજરામાં જ જગા છે. "

" તમને એમ લાગે છે ?" મેડમ ડેંગ્લર્સે પૂછ્યું.

" હા હા. મને એમ લાગે છે. " પેલા દુર્ભાગી ન્યાયાધીશે કબુલ કર્યું.

" હું ધારૂં છું મહેરબાન, કે આપ " કાગનો વાઘ " કરીને બોલો છો. " મેડમ ડેંગ્લર્સે જવાબ આપ્યો. તેની સુંદર આંખો તેજસ્વી બની ગઇ. " તમે જે બાબતને માટે હાલમાં બોલી રહ્યા છો તેવા અપરાધ તો આપના જેવા આવેશવાળા અને તુરંગી મનુષ્યો બધા જ પોતાની યુવાનીમાં કરે છે. વિષયના આસ્વાદમાં તે વખતે જેટલો આનંદ લાગે છે, તેટલો જ પાછળથી પશ્ચાત્તાપ પણ થાય છે, અને તેમ છતાં પણ ગમે તેમ હોય તો પણ તમારે

પુરૂષોને આ બધાથી ડરવા જેવું શું છે ? જગત્ પુરૂષના દોષોની ક્ષમા કરવાને હમેશાં તૈયાર જ હોય છે ! તમારા અપરાધો તરફ અખાડા થાય છે ! એટલું જ નહિ પણ એવી અપકીર્તિના ઢંઢેરાથી તો ઉલટી તમારી પ્રતિષ્ઠા–આબરૂ વધે છે ! ”

“ બાઇસાહેબ, ” વાઇલફોર્ટ બોલ્યો. “ આપ જાણો છો કે મને દંભ–ઢોંગ પસંદ નથી. ખાસ કારણ સિવાય કપટથી વર્તીને હું કદી કોઇને છેતરતો અગર ઠગતો નથી. મારી દૃષ્ટિ જો કરડી બની ગઇ હોય તો તેનું કારણ એટલું જ છે કે મારા ઉપર ઉપરાઉપરી ઘણી આફતો આવી પડી છે. મારૂં હૃદય જો કઠોર પાષાણવત્ થઇ ગયું હોય તો તેનું કારણ એ છે કે, તેના ઉપર જે ઘા પડયા છે, તે સહન કરવાની તેનામાં પુરતી શક્તિ આવે. યુવાવસ્થામાં મારી તેવી સ્થિતિ નહોતી. મારા લગ્નના દિવસે પણ મારી તેવી અવસ્થા નહોતી. પણ તે પછી મારૂં હૃદય બદલાયું છે અને મારી આસ-પાસના સંજોગો અને પરિસ્થિતિમાં ફેરફાર થઇ ગયો છે. હવે હું દુઃખ અને ઉપાધિઓથી ટેવાઇ ગયો છું. કિસ્મતની સાથે મારૂં યુદ્ધ ઘણા લાંબા સમયથી શરૂ થઇ ચુકયું છે અને હવે તો મારા કાર્યમાં જે કોઇ જાણ્યે અજાણ્યે વિક્ષેપ નાંખે, અગર મારો ધારેલો હેતુ પાર પાડવામાં આડે આવે, તેને કોઇ પણ પ્રકારે ખુંદી મારવાને હું જરા પણ અચકાતો નથી. એક સાધારણ નિયમ જ એવો છે કે જે ચીજ મેળવવાની આપણને ખાસ ઇચ્છા થાય છે, તે ચીજ આપણાથી દૂરની દૂર નાસે છે. આનું પરિણામ એવું આવે છે કે મનુષ્યને પોતાના દોષોમાં મહત્તા દેખાય છે, અને દુષ્ટ વાસનાઓ એ એક પ્રકારની ખાસ જરૂરીઆતો બને છે. તેથી માણુસ દુષ્ટ વાસનાથી વધારેને વધારે લલચાય છે, અને દોષ કરે છે. એક વખત આવેશમાં,

બેભાનને લીધે અગર ભયને લીધે આપણે ભૂલ કરીએ છીએ; અને આપણે હાથે દોષ થઇ ગયા પછી આપણને એમ લાગે છે કે તે દોષથી આપણે કદાચ દૂર રહી શક્યા હોત, અગર તે સંજોગો ટાળી શક્યા હોત. તેમાંથી બચવાના જે જે ઉપાયો અને રસ્તાઓ આપણને આવેશને લીધે–ભાન ભૂલી જવાને લીધે–તે વખતે સુઝતા નથી, તે પાછળથી આપણી દૃષ્ટિ આગળ ખડા થાય છે; અને તે વખતે તે ઉપાયો બધા ઘણા સાદા અને સ્હેલા લાગે છે. આપણા હૃદયમાં એવો પ્રશ્ન ઉભો થાય છે કે મેં તેવું કૃત્ય કર્યું, તેને બદલે આવો ઉપાય કેમ ન લીધો ? સ્ત્રીઓમાં આથી ઉલટું છે. પશ્ચાત્તાપની યાતના તેઓને ભાગ્યે જ ભોગવવી પડે છે. કારણ કે નિશ્ચયના હેતુરૂપ તમે બનતાં જ નથી; એટલે તમારી વિપત્તિઓ તો પુરૂષ જ તમારી ઉપર નાંખે છે, અને તમારા દોષો સૌ બીજાના–પુરૂષના અપરાધ–ગુન્હાનું પરિણામ બને છે. ”

“ ગમે તેમ હોય તોપણ સાહેબ. તમે એટલું તો કબુલ કરશો જ ” મેડમ ડેંગ્લર્સે જવાબ આપ્યો. “ કે કદાચ મારો એકલીનો જ વાંક હશે, તોપણ તેને માટે ગઇ કાલે રાતના મને ઘણી સખત શિક્ષા થએલી છે. ”

“ અરેરેરે, ” તેનો હાથ પોતાના હાથમાં લઇ દબાવતાં વાઇલફોર્ટ બોલ્યો. “ ગઇ કાલનો પ્રસંગ તારે માટે તો ઘણો ભયંકર હતો. બે વખત તો તું મૂર્છિત થઇ ગઇ છતાં—”

“ કેમ વળી શું છે ? ”

“ મારે તને કહેવું તો જોઇએ જ. હિંમત રાખીને સાંભળ. કારણ હજી તો ઘણી વાત બાકી છે. ”

" હવે વળી શું બાકી રહેલું છે પાછું ? " મેડમ ડેંગ્લર્સે ગભરાતાં પૂછ્યું.

" તું તો ભૂતકાલની જ વાત યાદ લાવ્યા કરે છે, અને તેના વિષે જ વિચાર કર્યા કરે છે; પણ ભાવી વળી તેના કરતાં પણ વધારે દુઃખદાયક અને ભયંકર છે ! "

વાઇલફોર્ટ સાધારણ રીતે કેવો શાંત પ્રકૃતિનો મનુષ્ય હતો એ મેડમ ડેંગ્લર્સ જાણતી હતી. છતાં તેને હાલમાં જ્યારે ગભરાએલો જોયો, ત્યારે તો તે પોતે પણ એટલી બધી ગભરાઇ ગઇ કે તેણે એક ચીસ પાડવાને માટે મ્હોં ઉઘાડયું પણ તેનો અવાજ ગળામાં જ ગુંગળાઇ ગયો.

" એ ભૂતકાલની ભયાનક બાબતોનું આપણને સ્મરણ થવાનો પ્રસંગ શી રીતે ઉભો થયો ? " વાઇલફોર્ટે આગળ ચલાવ્યું. " આપણાં હૃદયના ગુપ્ત ભાગમાંથી અને કબરના ઉંડાણમાંથી ભૂતકાલના બનાવો શી રીતે બ્હાર નિકળી આવ્યા ? અને પિશાચની માફક આપણો કેડો કેમ લેવા માંડયો ? "

" આપણું કિસ્મત ! " હરમાઇને જવાબ આપ્યો.

" કિસ્મત્ ! " વાઇલફોર્ટ બોલ્યો. " ના ના, બાઇસાહેબ, કિસ્મત્ જેવી કોઇ બાબતનું અસ્તિત્વ જ નથી. "

" હા હા. છે ! છે ! નથી કેમ ? આ બધું શું આપણા એક દુર્ભાગ્યને લીધે બન્યું નથી ? " કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોએ તે મકાન ખરીદ્યું તે એક અકસ્માત નહિ તો બીજું શું ? તેણે તે મકાનના બાગમાંની જમીન ખોદાવી તે પણ શું અચાનક જ નથી બન્યું ? અને ઝાડ તળેથી ખોદતાં ખોદતાં પેલા કમનસીબ બાલકની લાસ મળી આવી એ મારૂં દુર્ભાગ્ય નહિ તો બીજું શું ? તે બિચારૂં

નિર્દોષ બાલક કે જેને ચુંબન કરવાનું પણ કદી મારા ભાગ્યમાં લખાએલું નહોતું, જેને માટે રિવસોના દિવસો સુધી મેં અશ્રુપાત કર્યો છે,–પુષ્પના છોડ તળેથી તેની લાસ મળી આવ્યાનું જ્યારે મેં સાંભળ્યું, ત્યારે મારૂં હૈયું મારા કબજામાં રહ્યું નહિ. "

" ના ના. હું જે દુઃખદાયક ભયંકર ખબરો તને આપવા માગું છું તે વળી જુદી જ છે. " વાઇલફોર્ટે ખોખરા અવાજે કહ્યું. " ના ના. જમીનમાંથી કાંઇ મળી આવ્યું નથી. લાસ મળી આવ્યાની વાત જ ખોટી છે. ના ના. તારા રોવાથી અગર બૂમો પાડવાથી કાંઇ અર્થ સરે તેમ નથી ! તારા નસીબમાં તો ભયથી કંપતા રહેવાનું જ લખાએલું છે !"

" એટલે શું ? " મેડમ ડેંગ્લર્સે હાય નાખતાં પૂછ્યું.

" મારૂં કહેવું એવું છે કે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને જમીન ખોદતાં અંદરથી લાસ અગર પેટી મળી આવ્યાની વાત તેણે તદ્દન જોડી કહાડેલી છે. કારણ કે તે બેમાંથી એક પણ ચીજ ત્યાં હતી જ નહિ, તો પછી તે શોધી કયાંથી કાઢનાર હતો ?"

" ત્યાં હતી જ નહિ ?" મેડમ ડેંગ્લર્સે ડોળા ફાડીને જોઇ રહેતાં પૂછ્યું.

" ના ના. એક વખત નહિ પણ સો વખત ના. "

" ત્યારે તો તે બાલકને ત્યાં તમે દાટયું હશે જ નહિ એમ લાગે છે. તમે મને શા માટે ઠગી ? તમે તે બાલકને કયાં મૂકી આવ્યા હતા ? કયાં મૂકી આવ્યા હતા તે મને જણાવો. "

" જરા શાંત થા, અને મારૂં કહેવું સાંભળ. અત્યારે જે શોક-જનક વાર્તા હું તને કહું છું તે વીસ વરસ સુધી મેં મારા હૃદયના

ગુપ્ત ખોળામાં છૂપાવી રાખી હતી. અત્યાર સુધી તને પણ તે વાત મેં જણાવી નહોતી."

"અરે, ભયથી મારૂં હૃદય કંપી ઉઠે છે! પણ કહો, કહો, હું સાંભળવાને તૈયાર છું."

"તે દિવસે કાઉન્ટવાળા મકાનના લાલ પડદાવાળા દિવાનખાનામાં પલંગ ઉપર તું મૃત્યુ અને જીવનની વચ્ચે ઝોલાં ખાતી પડેલી હતી, અને હું પણ તારા જેટલી જ ગભરાએલી સ્થિતિમાં તારા બાલકના જન્મવાની આતુરતાથી રાહ જોતો જોડેના ઓરડામાં બેઠો હતો. આખરે બાલકનો જન્મ થયો. જરા પણ અવાજ સિવાય ગુપચુપ તે બાલક લાવીને મને આપવામાં આવ્યું. મેં એવું ધાર્યું કે બાલક જન્મતાં જ મરણ પામ્યું છે."

મેડમ ડેંગ્લર્સ એકાએક ખુરશી પરથી ઉઠવા જતી હતી. વાઇલફોર્ટે શાંતિથી બધી વાત સાંભળવા વિનંતિ કરી.

"મેં તેને મરી ગએલું ધાર્યું." તે બોલ્યો. "મેં તેને એક પેટીમાં મૂક્યું. પછી હું પેલા જીનેથી ઉતરીને બાગમાં ગયો. ત્યાં એક જગા પસંદ કરીને મેં ખાડો ખોદ્યો, અને તેમાં પેલી પેટી ફેંકી તેના ઉપર માટી નાંખતો હતો, એટલામાં તો એક કોરસીકન મારા તરફ હાથ ઉગામીને ઉભેલો મેં જોયો. મેં તેનો છાંયો દીઠો. એટલામાં તો ચંદ્રના અજવાળામાં વિજળીના ચમકારા જેવો પ્રકાશ થયો. મને ઘા વાગ્યો, તેનું દુઃખ થવા લાગ્યું, મેં ચીસ પાડવાનો પ્રયત્ન કર્યો, પણ ગળાની બ્હાર અવાજ નિકળી જ શક્યો નહિ. મારી નસો બધી ઠંડી પડી જતી લાગી. હું બેભાન બની ગયો. થોડી વાર પછી શુદ્ધિમાં આવતાં હું ઘસડાતો ઘસડાતો જીના આગળ આવી પહોંચ્યો. તે વખતે તું પોતે મરવાની અણી ઉપર જ હતી, છતાં મારી મદદે

તું દોડી આવી. તે વખતની તારી અજબ હિંમત અને તારું અથાગ ધૈર્ય મારાથી કદી પણ ભૂલી શકાય તેમ નથી. તે ભયંકર આફતના સંબંધમાં આપણે કેવળ ચુપકીદી જ પકડી જવાની જરૂર પડી. એટલામાં તારી દાસી દોડી આવી. તું હિંમત રાખીને તેની સાથે ઘરમાં ગઈ. મને જે ઘા થયો હતો, તે એક પૂર્વ વિરોધીની સાથે દ્વંદ્વ યુદ્ધમાં થયો હતો, એમ મેં જણાવ્યું. આપણને તો આશા નહોતી પણ આપણો ભેદ બીજા કોઇના જાણવામાં આવ્યો નહિ, અને તે પછી મને દવાખાનામાં લઇ જઈને નાંખ્યો. ત્રણ માસ સુધી મૃત્યુની સાથે મેં બાથોડીઆં માર્યાં. છેવટે હું બચ્યો તો ખરો. મને સારો થતાં છ માસ લાગ્યા. તે દરમ્યાન મારા આગળ કોઇ તારા નામનો ઉચ્ચાર સુદ્ધાં કરતું નહિ. તારા વિષે પૂછપરછ કરવાની મારી જરા પણ હિંમત ચાલી નહિ. માંદગીમાથી ઉઠીને હું હવા ફેર માટે ગયો. ત્યાંથી જ્યારે હું પેરીસ પાછો આવ્યો ત્યારે જ મારા જાણવામાં આવ્યું કે તારા પ્રથમના પતિ મોં. નારગોનના મરણનો શોક ત્યજીને તેં મોં. ડેંગ્લર્સ સાથે બીજી વારનું લગ્ન કર્યું હતું.

" શુદ્ધિમાં આવ્યો ત્યારથી મને કયી બાબતના વિચારો આવ્યા કરતા હતા ? હમેશાં એક જ વિચાર–હમેશાં તે બાલકની લાસનાં જ સ્વપ્ન મને આવતાં. જમીનમાંથી તે લાસ ઉપર નિકળી આવી કબરના ઉપર બેસતી અને મારા સામે ભયાનક રીતે ડોળા કાઢીને જોતી. પેરીસ આવ્યા પછી તુરત જ મેં તપાસ કર્યો. આપણે પેલા મકાનમાંથી નિકળ્યા પછી તે મકાન ફરીને મારા પાછા ફરતાં સુધી ભાડે આપવામાં આવ્યું નહોતું. પણ મેં જે વખતે પેરીસ આવીને તજવીજ કરી તે જ વખતે નવ વરસના પટે ભાડે આપ્યું હતું. મેં ભાડુતને શોધી કાઢયો અને મારી પ્રથમની (મૃત) પત્નીનાં માતા

પિતાનું મકાન અજાણ્યા માણુસના કબજામાં જાય તે વાતની મેં નાપસંદગી બતાવી. મેં ભાડુતને પોતાનો પટો છોડી દેવાને વિનંતી કરી. તેણે છ હજાર ફ્રાંક માગ્યા. તે બિચારો અજાણમાં માગતાં જ ભૂલ્યો. અરે મેં તો એને છ હજાર શું પણ દસ-પંદર-વીસ હજાર જે રકમ તેણે માગી હોત તે આપી હોત ! પૈસા મારી પાસે હાજર હતા. તુરત જ મેં તે પટો રદ કરાવ્યો. આ કાર્ય પુરૂં થતાં જ હું તુરત તે મકાનમાં ગયો. હજી સુધી તે મકાનમાં કોઇએ પણ પ્રવેશ કરેલો નહોતો. સાંજના પાંચ વાગ્યા હતા. હું પેલા દિવાનખાનામાં દાખલ થયો, અને રાત પડવાની રાહ જોવા લાગ્યો. ત્યાં તો પેલા ભયંકર વિચારો અને દ્દશ્યોએ બમણા જોરથી મારા મગજને ભ્રમિત કરવા માંડયું. પેલો કોરસીકન મારી દૃષ્ટિ આગળ ખડો થયો. તેણે મારા ઉપર વૈર લેવાની પ્રતિજ્ઞા કરી હતી. નાઇસથી તે મારી પાછળ પાછળ પેરીસ સુધી આવ્યો હતો. તે દિવસ રાતના તે મકાનના બાગમાં લાગ જોઇને ભરાઇ રહ્યો હતો. બાગમાં ખાડો ખોદતાં અને તેમાં પેલા બાલકને દાટતાં તેણે મને જોયો હતો, અને છેવટે મને તેણે જ ઘા કર્યો હતો. તેણે કદાચ તને જોઇ અને ઓળખી હોય, અગર તપાસ કરીને તારો પત્તો લગાડે. એ માણસ કોઇક દિવસ તે બાલક વિષેનો ભેદ છૂપો રાખવા માટે તને સતાવી તારી પાસે પૈસા કઢાવવાનું અગર બીજું ગમે તે દુષ્ટ પ્રકારનું દબાણ કરે. જ્યારે તેને એમ માલુમ પડી આવે કે તેની કટારના ઘાથી મારૂં મરણ નિપજ્યું નથી, ત્યારે શું વૈર લેવાની એક ઘણી કિમતી તક તેને આથી મળે તેમ નહોતી ? તેથી ભૂતકાલના બનાવને લગતા તમામ પુરાવા અને સાબીતીઓનો જેમ બને તેમ જલદી સદંતર વિનાશ ગમે તેવા જોખમે પણ કરવાની પ્રથમ આવશ્યકતા હતી.

દરેકે દરેક મહત્વની સાબીતી ઉડાવી દેવી. તેમ થાય નહિ ત્યાં સુધી મારા મગજને શાંતિ મળે તેમ નહોતું. આ કારણને લીધે જ મેં મકાનના ભાડાનો કરાર રદ કર્યો હતો. મારે તે મકાનમાં જવાનું કારણ પણ તે જ હતું, અને તે જ હેતુથી હું ત્યાં રાહ જોતો બેઠો હતો. રાત પડી. મેં તદ્દન અંધકાર થવા દીધો.

" સાંભળ, હરમાઇન ! મને મારી બહાદુરીનો ઘણો ફાંકો હતો. પણ જ્યારે મારા ડગલાના ખીસ્સામાંથી પેલા જીનાના બારણાની કુંચી મેં કાઢી—જે કુંચી આપણને બન્ને જણને એટલી બધી વહાલી લાગતી હતી—જે કુંચીને સોનાની કડીમાં રાખવાની તારી ઇચ્છા હતી—તે કુંચીથી જ્યારે મેં બારણું ખોલ્યું, અને જ્યારે ચંદ્રનો ફીક્કો પ્રકાશ પેલા ગુપ્ત જીના ઉપર પડવા લાગ્યો, ત્યારે મારી દૃષ્ટિ આગળ કોઇ ભયંકર પિશાચ ખડું થઇ રહ્યું હોય, એવો મને ભાસ થયો. થોડી વાર તો ભીંત સાથે સજડ જ થઇ ગયો અને મારાથી એક ચીસ પડાઇ ગઇ. મારૂં મગજ ચસકી જતું મને લાગ્યું. છેવટે મહા પ્રયત્ને મારો જીવ ઠેકાણે લાવ્યો. ધીરે ધીરે હું જીનેથી ઉતર્યો. પણ મારા પગ તો થરથર ધ્રુજતા હતા. જીનાના કઠેરાને મેં મજબુત પકડી રાખ્યો ન હોત તો હું જરૂર ઉંધે માથે નીચે જવાનો હતો. છેવટે નીચેનું બારણું મેં ખોલ્યું. જીના આગળ એક પાવડો પડેલો જ હતો. તે લઇને હું બાગમાં દાખલ થયો. એક કાળું ફાનસ હું સાથે લેતો આવ્યો હતો તે મેં સળગાવ્યું અને આગળ ચાલ્યો. નવેંબર મહિનાની આખર હતી. ઝાડ પાલો બધો સુકાઇ ગયો હતો. ખરી પડેલાં પાંદડાં મારા પગ નીચે ખખડતાં હતાં. આવા સંજોગોમાં એકાન્તને લીધે મારો ભય એટલો બધો વધી ગયો કે આખરે મારા રક્ષણ માટે ખીસ્સામાંથી પિસ્તોલ કાઢીને

ભરીને મેં તૈયાર રાખી. જ્યાં જોઉં ત્યાં ઝાડની પાછળ—ઓથે પેલો કોરસીકન ભરાઇ રહેલો હોય, એવો મને ભાસ થવા લાગ્યો. પેલા છૂપા ફાનસથી મેં બધા બાગના ખૂણાખોચરા તપાસ્યા. ત્યાં કોઇજ હતું નહિ. ચારે તરફ દૃષ્ટિ ફેરવી તો હું ત્યાં એકલોજ હતો. રાત્રીના અંધકાર અને શાંતતામાં વારંવાર માત્ર ઘુવડની ચીસથી જ વિક્ષેપ પડતો. એ ચીસથી જાણે કે રાત્રીનાં પિશાચો જાગ્રત થતાં લાગતાં હતાં. એક વરસ પહેલાં જે જગાએ મેં પેલા બાલકની લાસને દાટવાને માટે ખાડો ખોદ્યો હતો, તે જગા ઘણી જ કાળજીપૂર્વક મેં શોધી કાઢી, અને ઝાડની એક ડાળીએ પેલું ફાનસ લટકાવ્યું. ઉનાળામાં ત્યાં ઘણું જ ઘાસ ઉગેલું હતું. તેને કોઇએ હજી કાપેલું નહોતું. પણ એક જગાએ જરા આછું ઘાસ હતું તે તરફ મારૂં ધ્યાન ખેંચાયું. તે જગાએ જ મેં ખાડો ખોદ્યો હતો. પછી હું કામે લાગ્યો. જે સમયને માટે હું એક વરસ થયાં આતુરતાથી ધડકતા હૃદયે રાહ જોતો હતો, તે સમય આવી લાગ્યો હતો. શું મેં કામ કર્યું છે! અને કેવી આશાથી! ચારે બાજુએ મેં અવાજ કરી જોયો, પણ મને કાંઇ નક્કર વસ્તુ જણાઇ જ નહિ. મેં પહેલાં જે ખાડો કર્યો હતો તેનાથી પણ બમણો મોટો ખાડો ખોદી જોયો. પણ મારી મહેનત નિષ્ફલ નિવડી. મને લાગ્યું કે મારી ભૂલ થતી હશે. પાછો હું અટક્યો, ચારે તરફ નજર કરી, ઝાડોને તપાસી જોયાં, અને બધી નિશાનીઓ તપાસી જોઈ. હું ખાડો પુરતો હતો તે જ વખતે મારા ઉપર ઘા પડ્યો હતો. તે વખતે એક ઝાડનો મેં ટેકો લીધો હતો. પાસે એક પથ્થરની બેઠક હતી. ઝાડનો ટેકો છૂટી જતાં મારો હાથ તે પથ્થર સાથે અફળાયો હતો, એ સર્વ વાતનું મને સ્મરણ થયું. જમણો હાથ તરફ તે ઝાડ મેં દીઠું. પાછળ પેલી પથ્થરની બેઠક પણ મેં જોઇ. હું તે દિવસે

જેવી રીતે ઉભો હતો, તેવી જ રીતે ઉભો રહ્યો, અને તે વખતે ઘા વાગતાં જેવી સ્થિતિમાં હું નીચે પડયો હતો, તે જ રીતે નીચે પડયો. મને ખાત્રી થઇ કે જગા તો તે જ હતી. હું ફરીથી પાછો ઉઠયો, અને વધારે ને વધારે પહોળો અને ઉંડો ખાડો ખોદવા લાગ્યો. પણ મારી મહેનત નકામી ગઇ. પેલી પેટી ત્યાં હતી જ નહિ."

"શું પેટી ત્યાં નહોતી?" મેડમ ડેંગ્લર્સનું કાળજું ધડકવા લાગ્યું.

"એટલેથી જ હું અટકયો નહિ." વાઇલફોર્ટે આગળ ચલાવ્યું. "ના ના. મેં તો આખા બાગમાં શોધ કરી જોઇ. મેં ધાર્યું કે પેલા ખૂનીએ તે પેટીમાં દ્રવ્ય હશે એમ ધારીને તે પેટી જમીનમાંથી કાઢી લીધી હશે! પણ કાંઇ જ પત્તો મને લાગ્યો નહિ. આખરે મને એવો વિચાર આવ્યો કે વખતે બીજો ખાડો ખોદીને બીજી જગાએ તે પેટી કદાચ દાટી દીધી હશે! પણ કાંઇ જ પત્તો મને લાગ્યો નહિ. આખરે મને એવો વિચાર આવ્યો કે વખતે બીજો ખાડો ખોદીને દાટવાને બદલે તેણે બાગમાં જ આસપાસ કોઇ જગાએ તે ફેંકી દીધી હશે! એમ હોય તો આખા બાગમાં બારિક તપાસ કરવી જોઇએ, અને દિવસના અજવાળા સિવાય તે બનવું મુશ્કેલ હતું. હું પાછો પેલા ઓરડામાં આવીને બેઠો."

"અરે પ્રભુ!"

"પ્રાતઃકાલ થયો કે પાછો હું નીચે ગયો. અંધકારમાં કદાચ મારી ભૂલ થઇ હોય એમ ધારીને મેં બરાબર ધારી ધારીને જોવા માંડ્યું. રાત્રે મેં વીસ ફુટ ચોરસ ખાડો ખોદ્યો હતો! બે ફુટ ઉંડો ખોદી જોયો હતો! રાત્રે એક કલાકમાં મેં આટલી બધી

જમીન ખોદી હતી. એક મજુર આખા દિવસમાં પણ તેટલું ખોદાણુ કરે નહિ ! પણ કાંઇ જ જડયું નહિ. પછી ચારે બાજુએ બારિક રીતે તપાસ કરતાં પણ કાંઇ હાથ લાગ્યું નહિ. આખરે શ્રમથી થાકીને ધડકતા હૃદયે હું પાછો ફર્યો.

" અરે ! એવા સંજોગોમાં તો ગમે તેવો મનુષ્ય પણ ગાંડો બની જાય ! " મેડમ ડેંગ્લર્સ બોલી.

" તે વખતે તો મને પણ એમ લાગ્યું કે મારૂં મગજ ખસી જશે, પણ મારા નસીબમાં તેવું સુખ કયાંથી હોય ? " વાઇલફોર્ટ બોલ્યો. " પછી શુદ્ધિ ઠેકાણે લાવીને મેં વિચાર કર્યો કે તે માણસ એ લાસને શા માટે ઉપાડી ગયો હશે ? "

" પણ હમણાં જ તમે કહ્યુંને " મેડમ ડેંગ્લર્સે વચમાં જ કહ્યું " કે તેની સાબીતી તરીકે ઉપયોગ કરવાનો તેનો ઇરાદો છે. "

" ના ના. તેમ થઇ શકે તેમ નથી. લાસ કાંઇ વરસ સુધી એમને એમ રહી શકે નહિ. જો તેનો ઉપયોગ કરવો જ હોય તો તેને તુરત જ મેજીસ્ટ્રેટના આગળ લઇ જવી જોઇએ. મેજીસ્ટ્રેટે તુરત સાક્ષી પુરવા લેવા જાઇએ. એવું કાંઈ અત્યાર સુધીમાં બન્યું જ નથી. "

" ત્યારે બીજું શું કારણ હશે ? " હરમાઇને ધ્રુજતા અવાજે પૂછ્યું.

અરે તેના કરતાં કાંઇ વધારે ચિન્તાજનક, વધારે ભયંકર ભાવી આપણા નસીબમાં લખાએલું હશે ! કદાચ તે બાલક જીવતું હોય ! અને પેલા ખૂનીએ તેને બચાવ્યું હોય ! " મેડમ ડેંગ્લર્સની હિંમતની હવે હદ આવી રહી. તેણે એક ધીમી પણ કારમી ચીસ પાડી. પછી વાઇલફોર્ટનો હાથ ઝાલીને તે બોલી. " મારૂં બાલક

જીવતું ! ત્યારે શું તમે મારા બાલકને જીવતું જ દાટી દીધું હતું ! મારૂં બાલક ખરેખર મરણ પામ્યું છે કે નહિ તેની ખાત્રી કર્યા સિવાય જ તમે તેને દાટી દીધું ! અરે—"

મેડમ ડેંગ્લર્સ એકાએક આવેશમાં આવીને ઉભી થઇ ગઇ.

" મને તેની કશી ખાત્રી નથી. આ તો હું એક માત્ર અનુમાન જ કરૂં છું. " વાઇલફોર્ટ બોલ્યો. તે એટલો બધો ગળગળો થઇ ગયો કે જાણે તેની મગજશક્તિ બધી જતી રહી હોય, અને તે ગાંડો થઇ ગયો હોય !

" અરે મારૂં બાલક ! મારૂં બાલક ! " બેરોનેસે રૂદન કરવા માંડયું.

" હવે તું બરાબર સમજી શકીશ, " વાઇલફોર્ટ ઉભો થઇ બેરોનેસના ખભા ઉપર હાથ મૂકતાં ધીમા અવાજે બોલ્યો. " કે જો મારૂં અનુમાન ખરૂં ઠરે તો આપણું તો આવી જ બન્યું સમજવું ! આ બાલક જીવતું છે, અને તે વાત કોઇકના જાણવામાં છે. એટલે આપણો ભેદ આપણા ઉપરાંત બીજા કોઇકના જાણવામાં આવી ગયો છે; અને મોન્ટેક્રિસ્ટો બાગમાંથી એક બાલકની લાસ મળી આવ્યાની વાત કરે છે, અને તે વાત પણ જાણીબુજીને આપણી હાજરીમા જ કાઢે છે. વળી તે બાલકનો પત્તો નથી: એટલે એ ઉપરથી મને ચોક્કસ ખ ત્રી થાય છે કે આપણો ગુપ્ત ભેદ તેના જાણવામાં સારી રીતે આવેલો છે જ ! "

" પરમાત્મા ન્યાયી છે ! તે બદલો આપ્યા સિવાય રહેતો જ નથી ! " મેડમ ડેંગ્લર્સ બબડી.

વાઇલફોર્ટે જવાબમાં મોટેથી નિઃશ્વાસ મૂકયો.

વારૂ પણ તે બાલક ? પેલા બાલકનું શું ?" ગભરાએલી માતાએ પ્રશ્ન કર્યો.

" મેં તેનો શોધ કરવાને માટે કેટકેટલી મહેનત લીધી છે !" વાઇલફોર્ટે હાથ ઘસતાં જવાબ આપ્યો. " લાંબી રાત્રીના સમયે નિદ્રા ન આવવાથી પથારીમાં પડયા પડયા હું તેનું જ સ્મરણ કર્યા કરતો ! હજારો મનુષ્યો પાસેથી હજારો જાતની ગુપ્ત બાતમીઓ મેળવવા જેટલી લાખ્ખોની દોલત મારી પાસે હોત તો કેવું સારૂં, કે હું તે બધાની પાસેથી બાતમીઓ મેળવી લેત; અને લાલચના માર્યા તે લોકો મને જે ગુપ્ત વાર્તાઓ જણાવત, તેમાંથી એકાદમાં આપણો ભેદ મારા જાણવામાં આવી જાત. હું રોજ બાગમાં જતો, અને રાત્રીના સમયે પાવડાથી રોજ જુદી જુદી જગાની જમીન ખોદી જોતો ! આમ કેટલીએ વખત કર્યું હશે ! એક દિવસ મેં મનમાં વિચાર કરી જોયો કે પેલા કોરસીકન ખૂનીએ તે બાલકનું શું કર્યું હશે ? તેના જેવા કાયદાની ચુંગલમાંથી નાસભાગ કરનારા બદમાસને તે બાલકને પોતાની સાથે રાખીને ફરવાનું તો ફાવે જ નહિ. કદાચ તે બાલક જીવતું છે, એમ સમજીને તેણે નદીમાં ફેંક્યું હોય !"

" અશક્ય !" મેડમ ડેંગ્લર્સ બોલી. " એક માણસ બીજા ઉપરના વૈરને લીધે તે બીજાનું ખૂન કરે એ તો સંભવિત વાત છે; પણ એક નિર્દોષ બાલકને કાંઇ પણ પ્રયોજન સિવાય જાણીજોઈને જીવતું નદીમાં ફેંકી દે એ વાત તો બનવાજોગ નથી !"

" કદાચ" વાઇલફોર્ટ બોલ્યો. " તે તેને કોઈ અનાથ બાલકાશ્રમમાં મૂકી આવ્યો હોય !"

" હા, હા, હા. મારૂં બાલક ત્યાં જ તે મૂકી આવ્યો હોવો જોઇએ !"

" હું તુરત જ અનાથ બાલકાશ્રમમાં દોડી ગયો તો ત્યાં મને ખબર મળી કે તે જ દિવસે—તા. ૨૦ મી સપ્ટેમ્બરની રાત્રે એક બાલક ત્યાં દાખલ કરવામાં આવ્યું હતું. તે એક અડધા રૂમાલમાં લપેટેલું હતું, અને તે રૂમાલના બે કડકા જાણી બુજીને કરવામાં આવ્યા હતા. જે કડકામાં તે બાલકને લપેટવામાં આવ્યું હતું, તેના ઉપર નામનો પ્રથમ અક્ષર "એચ" કાયમ હતો અને બૅરોનેટનો તાજ હતો. "

" હા હા. બરાબર. મારાં તમામ કપડાં રૂમાલ વિગેરે ઉપર મારૂં નામ લખેલું હોય છે જ. વળી મારા પ્રથમ પતિ બેરોનેટ હતા એટલે તેનો તાજ પણ કપડાં ઉપર હતો. મારૂં નામ હર- માઇન બતાવવાને "એચ" અક્ષર કાઢેલો હતો. પરમાત્માની મોટી દયા કે મારૂં બાલક જીવતું હતું ! વારૂ તે હાલ ક્યાં છે ?"

વાઇલફોર્ટે ખભા ચઢાવ્યા.

" મને શી ખબર ?" તેણે કહ્યું. " મને જો તે ખબર હોત, તો આ રીતે એક નાટકકાર અગર નવલકથાકારની માફક આ બધું વર્ણન તારા આગળ હું શા માટે કરત ? ના ના. મને તેની કાંઇ જ માહિતી નથી. ૭ માસ પછી પાછી એક દિવસે એક સ્ત્રી તે આશ્રમમાં ગઇ અને પેલા રૂમાલનું બીજું અડધીઉં બતાવીને તે બાલક પોતાનો હોવા બાબતનો દાવો કર્યો. તેણે જરૂરની તમામ હ- કીકત કહીને આશ્રમના સત્તાવાળાઓની ખાત્રી કરી આપી, એટલે તે બાલક તેને સોંપવામાં આવ્યું. "

" પણ તમારે તે સ્ત્રીની તપાસ કરવી જોઇતી હતી. તમારે ગમે તેમ કરીને પણ તેનો પત્તો લગાડવો જોઇતો હતો. "

" અને શું હું હાથ જોડીને બેસી રહ્યો હોઇશ ? મેં એક

બનાવટી કેસ ઉભો કર્યો, અને મેજીસ્ટ્રેટ તરીકે તે બાલક અને પેલી સ્ત્રીનો પત્તો લગાડવાને પોલીસને હુકમ કર્યો, અને ઘણા ગંભીર ગુન્હાનું બ્હાનું બતાવ્યું. ઘણા હુશીઆર અને ચાલાક ડીટેક્ટીવોએ મારી આજ્ઞા ઉપાડી લીધી. અને અથાગ શ્રમ કરીને આખરે તે સ્ત્રી છેલ્લી ચેલોન્સ શહેરમાં હતી એવો પત્તો લગાડયો; પણ પછી ત્યાંથી તે ગુમ થઇ ગઇ."

" એટલે તેમને તેનો પત્તો લાગ્યો જ નહિ ? " " ના ના. પછી તેનો પત્તો બીલકુલ લાગતો જ નથી. "

જેમ જેમ આ વાર્તાનું વર્ણન થતું ગયું તેમ તેમ મેડમ ડેંગ્લર્સ ઘડીમાં નિઃશ્વાસ મૂકતી, ઘડીમાં આંસુ ઢાળતી, તો ઘડીમાં તેના મુખમાંથી એક ધીમી ચીસ નિકળી જતી.

" બસ ! પછી તમે આગળ શોધ કર્યો જ નહિ ? "

" અરે એમ તે હોય ? " વાઇલફોર્ટ બોલ્યો. " મેં તેનો શોધ કરવાનું કદી બંધ કર્યું જ નથી. છેલ્લાં બે ત્રણ વરસ થયાં હું જરા શાંત થઇને બેઠો હતો; પણ હવે તો વધારે જુસ્સા અને ક્રોધથી હું તેના શોધ પાછળ ખાઇ પીને મંડવાનો છું. કારણ કે હવે તો મને મારૂં અંતઃકરણ ડંખવાનો પ્રશ્ન રહ્યો જ નથી. પણ હવે ભયથી મારૂં ચિત્ત વ્યગ્ર થઇ ગયું છે "

" પણ " મેડમ ડેંગ્લર્સ બોલી. " કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને તે બાબતની ખબર પડવાનું કાંઇ જ કારણ નથી. તેને કાંઇ જ ખબર નથી. નહિ તો તે આપણી સોબતમાં ફરે જ નહિ. "

" અરે તને હજી દુનીયાના અધમપણાની માહિતી નથી ! મનુષ્યની દુષ્ટતાની તો વાત જ કરવા જેવી નથી ! " વાઇલફોર્ટ

બોલ્યો. " તે માણુસ આપણી સાથે વાત કરતો હતો તે વખતે તેની આંખો તેં જોઇ હતી ? " " ના. "

" વારૂ તેં તેને બારીકાઇથી નિહાળીને કોઇ વખત જોયો છે ? "

" તે જરા ચક્રમ જેવો તો લાગે છેઃ પણ બીજું તો કાંઇ મારા જોવામાં આવ્યું નથી. તો પણ એક બાબતથી મને ખાસ આશ્ચર્ય લાગ્યું હતું ખરૂં. આપણા આગળ જે વિવિધ પ્રકારની સુંદર વાનીઓ અને પકવાન્ન પીરસવામાં આવ્યાં હતાં, તેમાંની કાંઇ પણ ચીજ તેણે તો ચાખી પણ નહોતી !—અરે, તે તેને અડકયો પણ નહોતો મને તો તે વખતે એવો વહેમ પડયો કે તે આપણને બધાંને ઝેર દેવા માગતો હતો કે શું ? "

" અરે એમ તો કાંઇ નહોતું. તમે બધાં છેતરાઓ છો--ઠગાઓ છો. મને તો ચોક્કસ ખાત્રી છે કે તે માણુસ કાંઇક પ્રપંચ રચે છે અને આપણો કાંઇક બીજો જ ઘાટ ઘડવા માગે છે. તેથી જ મેં આજે તને મળવા માટે અને તારી સાથે એકાંતમાં વાતચીત કરવા મેં તને બોલાવી છે. દરેક જણુનાથી સાવચેત રહેજે, અને તેમાં પણ ખાસ કરીને મોન્ટેક્રિસ્ટોથી વિશેષ. વારૂ મને કહે જોઇએ," તેના મુખ ઉપર પોતાની દૃષ્ટિ ઠરાવીને તેણે પૂછયું. " આપણા પરસ્પરના સંબંધ વિષે તેં કદી કોઇને પણ વાત કરી છે કે ? "

" ના ના. કદી નહિ. કોઇને પણ નહિ. "

" મારો પ્રશ્ન તું સમજે છે ને ? કોઇ પણ માણુસને નથી કરી ? "

" હા, હા, હું બરાબર સમજું છું. હું તમારા આગળ સોગન લઇને કહું છું કે આપણી વાત મેં કોઇને પણ કરી નથી. "

"વારૂ ત્યારે તું કાંઇ નોંધપોથી રાખે છે કે ? તારૂં જીવનચરિત્ર લખી રાખવાની તને ટેવ છે કે ?"

"ના ના. મારૂં આખું જીવન વિષયભોગ અને મોજમજામાં જ પસાર થયું છે. તેથી હું તો ઉલટું મારી જીંદગીના બનાવોને ભૂલી જવા માગું છું."

"વારૂ રાતમાં–ઉંઘમાં બબડવાની તને ટેવ છે કે ?"

"અરે હું તો હમેશાં એક બાલકની માફક નિરાંતે નિદ્રા લઉં છું. શું તમને તે બાબતની યાદ નથી ?" બેરોનેસ શરમાઈ ગઇ. તેનું મુખ લાલચોળ થઇ ગયું. વાઇલફોર્ટનો ચ્હેરો ફીક્કો પડી ગયો.

"હા, હા, ખરી વાત." તે એટલા બધા ધીમા અવાજથી બોલ્યો કે તેનાથી પોતાનાથી પણ તે સંભળાય નહિ.

"વારૂ પછી ?" બેરોનેસે પૂછ્યું.

"હવે મારે શું કરવું તે મને સમજાય છે. મારે કેવી રીતે વર્ત્તવું તેનો મેં નિશ્ચય કરી લીધો છે. ગમે તેમ થાય આકાશ પાતાળ એક થાય ! આ ફ્રાન્સની તમામ પોલીસ અને બધા ડીક્ટીવોને કામે લગાડવા પડે ! અરે રાજ્યને લાખો અને કરોડોનો ખર્ચ થઇ જાય ! તો પણ આજથી માત્ર એક જ અઠવાડીઆની અંદર એ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો કોણ છે ? તે ક્યાંથી આવી ચઢ્યો છે ? ક્યાં જવાનો છે ? મૂળ કયા દેશનો છે ? અહિં શા કારણે આવેલો છે ? અને બાગમાંથી લાસ મળી આવ્યાની વાત આપણી હાજરીમાં–આપણા આગળ કરવાનું તેને શું પ્રયોજન છે ? તે હું શોધી કાઢવાનો જ. અને તેમ કરવામાં આખા દેશનું સત્યાનાશ વળી જાય તો પણ તેની મને જરાએ પરવા નથી !"

વાઇલફોર્ટ એટલા જુસ્સાથી અને એટલા આવેશભરેલા અ-

વાજથી આ શબ્દો બોલતો હતો કે, જો કાઉન્ટના સાંભળવામાં તે આવ્યા હોત, તો જરૂર તે કંપી ઉઠયા સિવાય રહેત જ નહિ. પછી બેરોનેસે નાઈલાજે પોતાનો હાથ તેને આપ્યો. તેણે ચુંબન કર્યું અને માનભેર તેને બારણા સુધી વળાવવા ગયો.

મેડમ ડેંગ્લર્સે એક બીજી ગાડી ભાડે કરી લીધી, અને દૂર ગયા પછી રસ્તામાં તે ઉતરી પડી. ત્યાંથી જ્યાં પોતાની ખાનગી ગાડી ઉભી રખાવી હતી ત્યાં તે પહોંચી ગઈ. ગાડીવાન ઉંઘતો હતો તેને જગાડયો અને ગાડીમાં વ્યથિત હૃદયે પોતાની બેઠક લીધી.

---

## પ્રકરણ ૧૪ મું.

---

ગયા પ્રકરણમાં મેડમ ડેંગ્લર્સ અને મેજીસ્ટ્રેટ વચ્ચેના ખાનગી મેળાપનું વર્ણન કર્યું છે. જે દિવસે તે બનાવ બન્યો તે જ દિવસે આલ્બર્ટ પ્રયાસમાંથી પાછો ફર્યો. પોતાની માતાને ઘર આગળ મૂકી તુરત જ તે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ત્યાં ગયો. કાઉન્ટે તેને હંમેશ પ્રમાણે હાસ્યથી આવકાર આપ્યો. કાઉન્ટની વધુ મહેરબાની મેળવવાને કોઇ પણ ભાગ્યશાળી થતું નહિ, એ પણ તે માણસની એક વિચિત્રતા જ હતી. જે લોકો તેનું અંતઃકરણ જીતવાનો પ્રયત્ન કરતા તેમને તેના દરવાજા બંધ થએલા જ જણાતા. આલ્બર્ટ બિચારો કેટલા બધા ઉત્સાહથી તેને મળવા દોડયો; પણ જ્યારે તેની પાસે આવી પહોંચ્યો ત્યારે કાઉન્ટનું સ્મિત-હાસ્ય ભરેલું સ્વાગત જોવા છતાં પણ તે જરા ઠંડો પડી ગયો. તેણે હાથ લાંબો કર્યો. કાઉન્ટે પોતાની હમેશાંની ટેવ મુજબ તેનો હાથ લીધો.

“ કાઉન્ટ, હું આવી પહોંચ્યો છું હોં કે !”

" વાહ, ઘણું સારું થયું. " " મને આવી પહોંચ્યાને હજી પુરો કલાક પણ થયો નથી. " " ક્યાંથી ડીપ્પેથી આવી પહોંચ્યા કે ? " "ના ના. ટ્રીપોર્ટથી. " " એમ ! "

" આવાને તુરત જ હું તમને મળવાને આવ્યો છું. "

" અરે એ તો તમારો મોટો આભાર. " મોન્ટેક્રિસ્ટોએ તદ્દન બેદરકારપણે જવાબ આપ્યો.

" કેમ શું નવાજુની ચાલે છે ? " " મારા જેવા પરદેશી અને અજાણ્યા માણસ પાસે શું નવાજુની હોય ? "

" એ તો જાણે કે હું સમજું છું. પણ નવાજુની એટલે હું એમ જાણવા માગું છું કે તમે મારે માટે શું કર્યું ? "

" તમે મને કાંઇ કામ સોંપ્યું હતું ? " મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

" ચાલો ચાલો, " આલ્બર્ટ બોલ્યો. " હવે એ બધો ઢોંગ જવા દો. સ્નેહ અને સહાનુભૂતિનો વેગ અતિશય હોય છે. જ્યારે હું ટ્રીપોર્ટમાં હતો ત્યારે મને એવો વિચાર આવ્યો હતો, કે તમે મારા વિષે જ વિચાર કરી મારા લાભની ખાતર પ્રયત્ન કરી રહ્યા છો. "

" બનવાજોગ છે. " કાઉન્ટે જવાબ આપ્યો. " હું તમારા જ વિચારમાં હતો. પણ જે આકર્ષક શક્તિનો હું ઉપયોગ કરતો હતો, તે શક્તિએ એની મેળે જ મારું ધાર્યું કાર્ય કર્યું છે. "

" એમ ! શી રીતે ? કહો તો ખરા ! "

" ઘણી ખુશીથી. ડેંગ્લર્સ મારે ત્યાં જમવાને આવ્યો હતો."

" તે તો હું જાણું છું. તેને મળવાની અમારી ઇચ્છા નહોતી, તેથી તો હું અને મારી માતા બન્ને બ્હારગામ જતાં રહ્યાં હતાં."

" પણ અહીં તેમનો અને મોં. આન્દ્રીઆ કેવલકેન્ટીનો મેળાપ થઇ ગયો. "

" તમારો પેલો ઇટાલીઅન રાજકુમાર કે !"

" ના ના. એટલું બધું તો નહિ. આન્ડ્રીઆ તો પોતાને 'કાઉન્ટ' તરીકે ઓળખાવે છે."

" ઓળખાવે છે એમ કેમ કહો છો ?" "હા હા. ઓળખાવે છે." "ત્યારે શું તે 'કાઉન્ટ' નથી ?" "મને શું ખબર તે પોતાને 'કાઉન્ટ' તરીકે ઓળખાવે છે એટલી વાત હું તો જાણું. હું પણ તેને 'કાઉન્ટ'ની પદ્વી લગાડીને જ વાત કરૂં છું, અને સર્વ કોઇ તેવા રીતે જ કરે છે."

" તમે તે કેવા વિચિત્ર માણસ છો ! વારૂ પછી ! તમે કહ્યું કે ડેંગ્લર્સ જમવા આવ્યો હતો."

" હા હા. આન્ડ્રીઆની સાથે તેનો પિતા પેલો માર્કવીસ આવ્યો હતો. તેવી જ રીતે મેડમ ડેંગ્લર્સ, વાઇલફોર્ટ અને તેની સ્ત્રી—ઘણાં સારાં માણસો—મોં. ડીબ્રે, મેક્ઝીમીલીઅન મોરેલ, અને મોં. રીનોડ એ બધા હતા."

" મારી વાત નિકળી હતી કે ?" " ના ના. એક શબ્દ પણ નહિ." એ તો ઘણું ખોટું થયું."

" એમ કેમ ? હું ધારૂં છું એ લોકો બધાં તમને ભૂલી જાય એવી તમારી ઇચ્છા છે."

" પણ તે લોકોએ મારી વાત કાઢી નહિ એ ઉપરથી ચોક્કસ એમ ખાત્રી થાય છે કે તેઓ મારો જ વિચાર કરતાં હોવાં જોઇએ, અને મારી બધી આશાઓ નાશ પામે છે."

" પણ અહિં જે લોકો ભેગાં થયાં હતાં, તેમાં ડેંગ્લર્સની પુત્રી કયાં હતી તે ? તે ઘેર બેઠી બેઠી કદાચ તમારા વિષે વિચાર કરતી હોય તો કોણ જાણે !"

" તેના તરફથી મારે કાંઇ બ્હીક રાખવા જેવું નથી. કારણ તે જો કદાચ મારા વિષે વિચાર કરતી હશે, તો જેવી રીતે હું તેના સંબંધમાં વિચાર કરૂં છું, તેવી જ રીતે વિચાર કરતી હશે."

" શું લાગણીની સામ્યતા ! ત્યારે તમે બન્ને એકબીજાને તિરસ્કારની નજરથી જુએ છો કેમ ?"

" સાંભળો." મોર્સર્ફ બોલ્યો. " તેને મારા માટે દયા આવતી હોય, અને મારી સાથે લગ્ન કરવાનો વિચાર જો તે પડતો મૂકે, તો હું તે માટે તૈયાર છું. ટુંકામાં એક ઉપપત્ની–કાન્તા–અંગવસ્ત્ર તરીકે તે અતિ મોહક લાગે તેમ છે, અને તેવી રીતનો તેનો સ્વીકાર કરવાને મને જરા પણ હરકત નથી. પણ પત્ની તરીકે તેની સાથેના સંબંધમાંથી તો પરમાત્મા બચાવે !"

" ત્યારે " કાઉન્ટ બોલ્યો. " તમારી વિવાહિતા–ભાવી પત્નીના વિષે તમારો આવો જ અભિપ્રાય છે કેમ ?"

" હા. મારા શબ્દોમાં જરા અવિવેક–જરા ક્રૂરતા રહેલી હશે, પણ તે સત્ય જ છે. પણ મારા મનના મનોરથો બધા મનમાં જ રહેવાના. કારણ તે મારી ધર્મપત્ની બનવાની, મારી સાથે કાયમના અને સતત સહવાસમાં જ રહેવાની. મારી હાજરીમાં ગાયનવાદન કરવાની, અને આ બધું આખી જીંદગી પર્યંત પહોંચવાનું. અરે, એ વિચારોથી હું તો ઠંડોગાર જ બની ગયો છું—કેવળ ભયભીત થઇ ગયો છું. ઉપપત્ની હોય તો તેનો ત્યાગ પણ થઇ શકે, પણ પત્ની ! ધર્મપત્ની ! હે પ્રભુ ! તે તો હમેશાં નજર આગળ હાજરને હાજર જ ! અરે તેની સાથે લગ્ન થાય તો મારૂં ખરેખરૂં દુર્ભાગ્ય અને કમનસીબી જ !"

" તમારૂં મન મનાવવું બહુ મુશ્કેલ લાગે છે !"

" હા હા. કારણ કે મને ઘણી વખત અશક્ય વસ્તુની ઇચ્છા થાય છે. "

" એટલે દાખલા તરીકે ? "

" મારી માતાના જેવી ગુણીયલ–શીલવાન્ અને ઉદારચરિત પત્ની મેળવવી. "

કાઉન્ટના મુખ ઉપરથી રંગ ઉડી ગયો. તેના હાથમાં એક તમંચો હતો તે રમાડવા લાગ્યો. તેણે આલ્બર્ટના તરફ જોયું.

" ત્યારે તમારા પિતા ઘણા નસીબદાર હોવા જોઇએ ! "

" હા હા. ઘણા જ. મારી માતાના વિષે મારો જે અભિપ્રાય છે તે તમારા જાણવામાં છે જ. કાઉન્ટ, અરે તમે તેને જુઓ તો હજી પણ તેની સુંદરતા તેવી જ છે. તેના બુદ્ધિચાતુર્યની વાત જ કરવા જેવી નથી ! નહિ તો બૈરાંની સાથે પ્રવાસ કરવો એટલે એક પ્રકારની શિક્ષા જ સમજવી. માતાની સાથે જવાનું હોય એટલે ના તો કાંઇ પાડી શકાય નહિ. પણ મન કચવાઇને જવું પડે. પણ મારી માતાના સંબંધમાં તેમ નથી. તેના સહવાસમાં મને આનંદ જ મળે છે. જુઓને હું કેટલો શાંત અને આનંદી બની ગયો છું."

" અરે, આવા આવા વિચાર રાખશો તો તમે કદી લગ્ન જ કરી શકવાના નથી. બધી જ સ્ત્રીઓ તમારી માતાના જેવી ગુણીયલ અને શીલવતી ક્યાંથી હોઇ શકે ? આવો ઉપદેશ કરતા રહેશો તો દરેક જણ અવિવાહિત રહેવાનો જ વિચાર કરશે ! "

" ત્યારે બેરન ડેંગ્લર્સની પુત્રીના વિષે મારા મનમાં જરા પણ સ્નેહની લાગણી નથી. તેનાં કારણો તો મેં તમને જણાવી દીધાં છે. આથી હું એક માત્ર ક્ષુદ્ર પ્રાણી છું, અને તેની કરોડોની

મિલકત સાથે સરખાવવાને મારી પાસે માત્ર નહિ જેવી જ મિલકત છે એમ જો તેની સમજુત થાય તો મને ઘણો આનંદ થશે. "

" મને એક બીજી યુક્તિ સુઝી આવી હતી. " આલ્બર્ટે આગળ ચલાવ્યું. " અને તેથી મારો મિત્ર ફ્રાંઝ–દ–એપીને મારી ભાવી પત્ની સાથે પ્યારમાં પડે એવો મેં પ્રયત્ન કરી જોયો; કારણ ફ્રાંઝ જરા વિચિત્ર માણસ છે. મેં ચાર ચાર પત્રો લખ્યા, તેને લલચાવવાના ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પણ તે તો એક જ ઉત્તર આપતો કે, 'મારી વિચિત્રતાની હદ નહિ હોય એ વાત ઠીક છે. પણ મેં જેની સાથે (વાઇલફ્રેટની પુત્રી વેલેન્ટાઇન) લગ્ન કરવાનું વચન આપ્યું છે તે વચન મારાથી ભંગ થઇ શકશે નહિ.' "

" ત્યારે તો જે યુવતીની સાથે લગ્ન કરવાની તમારી ઇચ્છા ન હોય તે યુવતીની સાથે લગ્ન કરવાની બીજાને ભલામણ કરવી એ ગાઢ મિત્રતાનું એક લક્ષણ હશે ! "

આલ્બર્ટ હસવા લાગ્યો.

" વાત નિકળી ત્યારે સાથે સાથે આપને જણાવું છું કે, " આલ્બર્ટે આગળ ચલાવ્યું. " ફ્રાંઝ થોડા વખતમાં આવવાનો છે. પણ તમે કાંઇ તે બાબતમાં રસ લેવાના નથી. હું ધારૂં છું કે ફ્રાંઝને માટે તમારો કાંઇ સારો મત નથી. "

" મારો સારો મત નથી ? વારૂ આપને શી રીતે માલુમ પડયું કે હું ફ્રાંઝને ચ્હાતો નથી. હું તો સર્વ કોઇને ચ્હાઉં છું."

" અને મારી ગણત્રી પણ સર્વ કોઇમાં કરો છો કે ! વારૂ તમારો મોટો ઉપકાર ! "

" આવી ગેરસમજુત કરી લેવી બરાબર નથી. " કાઉન્ટ બોલ્યો. " પ્રાણી માત્ર ઉપર દયા રાખવાને, મનુષ્ય જાતને ચ્હાવાને,

આપણા પડોશી ઉપર સ્નેહ રાખવાને માટે ઇશ્વરી ફરમાન છે, તે પ્રમાણે હું સર્વ કોઇના ઉપર સ્નેહ રાખું છું. પણ આખા જગતમાં તિરસ્કારની નજરે ધિક્કારથી તો હું ઘણા થોડાને જ જોઉં છું. વારુ, હવે તમે ફ્રાંઝના સંબંધમાં શું કહેતા હતા ? તે થોડા વખતમાં આવનાર છે ? "

" હા હા. વાઇલફોર્ટે તેને તેડાવ્યો છે. બેરન ડેંગ્લર્સ પોતાની પુત્રીને ઠેકાણે પડેલી જોવાને માટે જેટલો આતુર છે, તેટલો જ તે મેજીસ્ટ્રેટ (વાઇલફોર્ટ) પોતાની પુત્રીનાં લગ્ન કરી નાંખવાને આતુર છે. યુવાન અવિવાહિત પુત્રીના પિતાને ઘણી ચિન્તા હોવી જોઇએ. એમ આ ઉપરથી લાગે છે ! જ્યાં સુધી પુત્રીનું લગ્ન થઇ તેનું ઠેકાણું પડે નહિ ત્યાં સુધી પિતાનાં ચિત્ત ઉદ્વિગ્ન અને તેમનાં હૃદય અને નાડીઓ ધડકતાં જ રહે છે ! "

" પણ ફ્રાંઝ તો તમારી પેઠે કાંઇ રોદડા રડતો નથી "

" અરે તેને તો કુલને ઘણું અભિમાન છે, અને વાઇલફોર્ટ તથા તેની પત્નીના વિષે તેને ઘણો ઉંચો મત છે "

" અને તેઓ તેને લાયક જ છે, નહિ વારુ ? "

" હું ધારું છું કે તેઓ લાયક છે ખરાં. મોં. દ–વાઇલફોર્ટ જરા દૃઢ મનનો અને સખ્ત હૃદયનો માણસ છે, પણ ઘણો ન્યાયી અને પ્રમાણિક છે. "

" ત્યારે તો એ જ એક એવો માણસ છે કે જેને માટે ડેંગ્લર્સની માફક તમારા મનમાં તિરસ્કાર નથી. જેને તમે ધિક્કારતા નથી. "

" હા હા. પણ તેની પુત્રીની સાથે મારું વેવિશાળ થવાનું નથી; એટલે તેને લીધે પણ કદાચ મારા મનમાં તેને માટે હલકો

વિચાર આવવાનું કારણુ ન હોય એ પણુ બનવા જોગ છે !" આમ કહીને આલ્બર્ટ હસવા લાગ્યો.

"ખરેખર મહેરબાન," કાઉન્ટે કહ્યું. "તમારી આવી નખરાં-બાજીથી તો ગમે તેવા શાંત મનુષ્યને પણુ કંટાળો આવે તેમ છે!"

"નખરાંબાજી ! એટલે શું ?"

"હા હા. નખરાંબાજી. હવે જરા શાંત પડો અને પેલામાંથી એકાદ સિગાર લો. હવે આપનો બચાવ કરવાનો રહેવા દો, અને ડેંગ્લર્સની પુત્રીની સાથેના વિવાહ તોડી નાંખવાનાં ફાંફાં મારવાનું માંડી વાળો. જે બને તે જોયા કરો. કદાચ તમારે વચનભંગ થવાનો પ્રસંગ જ આવશે નહિ !"

"શું કહો છો ?" આલ્બર્ટે ડોળા ફાડીને પૂછ્યું.

"બેશક. તમને કોઇ જોરજુલમથી તો પરણાવનાર નથી ને ! વારૂ, હવે ગંભીરતાથી મારી સાથે વાત કરો. તમારો આ વિવાહ તોડી નાંખવાનો ખરેખર વિચાર થયો છે ?"

"તેમાંથી છૂટો થવાને હું એક લાખ ફ્રાંક આપવા તૈયાર છું."

"ત્યારે હવે તમારે ચિન્તા કરવાનું કારણુ નથી. તમે તમારી મેળે સર્વ પ્રકારની શાંતિ રાખો અને આનંદમાં રહો. તમારી સાથેનાં પોતાની પુત્રીનાં વેવિશાળ તોડવાને ડેંગ્લર્સ તમારાથી બમણો રાજી–આતુર છે."

"શું ? શું ખરી વાત છે ? ત્યારે તો મારા આનંદનો પાર જ નહિ !" આલ્બર્ટ બોલ્યો. આમ છતાં પણુ તેના મુખ ઉપર જરા દિલગીરીની છાયા છવાયા સિવાય રહી નહિ. "વારૂ પણુ કાઉન્ટ, તેણે કાંઇ કારણુ બતાવ્યું છે કે ?"

" જુઓ, પાછું તમારૂં અભિમાન જાગ્રત થઇ આવ્યું ખરૂં? તમે કેવા સ્વાર્થી છો ! બીજાને માનભંગ કરવાને તમે તૈયાર, પણ તમારા અભિમાન ઉપર કાંઇક હુમલો થવાનો પ્રસંગ આવે કે ડરી જાઓ ! "

" પણ ડૅંગ્લર્સ તો મારી સાથે સંબંધ બાંધવાને—"

" ઘણો રાજી—આતુર હતો નહિ વારૂ ? એ માણસ સ્વાર્થી છે. હવે તેની પસંદગી બીજાના ઉપર ઉતરી છે. કોના ઉપર તે તો મારાથી કહી શકાય તેમ નથી. તમે તમારી મેળે જ આંખ અને કાન ઉઘાડા રાખીને તપાસ કરજો, એટલે જણાઇ આવશે. "

" તમારો ઘણો જ આભાર થયો. વારૂ, પણ એક વાત તો તમને કહેવાની રહી ગઇ. મારી માતા—અરે ભૂલ્યો, મારા પિતાજીએ એક નૃત્યોત્સવ ઉજવવો ધાર્યો છે. "

" આ ઋતુમાં નૃત્યોત્સવ ? "

" હમણાં હમણાં ગ્રીષ્મ ઋતુમાં નૃત્યોત્સવનો રિવાજ પડેલો છે જ. "

" અરે રિવાજ ન હોય તો તેમાં શું વાંધો હતો—કાઉન્ટેસ ? તમારાં માતા ધ્યાન પર લે, એટલે તુરત જ નવીન રિવાજ અસ્તિત્વમાં આવે ! "

" એ તો તમારૂં કહેવું સત્ય છે; વારૂ તમે પેલા કેવલકેન્ટી પિતા પુત્રને અમારા તરફથી નિમંત્રણ આપવાનું કામ કરશો ? "

" ઉત્સવ ક્યારે છે. " " શનીવારે. "

" તે પહેલાં પેલો વૃદ્ધ કેવલકેન્ટી તો જવાનો છે. "

" પણ તેનો પુત્ર તો અહિં રહેવાનો છે ? તેને નિમંત્રણ આપજો ને ? "

" પણ હું તેને ઓળખતો નથી. "

" તમે તેને ઓળખતા નથી ? "

" તે મને થોડાક દિવસ ઉપર મળ્યો તે પહેલાં મેં તેને કદી પણ જોયો નહોતો. હું તેના સંબંધમાં જવાબદારી માથે લઉં નહિ."

" પણ તમે તમારે ત્યાં તો તેને નિમંત્રણ આપો છો ?"

" તે એક જુદી વાત છે; એક પાદરીએ મારા ઉપર તેને ભલામણ પત્ર લખી આપ્યો હતો. તે પાદરીને અને મારે સારો સંબંધ છે. પણ તે બિચારો ઘણો ભલો માણસ છે. એટલે વખતે ઠગાઇ જાય પણ ખરો. તમે તમારે જોઇએ તો બારોબાર આન્ડ્રીઆ કેવલકેન્ટીને નિમંત્રણ મોકલાવો. પણ સમાજમાં તેને દાખલ કરવાની જવાબદારી મારા ઉપર મહેરબાની કરીને નાંખતા નહિ. પાછળથી જો તે કદાચ બેરન ડેંગ્લર્સની પુત્રી—તમારી ભાવી પત્નીની સાથે લગ્ન કરી બેસે તો તર્કટમાં સામેલ હોવાનો મારા ઉપર તમે આરોપ મૂકો, અને મારી સાથે લઢવાને ઉભા થઇ જાવ. વળી હું પણ ત્યાં આવું કે ન પણ આવું ! " " ક્યાં ? "

" તમારા ઉત્સવમાં. " ' કેમ તમે ત્યાં નહિ આવો ? "

" કારણ કે તમે મને પોતાને ક્યાં નિમંત્રણ આપ્યું છે તે ?"

" અરે પણ શું વાત કરો છો ? તેટલા માટે તો ખાસ હું અત્યારે અહિં તમારે ત્યાં આવેલો છુ. "

" તમારો આભાર ! પણ મારે કદાચ રોકાઇ જવાનું થાય !"

" તેમ છતાં જો હું આપને માત્ર એક જ બાજું કારણ આપું તો આપ તુરત જ બધાં બ્હાનાં વેગળાં મૂકી દેશો. "

" એવું કારણ શું છે તે મને જણાવો તો ખરા ? "

" મારી માતાએ આ નિમંત્રણ સ્વીકારી પધારવાને તમને ખાસ વિનંતી કરી છે. "

" તમારી માતાએ ? કાઉન્ટેસ ઓફ મોર્સર્ફ ? " મોન્ટે-ક્રિસ્ટો ચોંકયો.

" મારી માતા કાંઇ એવા જુના વિચારની, ગાંડી કે વહેમી નથી. અમે માતા–પુત્ર એકબીજાની સાથે છૂટથી વાત કરી શકીએ છીએ. તમારા હૃદયમાં જો સહાનુભૂતિ ભરલા વિચારોને સ્થાન મળતું ન હોય તો તમે કઠોર હૃદયના જ હોવા જોઇએ; કારણ આજ ચાર દિવસથી અમે બન્ને જણ માત્ર તમારી જ વાતો કરા રહ્યા છીએ. તમારા સિવાય બીજા કોઇની પણ નહિ. "

" મારી વાતો તમે કરી રહ્યાં છો ? "

" તમે કોણ છો ? સમાજમાં તમારો ખરો દરજ્જો અને સ્થાન શું છે ? તમારી પાસે કેટલું દ્રવ્ય છે ? તમારી આવક કેટલી છે ? એ વિગેરે તમારે લગતા પ્રશ્નોની ચર્ચા ચાલી રહી છે, પણ એ ભેદનું રહસ્ય કોઇનાથી સમજી શકાતું નથી. "

" ત્યારે તો તમારી માતા પણ જીવનના ભેદી રહસ્યને માને છે કેમ ? હું તો તેમને એટલાં બધાં બુદ્ધિમાન સમજું છું કે તેઓ એવા એવા ખોટી ખોટી કલ્પનાઓ અગર તુરંગોથી કદી પણ દોરવાઇ જાય નહિ. "

" અરે એ પ્રશ્ન તો દરેક જણના મનમાં ગુંચવાયા કરે છે. મારી માતા તો શું પણ જેઓ જેઓ તમારા સંબંધમાં આવે છે, અગર તમારા વિષે સાંભળે છે, તે સર્વ મનુષ્યોને એ એક ઉકેલ-વાનો પ્રશ્ન થઇ રહ્યો છે. તમારા જીવનના ભેદનો સર્વ કોઇ અભ્યાસ કરી રહ્યું છે, પણ હજી સુધી કોઇથી પણ તેનું રહસ્ય સમજી શકાયું

નથી. એટલે તે બાબતમાં તમે તદ્દન નિર્ભય જ રહેજો. મારી માતાને તો માત્ર એક જ આશ્ચર્ય લાગે છે કે અત્યાર સુધી તે રહસ્ય કોઇના સમજવામાં કેમ આવી શકતું નથી. એક કાઉન્ટેસ તમને લોર્ડ રૂથવેનની ઉપમા આપે છે, ત્યારે મારી માતા તમને 'કેગ્લીઓસ્ટ્રો' અગર 'કાઉન્ટ સેન્ટ જરમેન' ધારે છે. તમે મળશો એટલે તેનો અભિપ્રાય બરાબર છે, એવી તેની ખાત્રી કરી આપી શકશો; કારણ તમારામાં ઉપર કહેલા બન્ને જણના ગુણો છે. એકના જેવું તત્વજ્ઞાન છે અને બીજાના જેવું ડહાપણ છે."

"તમે મને આવી ચેતવણી આપી છે તેને માટે હું તમારો આભાર માનું છું." કાઉન્ટે જવાબ આપ્યો. "મારે માટે લોકોની જે જે ધારણાઓ છે તેને માટે હું તૈયાર થઇ રહેવાનો પ્રયત્ન કરીશ."

"ત્યારે તમે શનીવારે આવશો ને?"

"હા. તમારી માતાએ ખાસ નિમંત્રણ મોકલાવ્યું છે એટલે મારે આવ્યા સિવાય છૂટકો નથી."

"તમારી મહેરબાની." "ડેગ્લર્સ પણ ત્યાં આવનાર છે કે?"

"મારા પિતાએ તેને આમંત્રણ તો મોકલ્યું છે. તે ઉપરાંત બીજા કેટલાએક મોટા મોટા માણસો આવવાની વકી છે. વાઇલફોર્ટ પણ વખતે આવે. પણ નક્કી નહિ."

"નિરાશ થવું નહિ."

"કાઉન્ટ, તમે નૃત્યમાં ભાગ લો છો ખરા?" "હું?"

"હા હા. તમે."

"એ બધું ચાલીસ વરસ પહેલાં શોભે! ના. હું તેમાં ભાગ

લેતો નથી. પણ મને જોવાનો ઘણો શોખ છે. તમારાં માતા તેમાં ભાગ લે છે કે ? "

" કદી નહિ. તમે તેની સાથે વાતો કરી શકશો. તમારી વાતોમાં તેને અતિશય આનંદ પડે છે. "

" એમ ? " " હા હા. ખરેખર અત્યાર સુધીમાં જો કોઇ પણ પુરૂષની વાતમાં તેને રસ પડયો હોય તો તે માત્ર એકલા તમારામાં જ ! "

આલ્બર્ટ ટોપી લઇને ઉભો થયો. કાઉન્ટ તેને દરવાજા સુધી વળાવવા ગયો.

" મને જરા એક બાબતનો ખેદ થાય છે. " આલ્બર્ટને પગથીયાં આગળ થોભાવતાં કાઉન્ટ બોલ્યો.

" શું છે ? " " ડેંગ્લર્સના સંબંધમાં મેં તમને ખુલ્લેખુલ્લી વાત કરી એ જરા મારી ભૂલ થઇ ગઇ. "

" અરે ના ના. એવું કાંઇ મનમાં લાવતા નહિ. તેના વિષે જે કાંઇ મને કહેવા જેવું હોય તે તમારે કહેવાને ખંચાવું નહિ. "

" ઠીક ઠીક. વારૂ, ફ્રાંઝ કયારે આવનાર છે ? "

" પાંચ છએક દિવસમાં. "

" તેનું લગ્ન કયારે છે ? " " વેલેન્ટાઇનના માતામહ અને માતામહી—મોં. દ—સેન્ટ મીરાન અને મેડમ સેન્ટ મીરાન આવી પહોંચે એટલે. "

" તેને મારી પાસે લઇ આવજો. જો કે તમે તો એમ ધારો છો કે હું તેને ચ્હાતો નથી; પણ હું તો તેને જોઇને વધારે ખુશી થઇશ. "

" વારૂ નામદાર, આપના હુકમનો તાબેદાર અમલ કરશે." આલ્બર્ટે જરા હસતાં હસતાં કહ્યું.

" વારૂ સાહેબજી. " " હા હા. સાહેબજી. શનીવાર સુધીને માટે જ. હું આપની રાહ જોઇશ હાં કે. " " હા હા. જરૂર. હું વચન આપું છું. "

કાઉન્ટે હાથ હલાવી નમન કર્યું, અને આલ્બર્ટની પાછળ જોઇ રહ્યો. તે ગાડીમાં બેઠો એટલે કાઉન્ટ પાછળ ફર્યો, અને તેણે બરદુશીઓને જોયો. " કેમ શું ખબર લાવ્યો છું ? " કાઉન્ટે પૂછ્યું.

" તે કોર્ટમાં ન્યાયમંદિરમાં ગઇ હતી. '

" ત્યાં બહુ લાંબો વખત રોકાઇ હતી કે ? " "દોઢ કલાક સુધી."

" ત્યાંથી પાછી ઘેર ગઇ હતી કે ? " " હા. સીધી. "

" ઠીક બરદુશીઓ, " કાઉન્ટ બોલ્યો. " દોસ્ત જો, હવે તારે મેં પ્રથમ કહ્યું છે તે પ્રમાણે નૉરમન્ડીમાં પેલી મિલકત ખરીદવા જવાનું છે. "

બરદુશીઓએ જવાબમાં નમન કર્યું. તેને તો " ભાવતું હતું ને વૈદે કહ્યું. " એવું થએલું હોવાથી તે હુકમ સાંભળીને તેના મનને આનંદ આનંદ થઇ ગયો, અને તે જ દિવસે સાંજના તે નોરમન્ડી જવા નિકળ્યો.

---

## પ્રકરણ ૧૫ મું.

---

કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો કોણ હતો અને પેલા બાળક વિષેનું રહસ્ય તેના જાણવામાં કેવી રીતે આવ્યું હતું, તે બાબતનો પત્તો એક અઠવાડીઆની અંદર લગાડવાનું વાઇલફોર્ટે મેડમ ડેંગ્લર્સને

વચન આપ્યું હતું. તે જ દિવસે તેણે મોં. દ–બોવાઇલને એક સખ્ત તાકીદનો હુકમ મોકલાવ્યો હતો. મોં. દ–બોવાઇલ પ્રથમ કારાગૃહનો તપાસણી અધિકારી હતો. ત્યાંથી તેના સારા કામને લીધે, કે ખુશામદ 'તાજે રોજગાર' હોવાથી, પરંતુ તે ધીરે ધીરે પોલીસ ખાતામાં ઘણા સારા દરજ્જે જઇ પહોંચ્યો હતો. માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે તપાસ કરી લાવવાને તેણે માત્ર બેજ દિવસની મુદત માગી લીધી.

બીજે દિવસે સાંજના વાઇલફોર્ટને જવાબ મળ્યો. " જે ઇસમ 'મોં. લ–કાઉન્ટ–દ–મોન્ટેક્રિસ્ટો'ના નામથી પોતાને ઓળખાવે છે, તે ઇસમ લોર્ડ વીલમોરનો ખાસ મિત્ર છે. લોર્ડ વિલમોર એક ધનાઢય પરદેશી–અંગ્રેજ ગૃહસ્થ છે. તે વારંવાર પેરીસમાં જોવામાં આવે છે, અને હાલ પણ પેરીસમાં જ છે. વળી 'આબે બુસોની' નામનો સિસીલીઅન ધર્મગુરૂ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ઘણી સારી રીતે ઓળખે છે. આબે બુસોની પૂર્વ તરફના દેશોમાં ઘણો જાણીતો અને આબરૂદાર ગૃહસ્થ ગણાય છે. ત્યાં તેણે પરોપકારનાં ઘણાં ઘણાં કાર્યો કરેલાં છે. "

આ ઉપરથી વાઇલફોર્ટે આ બન્ને ઇસમોનાં સંબંધમાં ઘણી બારિક તપાસ કરીને હકીકત જણાવવાને ફરીથી હુકમ કર્યો. તેના હુકમનો તાબડતોબ અમલ થયો, અને બીજે દિવસે નીચેનો રીપોર્ટ તેના આગળ રજુ થયો.

" આબે બુસોની થોડા વખત ઉપર પેરીસમાં હતો. તે અહિંઆં એક માસ રહ્યો હતો. 'સેન્ટ સપ્લાઇસ'ની પાછળના ભાગમાં એક જ માળના એક નાના સરખા મકાનમાં તે રહેતો હતો. નીચે અને માળ ઉપર માત્ર બે જ ઓરડાઓ છે અને તેમાં તે એકલો જ રહેતો હતો. નીચેના બે ઓરડાઓ પૈકી એક ભોજન માટે વપરાતો,

તેમાં ભોજન માટે જરૂરનાં ટેબલ ખુરશી વિગેરે રહેતાં. બીજો ઓરડો દિવાનખાના તરીકે વપરાતો, પણ તેમાં ગૃહશૃંગારનો સામાન કાંઇ જ નહોતો. પાદરી માત્ર ખાસ જરૂરીઆતની ચીજો જ રાખતો.

પાદરીને માળ ઉપરનો ઓરડો વધારે પસંદ પડતો; કારણ કે તે ઓરડો તત્વજ્ઞાનનાં અને ધાર્મિક પુસ્તકોથી ભરેલો હતો. મહિનાના મહિનાઓ સુધી તે પુસ્તકોમાં જ દટાઇ રહેતો આથી તે ઓરડાને એક પુસ્તકાલય કહીએ તો પણ ચાલે તેને કોઇ મળવા આવતું તો તેનો નોકર એક નાની સરખી બારીમાંથી જોતો, અને જો મળવા આવનાર કોઇ અજાણ્યો મનુષ્ય લાગે, અગર સારો માણસ નથી એમ તેના મનમાં આવે, તો તે પાદરી બહારગામ ગએલ છે એવો જવાબ તે નોકર જ બારોબારથી આપતો. આ જવાબથી ઘણા ખરા સંતોષ પામતા. કારણ પાદરીને પ્રવાસનો ઘણો શોખ છે એ વાત જાણીતી છે વળી ઘેર હોય કે ન હોય, પેરીસમાં હોય કે ફેરો શહેરમાં હોય, પણ તે પોતાની પાછળ કાંઇ દ્રવ્ય મૂકી જતો. જે તેનો નોકર બારીમાંથી ગરીબ ગરબાંને પોતાના શેઠના નામે ધર્માદા દાન કરી દેતો.

"પુસ્તકાલયની પાસેનો ઓરડો સુવાના ઓરડા તરીકે તે વાપરતો. તેમાં પડદા, બે ચાર વિરાગાસનો, અને એક પલંગ એટલી ચીજો હતી.

"લોર્ડ વીલમોર 'રૂ-ફ્રેન્ટન સેન્ટ જોર્જ' મેહેલ્લામાં રહેતો હતો. કેટલાક અંગ્રેજ ગૃહસ્થોને પ્રવાસનો નાદ લાગેલો હોય છે, અને તેમાં તેઓ લાખો પાઉન્ડનું પાણી કરે છે, લોર્ડ વીલમોર પણ તેમાંનો એક છે. તેણે જે મકાન ભાડે રાખ્યું હતું, તે તમામ ગૃહ-

શૃંગારના સામાન સાથે રાખ્યું હતું. તેમાં તે દિવસનો થોડોક વખત ગાળતો, પણ ત્યાં ભાગ્યે જ સુતો. તેના સંબંધમાં એક ખાસ જાણવા જેવી વાત એ હતી કે તે ફ્રેંચ ભાષા ઘણી શુદ્ધ રીતે અને સ્હેલાઇથી લખી શકતો, પણ કદી એક શબ્દ પણ તે ભાષામાં બોલતો નહિ. "

મેજીસ્ટ્રેટને આ રીપોર્ટ જે દિવસે મળ્યો, તેને બીજે જ દિવસે એક મનુષ્ય 'આબે બુસોની'ના મકાન આગળ ગાડીમાંથી ઉતર્યો, મકાનનું બારણું ઠોકયું, અને પાદરી ઘેર હતો કે નહિ એવો પ્રશ્ન કર્યો.

" ના જી. તેઓ આજે સવારના બહાર ગયા છે. " નોકરે જવાબ આપ્યો.

" એવા જવાબથી મને કાંઇ સંતોષ થાય તેમ નથી, સમજ્યો કે ? " પેલા મનુષ્યે આંખો કાઢીને કહ્યું. " કારણ કે મને એવા એક સત્તાવાળા અધિકારીએ મોકલ્યો છે કે જેને ગમે તેમ સમજાવી શકાય, અગર ના કહી શકાય તેમ નથી. માટે છાનો માનો જઇને આબે બુસોનીને મારા આવ્યાની ખબર આપ. "

" મેં પ્રથમથી જ કહ્યું છે કે મારા શેઠ ઘેર નથી. "

" વારૂ ત્યારે. આ સીલ્ડ કરેલો પત્ર અને આ મારૂં કાર્ડ તેમને આવે એટલે આપજો. આજે સાંજના આઠ વાગે તો તે ઘેર મળશે ને ? "

" હા. બેશક મળશે. પણ જો નવરાશ હશે તો જ. નહિ તો તે મળવાના નહિ જ. "

" હું તે વખતે ફરીથી આવીશ. " પેલો માણુસ આટલું કહીને ચાલતો ગયો.

નક્કી કરેલા વખતે તેજ માણુસ ફરીથી પાછો તે જ ગાડીમાં આવ્યો. બારણા આગળ ગાડી ઉભી રાખીને બારણું ખખડાવ્યું. બારણું ખુલ્યું, અને તેને તુરત જ અંદર દાખલ કરવામાં આવ્યો.

આ વખતે નોકરે તેને જે માન આપવા માંડયું, તે ઉપરથી પોતાના પત્રની બરાબર અસર થઇ છે, એમ તેની ખાત્રી થઇ.

" કેમ પાદરી ઘેર છે કે ! " તેણે પૂછ્યું.

" હા. તેઓ પુસ્તકાલયમાં કામે લાગ્યા છે, પણ તમારી રાહ જુએ છે ખરા. " નોકરે જવાબ આપ્યો.

એક ભાંગ્યા તુટયા જીનેથી પેલો માણુસ ઉપર ચઢયો. અને પુસ્તકાલયમાં દાખલ થયો. ઓરડામાં જોઇએ તેવું અજવાળું નહોતું. ટેબલ ઉપર એક દીવો હતો ખરો પણ તે લેમ્પને એક પડદો એવી રીતે લગાવેલો હતો, કે માટે ટેબલ ઉપર જ બધો પ્રકાશ પડે તેવો હતો. આથી આંખ ઉપર અજવાળું ન પડતાં વાંચવા લખવાને સુગમ પડે તેમ હતું. ટેબલ આગળ ખુરશી ઉપર પાદરીના કપડાં પહેરીને આબેને બેઠેલો તેણે જોયો. મધ્યકાલના વિદ્વાનો જેવી ટોપી પહેરતા હતા તેવી ટોપી તેણે માથે મૂકેલી હતી.

" આપનું નામ જ 'આબે–બુસોની' કે ? " પેલા અતિથીએ પ્રશ્ન કર્યો.

" હા જી. " પાદરીએ જવાબ આપ્યો. " અને પોલીસખાતાના વડા અમલદારના હુકમથી મોં. દ–બોવાઇલ સાહેબે જે ગૃહસ્થને મારી પાસે મોકલ્યા છે તે આપ જ કે !"

હા જી. હું તે જ માણુસ. "

" પેરીસ શહેરના રક્ષણુ માટે નિયત થએલા બાતમીદારોમાંના આપ એક હશો ? "

"હા જી." પેલા અજાણ્યા મનુષ્યે શરમાતાં કહ્યું.

આબેએ પોતે પહેરેલાં ચશ્માં કાઢી નાખ્યાં હતાં તે પાછાં પહેરી લીધાં. તે એવાં મોટાં હતાં કે તેની આંખો બધી જ ઢંકાઇ ગઇ. પછી તેણે બેઠક લાવી અને પેલા પરોણાને બેસવાને કહ્યું.

"આપની સેવામાં હાજર છું સાહેબ." આબેએ ઇટાલીઅનના જેવો ઉચ્ચાર કરતાં કહ્યું.

"જે કામ મને સોંપવામાં આવેલું છે સાહેબ," પેલો અચકાતાં અચકાતાં બોલ્યો. "તે ઘણું ગુપ્ત પ્રકારનું છે. એટલે મારે તથા મને કામ સોંપનારે તેમ જ આપે આપણે જે વાતચીત થાય તે સર્વ ગુપ્ત રાખવી પડશે."

પેલા પાદરીએ જવાબમાં નમન કર્યું.

"આપનું પ્રમાણિકપણું," પેલા અજાણ્યા શખ્સે કહ્યું. "અને સત્યપરાયણતા એટલાં બધાં જાણીતાં છે કે પોલીસખાતાના વડા અમલદારે જાહેર પ્રજાની સહિસલામતી અને સંરક્ષણ અર્થે કેટલીક બાતમી મેળવવાને મને આપની પાસે મોકલ્યો છે; અને એવી આશા રાખવામાં આવે છે, કે મિત્રતા, સંબંધ, અગર દયાની લાગણીથી સત્ય છૂપાવવાને આપ જરા પણ લલચાશો નહિ."

"હા જી. હું જાણતો હોઇશ એ તમામ હકીકત હું આપને જે હશે, તે સત્ય છૂપાવ્યા સિવાય જ જણાવીશ. પણ એક શરતે કે તે બાબત મારૂં અંતઃકરણ મને ડંખે તેવી હોવી જોઇએ નહિ. સાહેબ, હું એક ધર્મગુરૂ છું, એટલે કેટલીક બાબતો ગુપ્ત રાખવાને હું ધર્મના ફરમાનથી બંધાએલો છું. દાખલા તરીકે ગમે તેવા દુષ્ટ અને પાપી મનુષ્યે મારા આગળ કરેલો પાપનો સ્વીકાર—એકરાર

મારાથી કોઇ પણ સંજોગોમાં કોઇ પણ કારણે ખુલ્લો પાડી શકાય નહિ જ. તેનો જવાબ મારે ઇશ્વરને આપવાનો છે. એ બાબતમાં માનુષી ન્યાયની સાથે મારે જરા પણ સંબંધ નથી. "

" ના ના. એ બાબતમાં તમારે ગભરાવાનું કારણ નથી. તમારા અંતઃકરણ અગર ધાર્મિક ફરજની આડે અમે આવનાર નથી."

આ પળે પાદરીએ લેમ્પનો ગોળો જરા પોતાના તરફ નીચે દબાવ્યો એટલે સામી બાજુએથી પડદો જરા ઉંચો થયો; એટલે પેલા અજાણ્યા મનુષ્યના મુખ ઉપર બરાબર પ્રકાશ પડવા લાગ્યો જ્યારે પાદરીના પોતાના મુખ ઉપરથી પ્રકાશ દૂર થઇ ગયો.

" માફ કરજો સાહેબ, " પેલા અતિથીએ કહ્યું. " આ પ્રકાશ બધો મારા મુખ ઉપર પડવાથી મારી આંખો અંજાઇ જાય છે. "

પાદરીનો સ્વાર્થ સધાઇ ગયો હતો. તેણે પડદો જરા નીચો કર્યો.

" વારૂ સાહેબ, હવે આપને જે કહેવું હોય તે કહો. હું તૈયાર છું. "

" ત્યારે હું પણ વિષય ઉપર જ આવું. આપ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ઓળખો છો કે ? " પેલા બાતમીદારે પૂછ્યું.

" એટલે હું ધારૂં છું કે તમે પેલા મોં. ઝેકોનના સંબંધમાં પુછો છો ? "

" ઝેકોન ! ત્યારે શું તેનું નામ મોન્ટેક્રિસ્ટો નથી ? "

" 'મોન્ટેક્રિસ્ટો' એ તો મિલકતનું અગર તો બરાબર કહીએ તો નાના સરખા ખડકનું નામ છે. તે કાંઇ કુટુંબનું નામ અગર અટક નથી. "

" વારૂ તેમ. રહેવા દો; શબ્દોની મારામારી કરવાની જરૂર નથી. ત્યારે મોં. દ-મોન્ટેક્રિસ્ટો અને મોં. ઝેકોન એક જ છે તો—"

" એકજ. " " આપણે મેં. ઝૈકોનના સંબંધમાં જ વાત કરવાની છે. " " ઠીક. " " મેં આપને એવો પ્રશ્ન કર્યો કે આપ તેને ઓળખો છો ? " " ઘણી જ સારી રીતે. " " તે કોણ છે ત્યારે ? " " માલ્ટાના એક ધનાઢ્ય વહાણવટીનો પુત્ર છે. "

" એ તો જાણે અમારા જાણવામાં છે. એવું કહેવાય છે ખરૂં, પણ પોલીસને તેવી ઉડતી અફવાઓથી સંતોષ થાય તેમ નથી. "

"તોપણ," પાદરીએ જરા સ્મિત–હાસ્યપૂર્વક કહ્યું. " અફવા સત્ય હોય તો પછી તે દરેક જણે માનવી જ જોઇએ. પછી પોલીસ હોય કે ગમે તે હોય ! "

" આપ જે કહો છો તે બાબતમાં આપને ખાત્રી છે ?"

" એટલે એવો પ્રશ્ન કરવાનું કારણ શું છે ? " પાદરીએ આંખો ફેરવીને સામો પ્રશ્ન કર્યો.

" સાહેબ, આપના ઉત્તરની સત્યતામાં શંકાને લીધે આ પ્રશ્ન કર્યો છે એમ ન સમજશો. હું તો માત્ર આપને સ્હેજ જ પૂછું છું કે આપને ખાત્રી છે ? " " અરે, તેને તો શું પણ તેના પિતાને પણ હું ઓળખતો હતો. " " હાં હાં ! " " હું નાનો હતો ત્યારે તે છોકરાની સાથે હું તેના કારખાનાના આંગણામાં રમતો હતો. "

" વારૂ, તેને આ કાઉન્ટની પદ્વી ક્યાંથી મળી ? "

" કેમ, તમને એટલી પણ ખબર નથી કે એવી પદ્વીઓ વેચાથી મળી શકે છે. " " ઇટાલીમાં ? " " અરે, ઇટાલીમાં એકલામાં શું બધા જ દેશોમાં. "

" તેનું અખુટ દ્રવ્ય કયાંથી આવે છે ? "

" જુઓ, તેના સંબંધમાં હું એક ગુપ્ત વાર્તા તમને કહું. બધા એમ ધારે છે કે તેની પાસે અખુટ દ્રવ્યનો ખજાનો છે. પણ

કદાચ તેની પાસે એટલું બધું ન પણ હોય ! તે તોપ મારીને દુની-આને છેતરતો પણ હોય ! અને દુનીઆ હમેશાં છેતરાવાને તૈયાર જ હોય છે, એટલે અખુટ દ્રવ્યની વાતમાં કદાચ એટલી બધી સત્યતા રહેલી ન હોય એમ પણ કેમ ન બને ? ”

“ તેની પાસે ત્યારે ખરેખર કેટલી મિલકત હશે ? આપ શું ધારો છો ? ”

“ હું તો ધારૂં છું કે વધારેમાં વધારે દોઢથી બે લાખ લીવર વાર્ષિક આવક હશે. ”

“ એ જરા માનવામાં આવે એવી વાત લાગે છે. ” પેલા ગુમચરે કહ્યું. “ મેં તો એમ સાંભળ્યું હતું કે તેની ત્રીસ ચાલીસેક લાખની આવક છે. ”

“ બે લાખની આવક હોય તો ચાલીસ લાખની મુડી ગણાય ખરી. ”

“ પણ અમને તો એવી બાતમી મળી છે કે તેની આવક જ ચાલીસ લાખની છે ! ”

“ એ તો શક્ય નથી. ”

“ તમે આ મોન્ટેક્રિસ્ટોનો ટાપુ જોયો છે ખરો ? ”

“ કેમ નહિ ? પાલેરમોથી નેપલ્સથી અગર રોમથી દરીયા માર્ગે ફ્રાન્સ આવનાર દરેક માણુસ જોઇ શકે. કારણુ કે તેની નજીક થઇને જ પ્રવાસ કરવાનો હોય છે. ”

“ અમને એવી બાતમી મળી છે કે તે ઘણી સુંદર જગા છે ! ”

“ તે માત્ર એક ખડક જ છે. ”

“ વારૂ ત્યારે એવું ખડક તે કાઉન્ટે શા કારણે ખરીદ્યું હશે ? ”

"કાઉન્ટ થવાની ખાતર જ. ઇટાલીમાં કાઉન્ટ બનવાને માટે જાગીર જોઇએ છીએ."

"ત્યારે ઝેકાનનાં યુવાવસ્થાનાં પરાક્રમો તમે સાંભળ્યા જ હશે." "તેના પિતાનાં ?"

"ના, ના પુત્રનાં."

"મને બરાબર માલુમ નથી; કારણ પછી અમે છૂટા પડી ગયા હતા."

"તે કોઇ જગાએ સૈન્યમાં દાખલ થયો હતો ?"

"મને એમ લાગે છે ખરૂં."

"કયા લશ્કરમાં ?" "નૌકાસૈન્યમાં."

"તમે તેના પાપનો એકરાર સ્વીકારતા નથી ?"

"ના જી. તે સુધારાના મતનો છે, પ્રોટેસ્ટન્ટ છે. લ્યુથરના અનુયાયીઓ એવી બાબતોમાં માનતા નથી."

"પ્રોટેસ્ટન્ટ છે ?" "હું ધારૂં છું, પણ ખાત્રીથી કહી શકું નહિ. પણ હું ધારૂં છું કે દરેક જણને પોતાની ઇચ્છા પ્રમાણે ધર્મ પાળવાની હવે ફ્રાંસમાં છૂટ છે ?"

"બેશક; અને હાલ અમારે તેના ધર્મની બાબતમાં કાંઇ જાણવાની જરૂર નથી. અમારે તેની વર્તણુકના સંબંધમાં તપાસ કરવાની છે. કાયદાના નામથી હું તમને પૂછું છું કે તમે તે કાઉન્ટના સંબંધમાં શું શું જાણો છો ?"

"તે એક ઘણો દયાળુ માણસ ગણાય છે. પૂર્વ તરફના દેશોમાં ખ્રીસ્તીઓને સારી મદદ કરવાના સ્તુત્ય કાર્ય માટે જગદ્‌ગુરૂ શ્રીમાન્ પોપ મહારાજે તેને "નાઇટ ઓફ જીસસ ક્રાઇસ્ટ"ની માન-

નીય પદ્દી આપેલી છે. પૂર્વના કેટલાએક રાજા મહારાજાઓની તેણે સારી સેવા બજાવી છે. તેમના તરફથી ભેટ મળેલી એવી પાંચ છ નમુનેદાર અંગુઠીઓ તેની પાસે છે."

"તે અંગુઠીઓ પહેરે છે ખરો કે?"

"ના. પણ તે અંગુઠીઓનું તેને ઘણું અભિમાન છે. મનુષ્ય જાતના ઉપર ઉપકાર કરનારને જે પારિતોષિક આપવામાં આવે છે તેને એ વધારે પસંદ કરે છે."

"ત્યારે તો એ ક્વેકર પંથનો હોવો જોઇએ?"

"હા હા બરાબર, પણ તેવો પોષાક તે પહેરતો નથી."

"તેના કોઇ મિત્રો છે ખરા કે?"

"હા. જે કોઇ તેના સહવાસમાં આવે છે અને તેને ઓળખે છે તે તેના મિત્ર થયા સિવાય રહેતા જ નથી."

"તેના કોઇ શત્રુ છે ખરા?" "માત્ર એકજ."

"તેનું નામ શું?" "લોર્ડ વીલ્મોર."

"તે ક્યાં છે?" "તે હાલમાં પેરીસમાં જ છે."

"તે કાંઇ બાતમી આપી શકશે ખરો કે?"

"ઘણી મહત્વની. ઝેકોન હિન્દુસ્તાન ગયો ત્યારે ત્યાં તે બન્ને ભેગા થયા હતા."

"તેનું ઠેકાણું તમે જાણો છો?"

"મને ચોક્કસ ખબર નથી."

"તમારે અને તે અંગ્રેજ ગૃહસ્થને બનાવ નથી કે શું?"

"હું ઝેકોનને ચાહું છું, અને લોર્ડ વીલ્મોર તેને ધિક્કારે છે; આથી અમે મિત્રતા ધરાવતા નથી."

" કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો આ પહેલાં ફ્રાન્સમાં આવેલો ખરો કે ? "

એ બાબતનો હું ખાત્રી લાયક જવાબ આપી શકીશ. ના જી. કારણ કે તેણે આજથી છ મહિના અગાઉ કેટલીક પેરીસના સંબંધમાં માહિતી મારી પાસે માગી હતી. મેં તેને કેવલકેન્ટીની પાસે મોકલ્યો હતો. " " આન્દ્રીઆ ? " " ના, તેના પિતા બારટોલોમીઓ પાસે. "

" સાહેબ, હવે મારે માત્ર એક જ પ્રશ્ન કરવાનો રહ્યો છે. મને ખાત્રી છે કે આબરૂ, મનુષ્ય જાતિ, અને ધર્મ, એ ત્રણના નામે પ્રતિજ્ઞા ઉપર આપ મારા પ્રશ્નનો સત્ય ઉત્તર આપશો. "

" શું પ્રશ્ન છે ? " " મોન્ટેક્રિસ્ટોએ ઓટવીલમાં મકાન ખરીદ્યું છે તે શા હેતુથી ખરીદ્યું છે ? "

" હા, હા, મને માલુમ છે; કારણ તેણે મને તે બાબતની વાત કરેલી છે. " " શા હેતુથી ? "

" કાઉંટ ઓફ પીસાનીએ પાલેર્મોમાં જેવું ઉન્મત્તાશ્રમ ( ગાંડાનું દવાખાનું ) બાંધેલું છે તેવું એક ઉન્મત્તાશ્રમ બાંધવા માટે."

"તમે જે સંસ્થાનું નામ દીધું, તે સંસ્થાના સંબંધમાં તમે કાંઈ જાણો છો ખરા ? "

" મેં સાંભળ્યું છે ખરૂં. એ ઘણી ઉત્તમ સંસ્થા છે. "

આમ કહીને પેલા પાદરીએ પેલા ગુપ્તચરને નમન કર્યું, અને પોતાના વાંચનના કાર્યમાં ખલેલ પડતું જણાવ્યું. "

પેલો અજાણ્યો મનુષ્ય કાં તો પાદરીની સુચના સમજ્યો તેથી, અગર તો હવે વધુ પ્રશ્ન કરવાના રહેલા નહિ હોય તેથી, ગમે તેમ હોય પણ તે ઉઠયો. પાદરી તેને બારણા સુધી વળાવવા ગયો.

“ કહે છે કે તમે ગરીબોને દાન ધર્માદા ઘણું કરો છો. ” જતાં જતાં પેલાએ કહ્યું. “ મેં એવું વળી સાંભળ્યું છે કે તમારી પાસે ઘણું દ્રવ્ય છે. છતાં ગરીબોને દાન કરવાને હું મારા પોતાના તરફથી કાંઇક આપવાની હિંમત કરૂં છું, તે જરા સ્વીકારો તો સારૂં.” એમ કહીને તેણે કાંઇક આપવા માંડ્યું.

“ તમારો મોટો આભાર ! મને એક જ બાબતની ચીઢ છે. તે એ કે હું જે દાન કરૂં, તેમાં બીજા કોઈનો ભાગ—મદદ જોઇએ નહિ. મારી પોતાની કમાઇમાંથી જ આપવું એવો મારો નિશ્ચય છે. ” “ તોપણ—”

“ મારો નિશ્ચય હું કદી પણ ફેરવતો નથી. તેમ છતાં આપને જો દાન કરવાની ઇચ્છા હશે તો ઘણાએ દાન આપવાને પાત્ર મનુષ્યો આપને મળી આવશે. ”

પાદરીએ દરવાજો ઉઘાડયો. પેલો અજાણ્યો માણસ સલામ કરીને ચાલતો થયો. ગાડી વાલ્લફોર્ટને ત્યાં ગઇ.

એક કલાક પછી પાછી ગાડી ફરીથી જોડાઇ. આ વખતે લોર્ડ વિલ્મોરને ત્યાં ગાડી આવીને અટકી.

પેલા અજાણ્યા મનુષ્યે લોર્ડ વિલમોરને પત્ર લખીને મુલાકાતનો વખત માગ્યો હતો. લોર્ડ વિલ્મોરે દસ વાગ્યાનો વખત આપ્યો હતો. પણ તે ગુપ્તચર દસમાં દસ મિનિટ બાકી હતી તે વખતે લોર્ડ વિલ્લમોરને ત્યાં આવી પહોંચ્યો હતો તેથી નોકરે તેને થોભવાને વિનંતિ કરી. લોર્ડ વિલ્મોર સાક્ષાત મૂર્તિમાન્ નિયમિતતા હોવાથી દસને ટકોરે આવવા જ જોઇએ તેઓ બ્હાર ગયા છે, પણ ટકોરા સાથે આવીને ઉભા રહેશે વિગેરે હકીકત નોકરે જણાવી.

આવેલા માણસને મુલાકાત લેવાના દિવાનખાનામાં બેસાડવામાં આવ્યો. આ દિવાનખાનામાં કાંઇ ખાસ જોવા જેવું નહોતું. તેને સાદી પણ સુંદર રીતે શણગારવામાં આવેલું હતું. પેલા ગુપ્તચરને દસ મિનિટ ખોટી થવું પડયું. ઘડીઆળમાં દસના ટકોરા શરૂ થયા. પાંચમે જ ટકોરે બારણું ખુલ્યું, અને લોર્ડ વિલ્મોર દાખલ થયો.

તે જરાક ઉંચો લાગતો હતો. તેણે આછા આછા થોભીઆ રાખેલા હતા. તેના કેશ રાતા હતા. સને ૧૮૧૧ ના અરસામાં ઇંગ્લાંડમાં જેવી પોષાકની રીત હતી, તે જ પ્રમાણેનો તેનો પોષાક હતો. બારણામાં દાખલ થતાં જ તે અંગ્રેજીમાં બોલ્યો. " સાહેબ, આપને માલુમ છે કે મને ફ્રેંચ બોલતાં બરાબર આવડતું નથી ?"

" હા જી. મને ખબર છે કે આપને અમારી ભાષામાં વાતચીત કરવાનું ગમતું નથી. "

" પણ તમે ફ્રેંચમાં બોલશો તો ચાલશે. કારણ મને તે સારી રીતે સમજવાને કાંઇ હરકત પડે તેમ નથી. "

" અને મને પણ સાધારણ ઇંગ્લીશ તો આવડે છે, એટલે વાતચીત કરવાને વાંધો આવે તેમ નથી. આપે ચિન્તામાં પડવાની કાંઇ પણ જરૂર નથી. "

લોર્ડ વિલ્મોરે આ સાંભળીને એવી રીતે હાસ્ય કર્યું કે જેવું હાસ્ય માત્ર અંગ્રેજ લોકો જ કરી શકે છે.

પછી પેલા અજાણ્યા મનુષ્યે પોતાનું ઓળખાણ આપવા માટેનો ભલામણ પત્ર બતાવ્યો. લોર્ડ વિલ્મોરે તે એક અંગ્રેજ ગૃહસ્થને છાજે તેવી શાંતતાથી વાંચ્યો. તે પુરો કર્યા પછી તે બોલ્યો. " હવે હું સારી રીતે સમજી શકયો. "

તે પછી પેલા ગુપ્તચરે 'આબે બુસોની'ને જેવા પ્રશ્નો કર્યા હતા તેવા જ પ્રશ્ન લોર્ડ વિલ્મોરને પણ કર્યા. પણ લોર્ડ વિલ્મોર તેનો શત્રુ હોવાથી પ્રશ્નોના ઉત્તરો બરાબર આપતો નહોતો, એટલે વધારેને વધારે પ્રશ્નો પૂછવાની જરૂર પડી. તેણે મોન્ટેક્રિસ્ટોની યુવાવસ્થાનો બધો અહેવાલ આપ્યો. દસ વરસની ઉમ્મરનો હતો તે વખતે મોન્ટેક્રિસ્ટો હિંદુસ્તાનમાં હતો. ત્યાં દેશમાંના ઘણા નાના નાના રાજાઓ પૈકીના એક રાજાને ત્યાં તે નોકરીએ રહ્યો હતો. આ રાજાઓ વારંવાર અંગ્રેજ લોકોની સાથે યુદ્ધમાં ઉતરતા. લોર્ડ વિલ્મોર પ્રથમ તેને હિંદુસ્તાનમાં જ મળ્યો હતો, અને તેની સાથે લડવાનો પ્રસંગ આવ્યો હતો. યુદ્ધમાં એકાન કેદ પકડાયો હતો, અને તેને ઈંગ્લન્ડ મોકલી દેવામાં આવ્યો હતો. ત્યાંથી તે નાસી ગયો. તે પછી તેના પ્રવાસ, દ્વંદ્વ યુદ્ધો, અને જુદાં જુદાં પરાક્રમો શરૂ થયાં. ગ્રીસમાં બળવો થયો, અને તેણે તેમાં ભાગ લીધો. ત્યાં નોકરીમાં હતો ત્યારે 'થેસેલી' પ્રાન્તના એક પર્વતમાં તેને એક ચાંદીની ખાણ મળી આવી. પણ તેણે તે વાત બધાનાથી ગુપ્ત રાખી. 'નેવેરીનો'ના યુદ્ધ પછી જ્યારે તે રાજ્યમાં શાંતિ અને સ્થિરતા પથરાયાં, ત્યારે તેણે રાજા 'ઓથો'ના તરફથી ખાણ માટે પરવાનો મેળવ્યો. આમાંથી તેને અગણિત દ્રવ્ય મળ્યું. લોર્ડ વિલ્મોરના ધારવા પ્રમાણે તેની વીસેક લાખની વાર્ષિક આવક હશે. પણ તેની આવક કાંઇ કાયમની આવક ગણી શકાય નહિ. કારણ ખાણ ક્યારે ખાલી થઇ જાય તે કહી શકાય નહિ.

"વારૂ પણ," પેલા ગુપ્તચરે પૂછ્યું. "તે ફ્રાંસમાં શા માટે આવેલો છે તે આપ કહી શકશો ?"

"તેને તો રેલ્વેના ધંધામાં સટ્ટાનો નાદ લાગ્યો છે. તેનું મગજ

હમેશાં નાના પ્રકારની કલ્પનાઓમાં જ મશગુલ રહે છે. તેણે ટેલી-ગ્રાફની એક નવીન પદ્ધતિ શોધી કહાડી છે, અને તેને સંપૂર્ણ કરવાને તે મથે છે.”

“વારૂ તેનો વાર્ષિક ખર્ચ કેટલો હશે ?”

“અરે શાનો ખર્ચો ? સાલાના હાથે જમ બેઠા છે જમ !” ઘણું ઘણું તો પાંચસો છસો ફ્રાંક ખર્ચતો હોય તો તેનું ભાગ્ય ! એવા મખ્ખીચુસ તે શું ખર્ચી જાણે ?”

આ અંગ્રેજ ગૃહસ્થ કાઉન્ટના તરફના તિરસ્કારને લીધે જ આમ બોલતો હતો, એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. કાઉન્ટ તેનો શત્રુ હતો, પણ તેનો બીજો કાંઇ દોષ તેને જડતો ન હોવાથી તેને મખ્ખીચુસ ઠરાવીને તે ગાળો આપવા લાગ્યો.

“ઓટવીલમાં હાલ કાઉન્ટે જે મકાન રાખ્યું છે તે આપે જોયું છે ?” “હા હા.”

“તેના સંબંધમાં આપ શું જાણો છો ?”

“એટલે તે મકાન તેણે શા કારણે ખરીદ્યું છે તે જાણવાની તમારી ઇચ્છા છે ?” “હા જી.”

“કાઉન્ટ એવો સટોરીઓ છે કે નવીન નવીન પ્રયોગો કરવામાં જ તે ખરાબ થવાનો છે. તેનું ધારવું એવું છે કે તે મકાનની આસપાસ જમીન નીચે એક ઝરો વહે છે. તે શોધી કાઢીને તે મકાનમાં એક ‘બાથ હાઉસ’–સ્નાનગૃહ–હમામખાનું કરવાનો તેનો વિચાર છે. તેણે તે મકાનની આસપાસના બાગને ઝરો શોધી કાઢવાના હેતુથી ત્રણ ચાર વખત ખોદી જોયો છે. પણ તેમાં કાંઇ જ વળ્યું નથી. હવે તો આસપાસનાં બધાં જ મકાનો વેચાણ લઇ લઇને આગળની

તપાસ શરૂ કરવા તેણે નિશ્ચય કર્યો છે. મારે તેની સાથે ઘણું જુનું વૈર છે. હું તેને ઘણો ધિક્કારૂં છું. એટલે આ તેનો સટ્ટો, તેની ટેલીઆફની પદ્ધતિ, તેના પાણીના ઝરા, તેની ખાણો વિગેરેથી તેની પડતી કયારે આવે તેની જ રાહ જોતો હું બેઠો છું! જ્યારે તે પુરેપુરો સંકડામણમાં આવશે ત્યારે જ મારા જીવને નિરાંત થશે! અને હવે તેને ઘણી વાર લાગવાની નથી!"

"વારૂ આપને તેની સાથે તકરાર શા કારણે થએલી?"

"જ્યારે તે ઇંગ્લંડમાં હતો ત્યારે મારા એક ખાસ મિત્રની સ્ત્રીને તેણે ફસાવી હતી."

"ત્યારે આપ તેનો બદલો કેમ લેતા નથી?"

"અરે તમે શું ધારો છો? એવી બાબતો તે સાંખી રહેવાતી હશે કે? અત્યાર સુધીમાં મેં તેની સાથે ત્રણ વખત દ્વંદ્વયુદ્ધ કર્યું. પહેલી વાર પિસ્તોલથી, બીજી વાર તલવારથી અને ત્રીજી વખત તો બે હાથમાં તલવારથી અમે લડયા."

"અને પરિણામ?"

"પહેલી વખતે તેણે મારો હાથ ભાંગ્યો, બીજી વખતે મને છાતીમાં ઘા કર્યો. અને ત્રીજી વખતે જુઓ આ મોટો ઘા મને થયો તે."

તે અંગ્રેજે પોતાનાં કપડાં ખસેડીને એક ઘાની નિશાની બતાવી. તેની રતાશ ઉપરથી તે ઘા તાજોજ હોય એમ લાગ્યું.

"એટલે હવે તમે જોશો કે અમારા બન્ને વચ્ચે હાડવૈર ચાલ્યું આવે છે."

પેલા ગુપ્તચરને આટલું જ જાણવું હતું. અગર તો પેલા

અંગ્રેજ ગૃહસ્થને આટલી જ માહિતી હતી, કે તે આટલું જ કહેવાને તૈયાર હતો. પછી પેલા અજાણ્યા માણસે નમન કરીને રજા માગી. જવાબમાં લોર્ડ વિલ્મોરે ડોકું ધુણાવ્યું એટલે તે ડીટેકટીવ ગયો. લોર્ડ વિલ્મોરે આગલો દરવાજો બંધ થએલો સાંભળ્યો, એટલે પોતાના શયનગૃહમાં તે દાખલ થયો. તુરત જ એક આંચકા સાથે પોતાના વાળ ખેંચી કાઢયા, દાઢી અને થોભીઆ પણ કાઢી નાંખ્યા, અને પેલો ઘા પણ જતો રહ્યો. આ પછી મુખ-માર્જન વિગેરે વિધિ કરી રહેતાં કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો પોતે પોતાના સત્ય સ્વ-રૂપમાં જણાયો.

આ તરફ પેલો ગુપ્તચર વાઇલ્ફોર્ટના મકાનમાં દાખલ થયો.

તે કાંઇ પોલીસનો ડીટેકટીવ અગર ગુપ્તચર હતો જ નહિ. ત્યારે તે કોણ હશે? બીજો કોઇ નહિ પણ પેરીસનો મુખ્ય મેજી-સ્ટ્રેટ મોં. દ-વાઇલફોર્ટ પોતે જ હતો. તપાસને અંતે હવે મેજીસ્ટ્રેટને જરા વધારે શાંતિ વળી. જો કે તેને બાતમી મળી હતી તે કાંઇ એટલી બધી સંતોષકારક તો નહોતી જ; છતાં મોન્ટેક્રિસ્ટોને ત્યાંની મિજબાની પછી આજે રાત્રે જ માત્ર તેણે શાંતિથી નિદ્રા લીધી.

---

## પ્રકરણ ૧૬ મું.

---

પ્રકરણ ૧૪ માં નૃત્યોત્સવમાં ભાગ લેવાને માટે જે શનીવારના દિવસ માટે આલ્બર્ટે મોન્ટેક્રિસ્ટોને નિમંત્રણ આપ્યું હતું તે શનીવારનો દિવસ આવી પહોંચ્યો. જુલાઇ માસ હતો. આખો દિવસ વાદળાં રહેલાં હોવાથી ગરમી સખત હતી. રાત્રીના દશ વાગ્યા હતા.

તારાઓ ઠેકાણે ઠેકાણે પ્રકાશી રહ્યા હતા. કોઇક કોઇક ઠેકાણે વાદળાં ધીરે ધીરે પસાર થતાં હતાં. કાઉન્ટ મોર્સર્ફના મકાનના નીચેના માળનાં દિવાનખાનામાંથી સંગીતનો અવાજ આવતો હતો. સંગીતના નાદ પ્રમાણે નૃત્ય પણ ચાલી રહ્યું હતું. બારીઓમાંથી દીવાઓનો ઝગઝગાટ જોવામાં આવતો હતો. આ વખતે બાગમાં માત્ર આઠ દસ નોકરો જ હતા. તેઓ પોતાની શેઠાણીની આજ્ઞા પ્રમાણે ભોજનની તૈયારી કરવામાં રોકાએલા હતા. ધીરે ધીરે વાદળાં બધાં અદૃશ્ય થઇ ગયાં, પવન શરૂ થયો, અને મંદ મંદ લ્હેરો આવવા લાગી. ભોજન-ગૃહમાં જ ભોજન લેવાશે કે બાગમાં ઉભા કરેલા શામીયાનામાં લેવાશે તે બાબત હજી સુધી કાંઈ નક્કી નહોતું. પણ હવાનો રંગ બદલાયલો હોવાથી અને આકાશ તારાઓના પ્રકાશથી ઝગઝગી ઉઠયું હોવાથી છેવટે બાગમાં જ ભોજન લેવાનું નક્કી કરવામાં આવ્યું. ઇટાલીઅન રીત પ્રમાણે બાગમાં રંગીન ફાનસો ગોઠવી દેવામાં આવ્યાં હતાં. ટેબલ ઉપર પણ લેમ્પસ ગોઠવી દેવામાં આવ્યાં હતાં. પુષ્પોથી ઠેર ઠેર શોભામાં વધારો થતો હતો. ભોજનની તૈયારી માટે આજ્ઞા આપીને જયારે કાઉન્ટેસ પાછી દિવાનખાનામાં આવી, તે વખતે પરોણાઓ પધારતા હતા. કાઉન્ટના મોટા દરજ્જાને માન આપીને આવનારાઓ કરતાં કાઉન્ટેસનું મોહક આતિથ્ય સ્વીકારવાની લાલચથી આવનારાઓની સંખ્યા ઘણી વધારે હતી. કારણ કે મરસી-ડીસની રસિકતાને લીધે દરેકને કાંઇક નવીન શિખવાનું, જોવાનું, અનુભવવાનું, અગર જરૂર પડયે અનુકરણ કરવાનું મળી આવે તેમ હતું.

પાછળ વર્ણવેલા બનાવોને લીધે મેડમ ડેંગ્લર્સનું મન અતિ ચિન્તાતુર હતું, તેથી તેનો આ સમારંભમાં જવાનો વિચાર મોળો

હતો; પણ તે જ દિવસે સવારમાં તે ગાડીમાં બેસીને જતાં રસ્તામાં તેને વાઇલફોર્ટની ગાડી મળી હતી. વાઇલફોર્ટે ઇશારત કરી. ગાડીઓ નજીક આવીને ઉભી. તેણે પૂછ્યું:

" તમે આજે સાંજના નૃત્ય–સમારંભમાં ભાગ લેવા જવાનાં છો નહિ વારૂ ?" "ના." મેડમ ડેંગ્લર્સે જવાબ આપ્યો. "મારી તબીઅત ઠીક નથી."

" તમારી ભૂલ થાય છે." વાઇલફોર્ટે સલાહ આપી. " તમારે તો ત્યાં જવાની ખાસ જરૂર છે." " એમ હોય તો હું જઇશ."

આથી મેડમ ડેંગ્લર્સ પણ આવી હતી. તે ખુબસુરત હતી એટલું જ નહિ પણ તે રાતના તો તે પુરભપકામાં આવી હતી. મરસીડીસ ભોજનની તૈયારીઓ માટે આજ્ઞા આપીને દિવાનખાનામાં દાખલ થઇ. કાઉન્ટેસ પોતાના પુત્ર આલ્બર્ટને લઇને મેડમ ડેંગ્લર્સનું સ્વાગત કરવાને આગળ આવી. આલ્બર્ટે તેના સુંદર પોષાકનાં સારાં વખાણ કર્યા. અને પોતાનો હાથ આપી તેને એક બેઠક તરફ લઇ જવા લાગ્યો. આલ્બર્ટ આસપાસ જોવા લાગ્યો.

" તમે મારી પુત્રીને શોધતા હશો ?" તેણે પૂછ્યું.

" હું ગુન્હો કબુલ કરૂં છું." આલ્બર્ટ બોલ્યો. " હું ધારૂં છું કે તેને નહિ લાવવા જેટલી ક્રૂરતા તો તમારાથી ન જ થઇ શકે !"

" શાંત પડો. વેલેન્ટાઇનની સાથે પાછળ તે પણ આવે છે. બન્નેએ સફેદ પોષાક ધારણ કર્યો છે. પણ—"

" કેમ શું છે ?"

" આજે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો આવનાર નથી કે શું ?"

" નંબર સત્તર " આલ્બર્ટ બોલ્યો.

" એટલે."

" એટલે કે કાઉન્ટની પાછળ બધાં ઘેલાં જ બન્યાં છે ! " આલ્બર્ટે હસતાં હસતાં કહ્યું. " અને અત્યાર સુધીમાં મને જેટલા મનુષ્યોએ પ્રશ્ન કર્યા તેમાં તમારો નંબર સત્તરમો આવે છે. "

" અને બધાને તમે મને જે જવાબ આપ્યો તે જ જવાબ આપ્યો કે ? "

" હા હા. ખરેખર. હું તમને જવાબ આપવાનું તો ભૂલી જ ગયો. ગભરાશો નહિ. આપણો નાયક આવ્યા સિવાય રહેશે નહિ. અરે તેને તો ખરેખર આ બાબતમાં અભિનંદન આપવું જોઇએ."

" કાલે ગાયનના જલસામાં તમે ગયા હતા કે ? " " ના. "

" તે ત્યાં ગયો હતો. " " એમ કે ? ત્યારે તો ત્યાં તેણે કાંઇક નવાજુની કરી જ હશે ? "

" અરે નવા જુની કર્યા સિવાય તે રહે ખરો કે ? એલ્સલર નૃત્ય કરતી હતી; અને મોન્ટેક્રિસ્ટોની ગ્રીક રાજકુંવરી તો ગાંડી ઘેલી જ થઇ ગઇ. કાઉન્ટે એક અતિ કિંમતી વીંટી એક પુષ્પમાળમાં ઘાલીને પેલી નટી તરફ ફેંકી; અને તેના માનની ખાતર ત્રીજા અંકમાં તે તે વીંટી પહેરીને રંગભૂમિ ઉપર આવી. વારૂ ત્યારે, કાઉન્ટની સાથે તેની રાજકુંવરી આવશે ખરી કે ? "

" ના ના. તમને તે આનંદ તો નહિ મળી શકે. કાઉન્ટના ઘરમાં તેનો દરજ્જો બરાબર સમજી શકાય તેમ નથી. "

" ઠીક ત્યારે, હવે તમે જાઓ. જુઓ મેડમ વાઇલફોર્ટ ક્યારની તમને બોલાવે છે. "

આલ્બર્ટ મેડમ ડેંગ્લર્સને નમન કરીને મેડમ વાઇલફોર્ટ તરફ ચાલ્યો. તેણે બોલવા માટે હોઠ ફફડાવ્યા.

" તમે શું પ્રશ્ન કરવાનાં છો તે હું તમને પહેલેથી જ જણાવી

દઉં." આલ્બર્ટ બોલ્યો. " ચાલો આપણે શરત મારીએ."

" વારૂ શું પૂછવા માગું છું કહો જોઇએ !"

" તમે એવું પૂછવા માગતાં હતાં કે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો આવેલો છે કે હજી આવનાર છે ?"

" ના ના. તમે તદ્દન ખોટા પડયા છો. તેનો તો મારા મનમાં વિચાર પણ નહોતો. હું તો તમને એમ પૂછવા માગતી હતી કે તમને મોં. ફ્રાંઝના કાંઇ સમાચાર હમણાં મળ્યા છે કે ?" " હા હા. કાલે જ." " તે શું લખે છે ?"

" તે લખે છે કે તે નિકળવાની તૈયારીમાં હતો."

" વારૂ, હવે કાઉન્ટનું શું છે ?" " કાઉન્ટ જરૂર આવશે, ચિન્તા કરશો નહિ." " મોન્ટેક્રિસ્ટો ઉપરાંત તેનું બીજું નામ છે એ વાત તમારા જાણવામાં છે કે ?" " મેં તો કદી સાંભળ્યું નથી." " વારૂ ત્યારે, જુઓ તમારા કરતાં મને વધારે માહિતી છે. તમારા મિત્રનું બીજું નામ ઝેકોન છે."

" હોય પણ ખરૂં." " તે માલ્ટાનો રહેવાશી છે." " તે પણ બનવાજોગ છે." " તે એક વહાણવટીનો પુત્ર છે." " અરે આ બધી માહિતી તો તમારે મોટેથી વર્ણવવી જોઇએ. એથી તમારૂં માન ઘણું વધશે."

" તેણે હિન્દુસ્તાનમાં લશ્કરમાં નોકરી કરેલી છે. 'થેસેલી'માં એક ખાણ શોધી કહાડી છે. અને ઓટવીલમાં એક હમામખાનું કાઢવાનો તેનો વિચાર છે."

" ઓહો !" આલ્બર્ટ બોલ્યો. " આ તો ઘણી મહત્વની બાતમી તમે ભેગી કરી લાવ્યાં છો. બધાને જણાવવામાં કાંઇ હરકત છે કે ?"

" ના ના. કાંઇ હરકત નથી. પણ જાળવીને. બધી વાતો એક સાથે જણાવતા નહિ. વળી મારૂં નામ ન આવે તે ધ્યાનમાં રાખજો. " " એમ કેમ ?" " કારણ તે રહસ્ય હમણાં જ જાણવામાં આવ્યું છે. " " કેવી રીતે ? " " પોલીસથી. "

" વાત કયાંથી બહાર આવી ? " " પોલીસ ખાતાની મુખ્ય કચેરીમાંથી. કાઉન્ટના ભપકાથી આખું પેરીસ અંજાઇ ગયું એટલે પોલીસને તપાસ કરવાની જરૂર પડી. "

" ઠીક ! ત્યારે તો કાઉન્ટના દ્રવ્યને લીધે તેને એક ભટકતા ભામટા તરીકે અટકમાં લેવાને હવે બીજું કાંઇ બાકી નથી. "

" તેના દાખલાઓ ઓળખાણો અને ભલામણો સારાં સારાં ન હોત તો કયારનોએ અટકમાં લીધો પણ હોત. "

" ગરીબ બિચારો કાઉન્ટ ! તેને આ ભયની ખબર હતી કે ? "

" હું ધારૂં છું કે નહિ જ હોય ! "

" ત્યારે તો તેને બિચારાને ખબર કરવી જોઇએ. તે આવશે એટલે હું તેને ખબર આપ્યા સિવાય રહેવાનો નહિ. "

તે જ વખતે એક સુંદર યુવાને મેડમ વાઇલફોર્ટને નમન કર્યું. તેની આંખો તેજસ્વી હતી, કેશ કાળા હતા, અને મુછો ફાંકડી હતી. આલ્બર્ટે હાથ લાંબો કર્યો.

" બાઇસાહેબ, " આલ્બર્ટ બોલ્યો. " આ મેં. મેકસીમીલીઅનની સાથે આપનું ઓળખાણ કરાવવાની મને પરવાનગી આપો. તે આપણા લશ્કરમાં એક ઘણો બહાદુર અમલદાર છે. "

" અરે, હું તો એમને ઘણી સારી રીતે ઓળખું છું. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ત્યાં એમની ઓળખાણ થઇ હતી. " એમ બોલીને તે તો તોછડાઇ બતાવી ત્યાંથી ચાલતી થઇ.

તેનો જવાબ સાંભળીને, અને તેની તોછડાઇ જોઇને મેક્ઝીમીલીઅન તો ઠંડોગાર જ બની ગયો. પણ તેનો બદલો તેને મળનાર હતો. જરા મુખ ફેરવતાં બારણામાં એક સુંદર મુખ તેની નજરે પડ્યું. એનાં તેજસ્વી વિશાળ નેત્રો તેના તરફ જ આકર્ષાઇ રહેલાં હતાં. તો પણ કોઇને શંકા ન આવે તે માટે જોનારના મુખ ઉપર કાંઇ ફેરફાર વ્યક્ત થતો નહોતો. તે એક પરમ સુંદર યુવતી હતી. હાથમાંની પુષ્પમાળને તેણે ચુંબન કર્યું.

તેનું આ નમન મેક્ઝીમીલીઅન સમજી ગયો. જવાબમાં પોતાના હાથમાંના રૂમાલને તેણે ચુંબન કર્યું. આ બન્ને જીવન્ત મૂર્તિઓનાં હૃદય અત્યારે અતિશય જોરથી ધબકી રહ્યાં હતાં. તેઓ એકબીજાથી ઘણાં દૂર ઉભેલાં હતાં. તેઓ પોતાને પળવાર ભૂલી ગયાં અગર તો પરસ્પરના વિચારોમાં જગતને વિસરી ગયાં એમ જ કહેવું બરાબર થશે. આવી રીતે વિચારમાં ને વિચારમાં તેઓ ઘણા વખત સુધી સ્તબ્ધ બની ગયાં હોત, અને છતાં તેમની આ વિચારગ્રસ્ત સ્થિતિ કોઇના ધ્યાનમાં પણ આવી જ નહોત. પણ એટલામાં કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો આવી પહોંચ્યો, અને તેને જીજ્ઞાસાથી નિહાળતા પરોણાઓના ટોળામાંથી તે આગળ વધવા લાગ્યો આ વખતે કાઉન્ટેસ મોર્સર્ફ એક એક આયનાના સામે ઉભી હતી. તેણે આયનામાં તેનું પ્રતિબિંબ દીઠું, અને તુરત જ તેનું સ્વાગત કરવાને આગળ આવી. તે શાંત સ્મિત હાસ્યથી તેના તરફ વળી. તે વખતે તેણે તેને માનપૂર્વક નમન કર્યું. તેને એમ લાગ્યું કે કાઉન્ટ જરૂર તેની સાથે વાતચીત કરશે જ. કાઉન્ટને એમ લાગ્યું કે તે તેને કાંઇ કહેવા માગતી હતી. પણ બન્ને ચુપ જ રહ્યાં, અને નમનનો શિષ્ટાચાર પૂરો થતાં જ કાઉન્ટ આલ્બર્ટ તરફ વળ્યો. તેણે તેને સારી રીતે આવકાર આપ્યો.

"કેમ મારી માતાને મળ્યા કે ?" આલ્બર્ટે પૂછ્યું.

"હમણાં જ મને કાઉન્ટેસની મુલાકાતનું માન મળ્યું. પણ તમારા પિતાને મળ્યો નથી."

"જુઓ, તેઓ પેલા રહ્યા. પેલા મોટા મોટા રાજદ્વારી પુરૂષો સાથે રાજકીય બાબતોની વાતો કરી રહ્યા છે."

તે જ વખતે તેના ખભા ઉપર કોઈએ હાથ મુક્યો. તે પાછો ફર્યો. બેરન ડેંગ્લર્સને તેણે જોયો.

"અરે, શું તમે જ છો કે બેરન ?" કાઉન્ટે પૂછ્યું.

"તમે મને બેરન કહીને કેમ બોલાવો છો ? તમે જાણો છો કે મને મારી પદ્વીની કાંઈ દરકાર નથી. હું તમારા જેવો નથી. આલ્બર્ટ," તેણે આલ્બર્ટ તરફ ફરીને તેને કહ્યું. "તમને પદ્વી વધારે પસંદ છે કેમ નહિ વારૂ ?"

"હાજ તો. ખરેખર." આલ્બર્ટ બોલ્યો. "કારણ પદ્વી સિવાય તો મારો કોણ ધડો કરે ? પણ તમે તો તમારી પદ્વીને ઉંચી મૂકો તો પણ લક્ષાધીશ હોવાથી તમને બધાએ પૂજે."

"મને પણ પૈસા એ જ ખરી પદ્વી લાગે છે." ડેંગ્લર્સ બોલ્યો.

"કમનસીબે" મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "લક્ષાધીશપણું કાંઈ હમેશાં કાયમ રહેતું નથી; જ્યારે પદ્વી કાંઈ ખોવાંઇ જવાની નથી. ફ્રેંકફોર્ટના પેલા લક્ષાધીશે હમણાં જ દેવાળું કાઢયું તે તો તમારા જાણવામાં હશે જ ?" "એમ કે ?" ડેંગ્લર્સે પૂછ્યું. તેનો ચ્હેરો ફીક્કો પડી ગયો.

"હા, આજ સાંજના જ મને તે ખબર મળી છે. તેમને ત્યાં મારી દસ લાખની રકમ પડેલી હતી પણ મને અગાઉથી ચેતવણી મળવાથી મેં તો મારી રકમ ઉપાડી લીધી હતી, અને તેને એક માસ થવા આવ્યો."

"અરે," ડેંગ્લર્સ બોલી ઉઠયો. "પણ તેમણે તો મારા ઉપર બે લાખની હુંડીઓ લખી છે?"

હાં હાં. જોજો સાચવજો." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "હવે તેમની સહીની કિંમત એક કોડીની પણ રહી નથી."

"પણ હવે તેમાં કાંઇ વળે તેમ નથી. તેમની હુંડીઓ તો સ્વીકારાઇ પણ ગઇ."

"ઠીક," મોન્ટેક્રિસ્ટો જરા મોટેથી બોલ્યો. "જુઓ પાછું આ બે લાખનું વધારે નુકસાન—"

"ચુપ ચુપ." ડેંગ્લર્સે વિનંતી કરી. "મહેરબાની કરીને આવી વાતો અહિં ન બોલતા. ખાસ કરીને પેલા યુવાન કેવલકેન્ટીના સાંભળતાં તો ન જ બોલશો."

આટલું કહીને તે હસતાં હસતાં તે યુવક તરફ તે ગયો.

આલ્બર્ટ પોતાની માતાની પાસે કાંઈક કામે ગયો. ડેંગ્લર્સ પેલા કેવલકેન્ટી પાસે ગયો. મોન્ટેક્રિસ્ટો પળવાર એકલો પડયો. દરમ્યાનમાં એટલા બધા પરોણાઓ ભેગા થએલા હોવાથી ગરમી ઘણી વધી પડી. બરફના પ્યાલા આવ્યા, મોન્ટેક્રિસ્ટોએ પોતાના કપોલ ઉપરથી પસીનો લુછી નાખ્યો. પણ તેના આગળ જે પ્યાલો ધરવામાં આવ્યો તેનો તેણે અનાદર કર્યો. તે કાંઇ ફલફલાદિ પણ ચાખતો નહોતો. કાઉન્ટેસ તેની હીલચાલનું બારિક અવલોકન કરી રહી હતી. તે કાંઇ જ લેતો નહોતો તે તેણે જોયું, એટલું જ નહિ પણ તેનો અનાદર પણ તેની ધ્યાન બ્હાર જઇ શકયો નહિ.

"આલ્બર્ટ," તેણે પોતાના પુત્રને કહ્યું. "મેલું તારા ધ્યાનમાં છે કે?" "શું?" "કે કાઉન્ટે આપણું નિમંત્રણ સ્વી-

કારવાને ના પાડી હતી. " "હા. પણ તેણે મારી સાથે એક વખત ભોજન લીધું છે."

"પણ તે તો તારા પોતાના બંગલામાં. આ કાંઇ તારૂં મકાન નથી. તે અહિં આવ્યો છે તે વખતની હું જોઇ રહી છું."

"શું?" "હજી સુધી તે કશાને અડકતો પણ નથી."

"કાઉન્ટ ઘણો જ મિતાહારી છે."

મરસીડીસ હસી. તેના હાસ્યમાં દિલગીરી વ્યક્ત થતી હતી.

"વારૂ તેની પાસે જા, અને તેને કાંઇક લેવાનો આગ્રહ કર." "પણ એમ કરવાનું શું કારણ છે?" "મારી એવી જ ઇચ્છા છે, દિકરા."

આલ્બર્ટ એકદમ કાઉન્ટ પાસે આવ્યો. તેણે કાંઇ લેવાનો કાઉન્ટને ખાસ આગ્રહ કર્યો, પણ તેણે ચોખ્ખી ના પાડી. આલ્બર્ટે પાછા આવીને પોતાની માતાને વાત કરી. તે ગભરાઇ ગએલી જણાઇ.

"જો, હું કહેતી હતી તે ખરૂં ને? તેણે ધસીને ના પાડી ને?"

"વારૂ, પણ તેથી તમને આટલું બધું ખોટું લાગવાનું કારણ શું?"

"આલ્બર્ટ, તું જાણે છે કે સ્ત્રીઓનો સ્વભાવ ઘણો વિચિત્ર હોય છે. કાઉન્ટે મારા ઘરમાં કાંઇક પણ ખાધું હોત, એક કકડો ફળનો પણ ખાધો હોત, તો પણ મને ઘણો સંતોષ થાત. કદાચ તેને આપણી ફ્રેંચ રીતભાત પસંદ નહિ હોય અને કાંઇક બીજી જ જ ચીજોની જરૂર હશે."

"ના, રે ના. કાઉન્ટને એવું તેવું કાંઇ નથી. ઇટાલીમાં મેં તેને બધું ખાતાં જોયો છે. આજે કોણ જાણે કેમ તેને ગોઠતું નથી."

" અને વળી તે ગરમ દેશોથી ટેવાઇ ગએલો હોવાથી તેને આપણા જેટલી ગરમી પણ નહિ લાગતી હોય ! "

" ના ના. તેમ તો નથી. ગરમીથી ગભરામણ થવાની તે હમણાં જ ફરીઆદ કરતો હતો, અને બધી બારીઓ અને જાળીઓ કેમ ખુલ્લાં નથી મૂકયાં એમ પૂછતો હતો. "

" ત્યારે તો આ ઉપરથી તે એમ ખાસ જણાવવા માગે છે કે તે જાણીબુજીને જ કશું લેતો નથી. "

તે દિવાનખાનામાંથી બ્હાર ગઇ. એક મિનિટ પછી તમામ બારીબારણાં જાળીઓ ખુલ્લાં થઇ ગયાં, અને ત્યાંથી રોશનીથી શણગારેલો બાગ જણાવા લાગ્યો. તંબુમાં ભોજન તૈયાર પીરસાએલું દેખાયું. નૃત્ય, સંગીત અને વાર્તામાં મશગુલ બનેલા સર્વ પરોણાઓ તાજી હવાથી આનંદમાં આવી ગયા. મરસીડીસ પાછી આવી. તેનો ચ્હેરો વધારેને વધારે ફીક્કો બનતો ગયો. પણ તેના મુખ ઉપરથી કાંઇ જ સમજી શકાય તેમ નહોતું.

" આ બધા ગૃહસ્થોને હવે અહિંઆં રોકી રાખવા ઠીક નથી." તેણે પોતાના સ્વામીને કહ્યું. " અહિં ગુંગળાવા કરતાં બાગની ખુલ્લી હવા તેમને વધારે સારી લાગશે. હવે તેમનું ધ્યાન ગાનતાનમાં નથી."

" પણ અમે મરદો કાંઇ એકલા જવાના નથી. " કાઉન્ટ ઓફ મોર્સર્ફે સ્રી બહુમાન બતાવતાં કહ્યું.

" ત્યારે હું જ આગળ થાઉં છું. " મરસીડીસ બોલી, અને પછી મોન્ટેક્રિસ્ટોના તરફ ફરી. " કાઉન્ટ, આપના હાથનો મને ટેકો મળશે ને ! " તેને તેણે પ્રશ્ન કર્યો.

આ સાદા શબ્દોથી પલવાર મોન્ટેક્રિસ્ટો પાષાણવત્ બની ગયો;

અને પછી તેણે મરસીડીસ ઉપર પોતાની દૃષ્ટિ ઠરાવી. તે દૃષ્ટિ માત્ર એકાદ પળ જ તેના મુખ ઉપર ઠરી હશે, પણ એ દૃષ્ટિ એટલી બધી મૂક વાચાથી પૂર્ણ હતી કે કાઉન્ટેસને તો તે પળ એક યુગ જેટલી લાંબી લાગી. તેણે પછી કાઉન્ટેસના તરફ પોતાનો હાથ લંબાવ્યો. તેણે તેના હાથનો ટેકો લીધો. ખરૂં જોતાં તો માત્ર તેના હાથને સ્પર્ષ જ કર્યો હતો. તેઓ સાથે પગથીઆં ઉતર્યાં. તેમની પાછળ બીજે દરવાજેથી આનંદનો પોકાર કરતાં વીસ પચીસ માણસો બાગમાં દાખલ થયાં.

## પ્રકરણ ૧૭ મું.

કાઉન્ટેસ પોતાના સોબતી સાથે વૃક્ષોની કમાનોમાં થઇને એક લતા-મંડપમાં દાખલ થઇ.

“ દિવાનખાનામાં ઘણી ગરમી હતી નહિ વારૂ કાઉન્ટ ? ” તેણે મોન્ટેક્રિસ્ટોને પ્રશ્ન કર્યો.

“ હા બાઇસાહેબ, અને બધાં બારણાં, બારીઓ, જાળીઓ, અને પડદા આપે ખોલાવી નાંખ્યા એ આપને ઘણો ઉત્તમ વિચાર સુઝયો. ”

કાઉન્ટેસનો હાથ તેન અતિશય ધ્રુજતો લાગ્યો.

“ પણ આપને તો આવા ઝીણા પોષાકથી થંડી લાગતી હશે ? ” તેણે કાઉન્ટસને પ્રશ્ન કર્યો.

“ હું આપને ક્યાં લઇ જાઉં છું તે આપના સમજવામાં આવે છે ? ” મોન્ટેક્રિસ્ટોનો પ્રશ્ન ઉડાવતાં કાઉન્ટેસે સામો પ્રશ્ન કર્યો-

“ ના જી. ” તેણે જવાબ આપ્યો. “ પણ આપ જુઓ છો કે હું આપને કાંઇ વિઘ્ન કરતો નથી. ”

આ લતા–મંડપની પેલી બાજુએ બાલવૃક્ષના પોષણ માટેનું મકાન છે ત્યાં આપણે જવાનું છે. ”

આ વખતે તેને કાંઇક પ્રશ્ન પૂછવાનું કાઉન્ટને મન થઇ આવ્યું. પણ તે શાંત થઇ ગઇ હતી, તેથી કાઉન્ટ કાંઇ બોલ્યો નહિ. તેઓ પેલા નાના મકાન આગળ આવ્યાં. અહિંઆં સૂર્યની ગેરહાજરીમાં કૃત્રિમ ગરમીથી સુંદર ફલો જુલાઇ માસમાં પાકીને તૈયાર થયાં હતાં. કાઉન્ટેસ મોન્ટેક્રિસ્ટોનો હાથ છોડીને એક દ્રાક્ષનું ઝુમખું ચુંટી લાવી.

“ જુઓ કાઉન્ટ, ” તે સ્મિત કરતાં બોલી. તેનું હાસ્ય એટલું બધું શોકજનક હતું કે તેની આંખમાં આંસુ આવવાનાં જ બાકી હતાં. ‘ જુઓ, આ અમારી ફ્રાંસની દ્રાક્ષ. આપના સીસીલી અને સાઇપ્રસ ટાપુઓની દ્રાક્ષની સાથે તો સરખાવી શકાય તેમ નથી, પણ હું ધારૂં છું કે આપ અમારા દેશને ક્ષમા આપશો. ” એમ કહીને તેણે તે લુમ તેના આગળ ધરી.

કાઉન્ટે જવાબમાં નમન કર્યું અને આઘો ખસી ગયો.

“ શું આપ ના પાડો છો ? ” મર્સીડીસે ધ્રુજતા અવાજે પૂછ્યું.

“ બાઇસાહેબ, મને ક્ષમા કરો, મને એવો દ્રાક્ષ ખાવાની ટેવ નથી. ”

મરસીડીસે દ્રાક્ષ નીચે ફેંકી દીધી. તેણે નિઃશ્વાસ મૂક્યો. પાસે જ એક પીચ નામનું ફલનું ઝાડ ફલના ભારથી ઝુકી રહ્યું હતું. મરસીડીસે તે ફલ તોડી લીધું.

“ ત્યારે આ તો લો ! ” તેણે કહ્યું. કાઉન્ટે ફરીથી ના પાડી.

“ શું ફરાથી પણ ના પાડો છો ? ” તેણે એક ધીમી ચીસ પાડી. તેનો અવાજ ગુંગળાવા લાગ્યો. “ આપ મને ખરેખર નાખુશ અને દુઃખી કરો છો. ”

આ દેખાવ પછી લાંબા વખત સુધી શાંતિ પ્રસરી રહી. દ્રાક્ષ માફક પીચ પણ રગદોળાવા લાગ્યું.

" કાઉન્ટ, મરસીડીસે નમ્રતાથી દ્રવતી દૃષ્ટિ કરી કહ્યું. "આર લોકોમાં એક અતિ સુંદર રિવાજ છે. તેઓમાં એક જ ઘરમાં સા બેસીને રોટલો અને મીઠું ખાવાથી આજન્મપર્યંતની મિત્રતા થાય છે.

" મને તેની ખબર છે બાઇસાહેબ. " કાઉન્ટે જવાબ આપ્યો " પણ આપણે તો હાલ અરબસ્તાનમાં નહિ પણ ફ્રાંસમાં છીએ જેવો અહિંઆં રોટલો અને મીઠું વહેંચી ખાવાનો રિવાજ જણાતે નથી, તેવી જ આજન્મપર્યંતની મિત્રતા પણ આ દેશમાં ભાગ્ જ સંભવિત છે. "

કાઉન્ટેસનો શ્વાસ રૂંધાવા લાગ્યો. તેણે પોતાની દૃષ્ટિ મોન્ટે ક્રિસ્ટોના મુખ ઉપર ઠેરવી. પોતાના બન્ને હાથમાં તેનો હાથ જોરથ દબાવવા લાગી. " પણ આપણે તો પરસ્પર મિત્ર છીએ નહિ વારૂ ?

આ શબ્દો કાને પડતાંની સાથે જ કાઉન્ટના મુખ ઉપ મૃત્યુની ફીક્કાશ પથરાઇ ગઇ. તેનું બધું લોહિ હૃદય આગળ એકઠું થયું. ફરીથી તેનું અભિસરણ શરૂ થયું, અને તેના ગાલે શેર પડયા. તેની આંખો અંજાઇ ગઇ.

" કેમ નહિ ? આપણે પરસ્પર મિત્ર જ છીએ. " તે બોલ્યે " આપણે મિત્ર કેમ ન હોઇ શકીએ ? "

આ જવાબ મરસીડીસને એટલો બધો અરૂચિકર થઇ પડયો તે નિઃશ્વાસ મૂકવાને જરા બાજુ પર હઠી ગઈ. તેના મુખમાંથી એ ધીમી ચીસ નીકળી ગઇ.

" આપનો મોટો આભાર ! " તે બોલી. પછી તેઓ

આગળ ચાલવા માંડયું. આખો બાગ તેઓ ફરી વળ્યાં, પણ પરસ્પર કાંઇ જ ભાષણ થયું નહિ.

" સાહેબ, " આમ શબ્દોચ્ચાર કર્યા સિવાય ફર્યા કરવામાં દશેક મિનિટ નિકળી ગયા પછી કાઉન્ટેસ એકાએક બોલી. " આપે ઘણા ઘણા દેશો જોયા છે, ઘણા ઘણા પ્રવાસ કર્યા છે, અને દુઃખ પણ ઘણું ભોગવ્યું છે, એ વાત શું ખરી છે ? "

" મારા ઉપર અથાગ દુઃખ પડયું છે બાઇસાહેબ. "

" પણ હવે તો તમે સુખી દેખાઓ છો. "

" કારણ, " કાઉન્ટે જવાબ આપ્યો. " કોઇ મને ફરીઆદ કરતાં સાંભળતું નથી. "

" વારૂ આ સુખથી આપનું અંતઃકરણ કાંઇક કોમળ બન્યું છે કે ? "

" મારૂં હાલનું સુખ મારા ભૂતકાલના દુઃખના જેવું જ છે." કાઉન્ટે જવાબ આપ્યો.

" આપ પરણેલા છો ને ? "

" હું પરણેલો ? આપને એવું કોણે કહ્યું બાઇસાહેબ ? "

" મને કોઇએ પણ કહ્યું નથી. પરંતુ એક પરમ સુંદર યુવતી સાથે આપ ઘણી વખત નાટક જોવા તથા ગાયનના જલસાઓમાં જાઓ છો તેથી અનુમાન કરીને કહું છું. "

" અરે તે તો મારી ગુલામ છે. તુર્કસ્થાનમાંથી મેં તેને ખરીદી છે. પણ બાઇસાહેબ, તે એક રાજાને ઘેર જન્મી હતી. પિતાની લાડકી પુત્રી હતી, પણ હાલમાં તેનું કોઇ નથી. તે માત્ર ગુલામ જ છે."

" ત્યારે તો આપ એકલા જ છો ! " " જી હા. "

" આપને માતા, પિતા, ભાઇબ્હેન કોઇ જ નથી શું ?"

" મારૂં આ જગત્‌માં કોઇ જ નથી."

" અરે, ત્યારે આપ સ્નેહી-સંબંધી સિવાય જગત્‌માં શી રીતે રહી શકો છો ? "

" એ કાંઇ મારો પોતાનો દોષ નથી બાઇસાહેબ." કાઉન્ટે જવાબ આપ્યો. " મારા દેશ-માલ્ટામાં એક કુમારિકા હતી. તેને હું ખરા જીગરથી ચ્હાતો હતો. તેની સાથે મારૂં લગ્ન થવાની તૈયારીમાં હતું એટલામાં લઢાઇ જાગી, અને તેમાં મારે ભાગ લેવાની પડી. મને એવી આશા હતી કે તેનો મારા ઉપર અત્યંત પ્રેમ હતો, એટલે મારા પાછા આવતાં સુધી તે મારી રાહ જરૂર જોશે. અરે. એટલું જ નહિ પણ જો કદાચ હું લડાઇમાં ખપી ગયો તો તે મારા મરણ બાદ પણ મને નિમકહલાલ રહશે, એવી મારી ખાત્રી હતી. પણ જ્યારે હું યુદ્ધમાંથી પાછો આવ્યો ત્યારે તો તેને બીજાની પત્ની થઇને બેઠેલી મેં જોઇ. વીસ વરસ ઉપરની ઉમ્મરના પુરૂષોની હમેશાં આવી જ કહાણી હોય છે. કદાચ બધા પુરૂષોના કરતા મારૂં હૃદય વધારે પોચું હશે અને તમના કરતાં મને વધારે લાગણી થતી હશે. આપ જાણો છો જ ને ! "

કાઉન્ટેસ એક પળ જાણે શ્વાસ લેવાને થોભી.

" હા હા. " તે બોલી. " એ સ્નેહ હજી આપના અંતરમાં તેવો ને તેવો જ આપે સાચવી રાખ્યો છે.—જગત્‌માં ખરો પ્રેમ તો એક જ વખત થાય છે—વારૂ આપે તેને ફરીથી જોએલી ખરી કે ? "

" કદી નહિ. " " કદી નહિ ? "

" તે જયાં રહે છે ત્યાં હું ફરીથી કદી ગયો જ નથી. "

" માલ્ટામાં ? " " હા માલ્ટામાં. "

" ત્યારે તે હાલ માલ્ટામાં હશે ? " " હા હું એમ ધારૂં છું."

" વારૂ, તેણે આપને આટલું બધું દુઃખ દીધું તેને માટે તેને આપે ક્ષમા આપી છે ખરી ? "

" હા. તેને તો મેં ક્ષમા આપી છે. "

" તેને તો એટલે તેને એકલીને જ ક્ષમા કરી છે. ત્યારે જે લોકોએ આપને તેનાથી વિખુટા પાડયા તેમના તરફ તો હજી આપ વૈરની લાગણી ધરાવો છો જ ? "

" હું તેમના ઉપર વૈર રાખું ? ના ના. બીલકુલ નહિ. શા માટે તેમ કરૂં ? "

કાઉન્ટેસ મોન્ટેક્રિસ્ટોના સામે આવીને ઉભી રહી. તેના હાથમાં બીજી સુગંધી દ્રાક્ષ હતી.

" આ તો જરાક ચાખો. "

" બાઇસાહેબ, હું દ્રાક્ષ કદી ખાતો નથી. " જાણે કે આ વાત પહેલાં ન થઇ હોય તેવા અવાજે કાઉન્ટે ફરીથી ઉત્તર આપ્યો.

કાઉન્ટેસે નિરાશ થઇને દ્રાક્ષને પાસેની વાડમાં ફેંકી દીધી. " પાષાણુ હૃદયી મનુષ્ય ! " તે બબડી.

મોન્ટેક્રિસ્ટોએ જાણે તે ઠપકો પોતાના માટે હોય જ નહિ તેમ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. આ પળે આલ્બર્ટ ઉતાવળો ઉતાવળો આવી પહોંચ્યો.

" અરે, " તે બોલ્યો. " એક આફત આવી પડી છે ! "

" શું ? શું થયું ? " સ્વપ્નમાંથી જાગ્રત થતી હોય તેવી રીતે કાઉન્ટેસ બોલી. " આફત ! હું તો આફતની જ રાહ જોતી બેઠી છું ! "

" વાઇલફોર્ટ આવ્યા છે. " " વારૂ ?" " તે પોતાની પત્ની અને પુત્રીને તેડવાને માટે આવેલા છે. " " કેમ ? "

" કારણ વેલેન્ટાઇનની માતામહી પેરીસમાં આવી પહોંચી છે, અને રસ્તામાં તેના માતામહે સ્વર્ગવાસ કર્યો છે. વાઇલફોર્ટની પત્ની તો આજે અતિ આનંદમાં હતી, એટલે તેણે તો આ વાત માની જ નહિ. પણ વેલેન્ટાઇન તુરત જ સમજી ગઇ. તે એકાએક મૂર્છિત થઇ ગઇ. "

" પણ ત્યારે વેલેન્ટાઇનના લગ્નનું શું થશે ? " કાઉન્ટે પ્રશ્ન કર્યો.

" અરે, એ તો હવે હાલ બંધ રહ્યું. વેલેન્ટાઇનના દાદા ગુજરી ગયા, તેને બદલે મારી ભાવી પત્નીના—" આલ્બર્ટ બોલ્યો.

" આલ્બર્ટ ! આલ્બર્ટ ! " કાઉન્ટેસે જરા ઠપકો આપતાં કહ્યું. " તું શું બોલે છે તેનું તને ભાન છે ? કાઉન્ટ, " તેણે મોન્ટેક્રિસ્ટો તરફ ફરીને કહ્યું. " આપને માટે આલ્બર્ટને ઘણું માન છે, તો જરા તેને શિખામણ દો ! "

આમ કહીને તે જરા આગળ ચાલી. મોન્ટેક્રિસ્ટો વિચારગ્રસ્ત સ્થિતિમાં તેના તરફ જોઇ રહ્યો. તેની દૃષ્ટિ સ્નેહાળ હતી. પળવારમાં તેણે પાછું જોયું અને થોભી. કાઉન્ટ આવી પહોંચતાં તેનો હાથ ઝાલ્યો. પછી પોતાના પુત્રનો હાથ પોતાના હાથમાં લીધો, અને કાઉન્ટના અને આલ્બર્ટના હાથ મિલાવ્યા.

" આપણે બધાં મિત્ર છીએ નહિ વારૂ ? " તેણે પૂછ્યું.

" બાઇસાહેબ, હું આપનો મિત્ર થવાને જરા પણ યોગ્યતા ધરાવતો નથી. પણ હું હમેશાં આપનો તાબેદાર નોકર રહીશ, અને આપની આજ્ઞા માથે ચઢાવીશ. "

કાઉન્ટેસના હૃદયમાં એક અતિ ભયંકર આઘાત થયો. તે ચાલતી થઇ. દસેક ડગલાં આગળ ચાલી હશે એટલામાં રૂમાલથી આંખો લુછતી તેને કાઉન્ટે જોઇ.

“ મારી માતાની સાથે તમારે કાંઇ ખટરાગ થયો કે શું ?” આલ્બર્ટે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

“ ઉલટું તેણે તો એમ કહ્યું કે આપણે મિત્રો છીએ તે શું તમારા સાંભળવામાં ન આવ્યું કે ? ”

તેઓ દિવાનખાનામાં દાખલ થયા. વેલેન્ટાઇન અને મેડમ ડેંગ્લર્સ તો ગયાં જ હતાં. મોન્ટેક્રિસ્ટો પણ પછી તુરત જ ચાલતો થયો.

## પ્રકરણ ૧૮ મું.

વાઇલફોર્ટના મકાનમાં એક શોકજનક દેખાવ થઇ રહ્યો હતો. મેડમ વાઇલફોર્ટ અને વેલેન્ટાઇન નૃત્યોત્સવમાં ભાગ લેવાને કાઉન્ટ ઓફ મોર્સર્ફને ત્યાં ગયાં. વાઇલફોર્ટને સાથે જવાને તેઓએ ઘણી વિનવણી કરી પણ તે એકનો બે થયો નહિ. તેમના ગયા પછી તે હમેશની માફક પોતાની ખાનગી ઓફીસના ઓરડામાં કામનાં કાગળીઆં લઇને ભરાયો. બીજો કોઇ તો તે કાગળના થોકડા જોઇને હબકી જ જાય, પણ વાઇલફોર્ટ તો તેનાથી ટેવાએલો જ હતો, એટલું જ નહિ પણ હંમેશાં કામમાં જ મશગુલ રહેવાનું તેને વધારે પસંદ હતું. પરંતુ આજે તો કાગળીઆં તેણે માત્ર દેખાવને માટે જ રાખેલાં હતાં. વાઇલફોર્ટ કામનાં કાગળીઆં તપાસવાને-વાંચવાને ઓરડામાં ભરાયો નહોતો, પણ એકાંતમાં વિચાર કરવાને ભરાયો

હતો. તેણે અંદરથી તાળું લગાવ્યું હતું. વધારામાં નોકરને કાંઇ ખાસ મહત્વના કારણ સિવાય પોતાને ખલેલ ન કરવી, એવી સખ્ત તાકીદ આપી હતી. તે ઓરડાને અંદરથી બંધ કરીને એક વિરામાસન ઉપર પડયો, અને ગયા આઠ દિવસથી જે બનાવોના સ્મરણે તેના મગજને શોકાતુર બનાવી દીધું હતું, અને મનને વ્યથિત કરી રહ્યા હતા, તે બનાવો વિષે વિચાર કરવા લાગ્યો.

પછી કાગળોના થોકડા તપાસવાને બદલે તેણે પોતાના ટેબલનું એક ખાનું ખોલ્યું, એક ચાંપ દબાવી અને એક નોટોનું બંડલ અને કેટલાક મહત્વના દસ્તાવેજો અને કાગળો બહાર કાઢયા. આ કાગળો પૈકીના એક કાગળમાં કાંઇક વિચિત્ર અક્ષરે નામો લખેલાં હતાં. આ અક્ષરો તેને પોતાને જ સમજાય એવા હતા. આ નામોની યાદી અતિ ગુપ્ત જ હતી. રાજકીય વિષયમાં, નાણાં અથવા દ્રવ્યના સંબંધમાં, કોર્ટમાં, અગર તેના ઘણાક ગુપ્ત અને ભેદી પ્રસંગોમાં, જેની જેની સાથે તેને વૈર થયું હોય, અણુબનાવ થયો હોય, અગર જરા મન ઉંચું થયું હોય તેવા સર્વ મોટા નાના દુષ્મનોનાં નામો તેમાં વખતોવખત દાખલ કરવામાં આવતાં. યાદીમાંની સંખ્યા ઘણી મોટી હતી. તેમાંના કેટલાક ઇસમો તો ઘણા લાગવગવાળા અને ભયંકર માણસો પણ હતા. છતાં જેવી રીતે એક પ્રવાસી અતિશય વિપત્તિ અને દુઃખ વેઠીને પર્વતના શિખર ઉપર પહોંચી પોતાની પ્રવાસની ઇચ્છા ફલીભૂત થતાં તે પર્વતની ટોચ ઉપરથી મોટા મોટા ટેકરાઓ, અતિ વિકટ અને અસંભવિત પગથીઆં, અને ઉંડી અંધારી ખીણો, પોતાના પગ નીચે જેટલા આનંદ અને સંતોષથી જુએ છે, તેવી જ જાતના સંતોષથી તે આ નામો વાંચીને સ્મિત—હાસ્ય કરતો.

તે પેલી યાદી એક વખત વાંચી ગયો. વળી બીજી વખત વાંચી ગયો, પણ સંતોષ થયો નહિ. વળી ફરીથી ત્રીજી વખત વાંચવા માંડી, અને મનમાં ને મનમાં અનેક પ્રકારના સંજોગો અને બનાવોનું સ્મરણ કરવા લાગ્યો.

"ના ના." તે બબડયો. "આ બધા મારા શત્રુઓની યાદીમાંથી તો કોઇ એવો નથી જણાઇ આવતો કે જે આટલા બધા લાંબા સમય સુધી મૌન ધારણ કરીને બેસી રહે, અને માત્ર હાલમાં જ બહાર પડીને મારો વિનાશ કરવાને પ્રયત્ન કરે. મને તો એમ લાગે છે કે પેલા કોરસીકન ખૂનીએ કોઇક ધર્મગુરૂના આગળ પાપનો એકરાર કરતાં આ વાત કરી હશે. ધર્મગુરૂઓ એવા એકરારો ગુપ્ત રાખવાને ધર્મની ફરજથી બંધાએલા છે, અને કાયદો પણ તેમને તેવા એકરારો ખુલ્લા કરવા ફરજ પાડી શકતો નથી એ વાત જાણે ખરી છે. તથાપિ પેલા ધર્મગુરૂએ વળી બીજા કોઇકના આગળ વાત કરી હોય, અને તે વાત ઉડતી મોન્ટેક્રિસ્ટોના સાંભળવામાં આવી

અને એ વાતનું રહસ્ય બરાબર સમજી લેવાને અગર તેની સત્યતાની ખાત્રી કરી જોવાને—પણ તેને ખાત્રી કરી જોવાનું કારણ

ગમે તેમ હોય, પણ જે અસંબદ્ધ વાતો કાઉન્ટના મિત્ર અને શત્રુ પેલા આબે બુસોની અને લોર્ડ વીલ્મોરે કરી, અને તેમના તરફથી જે માહિતી મળી તે ઉપરથી એટલું તો સ્પષ્ટ અને ચોક્કસ સમજાય છે કે કોઇ પણ સમયે, કોઇ પણ સંજોગોમાં કોઇ પણ જગાએ, અગર કોઇ પણ કામમાં કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો પરસ્પરના સંબંધમાં આવેલા નથી."

પણ વાઇલિફોર્ટ જો કે આ શબ્દો બોલતો હતો, તો પણ તે બ્દોની સત્યતામાં તે પોતે જ માનતો નહોતો. પેલું ગુપ્ત રહસ્ય

ખુલ્લું પડવાની તેને એટલી બધી બ્હીક નહોતી. કારણ વાઇલફોર્ટ તેનો ગમે તેવો જવાબ આપવાને અગર તે નાકબુલ કરવાને શક્તિમાન હતો. પણ તેને માત્ર એક જ ચિન્તા હતી તે એ કે આવી રીતે તેના ગુપ્ત ભેદ શોધી કાઢનારો આ મનુષ્ય કોણ હતો, તે ગમે તે રીતે શોધી કાઢવું જોઇએ. તે પોતાના ભયને શાંત કરવાને મથતો હતો. જે રાજકીય ઉન્નતિની તેને ખાસ ઇચ્છા હતી. તે ઉન્નતિના વિચારો કરવાને બદલે તે સાંસારિક સુખ અને આનંદના વિચારોમાં મશગુલ થયો; અને રખેને આ નવીન ઉત્પન્ન થએલો શત્રુ પોતાના આનંદમાં ખલેલ પાડે એવી ભીતિના વિચારોમાં પડી ગયો હતો. એવામાં ગાડીનો અવાજ દરવાજા આગળ થયો. પછી કોઇ વૃદ્ધ મનુષ્ય જીના ઉપર ચઢતું હોય તેવાં પગલાં સંભળાયાં. વચમાં વચમાં રોવાનો અવાજ આવવા લાગ્યો. વાઇલફોર્ટે બારણું ખોલ્યું, અને એક વૃદ્ધ સ્ત્રી એકાએક દાખલ થઇ. તેના વાળ વિખરાએલા હતા. રોવાથી તેની આંખો સુજી ગએલી જણાતી હતી.

" અરે, અરે, કેટલું મોટું કમનસીબ ! " તે બોલી. " અરે, મારે મરવાનો વારો આવ્યો ! હવે હું મરવાની જ ! "

આમ કહીને બારણા આગળ જ એક ખુરસી પડી હતી તેના ઉપર તે બેસી ગઇ, અને ડસકાં લેવા લાગી. તેની પાછળ જ બધા નોકરો ભરાઇ ગયા હતા, પણ તેમાંથી કોઇની અંદર આવવાની હિમ્મત ચાલી નહિ. આ બાઇ તે બીજી કોઇ નહિ પણ વાઇલફોર્ટની પ્રથમ પત્નીની માતા અને વેલેન્ટાઇનની માતામહી મેડમ સેન્ટ મીરાન હતી. વાઇલફોર્ટ તેની પાસે દોડી આવ્યો.

" કેમ ? કેમ ? શું થયું ? મોં. દ-સેન્ટ મિરાન કયાં ગયા ? તમારી સાથે તેઓ કેમ નથી ? "

" અરે તેઓએ તો સ્વર્ગવાસ કર્યો !" તે વૃદ્ધ સ્ત્રી એકદમ બોલી ઉઠી.

વાઇલફોર્ટ ચમકી ઉઠયો. જરા પાછો હઠી ગયો.

" મરી ગયા ? શું એકાએક જ ? "

" એક અઠવાડીઆ પહેલાં " તે બાઇએ કહ્યું. " અમે જમ્યા પછી ગાડીમાં નિકળ્યાં. થોડા દિવસથી તેઓની તબીઅત જરા નરમ તો હતી જ. છતાં વેલેન્ટાઇનને મળવાને તેઓ ઘણા આતુર હતા. એટલે નરમ તબીઅતની દરકાર ન કરતાં અમે નિકળ્યાં. માર્સેલ્સની નજીક આવી પહોંચ્યાં, એવામાં ગાડીમાં તેઓને ઉંઘ આવી. થોડા વખત પછી તે નિદ્રા મને સ્વાભાવિક ન હોય એમ લાગી. પણ મેં તેમને જગાડયા નહિ. થોડી વારમાં અંધારૂં થયું, અને મારી પણ આંખ મળી ગઇ. એટલામાં એક ભયંકર ચીસ તેમણે પાડી. તે સાંભળીને હું જાગી ઉઠી. તેમણે માથું પાછું નાંખી દીધું. મેં ગાડી ઉભી રખાવી. અમે તેમને ઢંઢોળ્યા, અને જગાડવાને ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પણ તે બધા વ્યર્થ ગયા. તેઓ રસ્તામાં જ મરણ પામ્યા."

વાઇલફોર્ટ પણ આભો બની ગયો. " પછી ? "

" પછી પાસેના ગામમાં આવી પહોચ્યાં એટલે ડોકટરને બોલાવ્યો, પણ તેમાં તો કાંઇ અર્થ જ નહોતો. તેમની ઇચ્છા પેરીસમાં પોતાના કુટુંબના કબરસ્તાનમાં જ તેમની લાસ દફનાવવાની હોવાથી તેમની લાસ અહિં લાવવાની મેં ગોઠવણ કરી છે. તે ાછળ આવે છે."

" અરે, આ ઉમ્મરે અને આવી સ્થિતિમાં ઘણી જ તકલીફ પડી હશે ? "

" પરમાત્માએ મને હિંમત આપી, તેથી જેમ તેમ કરીને

મેં બધી વ્યવસ્થા કરી. પણ મારી તો બુદ્ધિ જ હવે બ્હેર મારી ગઇ છે. મારે હવે રૂદન કરવાનું કાંઇ રહ્યું નથી. છતાં રડવું તો આવે જ ને ? વારૂ, મારી વેલેન્ટાઇન કયાં ગઇ? મારી દિકરીની ખાતર તો હું અહિંઆં આવી છું. "

વેલેન્ટાઇન નૃત્યોત્સવમાં ભાગ લેવાને માટે ગઇ હતી એમ કહેવું પ્રસંગને લીધે તેને અનુચિત લાગ્યું. તેથી તેની માતાની સાથે વેલેન્ટાઇન બહાર ગઇ હતી, એવું જ માત્ર તેણે જણાવ્યું અને બોલાવવા મોકલવા કહ્યું.

" અરે, હમણાં ને હમણાં જ બોલાવો. તે વૃદ્ધ સ્ત્રીએ કહ્યું." અને રૂદન કરવા લાગી. તેના મનનું થોડું ઘણું સમાધાન કરીને તે પોતની પત્ની અને પુત્રીને બોલાવવા માટે જાતે જ જવા નિકળ્યો કાઉન્ટ ઓફ મોર્સર્ફને ત્યાં આવી પહોંચ્યો, ત્યારે તે એવો બ્હેબાકળો થઇ ગએલો દેખાતો હતો કે તેને દેખતાં જ વેલેન્ટાઇન તેની પાસ દોડી આવીને પૂછવા લાગી. "પિતાજી, પિતાજી, આમ કેમ ?

"તારી માતામહી આવ્યાં છે. "

" અને મારા માતામહ ? "

વાઇલફોર્ટ કાંઇ જ જવાબ દઇ શકયો નહિ. વેલેન્ટાઇન સમજી ગઇ. તે નીચે બેસી ગઇ. મેડમ વાઇલફોર્ટ આ જોઇને દોડી આવી અને બન્ને જણાં ઝાલીને તેને ગાડીમાં બેસાડવા લઇ ગયાં.

" કેટલો બધો વિચિત્ર બનાવ ? " આ રીતે રંગમાં ભંગ પડયો અને તેઓ ત્યાંથી ગયાં. બીજા પરોણાઓ પણ બહુ દિલગીર થઇ ગયા.

ઘેર પહોંચ્યા પછી જીના ઉપર ચડતાં જ મોં. નોરટીઅરને

(વાઇલફોર્ટના પિતા) નોકર જીના ઉપર મળ્યો. તેણે પોતાના શેઠ વેલેન્ટાઇનને બોલાવતા હતા એવી વરદી આપી.

" હું હમણાં આવું છું." એવો જવાબ આપીને વેલેન્ટાઇન તુરત જ મેડમ સેન્ટ મીરાન પાસે ગઇ. તે પથારીમાં પડી પડી ડુસકાં લેતી હતી. બન્ને પરસ્પર ભેટયાં અને રડયાં. ઘણો વખત સુધી પરસ્પરના દુ:ખનું સાંત્વન કરતાં થાકયાં એટલે વેલેન્ટાઇન ઉઠી, અને મેડમ સેન્ટ મીરાન પથારીમાં પડી. પછી વેલેન્ટાઇન નોરટીએરની પાસે ગઇ. તે વૃદ્ધ તેના તરફ એવી સ્નેહાળ દૃષ્ટિથી જોઇ રહ્યો હતો કે તેની આંખો આંસુથી ભરાઇ ગઇ.

" દાદાજી, તમને મારે માટે ઘણી લાગણી થાય છે ખરૂં ને? મારા માતામહ એક મારા હિતસ્વી હતા તે ગયા, તેથી તમને દિલગીરી થાય છે નહિ વારૂ ? પણ હજી તમે છો ને ? પણ જો તમે ન હો, તો મારી શી દશા થાય ? "

રાત્રીના લગભગ એક વાગ્યાનો સમય થયો હતો તેની નોકરે યાદ આપી. સૌ પોતપોતાની પથારીમાં જઇ નિદ્રાને વશ થયાં.

બીજે દિવસે સવારમાં પેલી ડોસી તો પથારીમાંથી ઉઠી શકી જ નહિ. રાતમાં તાવ આવ્યો, અને તે સવારમાં વધી પડયો.

" દાદીમા, તમારી તબીઅત મને આજે વધારે બગડેલી લાગે છે ! " વેલેન્ટાઇને આ જોઇને કહ્યું.

" ના ના, દિકરી તેમ નથી. પણ મારે તારા પિતાનું કામ છે."

" મારા પિતાનું ? " " હા. મારે તેમની સાથે કાંઇક વાતચીત કરવી છે. "

વેલેન્ટાઇનથી ના પડાઇ નહિ. તેને કાંઇ કારણની ખબર નહોતી. એક પળમાં તે પોતાના પિતાને બોલાવી લાવી.

"આ છોકરીનાં લગ્ન નક્કી કર્યાની વાત તમે અમને લખી હતી ને ?" ડોસીએ વાઇલફોર્ટને પ્રશ્ન કર્યો.

"હા હા. નક્કી કર્યાં હતાં. એટલું જ નહિ પણ બધી ગોઠવણુ પણ કરી રાખી હતી."

"કોની ફ્રાંઝ–દ–એપીનેની સાથે ને ?" "હા."

"જનરલ દ–એપીનેનો તે પુત્ર થાય ને ?" "હા હા."

"પણ તે તો બીજા રાજકીય પક્ષનો છે તે કેમ કબુલ રાખશે ?"

"હવે તો એવા બધા તફાવતો નીકળી ગયા છે. વળી તે છોકરાને કાંઇ વધારે માહિતી છે નહિ, એટલે કબુલ રાખ્યું છે જ."

"છોકરો તો લાયક છે ને ?"

"તેમાં કાંઇ પૂછવા જેવું જ નથી."

આ બધી વાતચીત દરમ્યાન વેલેન્ટાઇન શાંત ઉભી રહી હતી.

"ત્યારે તો હવે એ લગ્ન જેમ બને તેમ જલદીથી કરી નાખો. હવે મારાથી વધારે વખત જીવાવાનું નથી." ડોસી બોલી.

"તમારાથી જીવાવાનું નથી ? તમારાથી ?" વેલેન્ટાઇન ગભરાઇને બોલી ઉઠી.

"હા હા હું જે કહું છું તે બધું સમજીને જ કહું છું." ડોસીએ વાઇલફોર્ટને કહ્યું. "તેને મા નથી તો હું તેની દાદી તેને લગ્ન વખતે આશિષ આપી શકું. તેની માને તો બિચારીને તમે ભૂલી જ ગયા છો !"

"તે માતા સિવાયની થઇ તેથી તો મારે તેને માટે માતા લાવવી પડી !—તેથી તો મારે ફરીથી લગ્ન કરવું પડયું !"

"સાવકી મા કોઇની મા થઇ જ નથી. પણ એ વાત જવા દો. આપણે હાલની વાત જ—વેલેન્ટાઇનના લગ્નની જ વાત કરો."

ડોસી આ બધી વાત એટલી ઝડપ અને જુસ્સાથી કરતી હતી કે જોનારને તે બેભાનમાં અગર સન્નિપાતમાં બોલતી હતી એમ લાગ્યા સિવાય રહે જ નહિ.

"વારૂ, તમારી ઇચ્છા પ્રમાણે કરીશું. વળી વધારામાં તમારી ઇચ્છા મારી ઇચ્છાને મળતી જ છે. તે છોકરો બહારગામ ગએલો છે, તે પેરીસ આવી પહોંચે કે તુરત જ—"

"દાદીમા, જરા વિચાર તો કરો. ખોટું દેખાશે! દાદાજીના મરણને જરા સમય તો થવા દેશો કે તે પણ નહિ! આવા અપ-શુકનમાં મને પરણાવવાનો વિચાર ક્યાં કરો છો?"

"દિકરી, ખોટા સારાની દરકાર કરવાનો આ સમય નથી, અને મને તેની દરકાર નથી. એ તો બધું નબળાં માણુસો માટે છે. મારી મા મરણુ પથારીમાં હતી, અને મારૂં લગ્ન થયું હતું, છતાં હું તો સુખી થઇ. મને તો કાંઇ અપશુકન નડયા નહિ."

"પણુ તે તો માંદાં હતાં! આ તો મરણુ થયું છે!" વાઇલફોર્ટ વચમાં જ બોલ્યો.

"હજી પણુ તમારો કક્કો જ ખરો? હમેશાં જ એવું? હું હવે મરી ચાલી! સમજ્યા? મરી જાઉં તે પહેલાં મારી દિકરીને પરણેલી જોવાની મારી ઇચ્છા છે. મારા જમાઇને મારે તેની સુપરત કરવી છે, મારે તેને શિખામણુના બે બોલ કહેવા છે, આશીષ આપવી છે, તેને જોવો છે. મારી દિકરીને સુખી કરવાનું વચન આપીને પછી તે નહિ પાળે તો હું ઘોરમાંથી નિકળી આવવાની!" ડોસી બકવાદ કરવા લાગી.

"હવે જરા તમે શાંત થઇ જાઓ. તમે તાવને લીધે આમ વધારે બોલો છો, પણુ તમારી તબીઅત તેમ કરવાથી વધારે બગડશે."

"હું તમને કહું છું કે તમારી જ ભૂલ છે. આજની રાત મેં ઘણી ભયંકર સ્થિતિમાં પસાર કરી છે. મને તો એમ લાગ્યું કે જાણે મારો આત્મા આ ખોળીઆમાંથી છૂટો થઇને તેના ઉપર ભટકતો હોય. મેં આંખો ખુલ્લી રાખવાને ઘણો ઘણો પ્રયત્ન કર્યો, પણ તે મિચાઇ જવા લાગી, અને તમને બધાને અશક્ય લાગે તેવી એક વાત તો એવી બની કે મારી આંખો બંધ છતાં તમે ઉભા છો તે જગાએ પેલા મેડમ વાઇલફોર્ટનાં ઓરડામાં જવાના બારણામાંથી આવીને એક સફેદ આકાર ઉભેલો મારા જોવામાં આવ્યો."

વેલેન્ટાઇને ચીસ પાડી.

"એ તો તાવને લીધે મગજે ગરમી ચઢી જવાથી તમને એવી ભ્રાન્તિ થઇ હશે." વાઇલફોર્ટ બોલ્યો.

"તમારે ન માનવું હોય તો ન માનશો, પણ મને તો પુરેપુરી ખાત્રી છે. મેં એક સફેદ આકાર જોયો, એટલું જ નહિ પણ મારો દવાનો પ્યાલો ખખડયો, અને એક જગાએથી બીજી જગાએ ગયો. આ પેલો ટેબલ ઉપર પડયો છે તે જ પ્યાલો. આ બધા ઉપરથી એ વાત કલ્પિત નથી પણ સત્ય છે, એવો પુરાવો પણ મળે છે."

"દાદીમા, દાદીમા, તે તો સ્વપ્ન જ હશે ?"

"અરે તે સ્વપ્ન જરા પણ નહોતું. તેથી મેં તુરત ઘંટડી વગાડવાને હાથ લંબાવ્યો, પણ તે જોઇને તુરત જ તે આકાર જતો રહ્યો. એટલામાં મારી દાસી ફાનસ લઇને આવી."

"પણ તેના જોવામાં તો કાંઇ આવ્યું હોય એમ જણાતું નથી."

"આકારો તો જેમને જોવાનું લખેલું હોય તેમને જ દેખાય છે. મને તો ખાત્રી છે કે તે મારા સ્વામીનું પ્રેત હતું ! વારૂ જ્યારે

મારા સ્વામીનો આત્મા મારી પાસે આવી શકે છે, તો પછી મારો આત્મા મારી દિકરીના રક્ષણ માટે કેમ નહિ આવી શકે ? મારી દિકરીના જીવાત્મા સાથે મારા જીવાત્માનો સંબંધ વધારે સીધો કહેવાય ! "

" બાઇસાહેબ, તમે આવા ભયભરેલા વિચારો ન કરો. હજી તો તમારે ઘણો લાંબો વખત જીવવાનું છે. ખાનપાન, માન અને સુખની જીંદગી હજી તમારે માટે છે જ; તેથી તમે ધીરે ધીરે બધું ભૂલી જશો—"

" ના ના. મારાથી કદી ભૂલાય તેમ નથી. વારૂ તે છોકરો ક્યારે આવનાર છે ? "

" હવે આવી પહોંચવામાં જ છે.

" તો ઠીક. એ આવી પહોંચે એટલે તુરત જ મને ખબર આપજો. જેમ બને તેમ જલદીથી મારે લગ્ન ઉકેલી નાંખવું છે. વળી મારે વીલ કરવું છે, અને મારી બધી મિલકત મારી દીકરીને મળવામાં જરા પણ હરકત ન નડે તેવી વ્યવસ્થા કરવી છે. "

" દાદીમા, દાદીમા, તમારો શું વિચાર છે તે ? વીલ કરવાની વાત હાલ બાજુ પર મૂકો. હાલ તો ડોકટરને બોલાવવાની જરૂર છે."

" ડોકટર ? ડોકટરને શા માટે બોલાવવો ? હું કાંઇ માંદી નથી. મને તો માત્ર તરસ લાગી છે ! બસ ! લાવ પેલો પ્યાલો લાવ."

વેલેન્ટાઇને પ્યાલો આપ્યો. તે લેતાં ડોસીનો હાથ ધ્રુજવા લાગ્યો. એ જ પ્યાલાને પેલા પ્રેતે હાથ લગાડેલો હતો. તે પીને તુરત તે બિછાના ઉપર પડી, અને 'વીલ, વીલ' બોલવા લાગી.

વાઇલફોર્ટ ઓરડામાંથી બ્હાર ગયો. વેલેન્ટાઇન ડોસીની પાસે

બેઠી. તે છોકરીને બિચારીને પોતાને માટે જ અત્યારે ડૉકટરની જરૂર હતી. અત્યારે વધારામાં તેને મેકજીમીલીઅનના વિચારો આવવા લાગ્યા. વેલેન્ટાઇનની ડોસી અજાણુમાં મિત્ર તરીકે વર્તવાને બદલે શત્રુનો ભાગ ભજવવાને તૈયાર થઇ હતી, એ વાત જ્યારે તેના જાણુવામાં આવશે ત્યારે તેને કેવું લાગશે, તેનો એ વિચાર કરતી હતી. પોતાની બધી વાત ડોસીને ખુલ્લે ખુલ્લી કહી દેવાનું તેને મન થયું. પણુ ડોસીને કુલીન કુટુંબો અને પદ્વીઓનો જ નાદ હતો, તે વાત તેને સારી રીતે માહિત હતી. મોરેલ બીચારો સાધારણુ કુટુંબનો મધ્યમ વર્ગનો મનુષ્ય હતો. ડોસી પોતાની પદ્વીને માટે ઘણી મગરૂર હતી; અને તે ઇલકાબ ધરાવતા કુટુંબ સિવાય બીજા કોઇ કુટુંબમાં વેલેન્ટાઇનને પરણુાવવાની પ્રાણુાન્તે પણુ સંમતિ આપે તેમ નહોતું. આથી તે વારંવાર બોલવાનું કરતી અને પાછી મૂંગી રહી જતી. કારણુ કે તેમ કરવાથી કાંઇ અર્થ સરે તેમ નહોતું, પણુ ઉલટું કાર્ય બગડે તેમ હતું. તેના પિતા અને સાવકી માના જાણુવામાં વળી આવે તો તેની ઉલટી કમબખ્તી થાય તેમ હતું. બે કલાક આમને આમ ચાલ્યા ગયા. એટલામાં વીલ તૈયાર કરવાને માટે બોલાવેલો વકીલ આવ્યો. તેની વરદી મળતાં ડોસીએ વેલેન્ટાઇનને બહાર જવાને કહ્યું.

તે બિચારી ત્યાંથી ચાલતી થઇ. તેની આંખો ભરાઇ આવી. બારણુા આગળ ડૉકટર આવી પહોંચવાની નોકરે ખબર આપી. ડૉકટર ઓળખીતો હતો. તે એક ઘણો હુંશીઆર તેમ જ પ્રખ્યાત ડૉકટર હતો. વેલેન્ટાઇનને તેના જન્મથી જ ઓળખતો હતો. વળી તેના જેટલી જ ઉમ્મરની તેને પણુ એક પુત્રી હતી. પણુ તેની માતા

ક્ષયરોગથી પીડાતી હતી, તેથી પોતાની પુત્રી માટે ડૉક્ટરને પણ ઘણી ચિન્તા હતી.

" અરે ડૉક્ટર, અમે તો તમારી ઘણી આતુરતાથી રાહ જોતાં બેઠાં છીએ. પણ 'મેડીલીન' અને તેની માતાની શી ખબરો છે ?" તેણે ડૉક્ટરને પૂછ્યું.

" મેડીલીન મજામાં છે. તેની માતાને તો છે એમને એમ જ ચાલે છે. પણ બેન, તેં મને કેમ બોલાવવા મોકલ્યું હતું ? તારા પિતા અને સાવકી માતા તો સારાં છે. વળી તારે પણ કાંઇ ડૉક્ટરની મદદની જરૂર પડે તેવું તો જણાતું નથી. મારી તો તને એક જ સલાહ છે કે તારે કોઇપણ બાબતના વિચારો કરતાં રહેવું નહિ."

વેલેન્ટાઇન જરા શરમાઈ. ડૉક્ટર 'એવીની'માં તેના દરદીઓના હૃદયના વિચારો જાણવાની અજબ શક્તિ હતી.

" ના, ના. " વેલેન્ટાઇન બોલી. " મારી માની મા આવેલાં છે, અને તેમની તબીયત બગડી આવી છે. બીજી વાત તમે જાણતા જ હશો ?" " ના ના. શું ? "

" મારા દાદા—મારી માના બાપ ગુજરી ગયા. "

" કોણ સેન્ટ મિરાન ? " " હા. " " એકાએક ? "

" હા. ઓચિંતાજ. મગજે ગરમી ચઢવાથી ( એપોપ્લેકસી ) ના રોગથી. મારી દાદી એમ માને છે કે આજે રાતના તેમનું પ્રેત મારી દાદીની પાસે આવ્યું હતું. તેથી હવે તેનો સમય પણ ભરાઇ રહ્યો છે. ડૉક્ટર, તમે તેને બચાવશો જ, નહિ વારૂ ? "

" ક્યાં છે ? " " તેના ઓરડામાં. હમણાં તો વકીલને બોલાવ્યા છે, અને તે વીલ કરવામાં રોકાએલી છે. "

" વારૂ મોં. નોરટીઅરની શી ખબરો છે ? "

" છે તેમને તેમ જ. તેમનું મગજ અને સમજશક્તિ જેમને તેમ જ છે, પણ હાલી ચાલી શકતા નથી. વાચા બંધ છે. "

" પણ હજી તારા ઉપર તો તેમનો તેવો જ સ્નેહ છે ને ? "

" હા હા. મારા ઉપર અતિ ઘણું હેત રાખે છે. "

" તારા ઉપર કોણ સ્નેહ રાખે નહિ ! વારૂ ડોસીને શું શું થાય છે ? "

" તાવ છે. ઉશ્કેરાએલાં દેખાય છે. શાંત નિદ્રા નથી. આજ રાત્રના તેને એવો ભાસ થયો કે તેનો જીવાત્મા તેના દેહમાંથી નિકળીને આસપાસ ભટકવા લાગ્યો, અને તેને તે જોઇ શકતી હતી. સન્નિપાત હોય એમ લાગે છે. વળી કોઇક પ્રેતનો આકાર તેના ઓરડામાં દાખલ થયો હતો એવો તેને ભાસ થયો. વળી વધારામાં તેના દવાના પ્યાલાને તે પ્રેતે ખખડાવ્યો એમ પણ તે માને છે ! "

" જરા વિચિત્ર ! મેડમ સેન્ટ મિરાન કાંઇ નબળા પોચા મનનાં નથી. "

" અરે આજેજ તે આમ કરે છે. આજ તો મને એવી બ્હીક લાગી કે તે ગાંડી થઇ હશે ? મારા પિતા પણ જરા વિચારમાં પડી ગયા. "

" ચાલો આપણે જોઇએ. " ડાક્ટર બોલ્યો. "મને તો આ બધું ઘણું વિચિત્ર લાગે છે ! " તેઓ ડોસીના ઓરડા તરફ ગયાં. એટલામાં વકીલ બ્હાર નિકળ્યો. વેલેન્ટાઇને ડાક્ટરને અંદર જવાને કહ્યું. તેણે વેલેન્ટાઇનને સાથે આવવાનો આગ્રહ કર્યો.

" ના, ના, હું તો નહિ આવું. તેણે તમને બોલાવવાની મને

ના કહી હતી, એટલે મારા ઉપર ગુસ્સે થાય. વળી મને પણ ઠીક નથી. હું તો જરા બાગમાં ફરીશ."

ડૉકટર ઓરડામાં દાખલ થયો. વેલેન્ટાઇન નીચે ઉતરી. બાગના કયા ભાગમાં તેને ફરવાનું ગમતું તે કહેવાની જરૂર નથી. થોડેક ગઇ એટલે કોઇ તેનું નામ ઉચ્ચારતું હોય એમ તેને લાગ્યું. આશ્ચર્યથી તે થોભી. અવાજ વધારે સ્પષ્ટ આવ્યો, અને તે મોરેલ મેકઝીમીલીઅનનો ઓળખાયો.

---

## પ્રકરણ ૧૯ મું.

મેકઝીમીલીઅને પહેલા દિવસની રાત્રી ચિન્તા અને શોકમાં વ્યતીત કરી હતી. સેન્ટ મિરાનનું મરણ અને મેડમ સેન્ટ મિરાનનું આવી પહોંચવું, આ બે સમાચાર સાંભળીને તેના મનમાં નક્કી એમ લાગ્યું હતું કે કાંઇક નવાજુની થવાની જ. તેની શંકા ખરી પડી. એવી શંકાને લીધે જ તે અત્યારે બાગના દરવાજા આગળ આવીને ઉભો હતો. સ્નેહ હોય ત્યાં અનિષ્ટની શંકા તરત થાય જ. તેની ચિન્તા અગર શોકની વેલેન્ટાઇનને બીલકુલ ખબર જ નહોતી. વળી આ તેનો હમેશનો ઠરેલો સમય પણ નહોતો, એટલે તેણે પણ મોરેલને મળવાની આશા રાખી નહોતી. પણ અચાનક હૃદયની લાગણી તેને આકર્ષણ કરીને ત્યાં લઇ આવી હતી. મોરેલે બૂમ પાડી અને તે દરવાજા તરફ દોડી.

"અત્યારે તમે અહિં કયાંથી ?" તેણે પૂછ્યું.

"હું સારી માઠી ખબરો જાણવા, તથા કહેવાને માટે આવેલો છું."

" આજે તો જ્યાં જાઉં ત્યાં શોકની જ વાતો સાંભળવામાં આ છે. વારૂ, તમે જે હોય તે કહી નાંખો. જો કે દુઃખનો પ્યાલો હવે પુરેપુરો ભરાઇ ગયો તો છે જ.

" વહાલી, " મોરેલે પોતાની લાગણીને દબાવવાનો બનતો પ્રયત્ન કરતાં જવાબ આપ્યો. " સાંભળ, હું જે વાત કહેવા માગું છું તે ઘણી ગંભીર છે. તારાં લગ્ન ક્યારનાં કર્યા છે ? "

" જુઓ હું તમને સર્વ હકીકત કહું છું. " વેલેન્ટાઇન બોલી. " તમારાથી મારે કાંઇ પણ ગુપ્ત રાખવાનું નથી. આજ સવારમાં એ વાત નિકળી હતી. હવે મારો ખરો આધાર મારી દાદીના ઉપર જ છે, અને તેઓ આ લગ્નને સંમત છે, એટલું જ નહિ પણ તે મારૂં લગ્ન થઇ ગએલું જોવાને એટલી બધી આતુર છે કે તેઓ માત્ર ફ્રાંઝ-દ-એપીનેના બ્હારગામથી આવી પહોંચવાની જ રાહ જુએ છે. તે આવશે એટલે બીજે જ દિવસે તે સંબંધનો કરાર થશે. " પેલા યુવકના મુખમાંથી એક ઉંડો નિઃશ્વાસ નિકળી ગયો. તે પોતાની પ્રિયતમા તરફ લાંબા વખત સુધી જોઇ જ રહ્યો.

" અરેરે, " તે બોલ્યો. " તારા પોતાના મુખથી આ પ્રમાણે મારી કમનસીબીની જ વાતો સાંભળીને મને ઘણો ભય લાગે છે. તેં તો શિક્ષા ફરમાવી દીધી, અને તેનો અમલ પણ થોડા ઘણા કલાકોમાં જ થઇ જવાનો છે. પણ જ્યારે તું એમ જ કહે છે કે હવે કાંઇ બાકી જ રહ્યું નથી, માત્ર ફ્રાંઝના આવી પહોંચવાની રાહ જોવાય છે, તે આવશે એટલે તુરત કરાર ઉપર સહિઓ થશે; અને બીજે જ દિવસે તું તેની થઇ જઇશ, તો કાલેજ તું તેની થવાની. કારણ તે આજે પેરીસમાં આવી પણ પહોંચ્યો છે. "

વેલેન્ટાઇને એક હાય મારી.

" હું એકાદ કલાક ઉપર કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ત્યાં ગયો હતો. અમે વાતો કરતા હતા. તે તારા કુટુંબ ઉપર આવી પડેલી આફતની વાત કરતો હતો, અને હું તારા પોતાના દુઃખની વાત કરતો હતો. એટલામાં એક ગાડી આવી પહોંચી. ત્યાં સુધી મને ભવિતવ્યતામાં બીલકુલ માન્યતા નહોતી. પણ હવે તો મારે માન્યા સિવાય છૂટકો જ નથી. તે ગાડીનો અવાજ સાંભળીને મને કંપારી વછુટી. જરા વારમાં તો જીના ઉપર પગલાં સભળાયાં. બારણું ખુલ્યું. પહેલાં આલ્બર્ટ મોર્સર્ફ દાખલ થયો. મને લાગ્યું કે મારો ભય કદાચ ખોટો હશે, પણ એટલામાં તો આલ્બર્ટની પાછળ જ બીજો એક યુવાન દેખાયો, અને કાઉન્ટ બોલી ઉઠયો. " ઓહો ! બેરન ફ્રાંઝ-દ-એપીને આવી પહોંચ્યા ને શું ! "

" મેં પરાણે પરાણે હિંમત રાખી. મારૂં લોહી ઉડી ગયું. હું થરથર કંપવા લાગ્યો. તોપણ જરા હાસ્ય કર્યું. હું પાંચ મિનિટ ત્યાં સભ્યતાની ખાતર બેઠો, અને તે પછી તરત જ ચાલી નિકળ્યો. પણ તે પાંચ મિનિટ દરમ્યાન ત્યાં શું વાતોચીતો થઇ તે પણ મારાથી સાંભળી શકાઇ નથી, કારણ મારૂં ચિત્ત જ તેમાં નહોતું. "

" અરેરે તમારી શું સ્થિતિ ! " વેલેન્ટાઇન બબડી.

" વેલેન્ટાઇન, હવે એવો સમય આવી પહોંચ્યો છે કે તારે મને ચોખ્ખે ચોખ્ખો જવાબ આપવો જ પડશે; અને આ વાત યાદ રાખજે, કે મારી જીંદગી બધી તારા જવાબ ઉપર જ અવલંબીને રહી છે. કેમ હવે તારો શો વિચાર છે ? "

વેલેન્ટાઇન નીચું જોઇ રહી. તેનું હૈયું ભરાઇ આવ્યું.

" જો, સાંભળ. " મોરેલ બોલ્યો. " આપણી સ્થિતિ ઘણી

ગંભીર છે. હવે જે તે કાંઇ નિશ્ચય ઉપર એકાએક આવવાની જરૂર છે. આપણે કાંઇ આજે પહેલી જ વખત આ સંબંધી વાત થતી નથી. તારો વિચાર આપણા દુર્ભાગ્યની સાથે યુદ્ધમાં ઉતરવાનો છે કે કેમ ? હું આટલા માટે જ અત્યારે આવેલો છું. માટે મને કહે."

વેલેન્ટાઇન કંપવા લાગી, અને તેના તરફ આશ્ચર્યથી જોઇ રહી. તેનાં માતા પિતા, દાદા દાદી, અને આખા કુટુંબથી વિરોધ કરવાનો પ્રસંગ આવશે, એવો વિચાર અત્યાર પહેલાં તેના મનમાં કદી પણ આવેલો નહિ."

"મેકઝીમીલીઅન, તમે શું કહો છો ?" વેલેન્ટાઇને પૂછ્યું. "તમે વિરોધની વાત કરો છો, પણ તે તો એક જાતનું પાપ–નિમકહરામી કહેવાય. શું હું મારા પિતાની આજ્ઞા વિરૂદ્ધ વર્તન કરૂં ? અને મારી દાદી મરણ પથારી ઉપર છે, તેની ઇચ્છા વિરૂદ્ધ વર્તું ? અશક્ય !"

મોરેલ ચોંક્યો.

"મકઝીમીલીઅન, તમારા જેવા ઉદારવૃત્તિના મનુષ્ય મારૂં કહેવું ન સમજી શકે એમ હોય નહિ, અને તમે મારૂં કહેવું સારી રીતે સમજો છો, તેથી જ મારૂં કહેવું માનો છો. ના, ના. હવે મારે મારૂં ગુપ્ત દુઃખ મનમાં જ સમજીને તે સહન કરવા જેટલી હિંમત રાખવી જોઇએ. પણ મારા પિતાનું મન દુભાવવું, મારી દાદીનું મન નારાજ કરવું, એ તો મારાથી કદી પણ થઇ શકે તેમ નથી."

"સાચી વાત છે ! સાચી વાત છે !" મોરેલ જરા તિરસ્કારથી બબડ્યો.

"અરે, તમે કેવા અવાજથી બોલો છો !" વેલેન્ટાઇન બોલી.

"બાઇસાહેબ, હું એક આપના પ્રણયી તરીકે બોલું છું.

" બાઇસાહેબ ! " વેલેન્ટાઇન એક હાય મારીને બોલી. " બાઇસાહેબ ! અરે કેવો સ્વાર્થી માણસ ! મારી દુર્દશા તે જુએ છે છતાં જાણે કે કાંઇ સમજતો જ નથી એવો ઢોંગ કરે છે. "

" વેલેન્ટાઇન, તારી ભૂલ થાય છે. હું તને સારી રીતે સમજી શકું છું. તું તારા પિતાની સામે થવાની નથી ! તારે તારી દાદીને નાખુશ કરવી નથી ! એટલે આવતી કાલે જ તું બ જાની પત્ની થઇ જવાની ! "

" પણ ત્યારે મારે શું કરવું તે તમે જ જણાવો ને ? "

" બાઇસાહેબ, " તેણે જરા મિજાજ ખોતાં જવાબ આપ્યો. " આવે મને પૂછવાની જરૂર નથી. આ બાબતમાં મારાથી તમને કાંઇ સલાહ અપાય તેમ નથી. મારો સ્વાર્થ હોવાથી હું તો અંધ જ બની ગયો છું. "

" ના ના. મને કહો તો ખરા કે મારે શું કરવું ? "

" મારાથી કહેવાય નહિ. " " ના ના. મારા સમ. તમે મને ખરી સલાહ આપો ! "

" તું શું ખરેખર મારી સલાહ માગે છે? "

" હા હા. કારણ કે જો તમારી સલાહ બરાબર હશે તો હું તે પ્રમાણે જરૂર વર્તીશ મારૂં જીગર તમારા માટે કેટલું બધું ખેંચાય છે તે તમારાથી કયાં અજાણ્યું છે ? "

" વેલેન્ટાઇન, મારો ક્રોધ ક્ષમા કર. હું ગભરાઇ ગયો છું. મારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે, અને છેલ્લા કલાકથી તો ઘણા ઘણા ભયંકર વિચારો મારા મગજમાં આવ્યા કરે છે. જો તું મારી સલાહ નહિ માને—"

" પણ તમારી સલાહ શું છે તે તો કહો ? "

" હું સ્વતંત્ર છું. મારી પાસે પણુ બે પૈસા છે. તારી સંભાવના અને પોષણુ કરવાને હું શક્તિવાન છું. તારી સાથે લગ્ન કરી તને મારી પત્ની બનાવવાના હું સોગન ખાઉં છું. તે પહેલાં તારી સાથે કોઇ પણુ જાતની અયોગ્ય છૂટ ન લેવાની હું પ્રતિજ્ઞા કરૂં છું. "

" અરે તમે તો મને ગભરાવી નાંખો છો ! " પેલી છોકરી બોલી.

" તો તું મારી સાથે ચાલી નિકળ. " મોરેલ બોલ્યો. " હું તને મારી બ્હેન પાસે મૂકી આવું. તે તારા જેટલી જ ઉદાર ચરિત છે. તમારે બન્નેને સારી રીતે બનશે. ત્યાંથી પછી આપણે લાગ જોઇને આફ્રીકા, ઇંગ્લાંડ, અમેરીકા ગમે તે કોઇ દેશમાં નાસી જઇશું, અગર તો ફ્રાંસમાં જ કોઇ દૂરના અજ્ઞાત ગામડામાં જઇને સંતાઇ રહીશું. અને જ્યારે તારાં સગાં વહાલાંનો ક્રોધ શાંત થશે, ત્યાર પછી પેરીસમાં પાછાં આવીશું. "

વેલેન્ટાઇને ડોકું ધુણાવ્યું.

" મને ભય લાગે છે " વેલેન્ટાઇન બોલી. " કે દુ:ખને લીધે તમારૂં મગજ ગુમ થઇ ગયું છે, અને તમારી સલાહ પ્રમાણે ચલાય તેમ નથી ! તમારૂં કહેવું અશક્ય છે એમ જ મારે તમને જવાબ આપવો જોઇએ. નહિ તો હું વળી તમારા કરતાં બમણી મૂર્ખ કહેવાઉં."

" ત્યારે તો તું એમ જ કહેવા માગે છે કે કાંઇ પણ પ્રયત્ન તારે કરવો નથી. માત્ર હાથપગ જોડીને બેસી રહેવું છે, અને નસીબને ખોટો દોષ દેવો છે. ખરેખર હું જ ગાંડો છું. હવે તારા કહેવાથી જ મારી આંખો ઉઘડી. 'કામાતુર માણુસ અંધ હોય છે.' તારા શાંત વિચાર જ બરાબર છે ! વારૂ, ત્યારે તો આવતી કાલે તું એકલા કરાર ઉપર સહિ કરવાના ફારસથી જ નહિ, પણુ તારી

પોતાની રાજીખુશીથી 'બેરન ફ્રાંઝ-દ-એપીને'ની મોહરદાર બની જવાની !"

" ત્યારે ફરીથી પાછા મારા હૃદયમાં નવીન ઘા કરવા મંડયા ? વારુ, તમારી પોતાની જ બ્હેન જો મારી સ્થિતિમાં હોય તો તમે શું કરો ?"

મોરેલે નિઃશ્વાસ મૂકયો.

" હું સ્વાર્થી છું એવો આરોપ તો તેં મારા ઉપર મૂકયો જ છે." મોરેલ બોલ્યો. " સ્વાર્થી બીજાનો વિચાર કદી કરતા જ નથી. તેઓ તો માત્ર પોતાના સ્વાર્થના જ સગા હોય છે. આજે એક વરસથી તારે અને મારે ઓળખ છે. જે દિવસે તું મારી નજરે પડી તે દિવસથી તારો પ્રેમ સંપાદન કરવો તેમાં જ મારી જીંદગીનું સંપૂર્ણ સુખ સમાએલું હું જોઉં છું. એક વખત તેં પોતે જ મારા આગળ કબુલ કરેલું છે, કે તું મને જ ચ્હાય છે. તે દિવસથી તો તને મેળવવામાં જ મારા ભાવી સુખની આશા રહેલી છે. તારા સિવાય મારૂં જીવન નિરર્થક છે. પણ હવે મારે કાંઇ કહેવાનું રહેતું નથી. હવે તો મારે એટલું જ કહેવાનું છે, કે મારૂં દુર્ભાગ્ય જ મારી આડે આવે છે. મને સ્વર્ગ મળવાની આશા હતી, પણ હવે મારી સર્વ આશાઓ ધૂળધાણી થઇ ગઇ છે. જુગારી પોતાની પાસે જે ચીજ હોય છે તે ગુમાવે છે, એટલું જ નહિ પણ પોતાની પાસે નથી હોતી તે ચીજ પણ ગુમાવે છે."

" વારુ, પણ હવે તમે શું કરવા માગો છો તે ટુંકામાં કહો ને " વેલેન્ટાઇને પૂછ્યું.

" બાઇસાહેબ, હવે મારે બીજું કાંઇ જ કર્તવ્ય કરવાનું રહેતું નથી, પણ આપની રજા માગવાની રહે છે. પ્રભુને મારી હવે છેલ્લામાં

છેલ્લી એવી પ્રાર્થના છે કે આપનું જીવન એવું શાંત, અને સુખી નિવડો કે જેથી મારૂં સ્મરણ આપને કરવાનો કદી પણ પ્રસંગ આવે નહિ."

"અરે ! અરે !" વેલેન્ટાઇન રડવા લાગી.

"વારૂ બાઇસાહેબ, આપને છેલ્લા પ્રણામ !" મોરેલે નમન કર્યું.

"તમે ક્યાં ચાલ્યા ?" વેલેન્ટાઇને હાથ લાંબો કર્યો, અને તેનો ડગલો ઝાલ્યો. કારણ કે તે સમજી ગઇ હતી કે તેના પ્રણયીની શાંતિ બધી માત્ર બ્હારની દેખીતી જ હતી.

"હવે હું જઇશ કે જેથી કરીને આપના કુટુંબ ઉપર નવીન નવીન આફત લાવવાનું દુર્ભાગ્ય મને પ્રાપ્ત થાય નહિ. મારા જેવી સ્થિતિના કોઇ પણ પ્રમાણિક અને સ્નેહપાશમાં સપડાએલા મનુષ્યે કેવી રીતે વર્તવું તેનો હું દાખલો બેસાડવા માગું છું."

"પણ જતાં પહેલાં મને એ તો જણાવો કે તમે શું કરવા માગો છો ?"

પેલા યુવકે શોકજનક હાસ્ય કર્યું.

"બોલો, બોલો." વેલેન્ટાઇને કહ્યું. "હું તમને વિનંતિ કરૂં છું."

"ત્યારે શું તારો નિશ્ચય બદલાયો છે ?"

"મારો નિશ્ચય બદલાય તેમ નથી. કમનસીબ માણસ ! તમે જાણો છો જ કે તે બદલવો પણ બરાબર નથી." પેલી યુવતી બોલી.

"ત્યારે તો છેલ્લા પ્રણામ."

"પણ તમે શું કરવા માગો છો તે મારે જાણવું જોઇએ. તમે ક્યાં જાઓ છો ?" વેલેન્ટાઇન ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી.

"અરે, તું જરા પણ ગભરાતી નહિ." તે જતાં જતાં જરા અટકીને બોલ્યો. "મારા દુર્ભાગ્યને માટે બીજા મનુષ્યને જવાબદ ર

ગણી તેના ઉપર વૈર વાળવાનો મારો ઇરાદો નથી. મારી જગાએ બીજો કોઇ હોત તો તારા ભાવી સ્વામીને ધમકી આપીને, તેનું કોઇ રીતે અપમાન કરીને, તેની શામે દ્વંદ્વ યુદ્ધ કરી, તેને જમીનદોસ્ત કરી નાંખવાને ઉભો થાત. પણ એ તો બધી મૂર્ખાઇ છે. એમાં ફ્રાંઝનો બિચારાનો શું દોષ છે ? તેણે તો બિચારાએ મને જીંદગીમાં આજે પહેલી જ વખત જોયો હશે, અને કદાચ એટલામાં મને ભૂલી પણ ગયો હશે. તારૂં તેની સાથે પાણીગ્રહણ કરવાનું નક્કી કર્યું, ત્યારે મારા જેવો એક મનુષ્ય અસ્તિત્વમાં હશે, એમ પણ તે બિચારાને ખબર નહિ હશે. તેની સાથે મારે કાંઇ શત્રુતા નથી, એટલે તેના ઉપર હું કાંઇ પણ વૈર વાળવાનો નથી. એ બાબત તું પક્કી ખાત્રી રાખજે !

" ત્યારે શું તમારો મારા ઉપર વૈર વાળવાનો વિચાર છે ?"

" અરે અરે આ શું બોલી ? તારા ઉપર વૈર લેવાનું ? પરમાત્મા એવી દુર્બુદ્ધિ કદી પણ મને સુજાડે નહિ ! પ્રભુ તેવા પાપથી બચાવે ! સ્ત્રી જાત જ પવિત્ર છે. તેમાં પણ પોતાના પ્રેમનું પાત્ર પોતાની પ્રિયતમા તો દૈવી અને પૂજનીય છે. "

" ત્યારે તો દુર્ભાગી મનુષ્ય, તમે તમારી જાત ઉપર વૈર લેવા માગો છો ? "

" હું એકલો જ અપરાધી છું. શું નહિ વારૂ ? "

" મેકઝીમીલીઅન ! મેકઝીમીલીઅન ! આમ આવો ! આમ પાછા આવો ! "

તે પાસે આવ્યો. તેના મુખ ઉપર હાસ્ય છવાઇ રહ્યું હતું. તેના મુખ ઉપરની ફીક્કાશ જો કોઇ ધારી ધારીને જુએ નહિ તો કોઇ એમ જ ધારે કે તે અત્યારે ખરેખરા આનંદમાં જ હતો.

" સાંભળ, મારી વ્હાલી વેલેન્ટાઇન." તેણે જરા ગંભીર પણ મધુર અવાજે કહ્યું. " આપણાં જેવાં મનુષ્યો, કે જેમણે જગતના આગળ શરમાવું પડે તેવો વિચાર સુદ્ધાં પણ કદી કરેલો નથી, તેઓ એકબીજાનાં અંતર સારી રીતે સમજી શકે છે. હું કાંઇ તુરંગી અગર શોકગ્રસ્ત નાયકનું નાટક ભજવવાને માગતો નથી. મેં સોગન ખાધા નથી, પ્રતિજ્ઞાઓ કરી નથી, અગર કોઇ પણ જાતનો વિરોધ બતાવ્યો નથી; છતાં મારી જીંદગી અજાયબ રીતે તારા જીવન સાથે મિશ્ર થઇ છે. હવે તું મને છોડવા માગે છે, તે તું બરાબર જ કરે છે. હું ફરીથી ભાર મૂકીને કહું છું કે તું બરાબર જ કરે છે. પણ તારા વિયોગે મારૂં જીવન વિનાશ પામવાનું. જે પળે તું મારી પાસેથી વિદાય થઇ તે જ પળે હું એકલો પડવાનો. મારી બ્હેનને ઘણો સારો પતિ મળેલો છે, અને તે ઘણી સુખી છે. તેનો સ્વામી એક ઘણો ઉદાર ચરિત યુવક છે. પણ જગતમાં મારૂં કોઇ જ નથી. મારૂં વ્યર્થ જીવન કોઇને પણ ઉપયોગી થઇ પડે તેમ નથી. હવે મારો ઇરાદો આ છે. તારાં લગ્ન થતાં સુધી તો હું રાહ જોઇશ. કારણ કે જરા પણ આશાનું કિરણ જ્યાં સુધી હોય ત્યાં સુધી રાહ જોવી જોઇએ. કારણ વખતે કાંઇક અણધાર્યો બનાવ બને. હું છેલ્લી ઘડી સુધી થોભીશ. પણ જ્યારે મારૂં દુર્ભાગ્ય સંપૂર્ણ બનશે, અને તેનો કોઇ પણ ઉપાય રહેશે નહિ, ત્યારે મારા બનેવીને હું એક ગુપ્ત પત્ર લખીશ, અને બીજો પોલીસખાતાના વડા અધિકારીને લખીશ, અને મારો ઇરાદો તેમને જણાવીશ. તે પછી એકાદ જંગલમાં અથવા એકાદ ખીણ અગર નદીની ભેખડ ઉપર મારા જીવનનો અંત લાવીશ. એવી હું પ્રતિજ્ઞા કરૂં છું."

વેલેન્ટાઇન રોવા, પછાડ ખાવા, અને કંપવા લાગી. તેની

આંખમાંથી આંસુઓ વહેવા લાગ્યાં. પેલા યુવક શોકગ્રસ્થ સ્થિતિમાં તેની આગળ ઉભો રહ્યો. તેનો નિશ્ચય અડગ જણાતો હતો.

"મને એક વચન આપો. એક જ વચન આપો. અરે આપણા સ્નેહની ખાતર એક જ માત્ર વચન હું માગું છું, તે એ કે તમે એવું અવિચારી કાર્ય નહિ કરો !"

"ના ના. તેવું વચન મારાથી અપાય તેમ નથી. પણ હવે તેમાં મારે શું છે ! તારી ફરજ તેં બજાવી છે. તારૂં અંતઃકરણ તને ડંખવાનું નથી."

વેલેન્ટાઇન ઘુંટણીએ પડી અને કાકલુદી કરવા લાગી.

"મેકઝીમીલીઅન, મેકઝીમીલીઅન," તે બોલી. "આ જગત્માંહું અંતરથી કોઇને ચ્હાતી હોઉં તો તે માત્ર તુંજ છે. હું નિરાધાર છું. તુંજ મારા હૃદયનો સ્વામી છે. હું તને વિનંતી કરૂં છું, એક જ વચન તારી પાસે માગી લઉં છું કે તું તારી જીંદગીનો નાશ ન કરીશ. તું આત્મહત્યાનો વિચાર માંડી વાળ ! તુ એમ ન સમજીશ કે મારા મનને આનંદ થાય છે. મારૂં હૃદય ચીરાઇ જાય છે પણ ફરજ આડે આવે છે. આ હૃદયને માટે આનંદ જેવી કોઇ ચીજ જ હવે રહી નથી. તો મારી પેઠે તું પણ દુઃખ સહન કર. જીવતાં હોઇશું તો વળી કોઇક વખત ભેગાં થઇશું."

"છેલ્લા પ્રણામ, વેલેન્ટાઇન!" મોરેલ બોલ્યો.

"હે પ્રભુ!" વેલેન્ટાઇને ઉંચું જોઇ હાથ જોડી પ્રભુની પ્રાર્થના કરતાં કહ્યું. "આજ્ઞાધારક પુત્રી તરીકે પિતાની આજ્ઞા પાળવાને મેં મારાથી બનતું કર્યું છે. મેં મારા પ્રણયીને આજીજી કરી, તેને વિનવ્યો, કાલાવાલા કર્યા, પણ સર્વ ફોગટ ગયું છે. ત્યારે હવે," તે ઉઠી, આંસુ લુછી નાંખ્યાં અને નિશ્ચયથી બોલી. "આવ

મેકઝીમીલીઅન, મારૂં વચન પાળવાને હું તૈયાર છું. હુ પશ્ચાત્તાપથી મરવા માગતી નથી. તેના કરતાં તો અપકીર્તિમાં મરવું એ હું વધારે પસંદ કરૂં છું. માટે ચાલ હવે તું એ વાત જવા દે. હું તારી જ છું. ચાલ બોલ, શું ઇચ્છા છે? આજ્ઞા કર, અને હું માથે ઉઠાવવાને માટે તૈયાર છું."

મોરેલ થોડાં ડગલાં દૂર ગયો હતો ત્યાંથી એકદમ પાછો ફર્યો, અને વેલેન્ટાઇનને પોતાની બાથમાં લીધી.

" વેલેન્ટાઇન, વહાલી વેલેન્ટાઇન, તું આમ બોલ નહિ. મને જ મરવા દે. આપણે જો પરસ્પરને જીગરથી ચાહીએ છીએ, તો પછી આવી રીતે તને શા માટે મેળવું? જો એક દયાની ખાતર જ તું મને જીવવાને કહેતી હોય તો હું મરવાનું જ વધારે પસંદ કરીશ."

" ખરેખર. " વેલેન્ટાઇન મનમાં જ બબડી. " આના સિવાય આ જગત્‌માં મારી દરકાર કોને છે? મારા દુ:ખમાં મને કોણ દિલાસો આપે છે? એ જ. મારી આશાઓ કોના ઉપર છે? મારૂં હ્રદય ક્યાં વિશ્રાંતિ મેળવે છે? આ મારાં ચક્ષુઓ કોને જોવાને આતુર હોય છે? તેને, તેને, બસ તેને જ. મેકઝીમીલીઅનને જ. બીજા કોઇને જ નહિ. હા, હા. મેકઝીમીલીઅન, તારૂં કહેવું સત્ય છે. હું તારી સાથે જ આવીશ. હું મારા પિતાના ઘરનો તારી ખાતર ત્યાગ કરીશ. હું નિર્ગુણી અને નિમકહરામ પુત્રી છું. મારા અપંગ પિતામહને દગો દઇશ પણ તારી સાથે આવીશ. "

" ના, ના." મેકઝીમીલીઅન બોલ્યો. " તારા પિતામહને દગો દઇશ નહિ. તું કહેતી હતી કે મારે માટે તેમના મનમાં સારી લાગણી છે. વારૂ ઘરનો ત્યાગ કરતાં પહેલાં તેમને સર્વ વાત જણાવી છે. તેમની સંમતિ મળશે તો પરમાત્માની તું ચોર નહિ બને. આપણું

લગ્ન થશે કે તુરત જ તેમને આપણી પાસે રાખીશું. તેમને તું એક બાળક હાલ છે, તેને બદલે આપણે બે જણ તેમની સારવાર કરીશું. તું તેમની સાથે કેવી રીતે વાતચીત કરે છે તે વાત તેં મને જણાવી છે. હું જલદીથી તે ઇશારતો બધી શીખી લઇશ અને નિરાશાને બદલે સુખ અને આનંદ જ આપણા ભાગ્યમાં લખેલાં છે એમ માનજે."

"અરે મેકગ્રીમીલીઅન, જુઓ, જુઓ, તમારી મારા ઉપર કેટલી બધી સત્તા છે તે. મને તમારી દરેકે દરેક વાત ઉપર પૂર્ણ વિશ્વાસ આવે છે. પણ આ તો મને ગાંડપણ જ લાગે છે; કારણ મારા પિતા મને શ્રાપ આપ્યા સિવાય રહેશે જ નહિ તે પાષાણ હૃદયના છે! તેઓ મને કદી ક્ષમા કરનાર જ નથી! પણ મેકગ્રી-મીલીઅન, સાંભળો: જો કદાચ કોઇ યુક્તિ-પ્રયુક્તિથી, વિનંતીથી, કાલાવાલાથી અગર કોઇ અકસ્માતથી હું આ લગ્ન બંધ રખાવું તો તમે કાંઇ અવિચારી કાર્ય નહિ કરો એવું તમે મને વચન આપો છો?"

"હા હા. તારી પેઠે જ હું પ્રતિજ્ઞા કરૂં છું કે હું રાહ જોઇશ."

"ત્યારે હું આખા જગતમાં મને જે પવિત્રમાં પવિત્ર વસ્તુ છે તેના એટલે મારી માતાના સોગન ખાઇને હું વચન આપું છું."

"ત્યારે હું જરૂર રાહ જોવાનો."

"હા હા. આપણે બન્ને જણ થોભીશું. અરે કોણ જાણે છે કે કાલે શું બનશે?"

"ત્યારે મારો બધો આધાર તારા ઉપર છે. તું જે કરીશ તે બરાબર જ હશે. માત્ર જો તેઓ તારી પ્રાર્થના ન માને, તારૂં કાંઇ જ ન ચાલે, અને આવતી કાલે કરાર જ કરવાનો ઠરે—"

"તો હું મેં જે વચન આપ્યું છે તે પ્રમાણે વર્તીશ."

'એટલે તે કરાર કરવાને બદલે—"

" હું તમારી પાસે દોડી આવીશ, અને આપણે એકદમ નાસી જઇશું. પણ તેવો વખત આવી લાગે ત્યાં સુધી આપણા ઉપર દૈવને કોપ કરવાનું કારણ આપવું બરાબર નથી. મોરેલ, આપણે હવે વારંવાર મળવાની જરૂર નથી. અત્યાર સુધી આપણને કોઇ પકડી શક્યું નથી, અને આપણો ભેદ ગુપ્ત રહ્યો છે, એ જ એક અતિ નવાઇની વાત છે; કારણ કે જો કોઇના જાણવામાં આવે તો આપણે એક પણ રસ્તો રહે નહિ."

" વારૂ તારૂ કહેવું મને કબુલ છે; પણ મને કેવી રીતે ખબર મળશે ? "

" હું તમને ખબર આપીશ. મારા ઉપર વિશ્વાસ રાખો. તમારા જેટલો જ મને પણ હાલનાં નક્કી કરેલાં લગ્ન માટે કંટાળો છે. "

" તારો મોટો આભાર. વહાલી વેલેન્ટાઇન, તું મને ખબર આપીશ એટલે તુરત જ તું જ્યાં કહીશ ત્યાં વખતસર હાજર થઇશ. આ બાગમાં તું આવીશ તો પણ વાંધો નથી. દરવાજો બંધ હશે તો તને હું આ દિવાલ ઉપરથી ઉંચકી જઈશ. ગાડી તૈયાર રાખીશ, અને આપણે મારી બ્હેનને ત્યાં જઇશું. ત્યાં તારે જોઇએ તો એકાન્તમાં રહેજે, અને તારી નજરમાં આવે તો ખુલ્લી રીતે રહેજે. આપણે આપણાથી બનતો તમામ પ્રયત્ન કરીને આપણા ઉપર થતો જુલમ અટકાવીશું; અને ઘેટાંની માફક માત્ર નિઃશ્વાસ નાંખતાં રેહેંસાઇ જવાની ભાવિતવ્યતાને કદી તાબે થઇશું નહિ. "

" હા હા. હવે તો તમે બરાબર બોલ્યા. હવે તો તમે રાજી થયા ને ? "

" અરે, મારો આનંદ તો મુખથી વર્ણવી શકાય તેમ નથી."
વેલેન્ટાઇન અને મેકઝીમીલીઅન એકબીજાને ભેટી પડયાં.
" વારૂ ત્યારે તું મને ખબર આપશે ? " " હા હા. જરૂર"
" વહાલી તારો ઉપકાર જેટલો માનું તેટલો ઓછો છે. "

વેલેન્ટાઇન દોડી ગઇ. નજર પહોંચી ત્યાં સુધી મોરેલ જોઇ રહ્યો. પછી આકાશ તરફ જોઇને ઇશ્વરનો ઉપકાર માનવા લાગ્યો. તે યુવક ઘેર ગયો. તે દિવસે સાંજે અને બીજે દિવસે આખો દિવસ વેલેન્ટાઇન તરફના સમાચાર મળ્યા નહિ. ત્રીજે દિવસે સવારમાં દસ વાગે ટપાલવાળાએ આવીને એક પત્ર તેને આપ્યો. મેકઝીમીલીઅન તુરત જ સમજી ગયો. પત્રનો મતલબ નીચે પ્રમાણે હતો.

" આંસુ, કાલાવાલા, પ્રાર્થનાઓ, વિનંતી અને આજીજી સર્વ નિરર્થક નિવડયું છે. કાલે લગભગ બે કલાક સુધી તો દેવળમાં ઇશ્વરની પ્રાર્થના કરી છે પણ તેણે પણ તે સાંભળી નથી. આજે રાતના નવ વાગે કરાર ઉપર સહીઓ થવાની છે. મારે અંતઃકરણ એક જ છે. વચન પણ એક જ છે. વચન હું તમને આપી ચુકી છું. વચન સાથે હૃદયનું પણ દાન થઇ ગયું છે. માટે આજે રાતના નવ વાગે બાગના દરવાજા આગળ મળવું. લી. હવે તો સદાની તમારી જ વેલેન્ટાઇન. "

" તાજા કલમ—મારી દાદીની તબીઅત વધારે ને વધારે બગડતી જાય છે. કાલે તાવમાં લવરી કરતાં હતાં. આજે લવારીને બદલે કેવળ ગાંડપણ જ છે. આવા સ્થિતિમાં તેમને મૂકીને હું આવવા તૈયાર થઇ છું તો તમે મને દગો તો નહિ જ દો ? કરાર ઉપર આજે સાંજના સહિઓ કરવાની છે, એ વાત મારા દાદાજીનાથી ગુપ્ત રાખવામાં આવી છે એમ જણાય છે. "

મોરેલને તપાસ કરતાં આ વાત સત્ય જણાઇ. પછી તે મોન્ટે-ક્રિસ્ટોને ત્યાં ગયો તો ત્યાં વળી વધારે વાત સાંભળી. ફ્રાંઝે આવીને વાત કરી હતી. મેડમ વાઇલફોર્ટે પણ ચીઠ્ઠી લખીને કાઉન્ટને ખબર આપી હતી, અને સેન્ટ મિરાનના મરણને લીધે કાઉન્ટને નિમંત્રણ આપી શકાય તેમ ન હોવાથી તે બાબત તેણે ક્ષમા ચાહી હતી. પહેલે દિવસે ભાવી જમાઇરાજ—ફ્રાંઝને મેડમ સેન્ટ મિરાન આગળ લઇ જવામાં આવ્યા હતા. આ બધી વાત દરમ્યાન કાઉન્ટ મોરેલની તરફ ધારી ધારીને જોઇ રહ્યો હતો. તેની ગભરામણ તેના બરાબર ધ્યાનમાં આવી ગઇ હતી. મોન્ટેક્રિસ્ટોએ હમેશના કરતાં વધારે માયા દેખાડવા માંડી. આથી તમામ હકીકત ખુલ્લે ખુલ્લી તેને જણાવી દેવાને મેકઝીમીલીઅન લલચાયો. પણ તેણે વેલેન્ટાઇનને આપેલું વચન યાદ આવ્યું, અને તે મૂંગો રહ્યો. તે દિવસે કાંઇ પચીસ—પચાસ—સો વખત તેણે વેલેન્ટાઇનનો પત્ર વાંચ્યો. આ તેનો પહેલો જ પત્ર હતો. છતાં તે કેવા સંજોગો લખાએલો હતો ? દર વખતે તે વાંચતો કે તેને સુખી કરવા તે પ્રતિજ્ઞા કરતો. હવે તો મેકઝીમીલીઅન છેવટની ઘડીની જ રાહ જોતો હતો. નાસવાની સર્વ તૈયારીઓ તેણે કરી મૂકી હતી. એક જગાએ બે સીડીઓ તેણે સંતાડી રાખી હતી. એક ગાડી પણ તૈયાર ખડી રહેવાની હતી. જરૂર પડે તો જ ગાડીનાં ફાનસ સળગાવવાનાં હતાં. કોઈને આ બાબતની ખબર ન પડે તે માટે ખાસ સાવચેતી રાખી હતી. આમ છતાં પણ મેકઝીમીલીઅન વારવાર કંપી ઉઠતો. બાગની દિવાલ ઉપરથી તેને ઉંચકી પોતાની બાથમાં ઘાલવાને તે શક્તિમાન થાય નહિ, ત્યાંસુધી તેને સંતોષ થાય નહિ એ સ્વાભાવિક જ હતું."

છેવટે નિશ્ચિત કરેલો સમય આવી પહોંચ્યો. પ્રેમપાશમાં

સપડાએલો મનુષ્ય ઘડીઆળને પણ જંપીને શાંતિથી કામ કરવા દેતો નથી. મોરેલે પોતાના ઘડીઆળની એવી રીતે પત્તર ખાંડવા માંડી કે જે વખતે ખરેખરો સાડા છનો સમય થયો હતો તે વખતે, તેના ઘડીઆળમાં આઠનો ટકોરો થયો. પછી તેણે વિચાર કર્યો. "હવે મારે નિકળવાનો સમય થયો છે. કરાર ઉપર સહીઓ કરવાનો વખત નવ વાગ્યાનો છે, પણ વેલેન્ટાઇન કાંઈ તે માટે થોભવાની નથી." આથી મૌરેલ ઘેરથી નીકળ્યો, અને વેલેન્ટાઈનના મકાનના બાગની નજીકમાં આવીને સંતાયો ત્યારે માત્ર આઠનો જ ટકોરો થયો. નજીકમાં જ એક પડી ગએલા મકાનના ખંડેરને ઓથે ગાડી અને ઘોડા તૈયાર રાખેલાં હતાં. રાત્રીનો અમલ જામતો ચાલ્યો, અને અંધકાર વધતો ગયો. થોડા વખત પછી મોરેલ પોતાની છુપાવાની જગાએથી બહાર નિકળ્યો, અને ધીમેથી બાગમાં નજર કરી. હજી કોઇ આવ્યું નહોતું. સાડાઆઠ વાગ્યા. રાહ જોતાં બીજો અડધો કલાક નિકળી ગયો. મોરેલ બિચારો આમનેમ જોયા કરતો અને બાગમાં દૃષ્ટિ ફેંકયા કરતો. બાગમાં અંધકાર વધતો ચાલ્યો પણ તે અંધકારમાંથી સફેદ પોષાક શોધી કાઢવાને તે વ્યર્થ ફાંફાં મારવા લાગ્યો. વધતી જતી શાંતિમાં પગલાંનો અવાજ સાંભળવાને તે પોતાની શ્રવણેન્દ્રિયને સતેજ કરવા લાગ્યો. મકાનમાં પણ સર્વત્ર અંધકાર નજરે પડયો હતો. લગ્નના કોલકરારો તૈયાર થતા હોય અને તેના ઉપર સહિઓ કરવાનું કાર્ય ચાલી રહ્યું હોય એવું કાંઇ પણ જણાતું નહોતું. વળી પાછું પોતાનું ઘડીઆળ કાઢીને જોતાં દસ વાગેલા તેને જણાયા. પણ બીજા ઘડિ-આળના ટકોર સાંભળતાં સાડાનવ વાગ્યાની તેની ખાત્રી થઇ. પણ વેલેન્ટાઇનને તો નવ વાગ્યાનો સમય કહેલો હતો, એટલે તેના કરતાં પણ અડધો કલાક ઉપર થઇ ગયો. તે યુવકને માટે આ ખરેખરો

ફટોકટીનો સમય હતો. જરાક પાંદડાંનો ખખડાટ થતો, જરા પવનનો સુસવાટો થતો, કે તે ચોંકીને ઉઠતો. તેનું કપાલ પસીનાથી ભરાઇ ગયું. પસીનો લુછી નાંખીને દિવાલ આગળ તેણે સીઢી મૂકી, અને હવે એક પળ પણ થોભવું નહિ એવો નિશ્ચય થતાં સીઢી ઉપર પગ મૂકયો. આવી રીતે આશા અને નિરાશામાં ખરેખર દસનો ટકોરો થયો.

“ કરાર ઉપર સહીઓ કરવાના કાર્યમાં કાંઇ પણ વિક્ષેપ આવી પડયો ન હોય તો તેમાં કાંઇ આટલો બધો વખત લાગે નહિ ! એ તો કેવળ અશકય જ લાગે છે ! બધી ચારે બાજુનો વિચાર કરી જોતાં એમ લાગે છે કે કાંઇ પણ નવાજુની થએલી હોવી જોઇએ. ” પછી તે ઉતાવળો ગભરામણમાં આમતેમ ફરવા લાગ્યો. પોતાના તૃપ્ત થઇ ગએલા મગજને શાંત કરવાને માટે વારંવાર કપાળ ઉપર હાથ ફેરવવા લાગ્યો. વેલેન્ટાઇન ગભરાઇ ગઇ હશે ? કે તેનો ઇરાદો બધો પકડાઇ ગયો હશે અને તેને નાસી આવતાં રોકવામાં આવી હશે ? તે યુવકને તો માત્ર આટલાં જ વિઘ્નો જણાતાં હતાં.

નાસવાના પ્રયત્નમાં તે ગભરાઇ ગઇ હોય, અને બેભાન બની જઇ બાગના એકાદ રસ્તામાં મૂર્છિત થઇને પડી રહી હોય, એવી શંકાએ તેને વધારે ભયભીત બનાવ્યો. “ એવું હશે તો તે મારા હાથમાંથી જવાની, અને તેમાં મારો પોતાનો જ દોષ કહેવાય.” આ વિચાર આવતાંની સાથે જ તે શંકા તેને વ્યાજબી લાગી. બાગમાં જમીન ઉપર જરા દૂર કાંઇક પડેલું તેને દેખાવા લાગ્યું. તેણે હિંમત લાવીને બૂમ મારી. જવાબમાં એક ગુંગળાતો નિઃશ્વાસ તેણે સાંભળ્યો હોય, એવો તેને ભાસ થયો. એટલામાં સાડાદસ થયા. હવે તો વધારે થોભવું તેને અશકય થઇ પડયું. તેના

લમણાની નસો જોરથી ધબકારા કરવા લાગી. તેનું હૃદય એટલા જોરથી ધડકવા લાગ્યું કે જો કોઇ બીજો માણસ પાસે ઉભેલો હોય, તો તેના પણ તે સાંભળવામાં આવ્યા સિવાય રહે નહિ. તેની આંખોએ અંધારાં આવવા લાગ્યાં. તે સીઢી ઉપર ચઢી ગયો. બાગના કોટ ઉપર પગ મૂકયો અને તે એક પળવારમાં અંદર કુદી પડયો. મેજીસ્ટ્રેટ વાઇલફોર્ટના મકાનમાં તે અત્યારે હતો. બાગનો કોટ કુદીને તે અંદર આવ્યો હતો. આનું પરિણામ શું આવે ? થોડે સુધી તો તે કોટ સાથે છૂપાઇ છૂપાઇને ચાલવા લાગ્યો. ઝાડની એક ઘટા આવી તેમાં દાખલ થયો. હવે ત્યાંથી મકાન સ્પષ્ટ રીતે નજરે પડયું. આ વખતે મોરેલને એક બાબતની ખાત્રી થઇ. શુભ પ્રસંગે બધે રોશની કરવાનો રિવાજ હોય છે. તેને બદલે આજે તો તેને મકાને કેવળ અંધારૂં જણાયું. વધારામાં વળી આકાશમાં વાદળ આવીને ચંદ્ર પણ ઢંકાઇ ગયો હતો. પહેલા માળની ત્રણ બારીઓમાંથી દીવાનો પ્રકાશ ઝડપથી જતો આવતો જણાયો. આ ત્રણ બારીઓ મેડમ સેન્ટ મિરાનના ઓરડાની હતી. મોરેલે અહીં બધું અનુમાનથી જાણી લીધું. વેલેન્ટાઇન આખો દિવસ કયાં હશે ? શું કાર્યમાં અગર વિચારમાં ગુંચાએલી રહેલી હશે ? તે જાણવાને મોરેલ તેને ઘણી વખત તેના મકાનનું વર્ણન કરવાનું કહેતો. આ વર્ણન તેણે એટલી બધી વાર સાંભળ્યું હતું, અને તેણે એવું બારિક વર્ણન કર્યું હતું કે તે મકાન અંદરથી તેણે જોએલું નહિ, છતાં તે મકાનથી તે સંપૂર્ણ રીતે વાકેફ હતો. વેલેન્ટાઇનની ગેરહાજરીથી તેને અત્યાર સુધીમાં જે ગભરામણ થઇ હતી, તેના કરતાં આ અંધકાર અને શાંતિથી તેને વધારે ગભરામણ થવા લાગી. દિલગીરીથી તે ગાંડાતુર બની ગયો, અને વેલેન્ટાઇનને એક વખત ગમે તે જોખમે પણ મળવાનો તેણે

નિશ્ચય કર્યો. તે સિવાય તેની શંકાનું નિવારણ થાય તેમ નહોતું. આમ વિચાર કરીને તે ઝાડની ઘટામાંથી બ્હાર નિકળવા લાગ્યો; એટલામાં કાંઇ અવાજ દૂરથી પવનથી ખેંચાઇ આવેલો તેને કાને પડયો. અવાજ સાંભળતાં પાછો તે લપાઇ ગયો. જરા પણ હાલ્યા ચાલ્યા સિવાય એક ખૂણામાં ભરાઇ ગયો. તેણે નિશ્ચય કરી લીધો. જો તે વેલેન્ટાઇન હશે, અને એકલી જ હશે, તો તેની સાથે વાતચીત થશે. જો તેની સાથે કોઇ હશે તો વાતચીતનો પ્રસંગ મળશે નહિ, પણ તેનાં દર્શન તો થશે જ, અને તે સુરક્ષિત છે એમ ખાત્રી થશે. જો બીજાં કોઇ ભળતાં જ માણસો હશે તો તેમની વાતચીત ઉપરથી કાંઇ ભેદ સમજાશે. વાદળું જતું રહેવાથી ચંદ્ર પણ ખુલ્લો થઇ ગયો હતો. તેના પ્રકાશમાં વાઇલફોર્ટને મકાનનાં પગથીઆં ઉતરતો તેણે જોયો. તેની પાછળ કાળા પોષાકમાં એક ગૃહસ્થ હતો. તેઓ પગથીઆં ઉતરીને મોરેલના તરફ જ આગળ વધવા લાગ્યા. પેલા બીજા ગૃહસ્થને તેણે જલદીથી જ ઓળખી કાઢયો. તે ડોકટર "આવીની" હતો.

આ લોકોને આગળ આવતા જોઇને તે યુવક વધારેને વધારે લપાતો ગયો. જરા વારમાં પેલા બે ગૃહસ્થો પણ તેની છેક નજીક આવી પહોંચ્યા અને ત્યાં જ અટકયા.

" ડોકટર, " મેજીસ્ટ્રેટ બોલ્યો. " મારા કુટુંબ ઉપર ખુદાની ખફગી જ ઉતરી પડી છે ! અરે કેવું ભયંકર મરણ ! મને દિલાસો આપવાની જરૂર નથી ! આવી રીતનું મરણ મારાથી જોઈ શકાય તેમ નથી ! હવે તે તો પહોંચી ગઇ ! "

યુવકની આંખે અંધારાં આવી ગયાં. તેના દાંત કકડવા લાગ્યા. વાઇલફોર્ટના કુટુંબ ઉપર શી આફત આવી પડી હશે ? કોણું મરણ

પામ્યું હશે ? વેલેન્ટાઇન તો નહિ હોય ? નહિ તો વાઇલફોર્ટ આટલો બધો શોકાતુર કેમ ?

" સાહેબ, " ડોકટરે એવા અવાજથી બોલ્યો કે આપણા યુવકને બમણો ભય લાગ્યો. " હું આપને અહિંઆં દિલાસો આપવાના ઇરાદાથી લાગ્યો થી. ઉલટું—"

" તમે શું કહેવા માગો છો ? " મેજીસ્ટ્રેટે ગભરાતાં ગભરાતાં પૂછયું.

" મારૂં કહેવું એવું છે કે તમારા માથા ઉપર આજે જે આફત આવી પડી છે તેના કરતાં પણ વધારે ભયંકર આફત આવી પડવાનો સંભવ છે. "

" શું કહો છો ? " વાઇલફોર્ટ ભયથી હાથ ઘસવા લાગ્યો.

" અહિંઆં આપણે એકલા જ છીએ કે ? "

" હા, હા. તદ્દન એકલા જ છીએ. પણ આટલી બધી સાવચેતી શા માટે ? "

" કારણ કે મારે તમને એક ભયંકર ભેદની વાત કરવાની છે. ડોકટરે જવાબ આપ્યો. " આપણે જરા અહિંઆં જ બેસીએ, આવો. " વાઇલફોર્ટ બેઠો અગર ખરેખર કહીએ તો જમીન ઉપર ફસડાઇ પડયો. ડૉકટરે તેના ખભા ઉપર એક હાથ મૂકયો.

" ડોકટર, હવે તમારે જે કાંઇ કહેવાનું હોય તે કહો. ગમે તેવા ઘા અને આફત ખમવા હું તૈયાર છું. "

" મેડમ સેન્ટ મિરાનની વૃદ્ધાવસ્થા છતાં તેની તન્દુરસ્તી સારી હતી ? "

હવે મોરેલના મનને ટાઢક વળી. છેલ્લી દસ મિનિટ તો તેણે ભયંકર ચિન્તામાં પસાર કરી હતી.

" તે તો શોકનો ભોગ થઇ પડી છે. તેના પતિ ઉપર તેને અનહદ પ્યાર હતો. વૃદ્ધાવસ્થામાં આવેલાં છતાં પતિ પત્ની એક-બીજાને યુવાનીના જુસ્સાથી ચ્હાતાં હતાં. આથી તેના પતિના મરણ—" વાઇલફોર્ટ બોલ્યો.

" વાઇલફોર્ટ, તે શોકને લીધે મરણ પામી છે એમ નથી. શોકથી કદાચ માણસ મરી જાય, જો કે તેવા બનાવો ઘણા જ જુજ હોય છે—પણ તે કાંઇ એક દિવસમાં એક કલાકમાં અગર દસ મિનિટમાં તો ન જ બને. "

વાઇલફોર્ટે કાંઇ પણ જવાબ આપ્યો નહિ. તેણે માત્ર પોતાનું નીચું કરેલું ડોકું ઉંચું કરીને ડોકટરના સામે અચંબાથી જોયું.

" તમે તેની છેવટની વેદના જોઇ હતી ? " ડોકટરે પૂછ્યું.

" હા હા. હું હાજર હતો. તમે મને જતા રહેવાને ના પાડી હતી. "

" જે રોગથી મેડમ સેન્ટ મિરાન મરણ પામી તેનાં લક્ષણો બધાં તમારા ધ્યાનમાં છે ? "

" હા. તેને રોગના ત્રણ હુમલા થોડી થોડી મિનિટોના અંતરે થયા. આમાંનો દરેક હુમલો પ્રથમના કરતાં વધારે ભયંકર હતો. તમે આવ્યા તે પહેલાં થોડી મિનિટથી તો તેને શ્વાસ ઉપડયો હતો. પછી તે તણાવા લાગી. હું તો માત્ર વાયુનો રહેજ આંચકો જ સમજ્યો હતો, પણ જયારે તેનાં બધાં અવયવો અને ડોક અક્કડ થવા લાગ્યાં, ત્યારે જ મને ખરેખરી ગભરામણ થઇ. તમે આવી પહોંચ્યા. તમારા ચ્હેરા ઉપરથી મને તેની સ્થિતિ વધારે ભયંકર સમજાઇ. એ અણીનો સમય ગયો. મેં તમારા સામે જોયું. તમારૂં ધ્યાન બીજે હતું. તમે તેની નાડી તપાસતા હતા. એટલામાં બીજો

આંચકો આવ્યો, તે પ્રથમના કરતાં પણ આ વધારે ભયંકર હતો. તાણ પ્રથમના જેવી જ પણ વધારે જોરમાં હતી. તેનું મ્હોં સ્યામ પડી ગયું, અને ફાટી જવા લાગ્યું. "

" ત્રીજે હુમલે તેનાઆત્માએ દેહ છોડયો. "

" પહેલા હુમલા વખતથી નાનો ઘા વાગેલો હોય, અને તેમાંથી ધનુર્વાત થયો હોય, એવાં બધાં લક્ષણો મને તો લાગતાં હતાં. તમે મારા અભિપ્રાયને ટેકો આપ્યો હતો. " વાઇલફોર્ટ બોલ્યો.

" હા હા. મારે તમારા અભિપ્રાયને તે વખતે ટેકો આપવો પડયો હતો, કારણ કે બીજાં બધાં ત્યાં હતાં. આપણે એકલા નહોતા. હાલ આપણે એકલા જ છીએ—"

" અરે, તમે શું કહેવા માગો છો ? "

" એટલું જ કે વનસ્પતિના ઝેરનાં લક્ષણો પણ ધનુર્વાતના જેવાં જ હોય છે. "

આ સાંભળતાં જ પ્રથમ તો વાઇલફોર્ટ બેઠો હતો, ત્યાંથી એકદમ ઉભો થઇ ગયો. પાછો જમીન ઉપર પડયો. તે સ્તબ્ધ બની ગયો.

" સાંભળો, " ડોક્ટર બોલ્યો. " હું જે વાત કહું છું તેની ગંભીરતા હું સારી રીતે સમજું છું. એટલું જ નહિ પણ જેના આગળ વાત કરૂં છું તેનો સ્વભાવ વિગેરે પણ સારી રીતે જાણું છું."

" મારી સાથે અત્યારે મેજીસ્ટ્રેટ તરીકે વાત કરો છો કે મિત્ર તરીકે ? " વાઇલફોર્ટે પૂછયું.

" મિત્ર તરીકે. માત્ર એકલા મિત્ર તરીકે જ અત્યારે તો હું તમને વાત કરૂં છું. ધનુર્વાતનાં અને વનસ્પતિમાંથી બનાવેલાં વિષનાં લક્ષણો એટલાં બધાં મળતાં આવે છે કે જો મને સોગન ઉપર

પૂછવામાં આવે તો હું જવાબ આપતાં અચકાઉં. તેથી જ હું તમને ફરીથી કહું છું કે આ વાત એક મિત્ર તરીકે તમને જણાવું છું, અને મેજીસ્ટ્રેટ તરીકે નહિં. મિત્ર તરીકે હું કહું છું કે છેલ્લા પોણા કલાક સુધી તે તરફડીઆં મારતી હતી, તે વખતે મેં તે બાબતનું બારિકીથી નિરીક્ષણ કર્યું હતું, અને મારી ચોક્કસ ખાત્રી થઇ છે કે તેનું મરણ વિષ-પ્રયોગથી થયું છે, એટલું જ નહિ પણ તે ઝેર કેવા પ્રકારનું હતું તે પણ હું કહી શકું તેમ છું."

"શું કહો છો?"

"લક્ષણો બધાં જાણીતાં છે. મેડમ સેન્ટ મિરાનનું મરણ 'બ્રસીન' અગર 'સ્ટ્રીકનાઇન'થી નિપજ્યું છે, જે કદાચ ભૂલમાં અપાઇ ગયું હોવું જોઇએ.

વાઇલફોર્ટે ડોક્ટરનો હાથ પકડયો.

"ડોકટર, મારા ઉપર દયા લાવો! મારા ઉપર હમણાં હમણાંની એટલી બધી અને એવી ભયંકર આફતો પડતી જાય છે કે હું તો ગાંડો બની જવાની અણી ઉપર છું."

"વારૂ, મારા સિવાય તેને બીજા કોઇએ તપાસી છે કે?"

"ના." "તેને બીજી કાંઇ દવા મારાથી અજાણતાં આપવામાં આવી હતી?" "ના ના." "તેનો કોઇ દુશ્મન છે કે?"

"મારા જાણવામાં તો નથી." "તેના મરણથી કોઇને લાભ થાય તેમ છે કે?"

"ના, ના. બીજા કોઇને પણ લાભ નથી. મારી દિકરી વેલેન્ટાઇનને એકલીને જ તેનો સર્વ વારસો ઉતરવાનો છે અરે, પણ વેલેન્ટાઇનના સંબંધમાં એવો વિચાર લાવતાં પહેલાં તો એક પળ તેવો વિચાર કરવા માટે પણ મારા હૃદયને કટારથી છૂંદી નાંખવાની શિક્ષા કર્યા સિવાય હું રહું નહિ."

" ઠીક, જુઓ, હું કોઇના ઉપર આળ મૂકતો નથી. " ડોકટર બોલ્યો. " હું તો આને એક અકસ્માત જ કહું છું. આ અકસ્માત કદાચ ભૂલનું પરિણામ હશે તોપણ—અકસ્માત કે ભૂલ ગમે તે ગણો, પણ બનાવ તો બની ગયો છે જ. આ બનાવ મારા હૃદયને ડંખે છે, અને તેથી તમને કહેવાની મને ફરજ પડી છે. માટે તપાસ કરો."

" શાની તપાસ કરૂં ? કયાં કરૂં ? કેવી રીતે કરૂં ? "

" પેલા બુઢ્ઢા નોકર બોરીસે તો ભૂલ નહિ કરી હોય ? અને તેના શેઠને માટેની દવા ભૂલમાં તેને તો નહિ પાઇ દીધી હોય ?"

" પણ મોં. નોરટીઅરની દવાથી મેડમ સેન્ટ મિરાનને ઝેર કેવી રીતે ચઢે ? "

" અરે, એમાં કાંઇ નવાઇ જેવું નથી. કેટલીક વખતે વિષનો ઉપયોગ દવા તરીકે કરવામાં આવે છે. અર્ધાંગવાયુ–પક્ષાઘાત એ પણ એવો જ રોગ છે કે જેની દવામાં વિષનો ભાગ આવે છે. દાખલા તરીકે મોં. નોરટીઅરનામાં હાલચાલ કરવાની શક્તિ તેમ જ વાચા આવે તેવા હેતુથી બધી દવાઓ અજમાવીને થાકયા પછી છેવટે મેં એક છેલ્લો ઉપાય અજમાવી જોવાનો નિશ્ચય કર્યો, અને છેલ્લા ત્રણ માસથી હું તેમને 'બ્રુસીન' આપું છું છેવટની દવામાં છ ગ્રેન બ્રુસીન મેં તેમને આપેલું હતું. નોરટીઅરને પક્ષાઘાતને લીધે આટલું બ્રુસીન આપવાને જરા પણ હરકત નહોતી. કારણ ધીરે ધીરે તેઓ તેનાથી ટેવાઇ ગયા છે. પણ એટલું બ્રુસીન બીજાનું મરણ નિપજાવવાને પુરતું છે. "

" પણ ડોકટર, મોં નોરટીઅરના અને મેડમ સેન્ટ મિરાનના ઓરડા વચ્ચે બીજું બારણું નથી, અને બોરીસ કદી પણ મેડમ સેન્ટ મિરાનના ઓરડામાં જતો નથી. એટલે ટુંકામાં, ડોકટર, તમને

હું ઘણા જ પ્રમાણિક માણસ જાણું છું, અને તમારા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે, છતાં મને આ બાબતની ખાત્રી થતી નથી; કારણ મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે."

"વારૂ, એવો બીજો કોઇ વૈદ્ય ડોકટર છે કે જેના ઉપર તમે મારા જેટલો વિશ્વાસ રાખી શકો ?" ડોકટરે પૂછ્યું.

"એવો પ્રશ્ન કેમ કરો છો ? તમારી શું મરજી છે ?"

"એવો કોઇ હોય તો તેને બોલાવો. મેં જે જે જોયું છે તે બધું હું તેને કહીશ, અમે બન્ને જણા મસલત કરીશું, અને શબને તપાસીશું."

"અને તમને વિષ મળી આવશે ખરૂં કે ?"

"ના ના. પણ શબની શું સ્થિતિ છે, તે અમે સાબીત કરી શકીશું. તેના આકસ્મિક મરણનું કારણ અમે શોધી કહાડીશું, અને અમે કહીશું કે, જો આ બેદરકારીનું પરિણામ હોય તો તમારાં માણસો ઉપર તમે બરાબર બારિક દેખરેખ રાખો. જો તમારા ઉપરના દ્વેષનું આ પરિણામ હોય તો તમારા દુષ્મનોથી તમે સાવચેત રહો."

"એટલે ડોકટર આવીની, તમે શું કરવા માગો છો ? બીજાને બોલાવ્યો કે વાત વરઘોડે ચઢવાની, અને તપાસ કરવાનો પ્રસંગ આવવાનો. મારા ઘરમાં તપાસ ? એ તો મારાથી સહન થાય જ નહિ ! છતાં—" મેજીસ્ટ્રેટે ચિન્તાતુર ચ્હેરે ડોકટર તરફ જોતાં કહ્યું. "તમારી જો તેવી ઇચ્છા જ હોય,—તમારો જો એવો આગ્રહ જ હોય તો તો પછી બીજો ઇલાજ જ નથી. પણ ડોકટર, તમે મારી આફતોથી વાકેફ છો. મારી અનેક જાતની વાતો થશે. મારૂં ભુંડું બોલાશે, જગતમાં મારી અપકીર્તિ થશે. મારી પત્ની અને પુત્રીનો

તો આ સમાચારથી જ જીવ નિકળી જશે. વળી ડૉક્ટર, તમે જાણો છો જ કે હું હાલ જે સ્થિતિએ પહોંચ્યો છું, જે હોદ્દો હું ધરાવું છું, તે હોદ્દો તે સ્થિતિ કાંઇ સ્હેજમાં પ્રાપ્ત થતાં નથી. ઘણાઓની સાથે વૈર થયા સિવાય પચીસ વરસ જેટલી લાંબી મુદ્દત સુધી મુખ્ય મેજીસ્ટ્રેટની જગાએ કાયમ રહી શકાય નહિ. મારે દુશ્મનોનો કાંઇ તોટો નથી ! આ વાત બ્હાર પડી કે તેઓ રાજી રાજી થઇ જશે, તેમનો વિજય થશે. હું બેઆબરૂ થઇશ ! ડૉક્ટર, આ બધા સ્વાર્થી વિચારો માટે મને માફ કરો ! જો તમે ધર્મગુરૂ હોત, તો તમને આવા વિચારો હું કદી પણ જણાવત નહિ. પણ તમે પણ એક માણસ છો, અને મનુષ્ય જાતને સારી રીતે ઓળખો છો. માટે ડૉક્ટર, મહેરબાની કરીને તમે તમારા શબ્દો પાછા ખેંચી લો, જાણે કે આપણે આ સંબંધમાં કાંઇ વાતચીત જ થઇ નથી. ”

“ મારા મિત્ર ! ” ડૉક્ટરે જવાબ આપ્યો. “ મારી પહેલી ફરજ મનુષ્ય જાત પ્રત્યે છે. મારી કલા, મારી વિદ્યા, કામ લાગી શકી હોત તો મેં તમારી સાસુને બચાવી જ હોત, પણ તે જ્યારે મરણ પામી છે ત્યારે તો હવે જીવતાંઓનો જ આપણે વિચાર કરવો જોઇએ. આ વાત આપણે આપણા હૃદયમાં જ રાખીશું. એટલે આ ભયંકર રહસ્ય કોઇના પણ જાણવામાં આવવાનો સંભવ નથી. જો કોઇને આ સંબંધીનો વ્હેમ આવશે, તો તે હું આ બાબતમાં કેવળ અજાણ્યુ જ છું એમ ધારશે. તેમાં મને કાંઇ વાંધો નથી. છતાં હમેશાં તપાસ તો કરતા જ રહેજો. ઘણી જ બારિક રીતે તપાસ કરતા રહેજો. કારણ વખતે આફત આટલેથી પણ અટકે નહિ. જો તપાસ કરતાં કરતાં ગુન્હેગાર મળી આવશે, તો પછી હું તમને કહીશ કે તમે મેજીસ્ટ્રેટ છો, તમારે ફાવે તેમ કરજો ! ”

"ડોકટર, તમારો હું ઘણો ઋણી છું." વાઇલફોર્ટે અનહદ આનંદમાં આવી જઇને કહ્યું. "તમારા જેવો સાચો મિત્ર મારે બીજો કોઇ છે જ નહિ." આટલું કહ્યા પછી રખેને ડોકટર આવીની પોતાનું વચન પાછું ખેંચી લે, એવી બ્હીકથી તે પોતાના મકાન તરફ પાછો દોડયો. ડોકટર પણ તેની પાછળ ચાલ્યો.

તેઓ ગયા એટલે મોરેલ પણ ઝાડો ઘટામાંથી નિકળ્યો. ચંદ્ર પ્રકાશી રહ્યો હતો. તેમાં તેનો ચ્હેરો એટલો ફીક્કો લાગતો હતો, કે કોઇ તેને પ્રેત જ ધારી લે.

"મારો ઘણી અજાયબ પણ ભયંકર રીતે બચાવ થયો છે; પણ વેલેન્ટાઇન બિચારી પોનાના ઉપર આવી પડેલું આ નવીન દુ:ખ કેવી રીતે સહન કરી શકશે!" તેણે વિચાર કર્યો. આ વખતે તે મકાન તરફ જોઇ રહ્યો મતો. ઘણા ખરા દિવાઓ હોલવી નાંખવામાં આવ્યા હતા. મેડમ વાઇલફોર્ટના ઓરડામાં અંધારૂં હતું પણ વેલેન્ટાઇનના ઓરડાની બારીમાંથી પ્રકાશ આવતો હતો, અને કોઇનો છાંયો પડતો દેખાતો હતો. મોરેલને કંપારી વછૂટી. તેને એમ લાગ્યું કોઇકના રોવાનો અવાજ તેના સાંભળવામાં આવતો હતો.

તેવું હૃદય સાધારણ રીતે ઘણું હિંમતવાન હતું. પણ હાલમાં પ્રેમ અને ભય એ બે માનુષી વિકારોને લીધે તે એટલું બધું ગભરાઇ ઉઠયું હતું કે તે ઘણું પોચું બની ગયું, અને તેમાં અનેક જાતના વ્હેમી વિચારો આવવા લાગ્યા. એટલું જ નહિ પણ તે વાત તેને કેવળ સત્ય લાગી. યુવાનીના ન સમજી શકાય એવા જુસ્સાને લીધે તે પોતાની છૂપાવવાની જગાએથી કુદીને બ્હાર પડયો, અને કોઇની નજરે પડવાને લીધે, અગર વેલેન્ટાઇન તેને જોઇને ચીસ પાડી દે તો તેને લીધે, પકડાઇ જવાનો ભય છતાં પુષ્પની કુંજ વટાવીને તે

આગળ વધવા લાગ્યો. આ પુષ્પની કુંજ ચંદ્રના પ્રકાશમાં એક સ્વચ્છ શ્વેત સરોવર જેવી લાગતી હતી. ઘર આગળનાં નારંગીઓનાં ઝાડો વટાવીને તે પગથીયાંએ પહોંચી ગયો. તે ચઢીને ઉપર દોડયો, અને બારણું ધકેલ્યું, જે કાંઇ પણ પ્રયાસ વગર એકદમ ઉઘડી ગયું. વેલેન્ટાઇને તેને જોયો નહોતો. તેની દૃષ્ટિ ઉંચે આકાશ તરફ વળેલી હતી. જ્યાં એક વાદળી પસાર થતી હતી. તે વાદળી જાણે કે કોઇ ગગનમાં આરોહણ કરનારનો ઓળો હોય તેવી લાગતી હતી. આથી તેના ઉદ્દિગ્ન પણ રસિક મનને ડોસીના સ્વર્ગારોહણ કરતા આત્માની છાયા હોય એવો ભાસ થયો. દરમ્યાનમાં મોરેલે જીનો શોધી કાઢયો. તેના ઉપર ગાલીચો મઢેલો હોવાથી તેનાં પગલાંનો અવાજ થયો નહિ; એટલું જ નહિ, પણ અત્યારે તેને એટલી બધી હિંમત આવી ગઇ હતી કે વાઇલ્ફોર્ટની પોતાની હાજરીથી પણ તેને ભય લાગત નહિ, પણ જો તેનો ભેટો થઇ જાય તો શી રીતે વર્તવું તે બાબતનો નિશ્ચય તેણે કરી મૂકયો હતો. તેની પાસે જઇને સર્વ વાત તેને નિવેદન કરવી, તેની ક્ષમા યાચવી, અને તેની પુત્રીના અને પોતાના પરસ્પરના પ્રેમ માટે તેની મંજુરી માગવી. મોરેલને આવો એક પ્રકારનો ઉન્માદ થઇ આવ્યો હતો. સુભાગ્યે કોઇની સાથે તેનો ભેટો થઇ ગયો નહિ. વેલેન્ટાઇને પોતાના મકાનનું જે વિગતવાર વર્ણન તેના આગળ કર્યું હતું તે આજે તેને ઉપયોગી થઇ પડયું. જીનો ચઢીને ઉપર આવ્યા પછી તે આગળ કઇ દિશામાં જવું તેને માટે ફાંફાં મારતો હતો, એટલામાં ડુસકાં લેવાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તે દિશામાં તે વળ્યો. એક ઓરડાનું બારણું જરા ખુલ્લું હતું, તેમાંથી અવાજ આવતો જણાયો. તે બારણું ધકેલીને તે અંદર દાખલ થયો. આ ઓરડામાં એક ખૂણામાં શબ પડેલું હતું. કેટલીક ગુપ્ત બીના

મોરેલના જાણવામાં આવેલી હોવાથી તેને તે શબ વધારે બ્હીયામણું લાગ્યું. શબની પાસે જ ઘુંટણીએ બેઠેલી વેલેન્ટાઇન પાસેની એક ખુરશી ઉપર માથું નાખીને ધીમે ધીમે ડુસકાં ભરીને રોતી હતી. તે પ્રાર્થના કરતી હતી, પણ તેનો અવાજ અત્યારે એટલો દયાજનક લાગતો હતો, કે ગમે તેવા લાગણી વગરના મનુષ્યને પણ લાગણી થઈ આવ્યા સિવાય રહે નહિ. તેના શબ્દો બરાબર સમજાય તેમ નહોતા. શોકને લીધે અવાજ ગુંગળાઇ જતો હતો. બારીમાંથી ચંદ્રનો પ્રકાશ અંદર આવતો હોવાથી દિવાનું અજવાળું ઝાંખું લાગતું હતું, અને એકંદરે સર્વ દેખાવ ભયાનક લાગતો હતો. મોરેલથી આ સહન થઇ શકે તેમ નહોતું. ધર્મ ઉપર તેને કાંઇ ઘણી આસ્થા નહોતી, તેમજ સ્હેજસાજ અગર સાધારણ પ્રકારના બનાવથી તેના મનને કાંઇ લાગણી થઇ આવે તેવું પણ નહોતું; પણ તેની પોતાની વેલેન્ટાઇન પોતાની નજર આગળ રૂદન કરતી, શોક કરતી, હાય ધસતી, તે જોઇ રહી શકયો નહિ. તેણે નિઃશ્વાસ મૂકયો, અને ધીમેથી તેના નામનો ઉચ્ચાર કર્યો. વેલેન્ટાઇને તુરત જ માથું ઉંચું કર્યું, તેને જોયો, પણ તેને ઝાઝું આશ્ચર્ય લાગ્યું નહિ. અત્યારે તેના હૃદયમાં શોક સિવાય બીજા કશાને અવકાશ જ નહોતો. પોતે મોરેલને મળવા નહિ જઇ શકી તેના કારણમાં વેલેન્ટાઇને શબના તરફ આંગળી કરી, અને ફરીથી પાછી રૂદન કરવા લાગી. થોડી વાર તો તે ઓરડામાં બેમાંથી કોઇ પણ બોલી શકયું નહિ. મૃત્યુએ પાથરેલી શાંતિનો ભંગ કરવાને તેઓ ખમચાયાં. છેવટ વેલેન્ટાઇન હિંમત લાવીને બોલી. " તમે અહિં કેવી રીતે આવી ચડયા ? આવા સંજોગોમાં તમે આવી પહોંચ્યા છો, નહિ તો હું તમારું સ્વાગત કર્યા સિવાય રહેત નહિ. "

" વેલેન્ટાઈન, " ધ્રુજતા અવાજે મોરેલ બોલ્યો. " લગભગ સાડાઆઠ વાગ્યાથી હું તારી રાહ જોયા કરતો હતો. જ્યારે તું આવી જ નહિ ત્યારે મને ભય લાગ્યો. હું કોટ કુદીને બાગની અંદર દાખલ થયો, તો આ શોકજનક બનાવની વાતો થતી સાંભળી—"

" કોણ વાતો કરતું હતું ? "

ડોકટર અને વાઇલફોર્ટ વચ્ચેની વાત યાદ આવતાં મોરેલને કંપારી વછુટી, અને તે તુરત જ વાતને ફેરવી નાંખીને બોલ્યો.

" તારા નોકરો. તેઓ આ શોકજનક બનાવની વાતો કરતા હતા તે ઉપરથી મને સર્વ બાબતની ખબર પડી. "

" પણ તમારા અહિંઆં આવવાથી તો આપણી યુક્તિમાં વિક્ષેપ આવી પડવા જેવું થશે. "

" માફ કર. હું હમણાં જ ચાલી જવાને તૈયાર છું. "

" ના, ના. તમારો કોઇની સાથે પાછો ભેટો થઇ જશે. જરા થોભો ! "

" પણ અહિંઆં જ જો કોઇ આવી પહોંચશે તો—"

પેલી યુવતીએ ડોકું ધુણાવ્યું.

" ના, ના. અહિં કોઇ આવનાર નથી. જરા પણ ગભરાશો નહિ. આને લીધે આપણે સહિસલામત છીએ. " એમ કહીને શબ તરફ આંગળી કરી.

" વારૂ, પણ ફ્રાંઝ–દ–એપીનેના શા સમાચાર છે ? " મોરેલે પૂછ્યું.

" તે આવી પહોંચ્યો, તે વખતે ડોસીને છેલ્લી ઘડી ચાલતી હતી ! "

"હાશ !" તેને જરા આનંદ થયો. કારણ આ મરણથી લગ્ન હાલ તુરત મુલતવી રહેવાનાં એમ તેને નક્કી લાગ્યું.

"પણ મને બમણો શોક થવાનું કારણ એ છે કે," વેલેન્ટાઇન બોલી. "મરતાં મરતાં ડોસી જેમ બને તેમ જલદીથી લગ્ન કરી નાંખવાની આજ્ઞા કરતી ગઇ છે. મારૂં રક્ષણ કરવાનો તેનો હેતુ છતાં તેણે પણ એક દુષ્મનની ગરજ સારી છે!"

"ચુપ ! ચુપ ! સાંભળ !" મોરેલ ધીમેથી બોલ્યો.

તેઓ ચુપ થઇને સાંભળવા લાગ્યાં. જીના ઉપર અને બ્હાર પગલાં સાંભળવા લાગ્યાં.

"મારા પિતાજી છે. તેમના ઓરડામાંથી બ્હાર નિકળ્યા છે."

"એ તો ડોકટરને બારણા સુધી વળાવવા જતા હશે." મોરેલે ઉમેર્યું.

"તમે કેવી રીતે જાણ્યું ?" વેલેન્ટાઇને પૂછ્યું.

"મારૂં અનુમાન તેવું થાય છે."

વેલેન્ટાઇને તે યુવકના સામે જોયું. મકાનનો મુખ્ય દરવાજો બંધ થયો; પછી વાઇલફોર્ટે બાગ તરફનું બારણું પણ બંધ કર્યું અને પાછો ઉપર આવ્યો. પોતાના ઓરડામાં જવું કે જે ઓરડામાં શબ પડેલું હતું તે ઓરડામાં જવું તે બાબતના વિચારમાં જરાક થોભ્યો. મોરેલ એક ખૂણામાં લપાઇ ગયો. વેલેન્ટાઇન સ્તબ્ધ થઇ ગઇ. વાઇલફોર્ટ આખરે પોતાના ઓરડા તરફ ચાલ્યો ગયો.

"હવે તમે બ્હારના દરવાજેથી અગર બાગના બારણાથી જઇ શકશો." વેલેન્ટાઇને મોરેલને કહ્યું.

મોરેલ તેના તરફ આશ્ચર્યથી જોઇ રહ્યો.

"માત્ર વધારે સહિસલામત તો બીજો એક માર્ગ છે. મારા દાદાજીના ઓરડામાંથી ચાલો. ત્યાંથી તમને બ્હાર કાઢી દઉં. ચાલો." વેલેન્ટાઇન બોલી.

"ક્યાં ચાલે?" "મારા દાદાજીના ઓરડામાં." "હું આવું?" "હા, હા." "તું શું કહે છે?"

"હા, હા. તમને મારા દાદાજી પાસે લઇ જવાનો મારા મનમાં લાંબા વખતથી વિચાર હતો જ. હવે તો તેઓ જ એક મારા ખરા મિત્ર રહ્યા છે. આપણે તેમની જ મદદની જરૂર છે."

"વેલેન્ટાઇન જે કરે તે વિચાર કરીને કરજે. હવે મને લાગે છે કે હું અહિં આવ્યો, એ મેં એક ગાંડું કામ કર્યું. તને એવી ખાત્રી છે કે તું શુદ્ધિમાં વાત કરે છે?"

"હા, હા. પણ મને અહિંથી જવાનો જરા વિચાર પડે છે. પણ કાંઇ નહિ, હમણાં પાછી આવીશ."

તે પછી આગળ ચાલી અને મોરેલને મોં. નોરટીઅરના ઓરડા આગળ લઇ આવી. બારણામાં જ પેલો વૃદ્ધ નોકર મળ્યો.

"બેરીસ," વેલેન્ટાઇને હુકમ કર્યો. "અમે અંદર દાખલ થઇએ એટલે બારણું બંધ કરી લે, અને કોઇને પણ અંદર આવવા દેતો નહિ."

પ્રથમ તે દાખલ થઇ. નોરટીઅર વિરામાસન ઉપર પડેલો હતો, અને જરાએ જરા અવાજ સાંભળી રહ્યો હતો. તે બારણા તરફ દૃષ્ટિ કરી રહ્યો હતો. તેણે વેલેન્ટાઇનને જોઇ અને તેની આંખો પ્રકાશી રહી. પણ તે યુવતીની ગંભીર ગતિ જોઇને તે બુઢ્ઢાને જરા આશ્ચર્ય લાગ્યું, અને તુરત જ તેણે પોતાની આંખથી પ્રશ્ન કર્યો.

"દાદાજી," તેણે જવાબ આપ્યો. "મારી માતામહીના આત્માએ હમણાં જ દેહત્યાગ કર્યો છે. હવે આપના સિવાય આ જગતમાં મારૂં કોઇ નથી."

તેની દૃષ્ટિ અતિશય મમતાપૂર્ણ જણાઇ.

"ત્યારે હવે તમને જ મારે મારો હર્ષ શોક વિગેરે ગુપ્ત વાર્તાઓ જણાવવી જોઇએ નહિ વારૂ?" બુઢ્ઢાએ હા પાડી.

વેલેન્ટાઇને મેકઝીમીલીઅનનો હાથ ઝાલ્યો.

"ત્યારે આ ગૃહસ્થના તરફ બરાબર ધારીને જુઓ." તેણે કહ્યું.

તે બુઢ્ઢાએ જરા અચંબો પામતાં મૅકઝીમીલીઅન તરફ બારિક દૃષ્ટિ ફેંકી.

"તેમનું નામ મેકઝીમીલીઅન મોરેલ છે." તે બોલી. "માર્સેલ્સના પેલા ભલા વહાણવટીનું તો તમને હજી સ્મરણ છે જ. આ ગૃહસ્થ તેના ચિરંજીવી થાય."

"હા, ઓળખ્યા." તે બુઢ્ઢો બોલ્યો.

"તેઓ એક સાધારણ પણ ઉત્તમ કુલમાંથી ઉતરી આવ્યા છે. તેઓ પોતાના કુલની કીર્તિને વધારે તેવા છે. કારણ આટલી ત્રીસ વર્ષની નાની ઉમ્મરમાં પણ લશ્કરમાં લીજીઅન ઓફ ઓનરની પલટણમાં કેપ્ટનનો માનવંતો હોદ્દો ધરાવે છે."

તે બુઢ્ઢાએ પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો.

"વારૂ, દાદાજી," વેલેન્ટાઇને તે વૃદ્ધના આગળ ઘુંટણીએ પડી નમન કરતાં કહ્યું. "મારો સ્નેહ તેમના ઉપર ચઢયો છે. મારી ઇચ્છા તેમની સાથે લગ્ન કરવાની છે, અને તેમના સિવાય બીજા કોઇની સાથે લગ્ન ન કરવું એવી મેં પ્રતિજ્ઞા કરી છે. એટલે હવે

જો બીજા કોઈની સાથે મારૂં લગ્ન કરવામાં આવશે તો હું આત્મઘાત કરીશ."

આ સાંભળીને તે બુઢ્ઢાના મગજમાં અનેક જાતના તર્કવિતર્ક થતા તેની આંખ ઉપરથી લાગ્યા.

"દાદાજી, આ ગૃહસ્થ તમને પસંદ પડે છે નહિ વારૂ?"

"હા."

"ત્યારે મારા પિતાજીનાથી અમારૂં રક્ષણ તો તમારે જરૂર કરવું પડશે જ. અમે તો તમારાં બાળકો છીએ."

નોરટીઅરે મોરેલ તરફ દૃષ્ટિ કરી. "કદાચ હું તમારૂં બન્નેનું રક્ષણ કરવાને શક્તિવાન થઇશ." એમ જણાવ્યું. મોરેલ સમજી ગયો. તેણે વેલેન્ટાઇનને કહ્યું. "તું તારી ડોસીનું શબ જે ઓરડામાં પડયું છે તે ઓરડામાં જા. મને જરા આ વૃદ્ધની સાથે થોડીક વાતચીત કરવા દે."

"હા, હા." તે વૃદ્ધે સંજ્ઞા કરી. પછી તેણે વેલેન્ટાઇન તરફ ચિન્તાતુર દૃષ્ટિથી જોયું.

"આપને એમ બ્હીક લાગે છે કે તમારી ભાષા મેકઝીમીલીઅનને નહિ સમજાય." "હા."

"અરે, એ બાબતની આપ જરા પણ ચિન્તા રાખતા નહિ. અમે બન્ને આપના સંબંધમાં હમેશાં વાતો એટલી બધી કરીએ છીએ કે તમારી સાથે કેવી રીતે વાતચીત કરવી તે તેમને બરાબર માહિત છે." પછી મેકઝીમીલીઅનના સામે જરા શોકાતુર છતાં સ્મિત હાસ્યથી જોઇ બોલી: "મેકઝીમીલીઅન આપણી વાતચીત કરવાની સર્વ રીત જાણે છે."

વેલેન્ટાઇન ઉભી થઇ. મેકઝીમીલીઅન માટે ખુરશી મૂકી, બીજા કોઇને દાખલ નહિ કરવા બેરીસને આજ્ઞા કરી, પેલા બુઢ્ઢાને ભેટીને તે ત્યાંથી ચાલતી થઇ.

વેલેન્ટાઇનનો પોતાના ઉપર સત્ય પ્રેમ હતો, અને ડોસાની અને તેની સર્વ ગુપ્ત વાતો તેના જાણવામાં હતી, એ જણાવવાના ઇરાદાથી મેકઝીમીલીઅને એક શબ્દકોષ અને કાગળ અને કલમ લીધાં અને મેજ ઉપક મૂકયાં.

"પણ પહેલાં," તેણે પેલા વૃદ્ધને કહ્યું. "હું કોણ છું, વેલેન્ટાઇનને કેટલો બધો ચાહું છું, અને તેના સુખ માટે શા શા પ્રયત્નો કરવાનો મારો ઇરાદો છે, તે આપને જણાવવાની હું રજા માગું છું."

નોરટીઅરે પોતે શાંતિથી સાંભળવા તૈયાર હતો એમ જણાવ્યું.

આ યુવાન સુંદર પણ અલ્હેતાં પ્રેમીના જોડાના એકલા રક્ષક, આધાર, અને સલાહકાર તરીકેનું બીડું આ બુઢ્ઢાએ ઝડપ્યું હતું, તે જોઇને ગમે તેવા જોનારના મનને અચંબો થઇ આવે તેમ હતું. કારણ બુઢ્ઢો તો માત્ર એક નિર્જીવ માંસના ઢગલા જેવો જણાતો હતો. આમ છતાં તે બુઢ્ઢાનો ઉદાર પણ ગંભીર ચ્હેરો જોઇને મોરેલ છક થઇ ગયો, અને ધ્રુજતાં ધ્રુજતાં પોતાની વાત કહેવા લાગ્યો. વેલેન્ટાઇન સાથે ઓળખ કેવી રીતે થઇ, તેને તે કેવી રીતે ચ્હાવા લાગ્યો, અને વેલેન્ટાઇને પોતાનાં દુઃખ અને ચિન્તામાં તેની સેવાઓનો કેવી રીતે સ્વીકાર કર્યો તે જણાવ્યું. પોતાના જન્મથી માંડીને પોતાની જીંદગીનો તમામ અહેવાલ તેણે જણાવ્યો. બુઢ્ઢો વચમાં વચમાં "ઠીક ઠીક" કહીને પોતાની પસંદગી બતાવવા લાગ્યો.

"હવે આપ સર્વ હકીકત જાણો છો. હવે મારો શું ઇરાદો છે તે જણાવું છું. દરવાજા આગળ ગાડી તૈયાર છે. વેલેન્ટાઇનને અહીંથી ગુપ્ત રીતે મારી બ્હેનને ત્યાં ઉપાડી જવી, તેની સાથે લગ્ન કરવું અને પાછળથી તેના પિતાની ક્ષમાની રાહ જોવી."

"ના, ના." નોરટીઅરે પોતાની નાપસંદગી બતાવી.

"ત્યારે તેમ ન કરીએ?" "ના," "આપને આ યુક્તિ પસંદ નથી?" "ના." "ત્યારે એક બીજો રસ્તો છે."

"કયો?" તે બુઢ્ઢાએ પૂછ્યું.

"હું અહિંથી જઇને વેલેન્ટાઇનના ભાવી પતિ મોં–ફ્રાંસ–દ–એપીનેની સાથે કાંઇક બ્હાનું કહાડીને દ્વંદ્વ યુદ્ધ કરૂં."

આ યુક્તિ પણ બુઢ્ઢાને પસંદ પડી નહિ. મોરેલ જરા વિચારે પડયો. તેણે આગળ જારી રાખ્યું. "તેને મળીને હું સર્વ હકીકત જણાવીશ. તે જો આબરૂદાર ગૃહસ્થ હશે તો વેલેન્ટાઇનને પોતે થઇને જ છૂટી કરશે. હું તેનો આજન્મપર્યંત ઋણી થઇશ. જો સ્વાર્થને લીધે અગર મિથ્યાભિમાનને લીધે તે ના કહેશે તો હું તેની સાથે યુદ્ધ કરીશ, અને કાંતો તેને મારીશ, અગર હું પોતે મરીશ. જો જીતીશ તો તે વેલેન્ટાઇન સાથે લગ્ન કરશેજ નહિ. જો હું માર્યો જઇશ તો વેલેન્ટાઇન તે કારણે તેની સાથે પરણવાની ના પાડી શકશે."

નોરટીઅર અવર્ણનીય આનંદથી આ સર્વ વાર્તા સાંભળી રહ્યો આ યુવકના પ્રમાણિકપણાની તેને ખાત્રી થઈ. તે જે વિચારે બતાવતો તે તેના પોતાના અંતરના ઉભરા હતા, એમ તેના મુખ

ઉપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવતું. છતાં જ્યારે મોરેલ બોલતો બંધ થયો ત્યારે તેણે મોરેલના વિચારો તરફ નાપસંદગી બતાવી.

"ના ? આ વિચાર પણ આપને પસંદ નથી ?"

"ના, તે મને પસંદ નથી."

"પણ ત્યારે કરવું શું ?" મોરેલ બોલ્યો. "મેડમ સેન્ટ-મિરાનની છેલ્લી આજ્ઞા એવી છે કે લગ્ન મુલતવી ન રાખતાં જેમ બને તેમ જલદીથી કરી નાંખવાં. તો મારે શું કરવું ?"

નોરટીઅરે કાંઇ જ ઇશારત કરી નહિ.

"હાં; હાં. તમારી સલાહ એવી છે કે મારે શાન્તિથી રાહ જોવી ?" "હા."

"પણ એ રીતે તો સર્વ બાજી કથળી જશે. વેલેન્ટાઇન એકલી છે. અનાથ છે. તેના ઉપર જુલમ કરવામાં આવશે. હું અત્યારે અહિંઆં આવી ચઢયો છું, એ એક મોટા ભાગ્યની વાત છે; અને આવો લાગ ફરીથી કદાચ ભાગ્યેજ મળશે. મારૂં કહેવું આપ માની જાઓ તો તો ઘણું સારૂં. આ બેજ રસ્તા છે. મારા અભિમાન માટે મને ક્ષમા કરો પણ મને એમ જણાવો કે તમે આ બેમાંનો કયો માર્ગ પસંદ કરો છો. વેલેન્ટાઇનને મને સોંપી દેવા આપ સંમત છો ને ?" "ના." "ત્યારે મોં-ફ્રાંઝ-દ એપાનેની સાથે મારે દ્વંદ્વમાં ઉતરવું ?" "ના."

"ત્યારે અમારે જે મદદ જોઇએ છીએ તે કયાંથી આવશે ? નસીબપર આધાર રાખીને બેસી રહેવું ?" "ના." ત્યારે શું આપ મદદ આપશો ?" "હા." "ચોક્કસ ?" "હા."

અત્યારે નોરટીઅરની દૃષ્ટિ એટલી બધી નિશ્ચયપૂર્ણ હતી

આ બુઢ્ઢાની શક્તિ માટે કોઇને કદાચ કાંઇ શંકા લાગે, પણ તેની ઇચ્છાના સંબંધમાં તો કાંઇ સંશય રહેજ નહિ.

"ઠીક, આપનો હું હજારો રીતે ઉપકૃત છું. પણ આપને કોઇ જાદુઇ બનાવથી વાચા પ્રાપ્ત ન થાય ત્યાંસુધી તે કેવી રીતે બની શકે? વાચાહીન અને હાલચાલ કરવાને અશક્ત આપ પથારીમાં પડયા પડયા શી રીતે મદદ કરી શકશો?"

પેલા બુઢ્ઢાના મુખ ઉપર હાસ્ય ફરકી રહ્યું, પણ તે માત્ર આંખમાં જ દૃષ્ટિ–ગોચર થતું હતું.

"ત્યારે મારે તો માત્ર રાહ જોયા કરવી?" "હા."

"પણ પેલા કરારનું શું?" બુઢ્ઢો ફરીથી હસ્યો.

"શું આપ મને ચોક્કસ ખાત્રી આપો છો કે તે કરાર ઉપર સહીઓ નહિ થાય?" હા, ખાત્રી આપું છું."

"કરાર ઉપર સહીઓ નહિ થાય! મને માફ કરો, પણ મને એટલા બધા આનંદ અને સુખમાં વિશ્વાસ આવતો નથી! શું સહિઓ જ નહિ થાય?" "ના, ના. કદીપણ નહિ."

આટલી બધી ખાત્રી આપવા છતાં મોરેલને વિશ્વાસ આવ્યો નહિ. નોરટીઅરે તે યુવકનું મન ડગમગતું જોયું હોય કે તે પોતાના કહેવા પ્રમાણે વર્તશે નહિ એવી તેના મનમાં શંકા આવી હોય, ગમે તેમ હોય, પણ તે યુવકના તરફ તે સ્થિર દૃષ્ટિએ જોઇ રહ્યો.

"આપની શું ઇચ્છા છે?" મોરેલે પૂછ્યું. "હું કેવળ શાંતિથી જોયા કરીશ એવું વચન ફરીથી આપું?"

નોરટીઅરે સ્થિર જોયા જ કર્યું.

"હું સોગન ખાઉં?" મોરેલે પૂછ્યું. "હા."

મોરેલને હવે સમજાયું કે વચન કરતાં સોગનને તે બુઢ્ઢો વધારે મહત્વ આપતો હતો.

"ત્યારે મારે શું કરવું તે સંબંધમાં આપનો નિશ્ચય આપ જણાવો ત્યાં સુધી હું કાંઇ પણ પગલું ભરીશ નહિ, એવા હું સોગન લઉં છું." "એ બરાબર."

"હવે હું જાઉં?" "હા." "વેલેન્ટાઇનને મળ્યા સિવાય."

"હા." મોરેલે પોતે તે પ્રમાણે વર્તવાને તૈયાર હતો એવી સંજ્ઞા કરી.

પછી તે પેલા બુઢ્ઢાને નમન કરીને ચાલતો થયો. પેલો નિમ-હલાલ નોકર વેલેન્ટાઇનની આજ્ઞા પ્રમાણે બ્હાર ઉભેલો જ હતો. તે મોરેલને એક અંધારા રસ્તે થઇને એક દરવાજા આગળ લઇ ગયો. આ દરવાજો બાગમાં પડતો હતો. જે જગાએથી તે બાગમાં કુદીને આવ્યો હતો, તે જગા તેણે શોધી કાઢી. એક બે ઝાડની ડાળ ઝાલીને તે બાગની દિવાલ ઉપર ચઢી ગયો. પેલી સીડી ત્યાં પડેલી જ હતી. તે ઉતરીને તે બ્હાર પડયો ગાડી હાજર જ હતી. તેમાં બેસીને મધ્યરાત્રીના અરસામાં તે ઘેર પહોંચ્યો, પથારીમાં પડયો, અને શાંતિથી નિદ્રાને વશ થયો.

---

# પ્રકરણ ૨૦ મું.

બે દિવસ પછી સવારમાં દસેક વાગ્યાના સુમારે વાઇલફોર્ટના મકાન આગળ માણસોનું એક મોટું ટોળું ભરાએલું હતું. ભાડાની અને ખાનગી ગાડીઓની હારની હાર એક બાજુએ ઉભી રહેલી હતી. તેમાં એક ગાડી ઘણે દૂરથી આવી પહોંચેલી દેખાતી હતી. તે ગાડી બંધ હતી અને માત્ર કાળા રંગથી રંગેલી હતી. તપાસ કરતાં એમ માલુમ પડયું કે આ ગાડીમાં માર્કવીસ સેન્ટ મીરાનનું શબ હતું. જેઓ પાયદસ્તમાં હાજર રહેવાને આવેલા હતા તેઓને એકી વખતે એકને બદલે બન્નેની ભેગી પાયદસ્તમાં જવાનું ઠર્યું હતું. કારણ મારકવીસ સેન્ટ મીરાન અને મેડમ સેન્ટ મિરાન બન્ને પતિ–પત્નીને ભૂમિદાહ માટે એક સાથેજ લઇ જવાનાં હતાં.

પાયદસ્તના સરઘસમાં સામેલ થનારાની સંખ્યા ઘણી મોટી હતી. સેન્ટ મિરાન રાજા નવમા ચાર્લ્સ અને અરાડમા લુઇનો એક વફાદાર અને પ્રમાણિક દરબારી હતો. તેના મિત્રો ઘણા હતા. આ ઉપરાંત વાઇલફોર્ટની પોતાની સ્થિતિ અને લાગવગને લીધે વાઇલફોર્ટના ઓળખીતા, મિત્રો, અને ખુશામતીઆઓનું એક મોટું ટોળું હાજર હતું.

બન્ને પાયદસ્તો સાથે કાઢવાને સત્તાવાળાઓને ખબર આપીને પરવાનગી લેવામાં આવી હતી. "પેરી–લા–શેઝ"ની સ્મશાન ભૂમિમાં વાઇલફોર્ટે કેટલાક વખત પહેલાં પોતાના કુટુંબ માટે એક ખાનગી કબરસ્તાન તૈયાર કરાવી રાખેલું હતું. વાઇલફોર્ટની પ્રથમ પત્ની "રેની"ને ત્યાંજ દાટવામાં આવી હતી. તે વાતને લગભગ

દસેક વરસ થઇ ગયાં હતાં. આટલા લાંબા સમયના વિયોગ પછી તેનાં માતા પિતા તેને ભેટવા જતાં હતાં. પેરીસના લોકો હમેશાં તમાશાના શોખીન હોય છે, છતાં આજે તેઓ ધાર્મિક ગંભીરતાથી સરઘસ જોતા ઉભા હતા.

સરઘસમાં એક ગાડીમાં બોકેમ્પ, ડીબ્રે, અને રીનોડ હતા. તેઓ મેડમ સેન્ટ મીરાનના અણુધાર્યા અવસાન સંબંધી વાતો કરતા હતા.

"મેડમ સેન્ટ મીરાનને મેં ગયે વરસે માર્સેલ્સમાં જોઇ હતી. તે વખતે તો તે એવી તન્દુરસ્ત જણાતી હતી કે તે ઓછામાં ઓછાં સો વરસ તો પૂરાં કર્યા સિવાય રહેશે જ નહિ, એમ મને લાગ્યું હતું. તેની શારીરિક અને માનસિક શક્તિ પણ તેવીજ હતી. તેની ઉમ્મર કેટલી હશે?"

"ફ્રાંઝ–દ–એપીને મને એમ કહેતો હતો" આલ્બર્ટે જવાબ આપ્યો. "કે તેને સીત્તેર વરસ થયાં હતાં. પણ મને તો ચોક્કસ ખાત્રી છે કે તે વૃદ્ધાવસ્થાની નબળાઇને લીધે મરણ પામી નથી. તેનું મરણ એ પોતાના સ્વામીને માટેના શોકનું પરિણામ છે. એમ લાગે છે કે મારકવીસના મરણથી તેના મગજ અને હૃદય ઉપર એટલી બધી અસર થઇ કે ફરીથી તે શુદ્ધિમાંજ આવી નહિ."

"ત્યારે તેને શું રોગ થયો હતો?" ડીબ્રેએ પૂછ્યું.

"કહે છે કે મગજે લોહી ચઢવાથી તે મરણ પામી છે. તેને એપોપ્લેકસી કહે છે નહિ વારૂ?" "હા, હા."

"તે મગજે ગરમી ચઢવાથી મરણ પામી એ વાત મારાથી તો માની શકાય તેમ નથી." બોકેમ્પ બોલ્યો. "તેનું શરીર એવું

મજબુત હતું કે શોકને લીધે તેના મગજે લોહી ચઢી જાય એવો સંભવ નહોતો. "

" હવે ગમે તેમ હશે. " આલ્બર્ટ બોલ્યો. " ગમે તે રોગથી તેનું મોત આવ્યું હશે, અગર ગમે તે ડોક્ટરે તેને મારી નાંખી હશે, પણ એટલી વાત તો હવે ચોક્કસ છેને કે, વાઇલફોર્ટને અગર વેલેન્ટાઇનને, અગર એથી પણ વધારે ચોક્કસ રીતે કહીએ તો આપણા મિત્ર મોં. ફ્રાંઝ–દ–એપીનેને એંશીહજાર લીવરની વાર્ષિક આવક વાળો મોટો વારસો મળવાનો છે. "

" અને વળી પેલો બુઢ્ઢો નોરટીઅર મરશે, ત્યારે તેટલીજ બીજી રકમ વેલેન્ટાઇનને મળશે એટલે બેવડો વારસો મળવાનો છે."

" અરે એ બુઢ્ઢો તો " કાળનો કાગડો " છે. " બોકેમ્પ બોલ્યો. " એક વાત હજી મારા મગજમાં ઘોળાયા કરે છે કે એ બુઢ્ઢો તો પોતાની પૌત્રીથી જરા પણ છૂટો પડવાનો નથી, તો એ વાત ફ્રાંઝને કેમ પરવડશે ? પણ ફ્રાંઝ હમણાં કયાં છે ? "

" પહેલી ગાડીમાં. સૌથી આગળની ગાડીમાં વાઇલફોર્ટ બેઠેલો છે તેની સાથે છે. વાઇલફોર્ટ તો તેને પોતાના કુટુંબના એક માણસ તરીકે સ્વીકારી ચુકયો છે. "

બધી ગાડીઓમાં લગભગ આવી જ વાતો ચાલી રહી હતી. આ બે મરણો અણધાર્યાં અને લગભગ એકી વખતેજ થએલાં હતાં તેથી દરેક જણને આશ્ચર્ય લાગતું હતું. પણ ડોક્ટર આવીનીએ વાઇલફોર્ટના બાગમાં તે દિવસે રાત્રીએ જે ભયંકર ગુપ્ત ભેદ જણાવ્યો હતો તે વાતની કોઇના મનમાં જરા પણ શંકા આવી નહોતી.

સરઘસ કલાકેકમાં સ્મશાન ભૂમિમાં આવી પહોચ્યું. તે દિવસ

પણ ભયંકર લાગતો હતો. કબરસ્તાન તરફ જતા લોકોમાં રીનોડે મોરેલને જોયો. તે ત્યાં એકલો જ પોતાની જુદી ગાડી લઇને આવેલો હતો, અને એકલોજ ચુપચુપ ચાલતો હતો.

"તમે અહિં ક્યાંથી?" રીનોડે તેની પાસે જઇ તેનો હાથ ઝાલીને ચાલતાં પૂછ્યું. "તમારે વાઇલફોર્ટની સાથે એટલો બધો ધાટો સંબંધ છે કે શું? મેં તમને વાઇલફોર્ટને ત્યાં કોઇ દિવસ જોયા નથી તેનું શું કારણ?"

"મારે વાઇલફોર્ટ સાથે કાંઇ સંબંધ નથી." મોરેલે જવાબ આપ્યો. "મારે અને મેડમ સેન્ટ મીરાનને સારો સંબંધ હતો."

એટલામાં આલ્બર્ટ ફ્રાંઝને લઇને આવી પહોંચ્યો.

"જો કે આ સ્થાન અને સમય ઓળખ કરાવવાને માટે યોગ્ય નથી તો પણ," આલ્બર્ટે કહ્યું. "આપણે બધા તેવી જાતનો કાંઇ વહેમ રાખતા નથી. મોરેલ, આ મારા મિત્ર મોં. ફ્રાંઝ–બેરન દ–એપીને છે. તેમની સાથે તમને ઓળખ કરાવવાની છુટ લઉં છું. તેઓ ઘણા આનંદી મનુષ્ય છે. અમે ઇટાલીની મુસાફરી દરમ્યાન ઘણી મજા મારેલી છે." પછી ફ્રાંઝ તરફ ફરીને બોલ્યો. "ફ્રાંઝ, દોસ્ત, આ મોં. મોરેલ મારા એક ખાસ મિત્ર છે. તેઓ ઘણા બુદ્ધિવાન ઉમદા ગૃહસ્થ છે, અને લશ્કરમાં અમલદાર હોઇ સારો હોદ્દો ધરાવે છે."

મોરેલ એક પળ ખમચાયો. જે માણસને તે અંદરખાનેથી ધિક્કારતો હતો, અને જેના વિરૂદ્ધમાં પોતાને વર્તવનું હતું, તેનો મિત્ર તરીકે સ્વીકાર કરવો, એ તેને એક પ્રકારનો ઢોંગ લાગ્યો. પણ તેણે બુઢ્ઢા નોરટીઅર આગળ કરેલી પ્રતિજ્ઞા તથા પ્રસ્તુત

સંજોગોની ગંભીરતાનું સ્મરણ થયું: તેણે પોતાની લાગણી જેમ તેમ કરીને દબાવી, અને ફ્રાંઝને નમન કર્યું.

“ વાઇલફોર્ટનાં પુત્રી તો શોકમાં પડી ગયાં હશે નહિ વારૂ?” ડીબ્રેએ ફ્રાંઝને પૂછ્યું.

“ અતિશય શોકમાં ગરક થઇ ગયાં છે. ” ફ્રાંઝે જવાબ આપ્યો. “આજે સવારમાં તે એટલી બધી ફીક્કી જણાતી હતી કે હું પણ તેને ઓળખી શક્યો નહિ.”

આ સાદા શબ્દોથી મોરેલનું અંતઃકરણ વીંધાઇ ગયું. આ ત્યારે વેલેન્ટાઇનને મળ્યો હતો, એટલું જ નહિ પણ તેની સાથે તેણે વાત પણ કરી હતી. પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરતાં અટકવાને આ યુવાન અને બહાદુર અમલદારને પોતાના સર્વ માનસિક બલની મદદ લેવી પડી.

ધાર્મિક ક્રિયા પુરી થઇ એટલે બધા છૂટા પડ્યા. રીનોડ, આલ્બર્ટ, અને મોરેલ એક માર્ગે ગયા. ડીબ્રે અને બોશેમ્પે બીજો માર્ગ લીધો. ફ્રાંઝ વાઇલફોર્ટની સાથે રહ્યો. જતાં જતાં મોરેલ કાંઇ બ્હાનું કાઢીને જરા અટક્યો. તેણે ફ્રાંઝ અને વાઇલફોર્ટને એકજ ગાડીમાં બેસતા જોયા, અને તેનું પરિણામ માઠું જ આવશે, એવી તેના મનમાં શંકા ઉત્પન્ન થઇ. પછી તે પેરીસ પાછો ફર્યો. રીનોડ, અને આલ્બર્ટની સાથે તે એક જ ગાડીમાં બેઠેલો હોવા છતાં તેઓની વાતચીતનો એક શબ્દ પણ તેના સાંભળવામાં આવ્યો નહિ, કારણ કે તેનું મગજ ઠેકાણે નહોતું.

ફ્રાંઝે જે વખતે વાઇલફોર્ટની રજા માગવા માંડી ત્યારે વાઇલફોર્ટે પૂછ્યું: “ત્યારે હવે તમે ફરીથી પાછા મને ક્યારે મળશો?”

"આપની આજ્ઞા થાય ત્યારે. આપણે સાથે સાથે પાછા જઇશું?" "તમને હરકત ન હોય તો." "અરે મને તો ઉલટો આનંદ થશે."

આ રીતે ભાવી સસરા જમાઇ એકજ ગાડીમાં બેઠેલા મોરેલે દીઠા, અને તેનું મગજ ચિન્તાતુર થઇ ગયું.

સસરા જમાઇ બન્ને વાઇલફોર્ટના મકાનમાં પરત આવી પહોંચ્યા. પોતાની સ્ત્રી અગર પુત્રીને મળવા જવાને બદલે વાઇલફોર્ટ સીધો પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. જમાઇરાજ પણ સસરાની પાછળ પાછળ ગયા. વાઇલફોર્ટે ફ્રાંઝને બેસાડયો અને પોતાની બેઠક લીધી.

"મોં. એપીને," વાઇલફોર્ટ બોલ્યો. "કાઇને પ્રથમ દર્શનીય કદાચ એમ લાગશે કે બીજી કાઇ જાતની વાત કરવાને માટે આ યોગ્ય સમય નથી; પણ જરા વિચાર કરે તો તેમ નથી: કારણ મરનારની ઇચ્છાને માન આપવું અને તેની આજ્ઞાને તાબે થવું એ મરનારના માનની ખાતર કરવાનું દરેકનું પહેલું કર્તવ્ય છે, અને તે કર્તવ્ય તેના મરણ બાદ જેમ જલદીથી પૂર્ણ થાય તેમ વધારે સારૂં. તેથી મેડમ સેન્ટ મિરાનની મરતી વખતની ઇચ્છાનું હું તમને સ્મરણ કરાવું, તો તેમાં જરા પણ અયોગ્ય થવાનું નથી. તેની એવી ઇચ્છા હતી કે વેલેન્ટાઇનનું લગ્ન મુલતવી રાખવું નહિ અગર લંબાવવું નહિ. તેની મિલ્કત વિગેરેની વ્યવસ્થા બરાબર થઇ ગએલી છે, અને સેન્ટ મિરાનના કુટુંબની તમામ મિલ્કત વેલેન્ટાઇનને મળનાર છે. વીલ મેં જોયું છે એટલે આપણે હવે વેલેન્ટાઇનના તમારી સાથેના લગ્ન માટે જે કરાર તૈયાર

ρરવાનો છે તેમાં જરાપણ અડચણ પડે તેમ નથી. તમે અમારા ρકીલ મોં. ડીસ્કેમ્પસને હમણાંજ તેની ઓફીસમાં મળો."

"પણ સાહેબ," ફ્રાંઝ બોલ્યો. "વેલેન્ટાઇન અત્યારે અત્યંત શોકમાં હશે! તેને લગ્નની વાત અત્યારે જરા પણ રૂચશે નહિ. મને બ્હીક લાગે છે કે—"

"વેલેન્ટાઇનની દાદીની મરતી વખતની ઇચ્છાને માન આપવું તેના કરતાં વધારે આનંદ તેને બીજી કોઇ પણ બાબ-ρથી થનાર નથી; એટલે તેના તરફથી કાંઇ પણ વાંધો આવ-ρાર નથી, એની હું તમને ખાત્રી આપું છું."

"તેમ હોય તો મારા તરફથી કાંઇ વાંધો નથી. તમારી ρાજ્ઞા થાય એટલે હું તૈયાર જ છું. હું એક વખતે વચન આપી ρુકયો છું, એટલે તે વચન પાળવામાં મને ઘણો આનંદ લાગશે."

"ત્યારે તો હવે બીજા કશાની જરૂર નથી. કરાર તો ત્રણ ρિવસથી તૈયાર છે. આજે સહિઓ કરી નાંખીએ."

"પણ શોકનું કેમ?"

"તમારે ચિન્તા કરવાનું કારણ નથી. વેલેન્ટાઇન ત્રણ માસની ρકની મુદત દરમ્યાન સેન્ટ મિરાનના ઘરમાં જઇને રહેશે. તે ρલકત બધી હવે તેની જ છે. થોડા દિવસ પછી આપણે ત્યાં ρઇશું, અને કાંઇપણ ભપકા અને ધામધુમ સિવાય ગુપચુપ સાદેસાદી ρતે લગ્ન-વિધિ આટોપી લઇશું. તેની દાદીની પણ પોતાને ρાંજ વેલેન્ટાઇનનું લગ્ન થાય એવી ઇચ્છા હતી. લગ્નનો વિધિ ρઇ રહે એટલે તમે પેરીસ પાછા આવજો, અને બાકીની મુદત ρધી તમારી પત્ની અને તેની સાવકી મા બન્ને ત્યાં પુરી કરશે."

"જેવી આપની ઇચ્છા."

"ત્યારે તો," વાઇલ્ડફોર્ટ બોલ્યો. "આમે ને આમે હવે અત્યારે અડધો કલાક અહિંઆં જ થોભી જાઓ. હું વકીલને બોલાવી મંગાવું છું. તે આવે એટલે અત્યારે જ આપણે કરારનો મુસદ્દો તૈયાર છે તે વાંચી જોઇએ, અને જો તમને પસંદ પડે તો તુરત જ સહિઓ કરી નાંખીએ, એટલે એ પીડા તો મટે. હું આજે સાંજના જ વેલેન્ટાઇનને અને તેની માતાને વિદાય કરી દઉં છું, અને આપણે એક અઠવાડીઆ પછી જઇશું."

"પણ મારી એક વિનંતિ છે." "શી ?"

"આલ્બર્ટ, મોર્સર્ફ અને રીનોડને આ સહીઓ કરતી વખતે હાજર રાખવાની મારી ઇચ્છા છે. તેઓ મારી તરફના સાક્ષીઓ છે."

"અરે, તેમને બોલાવી લાવવાને અડધો કલાક પુરતો છે. કહો, તમે જાતે જવા માગો છો કે કોઇ માણસને મોકલીશું તો ચાલશે?"

"મને જાતે જ જવા દો તો ઠીક."

"ત્યારે અડધા કલાકમાં તમે પાછા આવો. હું તમારી રાહ જોતો બેઠો છું. વેલેન્ટાઇન તમે આવશો તે પહેલાં તૈયાર થઇ રહેશે."

ફ્રાંઝ નમન કરીને ગયો. તે બ્હાર ગયો કે તુરત જ વાઇલ-ફોર્ટે પોતાની પુત્રીને બોલાવી અને અડધા કલાકમાં વકીલ કરારનો મુસદ્દો લઇને આવનાર હોવાથી, અને ફ્રાંઝ પોતાના સાક્ષીઓને બોલાવવા ગએલો હોવાથી તે માટે તૈયાર રહેવા આજ્ઞા હતી.

આ ખબરોથી ઘરમાં બધે હોહા થઇ રહી. મેડમ વાઇલફોર્ટના માન્યામાં વાત આવી નહિ. વેલેન્ટાઇન તો આભીજ બની ગઇ હતી. તેણે મદદ માટે આસપાસ નજર કરી અને પોતાના દાદાની પાસે દોડી જવાનો વિચાર કર્યો, પણ વાઇલફોર્ટે તેને રોકી રાખી.

એટલામાં પેલો વૃદ્ધ નોકર બેરીસ નજરે પડ્યો. વેલેન્ટાઇને દયાજનક રીતે તેના તરફ જોયું. મેડમ વાઇલફોર્ટ પોતાના પુત્ર નાના એડવર્ડને લઇને ત્યાં આવી પહોંચી. તે ફીક્કી અને થાકી ગએલી દેખાતી હતી. તે એડવર્ડને ખોળામાં લઇને બેઠી, અને વારંવાર તેને છાતી સરસો ચાંપવા લાગી. એટલામાં બે ગાડીઓ આવી પહોંચી. એકમાં વકીલ આવ્યો. બીજીમાં ફ્રાંઝ અને તેના મિત્રો આવ્યા. બધાં ભેગાં થઇ ગયાં. વેલેન્ટાઇનના હોસકોસ ઉડી ગયા. ફ્રાંઝ પણ ગભરાએલોજ હતો. રીનોડ અને આલ્બર્ટ અચંબાથી એક બીજાના સામે જોઇ રહ્યા. થોડા વખત ઉપર જ તેઓ જે ક્રિયામાં ભાગ લેવાને હાજર રહ્યા હતા, તે ક્રિયા અત્યારે જે ક્રિયામાં તેઓ ભાગ લેનાર હતા તેના કરતાં વધારે શોકજનક તેમને લાગી નહોતી. મેડમ વાઇલફૉર્ટ એક પડદાની પાછળ જરા ઢંકાઇને બેઠી હતી. વળી વારંવાર એડવર્ડને નીચી વળીને ચુંબન કરતી હોવાથી તેના મુખ ઉપર થતા વિકારો દેખાય તેમ નહોતું. વાઇલફોર્ટ પોતે તો હમેશની માફક તદ્દન ગંભીર જ હતો.

વકીલે પોતાના હમેશના રિવાજ મુજબ મેજ ઉપર કાગળો ગોઠવ્યા, અને ખુરસી ઉપર પોતાની બેઠક લીધી. તેણે જરા ચશ્માં ઉંચાં કર્યાં, અને ફ્રાંઝના તરફ ફરીને બોલ્યો: " મોં. ફ્રાંઝ-દ-કવી-

ન્સલ. બેરન-દ-બેપીને આપ જ કે ?" "હા, જી." વકીલે ફરીથી નમન કર્યું.

"ત્યારે તો આપને એક બાબતની ખબર આપવા મને મોં. દ-વાઇલફોર્ટ તરફથી ફરમાસ થઇ છે તે હું આપને જણાવું છું, તે ધ્યાન આપીને સાંભળો. પ્રથમ તો એ કે વેલેન્ટાઇનનું લગ્ન તમારી સાથે નક્કી થતું હોવાથી મોં. નોરટીઅરનું મન વેલેન્ટાઇન ઉપરથી ઉઠી ગયું છે; અને તમામ મિલકતનો વારસો તેને આપવાનો તેમનો વિચાર હતો, તે વિચાર તેમનો બદલાઇ ગયો છે. તેઓ હવે તેને કાંઇ પણ આપવા માગતા નથી. માત્ર એક માર્ગ છે." તેણે આગળ ચલાવ્યું. "તે એ કે મોં. નોરટીઅર પોતાની બધી મિલકત આવી રીતે વીલ કરીને કુટુંબ બ્હાર આપી શકતા નથી. તેનો અમુક ભાગ જ માત્ર ગમે તેવી રીતે આપી દેવાને તેઓ મુખત્યાર છે. છતાં તેઓ પોતાની તમામ માલ મિલકત આપી દે છે; એટલે જો તકરાર કરવામાં આવે તો વીલ કાયદેસર ગણી શકાવાનું નથી."

"એ વાત તો ખરી છે" વાઇલફોટ બોલ્યો, "પણ સાથે સાથે હું તમને ચેતવણી આપું છું કે જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તે વીલના સંબંધમાં કોઇનાથી તકરાર કરી શકાવાની નથી. હું કદીપણ તેમ કરવા દેવાનો નથી. તેમ કરવાથી મારી પ્રતિષ્ઠાને હાનિ લાગે."

"પણ આપની પુત્રીની હાજરીમાં આ વાત નિકળી એથીજ મને તો વધારે દિલગીરી લાગે છે. હું કાંઇ તેના દ્રવ્યની ખાતર તેનું પાણી-ગ્રહણ કરવા ઇચ્છતો નથી. તેના દ્રવ્યના સંબંધમાં મેં કદી ઉચ્ચાર કર્યો નથી. આપના કુટુંબની સાથે સંબંધ બંધાય

તેમાં જ હું માન સમજું છું. હું માત્ર આપની પુત્રીને સુખી કરવાને માટેજ આતુર છું; મને બીજી કાંઇ જ અપેક્ષા નથી."

વેલેન્ટાઇને તેનો આભાર માન્યો. તેની આંખો આંસુથી ભરાઇ ગઇ હતી.

"વળી," વાઇલફોર્ટે પોતાના ભાવી જામાતાનું મન મનાવવા આગળ ચલાવ્યું. "તમને માત્ર થોડાક પૈસાનું નુકશાન થવાનું છે તેજ. મોં. નોરટીઅરની શારીરિક તેમજ માનસિક નબળાઇ તમારાથી કયાં અજાણી છે? વેલેન્ટાઇન તમારી સાથે પરણનાર છે, તે તેમને પરવડતી વાત નથી એવું કાંઇ નથી; પરંતુ તે લગ્ન કરે એ વાત જ તેમને પરવડે તેમ નથી. ગમે તેની સાથે તેનું લગ્ન થાય તો પણ મારા પિતાને તો તે ગોઠવાનું નહિ જ. ઘરડા ડચરાઓ ઘણા સ્વાર્થી હોય છે. વળી વેલેન્ટાઇન હમેશાં તેમની બરાબર સેવા ચાકરી કરે છે. તેના લગ્ન પછી તે તેમની સેવા ચાકરી કેવી રીતે કરી શકે? મારા પિતાજીની દયાજનક સ્થિતિને લીધે તેમને કોઇ કાંઇ કહી શકે તેમ નથી. વળી ઘણી ખરી વાતો તો તેઓ બીલકુલ સમજી શકતા પણ નથી.—"

વાઇલફોર્ટ આગળ બોલવા જતો હતો એટલામાં બારણું ખુલ્યું, અને નોરટીઅરનો નિમકહલાલ નોકર બેરીસ અંદર આવ્યો.

"ગૃહસ્થો," આવા ગંભીર પ્રસંગે નોકરે પોતાના શેઠની સાથે જેટલી સભ્યતા અને નમ્રતાથી વાત કરવી જોઇએ, તેમાંનું કાંઇ તેના અવાજમાં જોવામાં આવતું નહોતું. ઉલટું તેણે જરા જોસ ભરેલા અવાજે કહ્યું. "મારા શેઠ મોં. નોરટીઅર હમણાંને હમણાં જ મોં. ફ્રાંઝ–દ–કવીન્સેલ–એરન–દ એપીનેની સાથે વાત કરવા માગે છે."

વાઇલફોર્ટ ચોંકયો. મેડમ વાઇલફોર્ટે છોકરાને નીચે મૂકી દીધો. વેલેન્ટાઇન જે એક પૂતળીની માફક સ્તબ્ધ બની ગઇ હતી તે ઉઠી. આલ્બર્ટ અને રીનૉડ ફરીથી એક બીજાના સામે જોઇ રહ્યા. તેઓને વધારે આશ્ચર્ય લાગ્યું. વકીલ વાઇલફોર્ટના સામે જોઇ રહ્યો.

"એ વાત બની શકે તેમ નથી." મેજીસ્ટ્રેટ બોલ્યો. "ફ્રાંઝ-દ-એપીનેથી અત્યારે આ દીવાનખાનું છોડીને જઇ શકાય તેમ નથી."

"પણ મારા શેઠે તેમને હમણાંને હમણાંજ બોલાવ્યા છે. કાંઇ ઘણીજ અગત્યની બાબતની વાતચીત કરવાની છે."

સર્વ કોઇ આશ્ચર્યમાં ગરક થઇ ગયું. મેડમ વાઇલફોર્ટના મુખ ઉપર હાસ્ય ફરકી રહ્યું. વેલેન્ટાઇન ઉંચું જોઇ પ્રભુનો આભાર માનવા લાગી.

"વેલેન્ટાઇન," વાઇલફોર્ટે તેને કહ્યું. "જા, તું જઇને જોને કે તે ડચરાએ વળી નવીન શો જુટ્ટો ઉઠાવ્યો છે?'

વેલેન્ટાઇન તુરત જ ઉઠી, અને આનંદથી બારણા તરફ જવા લાગી. એટલામાં વાઇલફોર્ટનો વિચાર ફરી ગયો.

"ઉભી રહે." તે બોલ્યો. "હું જ તારી સાથે આવું છું."

"માફ કરો સાહેબ." ફ્રાંઝ એટલામાં વચમાં પડીને બોલી ઉઠયો. "મોં. નોરટીઅર જ્યારે મને જ બોલાવે છે ત્યારે મારે જ તેમની ઇચ્છાને માન આપીને તેમની પાસે જવું જોઇએ. હજી હું તેમને મળ્યો નથી, તો તેમને મળીને તેમના આશિષ મારે લેવી જોઇએ. તેમ કરવાથી મને પણ ઘણો સંતોષ થશે."

"ના, ના. તમારે તેવી તસ્દી લેવાની કાંઇ જરૂર નથી." વાઇલફોર્ટે તેને અટકાવતાં કહ્યું.

માફ કરજો સાહેબ," ફ્રાંઝે જવાબ આપ્યો. "હું તેમની પાસે જવા માગું છું. આ તકનો લાભ લઇને મારે માટે તેમના મનમાં જે કાંઇ માઠી લાગણી અગર તિરસ્કાર હોય તે કાઢી નાંખવા માગું છું. મારી ભક્તિ અને પ્રેમ જોશે, એટલે તેઓનું મન જરૂર પીગળ્યા સિવાય રહેશે જ નહિ." આટલું કહીને વાઇલફોર્ટનું કહેવું જરા પણ ધ્યાનમાં ન લેતાં તે ઉઠયો, અને વેલેન્ટાઇનની પાછળ ચાલ્યો. વહાણ ભાગવાથી ભર દરિયામાં બચાવને માટે ફાંફાં મારતા ખલાસીને એકાદ ખડક અગર ટાપુ હાથ લાગવાથી જેટલો આનંદ થાય, તેટલા આનંદથી વેલેન્ટાઇન આગળ દોડતી હતી.

વાઇલફોર્ટ આ બન્નેની પાછળ દોડયો. આલ્બર્ટ અને મોર્સર્ફને તો આ વખતે વળી સૌથી વધારે અચંબો લાગ્યો.

---

## પ્રકરણ ૨૧ મું.

---

નોરટીઅર તેમની મુલાકાત માટે તૈયારજ હતો. તે એક વિરામાસન ઉપર પડેલો હતો. જે ત્રણ જણની તેને જરૂર હતી તે ત્રણે જણ ઓરડામાં દાખલ થયા, એટલે તેણે બારણા સામું જોયું. નોકરે તુરતજ બંધ કર્યું.

"સાંભળ," વાઇલફોર્ટે પોતાની પુત્રીને કહ્યું. "જો ડોસો કાંઇક એવું કહેવા માગે કે જેથી તારાં લગ્ન મુલતવી રાખવાનો અગર લંબાવવાનો પ્રસંગ ઉભો થાય, તો તે વાત જાણે સમજવામાંજ આવી નથી, એવી રીતે વર્તવાનું છે. સમજી ને?"

વેલેન્ટાઇન જરા શરમાઇ પણ તેણે કાંઇ જવાબ આપ્યો નહિ. વાઇલફોર્ટ નોરટીઅરની પાસે જઇને બોલ્યો:—

"બેરન ફ્રાંઝ એપીનેને તમે મળવા બોલાવ્યા છે, તે આ આવ્યા. હવે તેમને જોઇને અને તેમની સાથે વાતચીત કરવાથી તમારી ખાત્રી થશે કે વેલેન્ટાઇનના લગ્નના સંબંધમાં તમે જે જે વાંધા કાઢો છો તે બધા કેવળ ગેરવ્યાજબી છે."

જવાબમાં નોરટીઅરે પોતાના પુત્રના સામે એવી નજરે જોયું કે તે તો ઠરીજ ગયો. તેણે વેલેન્ટાઇનને ડોસાની પાસે જવાને ઇશારત કરી. તેણે તે પ્રમાણે કર્યું તો ડોસો કુંચી માગતો હતો એમ તેને સમજાયું. પછી બે બારીઓની વચ્ચેના ભાગમાં એક પેટી પડેલી હતી તેના તરફ ડોસાની નજર ગઇ. તેનું ખાનું ઉઘાડતાં તેમાંથી એક કુંચી નીકળી. આ કુંચીજ તેને જોઇતી હતી એમ ખાત્રી થઇ. પછી ડોસાએ બીજી એક પેટી તરફ નજર કરી. આ પેટી એક ખૂણામાં પડી હતી, અને તેમાં નિરૂપયોગી કાગળો પડેલા હતા એમ બધાની માન્યતા હતી. તે પેટીની કોઇ કદી દરકાર પણ કરતું નહિ.

"આ પેટી ખોલવી છે?" વેલેન્ટાઇને પૂછયું.

"હા." "તેનાં ખાનાં ખોલવાનાં છે?" "હા." "બાજુ ઉપરનાં?" "ના." "ત્યારે મધ્યમાંનું ખાનું ખોલવું છે?" "હા." વેલેન્ટાઇને ખાનું ખોલ્યું. તેમાંથી એક કાગળનો થોકડો મળી આવ્યો.

"આ કાગળો જોઇએ છીએ?" "ના."

વેલેન્ટાઇને વારાફરતી બધા કાગળો બહાર કાઢીને બતાવ્યા. ખાનું આખરે ખાલી થયું. "હવે તો તેમાં કાંઇજ નથી." તેણે છેવટે કહ્યું. નોરટીઅરની આંખ શબ્દકોષ તરફ ગઇ. તેણે કોષ હાથમાં લઇને બધા અક્ષરો બતાવવા માંડયા. આખરે "ગુપ્ત" શબ્દ આગળ ડોસો અટકયો. આ રીતે તે પેટીમાં એક ગુપ્ત કળ છે એમ જણાવવામાં આવ્યું. "તેમાં એકાદ ગુપ્ત કળ છે?" વેલેન્ટાઇને પૂછયું. "હા." "તે કોના જાણવામાં છે?"

નોરટીઅરે પોતાનો નોકર બહાર ગયો હતો તેથી બારણા તરફ જોયું.

"બેરીસ જાણે છે?" વેલેન્ટાઇને પૂછયું. "હા."

વેલેન્ટાઇને બેરીસને બોલાવ્યો. વાઇલફોર્ટ એટલો બધો આતુર થઇ ગયો કે તેના કપાલ ઉપર પસીનો પસીનો થઇ રહ્યો. ફ્રાંઝ સ્તબ્ધ બની શું થાય છે તે જોવા લાગ્યો. નોકર અંદર આવ્યો.

"બેરીસ," વેલેન્ટાઇને તેને કહ્યું. "આ પેટીનું ગુપ્ત ખાનું ખોલવાને દાદાજી હુકમ કરે છે. તેની ગુપ્ત કળ માત્ર તારાજ જાણવામાં છે માટે તે જરા ઉઘાડ તો!"

બેરીસે બુઢ્ઢાના સામું જોયું. બુઢ્ઢાએ તે પ્રમાણે કરવાને તેને આજ્ઞા કરી. બેરીસે એક ચાંપ દબાવી એટલે ખાનું ખુલી ગયું, અને તેમાંથી એક કાળી દોરીએ બાંધેલું કાગળોનું જુથ મળી આવ્યું.

"આપને આ કાગળો જોઇએ છીએ?" બેરીસે પૂછયું. "હા."

"આ કાગળો મોં. દ–વાઇલફોર્ટને આપું?" "ના."

"ત્યારે વેલેન્ટાઇનને આપવાના છે?" "ના."

"ત્યારે આ કાગળો બેરન–ફ્રાંઝ–દ–એપીનેને આપું?"

"હા."

ફ્રાંઝ આશ્ચર્યમાં ગરક થતો આગળ આવ્યો.

"હું આ કાગળો લઉં ?" તેણે પૂછ્યું. "હા."

ફ્રાંઝે કાગળો બેરીસ પાસેથી લીધા. તેમના ઉપર લપેટેલા કાગળ ઉપર નજર નાખતાં તેના વાંચવામાં આવ્યુંઃ "મારા મરણ બાદ આ કાગળો જનરલ ડ્યુરાન્ડને આપવા. જનરલ ડ્યુરાન્ડે પોતાના પુત્રને વારસામાં આપી જવા અને એક અતિ અગત્યના દસ્તાવેજ તરીકે તેને સંભાળી રાખવાને તેને ખાસ આજ્ઞા કરવી."

"વારૂ સાહેબ," ફ્રાંઝે પૂછ્યું. "આ કાગળોનું મારે શું કરવાનું છે ?"

"બેશક જેવી રીતે સીલબંધ છે તેમને તેમ તે સંભાળીને રાખવા." વાઇલફોર્ટ વચમાંજ બોલી ઉઠયો.

"ના, ના." નોરટીઅરે સમજાવ્યું.

"ત્યારે શું બેરન ફ્રાંઝ હાલજ આ કાગળો વાંચે એવી તમારી ઇચ્છા છે દાદાજી ?" વેલેન્ટાઇને પૂછ્યું. "હા."

"જોયું બેરન, મારા દાદાજીની ઇચ્છા એવી છે કે આ કાગળો તમે હમણાં ને હમણાંજ વાંચો." વેલેન્ટાઈને ફ્રાંઝને કહ્યું.

"ત્યારે તો આપણે બધા બેસીએ." વાઇલફોર્ટ અધીરાઈથી બોલ્યો. "કારણ તે વાંચતાં તો વખત લાગશે."

"બધા બેસો." બુઢ્ઢાએ કહ્યું.

વાઈલફોર્ટ ખુરશી ઉપર બેઠો. વેલેન્ટાઇન તો ઉભીજ રહી. ફ્રાંઝ બુઢ્ઢાની સામે ખુરશી નાંખીને બેઠો.

"વાંચો." બુઢ્ઢાએ ફરીથી હુકમ કર્યો.

ફ્રાંઝે દોરી છોડી. ઓરડામાં ગંભીર શાંતિ પથરાઇ રહી. તેણે વાંચવાનું શરૂ કર્યું. શરૂઆતમાં મથાળે નીચે પ્રમાણે લખેલું હતું:—

"તા. ૫ મી ફેબ્રુઆરી સને ૧૮૧૫ ના રોજ 'સેન્ટ જેકસ' ના મેહેલ્લામાં બોનાપાર્ટના અનુયાયીઓના મંડળની (બોનાપાર્ટીસ્ટ ક્લબ) સભા ભરાએલી, તેમાં ચાલેલા કામકાજના અહેવાલનો ઉતારો.—"

ફ્રાંઝ ચમકયો અને થોભ્યો

"સને ૧૮૧૫ ના ફેબ્રુઆરીની પાંચમી ! અરે એ તો મારા પિતાનું જે દિવસે ખૂન થયું હતું તેજ દિવસ !"

વાઇલફોર્ટ અને વેલેન્ટાઇન તો પુતળાંજ બની રહ્યાં. બુઢ્ઢોજ માત્ર "આગળ વાંચો" એમ કહેતો જણાયો.

"તે મંડળની સભામાંથી બહાર નિકળ્યા પછી મારા પિતા ગુમ થયા હતા." ફ્રાંઝ યાદ કરવા લાગ્યો.

નોરટીઅરે કહ્યું: "વાંચો." ફ્રાંઝે આગળ ચલાવ્યું.

"અમો નીચે સહીઓ કરનાર—(૧) લુઇજેકસ બોરીપેર–તોપખાનાના લેફ્ટેન્ટ કર્નલ, (૨) ઇટીન–ડુકેમ્પી–જનરલ ઓફ બ્રીગેડ, અને (૩) જંગલખાતાના ઉપરી અધિકારી કલોડ લીચાર્પેલ પ્રતિજ્ઞા ઉપર જાહેર કરીએ છીએ કે તા. ૪ થા ફેબ્રુઆરીના રોજ આલ્બાના ટાપુથી એક પત્ર આવ્યો હતો. તેમાં સેનાપતિ ફ્લેવીઅન–દ–કવીન્સેલ (ફ્રાંઝનો પિતા) ને પેરીસના બોનાપાર્ટના અનુયાયીઓના મંડળમાં દાખલ કરવાને, અને તેને બધી છુપી ગોઠવણોથી વાકેફ કરવાને ભલામણ કરવામાં આવી હતી. સેનાપતિ કવીન્સેલ સને ૧૮૦૪ થી ૧૮૧૪ સુધી શહેનશાહ નેપોલીઅનની નોકરીમાં હતો, અને નેપો-

લીઅનના કુટુંબ અને વંશ તરફ વફાદાર હતો એમ ધારવામાં આવતું હતું. જો કે તેને રાજા અરાડમા લુઇ તરફથી તેની એપીનેની જાગીર ઉપરાંત આપવામાં આવેલા ઉમરાવપદનો પણ તેણે સ્વીકાર કર્યો હતો.

"એ પત્રમાંની ભલામણ મુજબ બીજે દિવસે એટલે તારીખ ૫ મીના રોજ મંડળની સભામાં હાજર રહેવાને જનરલ-દ-કવીન્સેલને આમંત્રણ કરવામાં આવ્યું. પણ જે મેહેલ્લામાં અગર મકાનમાં સભા મળવાની હતી તે વિષે તેને પ્રથમથી માહિતી આપવામાં આવી નહોતી. સેનાપતિને જે પત્ર મળેલો હતો તેની નીચે કોઇની સહી પણ નહોતી. પણ તેમાં એમ જણાવવામાં આવેલું હતું કે તેણે બીજે દિવસે રાત્રીના બરાબર નવ વાગે તૈયાર રહેવું, એટલે એક માણસ તેને બોલાવવા આવશે.

"મંડળની સભાઓ હંમેશાં રાત્રીના નવથી બાર વાગ્યા સુધી ભરાતી.

"બરાબર નવ વાગ્યાના ટકોરે મંડળનો પ્રમુખ સેનાપતિને ત્યાં આવ્યો. સેનાપતિ તૈયારજ હતો. સભામાં લઇ જતી વખતે પ્રમુખે એક એવી શરત કરી કે સેનાપતિએ આંખે પાટો બાંધવા દેવો, અને તે પાટો ખસેડવાને પ્રયત્ન કરવો નહિ. આમ કરવાનો હેતુ એ હતો કે મંડળની સભા ભરાવાની જગ્યા સેનાપતિના જાણવામાં કદી આવેજ નહિ.

"સેનાપતિએ બન્ને વાત રાજીખુશીથી કબુલ કરી એટલુંજ નહિ પણ વધારામાં એવું વચન આપ્યું કે તેઓ જે રસ્તે થઇને જાય તે રસ્તો શોધી કાઢવાને પણ તે કદી પ્રયત્ન કરશે નહિ. સેનાપતિની

ગાડી તૈયાર હતી, પણ તેનો ઉપયોગ કરવાની પ્રમુખે ના પાડી. કારણ કે કયે રસ્તે થઈને જવાતું હતું તે જો ગાડીવાનના જાણુવામાં આવે તો પછી શેઠની આંખોએ પાટો બાંધવામાં કાંઇ અર્થ નહોતો.

• 'ત્યારે શું કરીશું?' સેનાપતિએ પ્રશ્ન કર્યો.

'મારી ગાડી તૈયારજ છે.' જવાબ મળ્યો.

'એમ? ત્યારે શું તમારા ગાડીવાન ઉપર તમને એટલો બધો વિશ્વાસ છે કે જે વાત તમે મારાથી છૂપી રાખવા માગો છો તે વાત તેના જાણુવામાં આવે તેમાં તમને જરા પણ બાધ નથી?' સેનાપતિએ પ્રશ્ન કર્યો.

'આપણો ગાડીવાન કાંઇ સાધારણ આદમી નથી. તે અમારા મંડળનો એક સભાસદજ છે. આપણી ગાડી રાજસદનનો એક સભાસદ હાંકનાર છે.' પ્રમુખે જવાબ દીધો.

'ત્યારે તો મને એક બીજો ભય લાગે છે કે આપણી ગાડી કદાચ ઉંધી વળશે.' સેનાપતિએ ખડખડ હસતાં કહ્યું.

"આ ઠઠ્ઠા મશ્કરીની વાત અહિંઆં અમે જણાવીએ છીએ તેનું કારણ એટલુંજ છે કે મંડળની આ સભામાં હાજરી આપવાને સેનાપતિના ઉપર કોઇપણ જાતનું દબાણ કરવામાં આવ્યું નહોતું અગર ફરજ પાડવામાં આવી નહોતી, પણ તે પોતાની રાજીખુશીથી ત્યાં ગયો હતો.

"ગાડીમાં બેઠા એટલે આંખે પાટો બાંધવા દેવા માટે સેના-નાપતિએ જે વચન આપ્યું હતું, તેનું પ્રમુખે તેને સ્મરણ કરાવ્યું. સેનાપતિએ કાંઇપણ વાંધો લીધો નહિ. રસ્તામાં આંખો ઉપરનો પાટો ખસેડી નાંખવાને સેનાપતિ પ્રયત્ન કરતો હતો એમ મંડળના

પ્રમુખને લાગ્યું, અને તેણે સેનાપતિને તેના વચનનું ફરીથી સ્મરણ કરાવ્યું.

"ગાડી સેન્ટ જેકસના મહેલ્લામાં જવાની એક ગલી આગળ ઉભી રહી. સેનાપતિ પોતાના સોબતીના હાથના ટેકા લઇને ઉતર્યો, પણ તે સોબતી કોણ હતા તે બાબતની તેને ખબર નહોતી. સેનાપતિ તો તેને મંડળના માત્ર એક સાધારણ સભાસદ માનતો હતો. તેઓ કેટલોક રસ્તો બદલાવીને એક મકાન આગળ આવીને થોભ્યા, અને એક જીનો ચઢીને ઉપર ગયા.

"આ મકાનના પહેલા માળ ઉપરજ એક દિવાનખાનામાં સભા ભરાતી હતી. આ બન્ને જણ તેમાં દાખલ થયા.

"મંડળનું કામકાજ શરૂ થઈ ગયું હતું. તે દિવસે એક નવીન સભાસદ મંડળમાં જોડાનાર હતા. તેની ખબર મળેલી હોવાથી તમામ સભાસદો હાજર હતા. દિવાનખાનાના મધ્ય ભાગમાં આવ્યા પછી પાટો છોડી નાંખવાને સેનાપતિને પરવાનગી મળી. તે પ્રમાણે કરતાંજ તે તો આશ્ચર્યચકિત થઇ ગયો. જે મંડળના અસ્તિત્વ વિષે અત્યાર સુધી તે અજ્ઞાત હતો તે મંડળની સભામાં એટલા જાણીતા આદમીઓને જોઇને તે આભોજ બની ગયો. તેઓ બધા સેનાપતિનું વલણ સમજવાને માટે આતુર હતા, અને તે જાણવાના ઇરાદાથી તેને પ્રશ્ન કરવા લાગ્યા. સેનાપતિએ તો માત્ર એટલોજ ઉત્તર આપ્યો કે 'એલ્બાના ટાપુ'થી આવેલા પત્રમાંની ભલામણથી તેઓના સમજવામાં તે આવ્યુંજ હશે.

ફ્રાંઝ વચમાંજ બોલી ઉઠયો.

"મારા પિતા રાજવંશના પક્ષમાં હતા. તેમનું વલણ જાણવા-

તે માટે મંડળના સભાસદોએ એટલો બધો પ્રયત્ન કરવાની જરૂર નહોતી. તેમનું વલણ તો જાણીતું હતું જ !"

"અને તેથીજ મને તમારા પિતા ઉપર ઘણો સ્નેહ હતો. સરખા અભિપ્રાયથી સ્નેહ થાય છે." વાઇસફોર્ટે જવાબ આપ્યો.

"આગળ ચાલવા દો." પેલા બુઢ્ઢાએ ઇશારત કરી.

ક્રાંઝે આગળ ચાલવા માંડ્યું.

"પ્રમુખે સેનાપતિ કવીન્સેલને ખુલાસો કરવાને માટે વિનંતિ કરી; પણ તેણે ઉલટો પ્રશ્ન કરીને તેઓનો સઘળાનો શો હેતુ હતો તે જાણવા માગ્યો.

"પછી 'એલ્બાના ટાપુ'માંથી આવેલા પત્રની વાત તેને કહી બતાવવામાં આવી. મંડળનાં કાર્યો અને હેતુઓ પાર પાડવામાં સેનાપતિ કવીન્સેલ ખાસ મદદગાર થઇ પડશે એવી તેને માટે સિફારસ કરવામાં આવેલી હતી.

"પત્રના એક પરિચ્છેદમાં નેપોલીઅનના એલ્બામાંથી પરત આવવાના સંબંધમાં ઉલ્લેખ હતો, અને તે સંબંધમાં થોડા વખતમાં બીજો પત્ર મોકલવાનું વચન હતું. વિગતવાર હકીકત પાછળથી માર્સેલ્સના વહાણવટી મોરેલના 'ફેરેઓન' વહાણ સાથે મોકલવામાં આવશે એમ પણ જણાવવામાં આવ્યું હતું. 'ફેરેઓન'નો નૌકાધ્યક્ષ શહેનશાહ નેપોલીઅનનો એક ચુસ્ત અનુયાયી હતો.

"આ કામકાજ ચાલતું હતું તે દરમ્યાન મંડળના બધા સભાસદોએ સેનાપતિ તરફ પોતાના મંડળમાંના એક પ્રમાણિક સભ્ય તરીકે વર્તન રાખેલું હતું; જ્યારે સેનાપતિના પોતાના ચ્હેરા ઉપર અસંતોષ અને તિરસ્કારની લાગણી જણાવા લાગી હતી.

"જ્યારે પત્રનું વાંચન પુરૂં થયું ત્યારે સેનાપતિ કવીન્સેલ ભવાં ચઢાવીને શાંત બેસી રહ્યો.

'જુઓ ત્યારે, આ પત્ર આવેલો છે તેના સંબંધ આપને શું કહેવાનું છે?' પ્રમુખે પૂછયું.

'મારે કહેવાનું એટલુંજ છે કે મહારાજા અરાડમા લુઇના અનુયાયી તરીકે તેમના પક્ષનો અને તેમની નોકરી અને સેવા કરવાનો સ્વીકાર કર્યાને તો હજી મને ઝાઝા દિવસ પણ થયા નથી, એટલામાં તેમની પ્રમાણિકપણે સેવા બજાવવાના લીધેલા સોગન અને પ્રતિજ્ઞાઓનો એકાએક ભંગ કરી પદભ્રષ્ટ બાદશાહ નેપોલીઅનનો પક્ષ અને સેવા અંગીકાર કરવાં એ મારા જેવાને છાજતું નથી.'

"આ જવાબથી સેનાપતિ કવીન્સેલની લાગણીઓ અને વલણ સમજવાને જરા પણ અડચણ પડે તેમ નહોતું.

'સેનાપતિ કવીન્સેલ,' પ્રમુખે કહ્યું. અમે 'અરાડમા લુઇને અમારો રાજા માનતા નથી. તેમજ શહેનશાહ નેપોલીઅન પદચ્યુત થએલા છે, એમ પણ અમે જાણતા અગર સ્વીકારતા નથી. પણ અમે તો માત્ર એમજ માનીએ છીએ કે ફ્રાંસના ખરા અને એકલા શહેનશાહ નેપોલીઅનજ છે. ફ્રેંચ પ્રજાના આ માનીતા માહારાજા નેપોલીઅનને જોર જુલમ અને રાજદ્રોહથી તેમના પોતાના ફ્રાંસના રાજ્યમાંથી અને દેશમાંથી કાઢી મૂકવામાં—દૂર કરવામાં આવેલા છે.'

'ગૃહસ્થો, મને ક્ષમા કરો.' સેનાપતિએ કહ્યું. 'રાજા અરાડમા લુઇને તમે રાજા માનતા નહિ હો, પણ હું તો તેમનેજ ફ્રાંસના અને મારા પોતાના રાજા તરીક માનું છું, અને સ્વીકારી ચુકેલો છું. મારા જેવા એક કંગાલ મનુષ્યને આ મહાન રાજ્યના સેનાપતિ

તરીકે તેમણે સ્થાપિત કર્યો છે, એટલુંજ નહિ પણ ઉમરાવપદ બક્ષીને જમીન જાગીરોથી મને તેમણે નવાજ્યો છે. આ મારાં સદ્‌ભાગ્ય મહારાજા અરાડમા લુઇના પ્રત્યાગમન અને પુનરરાજ્યારોહણના શુભ અવસરનેજ આભારી છે.'

'મહાશય,' પ્રમુખે કહ્યું. 'આપ જે કાંઇ બોલો તેનો પ્રથમ વિચાર કરી જોજો. તમારા શબ્દો ઉપરથી તો અમને સ્પષ્ટ એમજ લાગે છે કે એલ્બામાંના અમારા મિત્રો તમારા ઉપર વિશ્વાસ મૂકવામાં ઠગાયા છે, અને અમે પણ છેતરાયા છીએ. આ પત્રની વાત જે તમને જણાવવામાં આવી તે તમારા ઉપર રાખવામાં આવેલા વિશ્વાસને લીધેજ. એમાં તો તમારે માટે એક મોટું માન સમાએલું છે. પણ હવે અમારી એ ભૂલ અમને સ્પષ્ટ જણાઇ આવી છે. જે સરકારને–રાજ્યસત્તાને અમે ઉથલાવી નાંખવા માગીએ છીએ, તેજ રાજ્યસત્તાએ તમને પદ્દીદાન અને પૈસાની લાલચથી ખરીદી લીધેલા છે, અને તમે તેના ખાસ નિમકહલાલ નોકર બની રહ્યા છો. તમારી મદદ મેળવવા માટે તમને અમે ફરજ પાડીશું નહિ. અમારા મંડળમાં કોઇ પણ ઇસમને તેની મરજી અગર અંતઃકરણ વિરૂદ્ધ સભ્ય તરીકે અમે દાખલ કરતા નથી. તેમ છતાં અમારી સાથે ઉદાર વર્તન રાખવાને તો તમારી મરજી હોય કે ન હોય તોપણ અમે તમને ફરજ પાડી શકીશું.'

'એટલે કે તમારાં કાવતરાં અને ગુપ્ત મંડળની બધી હકીકતથી વાકેફગાર થઇને તે બાબતની સત્તાવાળાઓને બાતમી ન આપવી એનેજ તમે ઉદાર વર્તન કહેવા માગો છો એમ હું ધારૂં છું. વારૂ ત્યારે, તેમ કરવાથી તો હું તમારા દુષ્ટ કૃત્યમાં મળતીઓ બનું. માફ કરજો. તમારા કરતાં હું વધારે નિખાલસ હૃદયથી ખુલ્લે ખુલ્લા શબ્દોમાં બોલું છું.' સેનાપતિએ જવાબ દીધો.

"અરેરે ! મારા પિતાજી !" ફ્રાંઝ વચમાંજ બોલી ઉઠયો. "મારા પિતાનું તેઓએ શા કારણે ખૂન કર્યું તે હવે મારા સમજવામાં બરાબર આવ્યું."

આ યુવકની પિતૃભક્તિ અવર્ણનીય હતી. વેલેન્ટાઇન પણ એક ઘડીભર તેના તરફ જોઇ રહી.

ફ્રાંઝે આગળ વાંચવાનું શરૂ કર્યું.

'મહેરબાન,' પ્રમુખ બોલ્યા. 'આપને આ સભામાં આવવાને અને તેમાં સભ્ય તરીકે દાખલ થવાને ખાસ સિફારસ ઉપરથી આમંત્રણ આપવામાં આવ્યું હતું. આપને કાંઇ જોર જુલમથી કોઇ અહિં ઉપાડી લાવ્યું નથી. આંખે પાટા બાંધીને આવવાની શરત તમારી સાથે કરવામાં આવી હતી તમે તે કબુલ પણ કરી હતી. આ બન્ને વિનંતિઓ જ્યારે તમે સ્વીકારી ત્યારે અરાડમા લુઇને ફ્રાંસની રાજગાદી ઉપર સ્થિર કરવાનો અમારો હેતુ નથી, એવું તમે સ્પષ્ટ રીતે સમજી ગયા હતા. તેમ ન હોય તો અમારે પોલીસ અને સત્તાવાળાઓથી છૂપાતા ફરવાનું અગર ગુપ્ત મંડળો સ્થાપન કરી એવી રીતે એકાન્તમાં મધ્ય રાત્રીએ મળવાની કાળજી રાખવાનું કાંઇજ કારણ નહોતું. અમારાં ગુપ્ત કાવતરાં અને ગુપ્ત મંત્રણાઓ જાણી લેવાને માટે તમે અમારા પક્ષના હોવાનો અત્યારે ઢોંગ અને દેખાવ કરો, અને પછી અમારા જેવા જેમણે તમારા ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખ્યો હોય તેમને ઉઘાડા પાડો, એવી તમને સગવડ કરી આપવાનું અમારાથી બની શકે તેમ નથી. એ તો અમારા વિનાશનો સરળ, સાદો, અને ઉત્તમ રસ્તો થાય. ના, ના, એ કંઇ અમારાથી ચલાવી લેવાય તેમ નથી. માટે આજકાલના સરજી વિરૂદ્ધ અને વગર હકકે ગાદી ઉપર ચઢી બેઠેલા અરાડમા લુઇના

પક્ષમાં તમે છો, કે પ્રજાના માનીતા શહેનશાહ નેપોલીઅનના તમે અનુયાયી છો, એ અમારે અત્યારેને અત્યારેજ સ્પષ્ટ રીતે જાણી લેવાની જરૂર છે.'

'ત્યારે હું તમારા પેલા ભામટા નેપોલીઅનની જરાપણ દરકાર કરતો નથી. હું પરાપૂર્વથી ઉતરી આવેલા રાજવંશનો અનુયાયી છું. મહારાજા અરાડમા લુઈને વફાદાર રહેવાને મેં સોગન લીધેલા છે, અને તે સોગન હું ગમે તે થાય તો પણ પાળવાનોજ.' સેનાપતિ કવીન્સેલે જવાબ આપ્યો.

"આ વચનો સાંભળતાં જ સભાસદોમાં ગણગણાટ શરૂ થયો. કેટલાએક સભ્યો તો સેનાપતિની આ ધૃષ્ટતા માટે તેને શિક્ષા થવી જોઇએ એમ મોટેથી પણ બબડવા લાગ્યા.

"પ્રમુખ ફરીથી ઉભો થયો, અને બધાને શાંત રહેવાને આજ્ઞા કરી બોલ્યો—

'સાહેબ, આપ ઘણા શાણા અને ગંભીર પુરૂષ છો. અમારી હાલની સ્થિતિ આપ ઘણી સારી રીતે સમજી શકો છો, અને તેથી જ અમારે તમને અમારી શરતો બતાવવાની જરૂર પડી છે.'

"સેનાપતિએ પોતાની તરવાર ઉપર હાથ નાંખ્યો અને બોલ્યો:-

'જો તમને આબરૂ વહાલી હોય, અને સભ્યતાની જ વાત કરતા હો, તો તો સભ્યતાના નિયમોનો ભંગ કરતા નહિ; કોઇપણ મનુષ્ય ઉપર જુલમ વાપરવો એ વિવેક અને નીતિના સિદ્ધાંતોથી વિરૂદ્ધ છે.'

'એ મેહરબાન,' સેનાપતિના ગુસ્સાના કરતાં પણ વધારે ભયંકર શાંતિ અને ગંભીરતાથી પ્રમુખે કહ્યું. 'આપે આપની તરવારને

હાથ લગાડવાની તસ્દી લેવી નહિ એવી મારી આપને ખાસ સલાહ છે.'

"આ સાંભળીને સેનાપતિને જરા ગભરામણુ તો થઇ જ. તેણે ચારે તરફ દૃષ્ટિ કરી, તો પણુ તેણે નમતું તો ન જ આપ્યું. પણુ ગુસ્સાથી બોલ્યો: 'હું કદાપિ કાળે પણુ એવા સોગન લેનાર નથી.'

'ત્યારે તો પછી આપે સ્વધામ પહોંચી જવાને તૈયાર થવું જોઇએ.' પ્રમુખે જવાબ આપ્યો.

"સેનાપતિના મુખ ઉપરનો રંગ ઉડી ગયો. તેણે ફરીથી બીજી એક વખત ચારે તરફ દૃષ્ટિ કરી. મંડળના કેટલાક સભ્યો અંદર અંદર ગણુગણુાટ કરતા, અને પોતાના લાંબા મોટા ઝભામાંથી હથી-આરો બહાર કહાડતા તેની નજરે પડયા.

'સેનાપતિ સાહેબ,' પ્રમુખે કહ્યું, 'તમે કાંઇ અત્યારે ગળાં કાપુ ખૂનીઓના પંઝામાં સપડાયા છો, એમ માની તમારે ચિન્તાતુર થવાની કાંઇ જ જરૂર નથી. આ સભામાં અત્યારે ભેગા થયેલા ઇસમો આબરૂદાર ગૃહસ્થો, પ્રમાણિક શહેરીઓ અને વીર યોદ્ધાઓ છે. તેઓ તમારા મનની એક વખત ખાત્રી કરી આપ-વાને હરેક પ્રયત્ન કરશે, અને ત્યાર પછી નિરૂપાયે જ છેલ્લો માર્ગ ગ્રહણુ કરશે. પણુ તમે પોતે જ કહ્યું છે કે તમે કાવતરાંખોરોના ટોળામાં આવી પડયા છો. અમારૂં ગુપ્ત રહસ્ય તમે બધું જાણુી ગયા છો, એટલે અમારી પાસેથી મેળવેલી ચીજ તમારે અમને પાછી આપવી પડશે જ.'

"આ પછી થોડીવાર અર્થસૂચક શાંતિ પ્રસરી રહી, અને સેનાપતિએ કાંઇપણુ પ્રત્યુત્તર આપ્યો નહિ.

'દરવાજા બંધ કરો.' પ્રમુખે દરવાનોને હુકમ કર્યો.

"દરવાજા બંધ થયા અને ફરીથી પાછી શાંતિ પથરાઇ રહી.

"પછી સેનાપતિ આગળ આવ્યો. મહાપ્રયાસે પોતાની લાગણી દબાવીને તે બોલ્યો. 'મારે એક પુત્ર છે. અત્યારે હું ખૂનીઓના હાથમાં સપડાએલો છું, તો મારે મારા 'બાલક પુત્રનો વિચાર કરવો જોઇએ.'

'સેનાપતિ સાહેબ,' સભાના નાયકે કહ્યું. 'એકજ આદમી કોઇક વખત પાંચ-પચાસ માણસોનું પણ અપમાન કરી જાય. બીજાનું અપમાન કરવું એ કેટલીક વખતે નિર્બલ બાયલા અગર હિચકારા મનુષ્યનો હક્ક થઇ પડે છે; પણ એ હક્કનો ઉપયોગ કરવો એ તમારે માટે હિતવાહ નથી બલકે નુકશાનકારક છે. માટે મારી સલાહ માનો, સોગન લો, અને અપમાન કરવાની વાત જવા દો.'

"વળી પાછો પેલો સેનાપતિ સભાપતિની પ્રભાથી ગભરાયો અને જરા ખમચાયો. પછી તેના મેજ આગળ આવીને પૂછયું: 'સોગન કેવી રીતે લેવાના છે?"

'આવી રીતે-સને ૧૮૧૫ ના ફેબ્રુઆરીની પાંચમી તારીખે રાતના નવથી દસ વાગ્યાની વચ્ચે મેં જે કાંઇ જોયું અગર સાંભળ્યું છે, તે કદી કોઇને પણ નહિ કહેવાને માટે હું સોગન લઉં છું; અને જો આ સોગન હું કદી તોડું તો મને મોતની શિક્ષા થાય.'

"સેનાપતિને કંપારી વછુટી તેથી કેટલીક પળ સુધી તો તેના મુખમાંથી શબ્દોચ્ચાર સુદ્ધાં થઈ શકયા નહિ. પછી પોતાનો અંતરનો તિરસ્કાર દબાવી દઇને તેણે સોગન લીધા. પણ તે એટલા બધા ધીમા અવાજે બોલતો હતો કે ઘણા ખરા સભ્યોથી ભાગ્યેજ સાંભળી શકાયું હશે. તેઓ સઘળાએ તેને ફરીથી, મોટેથી અને

સ્પષ્ટ રીતે સોગન લેવાને આગ્રહ કર્યો, અને સેનાપતિને તેમ કરવાથી ફરજ પડી.

'વારૂ ત્યારે, હવે તો મને પાછા જવાની રજા મળશે ને?' સેનાપતિએ પૂછ્યું.

" પ્રમુખ ઉઠયો, ત્રણ સભાસદોને પોતાની સાથે આવવાને આજ્ઞા કરી, સેનાપતિની આંખે ફરીથી પાછા પાટા બાંધ્યા, અને તેની સાથે ગાડીમાં બેઠો.

" આ ત્રણ સભાસદો પૈકીનો એક સભાસદ પેલો ગાડી હાંકનાર હતો. બીજા બધા સભાસદો છાનામાના છૂટા પડી વિદાય થયા.

'બોલો સાહેબ, આપને કયાં જવાની ઇચ્છા છે?' પ્રમુખે પૂછ્યું.

'ગમે ત્યાં. કોઇ પણ જગાએ. તમારા જેવા ગળાંકાપુઓની નજર આગળથી દૂર.' સેનાપતિએ જવાબ આપ્યો.

'સાહેબ, જરા વિચારીને બોલજો.' પ્રમુખે કહ્યું. 'હવે તમે અત્યારે મંડળની સભામાં બેઠેલા નથી. હવે તમારે મંડળ સાથે કાંઇ સંબંધ નથી, પણ વ્યક્તિઓની સાથે કામ પડેલું છે. અમારૂં મંડળ તમારૂં અપમાન સાંખી રહે, અને ખામોશ ખાઇ તમને ક્ષમા કરે; પણ મંડળ બહાર મંડળના સભ્યો પોતાની લાગણી દબાવી રાખવાને બંધાએલા નથી. માટે મેહેરબાની કરીને કોઇનું અપમાન કરતા નહિ, નહિ તો તમારે તેનો જવાબ આપવો પડશે.'

" પણ સેનાપતિએ તો શાંતિથી સાંભળી રહેવાને બદલે આગળ ચલાવ્યું. 'તમારા હિચકારા મંડળની સભામાં તમે જેટલી બહાદુરી બતાવતા હતા, તેટલી જ બહાદુરી તમે અહિંઆં ગાડીમાં

બતાવી શકો છો, પણ તેમાં કાંઈ નવાઇ જેવું નથી; કારણ મારા એકલાની સામે તમે ચાર જણા છો.'

"પ્રમુખથી હવે વધારે અપમાન સહન થઇ શકે તેમ નહોતું. તેણે એકદમ ગાડી ઉભી રખાવી.

"તેઓ આ વખતે નદીનાં કિનારા પાસે આવી પહોંચ્યા હતા.

'કેમ ગાડી શા માટે ઉભી રાખી?' સેનાપતિએ પ્રશ્ન કર્યો.

'કારણ કે સાહેબ; આપે એક વ્યક્તિનું—એક આબરૂદાર અને પ્રમાણિક ગૃહસ્થનું અપમાન કર્યું છે, અને તે ગૃહસ્થ તમારી પાસેથી આબરૂ ભરેલી રીતે તેનો જવાબ માગ્યા સિવાય એક ડગલું પણ આગળ ભરનાર નથી."

'ત્યારે એમજ કહોને કે ખૂન કરવાની આ એક નવીન અને સુધરેલી પદ્ધતિ પાછી તમે શોધી કાઢી.' સેનાપતિએ ખભા ચઢાવતાં કહ્યું.

'મહેરબાન, જે માણસો પોતાની દુર્બલતાની ઢાલ પાછળ રક્ષણ લે; તેને આપે હમણાં જ બાયલાં અને હીચકારાં કહ્યાં છે. તેવા માણસોમાં તમારી ગણના ન કરાવવી હોય તો તો ખોટો ઘોંઘાટ અને ધમાલ કરવાનું મુકી દો. તમે એકલા છો; એટલે તમારાં સામે એક જ માણસ ઉભો રહેશે. તમારી બાજુમાં તરવાર લટકે છે જ. મારી લાકડી એક ગુપ્તી છે અને તેમાં તરવાર તૈયાર છે. આપના કોઇ સાક્ષી અહિંઆં હાજર નથી તો આ ગૃહસ્થોમાંથી એક જણ તમારા સાક્ષીનું કામ કરશે. હવે મેહેરબાની કરીને પાટો છોડી નાખો.'

"સેનાપતિએ એકદમ પોતાની આંખ ઉપરનો પાટો ખસેડી નાંખ્યો.

'જોઉં તો ખરો કે મારે કોની સાથે કામ પડયું છે.' તે બોલ્યો. ગાડીનું બારણું ખુલ્યું અને ચાર માણસો નીચે ઉતર્યા.

ફ્રાંઝ પાછો અટકયો અને કપાળ ઉપરથી પસીનાનાં ટીપાં લુછવા લાગ્યો. તેના પિતાનું મરણ કેવી રીતે નિપજ્યું હતું તે વાતથી અત્યાર સુધી તે તદ્દન અજ્ઞાત હતો. પિતાના ખૂનની વિગતો વાંચતાં ધ્રુજતા અને ફીકકા પડી ગએલા આ પુત્રને જોતાં ગમે તેવાનું હૃદય કંપી ઉઠે તેમ હતું.

વેલેન્ટાઇન તો મનમાં પરમાત્માની પ્રાર્થના કરતી હતી. નોરટીઅરે પોતાના પુત્રના તરફ નજર કરી. તેની દૃષ્ટિ અભિમાન અને તિરસ્કારથી પૂર્ણ હતી.

ફ્રાંઝે આગળ ચલાવ્યું.

" ઉપર કહ્યા પ્રમાણે તે દિવસે ફેબ્રુઆરી માસની પાંચમી તારીખ હતી. બે ત્રણ દિવસથી ધુમ્મસ વરસતો હતો. નદીના કિનારાનાં પગથીઆં બરફથી ઢંકાઇ ગયાં હતાં. રાત્રી અંધારી હતી. બધા ધીરેધીરે નીચે ઉતર્યા. સાથીઓમાંનો એક કોઇક જગાએથી ફાનસ લઇ આવ્યો અને તેના પ્રકાશથી હથીઆરો તપાસી લીધાં.

" પ્રમુખે તરવાર ગુપ્તિમાંથી ખેંચી કાઢી. તે સેનાપતિની તરવારના કરતાં પાંચેક ઈંચ નાની હતી. સેનાપતિએ તરવારો માટે ચીઠ્ઠીઓ નાંખવાનું કહ્યું. પણ પ્રમુખે એવું કહ્યું કે તેણે પોતે આ તકરાર ઉભી કરી હતી, અને તે વખતે દરેક જણ પોતપોતાનાંજ હથીઆરો વાપરશે એ વાત તેની ધ્યાન બ્હાર નહોતી; એટલે ચીઠ્ઠીઓ નાખવાનું કાંઇ કારણ નહોતું. સાથીઓએ આગ્રહ કર્યો પણ પ્રમુખે તેમને શાંત રહેવા ફરમાન કર્યું.

" ફાનસ જમીન ઉપર મૂકાયું. બન્ને શત્રુઓ બરાબર ગોઠવાઇ ગયા, અને દ્વંદ્વયુદ્ધ શરૂ થયું.

"ફાનસના અજવાળામાં તરવારો વિજળી માફક ચમકારા કરી રહી. માણસોથી તો ભાગ્યેજ જોઇ શકાય તેમ હતું.

"ફ્રેંચ સૈન્યમાં સેનાપતિ કવીન્સેલ-બેરન-દ. બેપીને તલવાર વાપરવામાં એક્કો ગણાતો પણ તે દિવસે તેના ઉપર એવો ધસારો થયો કે તે પોતાની નેમ ચુકયો અને નીચે પડયો. સાથીઓ સમજ્યા કે તે મરાયો, પણ તેના સામાવાળાએ તો પોતે હજી ઘા કર્યો પણ નહોતો. તેણે સેનાપતિનો હાથ ઝાલીને તેને ઉઠાડયો. આથી સેનાપતિ શાંત થવાને બદલે વધારે ગુસ્સે થયો, અને પોતાના શત્રુ ઉપર બમણા ગુસ્સાથી તુટી પડયો. પણ તેના શત્રુની એક પણ નેમ ખાલી ગઇ નહિ. ત્રણ વખત સેનાપતિ પાછો હઠયો અને ત્રણ વખત પાછો આગળ આવ્યો. ત્રીજી વખતે તે જમીન ઉપર ઢળી પડયો. સાક્ષીઓએ એમ જાણ્યું કે તેણે પ્રથમની માફક માત્ર લથડીઉંજ ખાધું હશે પણ જ્યારે તે મુદ્દલ હાલતો ચાલતો જણાયો નહિ, ત્યારે તેઓ પાસે આવ્યા અને તેને ઉઠાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ તેમ કરતાં ઉઠાડવા જનારના હાથ લોહીથી ખરડાયા. સેનાપતિ મૂર્છિત થઈ ગયો હતો. ભાનમાં આવ્યો ત્યારે તે બોલ્યો:—

'અરે, મારૂં ખૂન કરવાને તેઓએ કોઇ તરવારના પટા ખેલવાનું શિખવનાર કોઇ નિષ્ણાતનેજ મોકલ્યો છે.'

"આ સાંભળતાંજ પ્રમુખ કાંઇ પણ જવાબ આપ્યા સિવાય પેલા સાથીદારોની પાસે આવ્યો. ફાનસ ઉંચું કરવા તેમને કહ્યું, અને ઉંચો કરીને પોતાનો ચીરાઇ ગયેલો હાથ તેમને બતાવ્યો, અને બદન કાઢીને પડખામાં લાગેલા એક મોટા ઘા તરફ તેમનું

મ્યાન ખેંચ્યું. આટલા ઘા વાગેલા છતાં તેણે તો એક નિઃશ્વાસ સુદ્ધાં મૂક્યો નહોતો.

"સેનાપતિના આત્માએ આ પછી પાંચજ મિનિટે દેહ છોડયો."

છેલ્લા શબ્દો વાંચતાં ફ્રાંઝનું ગળું એટલું બધું રૂંધાઇ ગયું કે તે શું વાંચે છે તે સંભળાયું નહિ. તેને આંખે અંધારાં આવી ગયાં. તે અટકયો. જરાક વાર પછી આંખો ઉપર હાથ ફેરવીને આગળ વાંચવા લાગ્યો.

"પ્રમુખ તરવાર મ્યાન કરીને ચાલતો થયો. બરફ ઉપર લોહી દદડવા લાગ્યું. તે પગથીઆં ચઢીને ઉપર આવ્યો, એટલામાં તેણે પાણીમાં ધબકારો સાંભળ્યો. સાથીદારોએ સેનાપતિના મરણની બરાબર ખાત્રી થતાં તેના મૃત દેહને પાણીમાં પધરાવી દીધો.

"આ ઉપરથી સર્વની ખાત્રી થશે કે સેનાપતિ એક દ્વંદ્વ-યુદ્ધમાં લઢતાંજ મરણને શરણ થયો હતો. દગાથી તેને મારી નાંખવામાં આવ્યો છે અગર તેનું ખૂન કરવામાં આવ્યું છે એવી અફવા ઉડે તો તે અફવા તદન ખોટીજ છે.

"કોઇક વખતે કદાચ દૈવયોગે આ દ્વંદ્વયુદ્ધના પક્ષકારો પૈકીના કોઇના ઉપર ખૂનનું અગર દ્વંદ્વયુદ્ધના નિયમોનો ભંગ કર્યાનું તહોમત આવી ન પડે એવા હેતુથીજ ઉપર લખેલી બીનાની સંપૂર્ણ સત્યતાની સાબીતી અને પુરાવા માટે અમોએ આ દસ્તાવેજ ઉપર અમારી સહીઓ કરી છે.

"ઉપર વર્ણવેલું દ્વંદ્વયુદ્ધ અમારી સમક્ષ થયું હતું. અમો તેના બન્ને પક્ષકારો તરફથી તે વખતે સાક્ષીઓ તરીકે હાજર હતા.

"અમો પ્રતિજ્ઞા ઉપર જણાવીએ છીએ કે ઉપર લખેલી તમામ હકીકત કેવળ સત્ય છે, અને તેમાં સત્ય સિવાય બીજું કાંઇજ નથી. તા. ૫ મી ફેબ્રુઆરી સને ૧૮૧૫.

(સહિઓ) લુઇ જેકસ બોરીયેર.

ઇટીન ડુકેમ્પી.

ક્લૉડ લીચાપેંલ."

ફ્રાંઝે એ ભયંકર દસ્તાવેજનું વાંચન પુરૂં કર્યું. વેલેન્ટાઇનની આંખમાં આંસુ આવી ગયાં. વાઇલફોર્ટે પેલા બુઢ્ઢાના તરફ દ્દષ્ટિ કરી અને તેને દયા બતાવવા માટે વિનવવા લાગ્યો. છેવટે ફ્રાંઝ પોતાના શોકનું આવરણ કરતાં મહાપ્રયાસે બોલ્યો: "સાહેબ, જ્યારે આ દસ્તાવેજમાં વર્ણવેલી તમામ વિગતોની આપને માહિતી છે કે જે વિગતોની આપને સારા પ્રતિષ્ઠિત અને પ્રમાણિક ગૃહસ્થોએ સાક્ષી પુરી છે; જ્યારે આપ મારાં કાર્યોમાં રસ લો છો—જો કે તેમાં હજી સુધી તો મારૂં અંતર દુખવવાનોજ પ્રસંગ આવેલો છે—જ્યારે આ દસ્તાવેજ મને બતાવવાની તેમજ વંચાવવાની પણ આપે કૃપા કરી છે, તો હવે મારી એક છેવટની વિનંતિનો આપ અસ્વીકાર નહિજ કરો એવી મને ખાત્રી છે. બીજું કાંઈ વધારે નહિ તો તે મંડળના પેલા પ્રમુખનું નામ તો આપ મને જણાવોજ કે જેથી મારા પિતાનો ઘાત કોણે કર્યો તે તો મારા જાણવામાં આવે."

વાઇલફોર્ટ ઉઠયો, અને દિવાનખાનામાંથી બ્હાર જવાને બારણું ખોલવાને ફાંફાં મારવા લાગ્યો. તે બિચારો કેવળ મૂઢજ બની ગયો હતો. સૌના કરતાં પ્હેલી વેલેન્ટાઇન પોતાના દાદા શું જવાબ આપશે, એ સમજી ગઇ હતી. કારણ કે તેના દાદાનાં

જમણા હાથ ઉપર બે મોટા ધાનાં નિશાન તેના જોવામાં ઘણી વખત આવ્યાં હતાં. તેણી જરા દૂર હઠી ગઇ.

"બાઈ સાહેબ," ફ્રાંઝે વેલેન્ટાઇનના તરફ ફરીને કહ્યું. "જે માણસે મારી માત્ર બેજ વરસની ઉમ્મરમાં મને પિતા વગરનો કરી મૂક્યો, તેનું નામ શોધી કાઢવાના પ્રયત્નમાં મને મદદ કરવાને હું તમને વિનંતિ કરૂં છું."

વેલેન્ટાઇન તો પાષાણવત્ ઠરીજ ગઇ.

"બસ કરો સાહેબ," વાઇલફૉર્ટે છેડાઇ પડીને ફ્રાંઝને કહ્યું. "આ ભયંકર નાટક હવે ચાલુ રાખવાની જરૂર નથી. નામો બધાં જાણીબુજીને ગુપ્ત રાખવામાં આવ્યાં છે. તે પ્રમુખ કોણ હતો તે વાત મારા પિતાના જાણવામાં નથી, અને કદાચ હશે તો તે તમોને કહી શકે તેમ નથી. શબ્દકોષમાં કાંઇ આદમીઓનાં નામો આવેલાં હોતાં નથી."

"અરેરેરે! કેટલું બધું કમનસીબ! કેવું દુર્ભાગ્ય! આ ભયંકર ઇતિહાસ વાંચતાં વાંચતાં મારા પિતાનો ઘાત કોણે કર્યો તે જાણવાની જીજ્ઞાસાને લીધેજ હું અત્યાર સુધી હિંમત રાખી રહ્યો હતો!" નોરટીઅર તરફ વળીને તેણે ફરીથી તેને કહ્યું. "ગમે તેમ કરીને પણ મને એટલું નામ તો તમે જણાવોજ. નોરટીઅરે હા પાડી. ફ્રાંઝે ફરીથી વેલેન્ટાઇનને આજીજી કરી. નોરટીઅરે શબ્દકોષ તરફ નજર કરી. ફ્રાંઝે તે હાથમાં લીધો અને ધ્રુજતી આંગળીએ બધા શબ્દો તે અપંગ બુઢ્ઢાને બતાવવા લાગ્યો. "હું" શબ્દ આવતાં નોરટીઅર અટક્યો. ફરીથી તેવીજ રીતે કરતાં "પોતે" શબ્દ આગળ તે બુઢ્ઢો થોભ્યો. આખરે ફ્રાંઝે "હું પોતે" શબ્દો તેને બતાવ્યા. નોરટીઅરે હા પાડી.

"તમે?" "હા. હા. હું પોતેજ." "તમેજ મારા પિતાને મારી નાંખેલા?" "હા. હા. મેં પોતેજ." તે બુઢ્ઢાએ અભિમાન અને ગંભીરતા ભરેલી દૃષ્ટિથી તે યુવકના તરફ જોયું.

ફ્રાંઝને અંધારાં આવ્યાં. બેભાન થઇને તે ખુરશી ઉપર પડયો. વાઇલફોર્ટ તો બારણું ખોલીને ત્યાંથી એકદમ નાઠોજ; કારણ તેનું મગજ અત્યારે ઠેકાણે નહોતું. વધુ વખત ત્યાં ઉભો રહે તો વખતે કદાચ તે પોતાના બાપનું ખૂન પણ કરી બેસે એવી તેના મગજની તે વખતની સ્થિતિ હતી.

---

## પ્રકરણ ૨૨ મું.

---

દરમ્યાન મેજર કેવલકેન્ટી (આન્ડ્રીઆનો પિતા) પોતાની નોકરી ઉપર હાજર થવાને માટે પાછો ફર્યો હતો. આ નોકરી ઓસ્ટ્રીઆના બાદશાહના લશ્કરમાં નહોતી પણ "લ્યુકા"નાં જુગારખાનામાં હતી, જ્યાંનો તે કાયમનો પરોણો હતો. આન્ડ્રીઆના પિતા તરીકે તેને જે ભાગ ભજવવાનો હતો તે ઢોંગ સંપૂર્ણ રીતે ગંભીરતાથી અને ફતેહમંદીથી ભજવી બતાવવાને માટે ઇનામ દાખલ તેના પ્રવાસ સારૂ જે રકમ તેને આપવામાં આવી હતી, તેમાંની પાઇએ પાઇ તેણે ખર્ચી નાંખી હતી. જતી વખતે તેણે આન્ડ્રીઆના જન્મ અને સામાજિક દરજ્જાને સંબંધ કર્તા તમામ દસ્તાવેજો તેને આપી દીધા હતા; જેથી પિતાની ગેરહાજરીમાં પણ આન્ડ્રીઆ પોતે માર્ક્વીસ બારટોલોમીઓ" અને "મારચ્યોનેસ ઓલીયા કોરસીનારી"નો એકનો એક કુલદીપક હતો એમ સાબીત કરી આપવાને તેને જરાપણ અડચણ પડે તેમ નહોતું.

પેરીસના જનસમાજમાં પરદેશીઓનો ઘણીજ સ્હેલાઇથી તુરત પ્રવેશ થાય છે, અને તેવા ઇસમોનું સ્વાગત તેમના ખરેખરા દરજ્જાને લાયકનું નહિ, પણ તેમની ઇચ્છા પ્રમાણેનું કરવાને પેરીસ હમેશાં તૈયારજ હોય છે.

વળી પેરીસમાં એક યુવાન પરદેશીને શાની જરૂર પડે તેમ છે? ત્યાંની ભાષા જરા ઠીકઠાક બોલી જાણવી, સારી રીતે દ્યૂત રમતાં આવડવું, ભપકામાં રહેવું, અને રોકડા પૈસા આપવા. પેરીસના લોકો પોતાનાજ દેશના એટલે ફ્રેંચ લોકોની સાથે જેટલી વાયડાશ કરે છે તેટલી ચીકાશ પરદેશીઓની સાથે કરતા નથી.

આથી એક અઠવાડીઆમાં તો આન્ડ્રીઆની ખ્યાતિ ઘણી વધી ગઇ. તેને બધા "કાઉન્ટ" ની પદ્દી લગાડીને બોલાવતા. તેની દર વરસે પચાસ હજાર લીવરની આવક ગણવા લાગી, અને તેના પિતાની ખાણોના અખુટ દ્રવ્યનીજ વાતો ઠેકાણે ઠેકાણે થવા લાગી.

જે વખતની હાલ વાત થાય છે તે વખતના પેરીસની સામાજિક સ્થિતિ ઉપર વર્ણવ્યા પ્રમાણેની હતી. એવામાં એક દિવસે સાંજના મોન્ટેક્રિસ્ટો બેરન ડેંગ્લર્સને મળવા ગયો. બેરન પોતે તો બ્હાર નિકળી ગયો હતો, પણ બેરોનેસ ઘેર હતી. તેણે કાઉન્ટને પોતાની પાસે આવવાને વિનંતી કરી. કાઉન્ટે નિમંત્રણ સ્વીકાર્યું. મોન્ટેક્રિસ્ટો જ્યારે તેના ખાનગી દિવાનખાનામાં દાખલ થયો ત્યારે બેરોનેસ કેટલાંએક ચિત્રો નિહાળી રહી હતી. તેની પુત્રી અને આન્ડ્રીઆ બે જણાં પ્રથમ સાથે એક ચિત્ર નિહાળતાં, અને પછી તે ચિત્ર બેરોનેસને તેઓ આપતાં. નોકરે જ્યારે કાઉન્ટનું નામ ઉચ્ચાર્યું, ત્યારે પ્રથમ તો તે જરા ચમકી, પણ તુરતજ હસતાં હસતાં તેનો સત્કાર કર્યો.

કાઉન્ટ તો તુરતજ સમજી ગયો.

બેરોનેસ એક કોચ ઉપર જરા અઢેલીને પડેલી હતી. તેની પુત્રી 'યુજીની' તેની પાસે બેઠી હતી, અને આન્ડ્રીઆ પાસે ઉભો હતો. તેણે ઉમરાવ કુટુંબના એક કુલદીપકને છાજતો સુંદર પોષાક ધારણ કર્યો હતો. તેના માથાના કેશ અતિ સુંદર રીતે શણગારેલા હતા, અને તે વારંવાર તેના ઉપર હાથ ફેરવ્યા કરતો તે વખતે આંગળીએ પહેરેલી એક વીંટીનો કિંમતી અને પાણીદાર હીરો ઝળકી રહેતો. મોન્ટેક્રિસ્ટોએ તેને આ વીંટી પહેરીને સુંદરીઓનાં મન હરણ ન કરવાને ઘણી વખત શિખામણ દીધી હતી, પણ તે વાત કાંઇ રસિક આન્ડ્રીઆને રૂચે તેમ નહોતી. આ ઉપરાંત તીક્ષ્ણ કટાક્ષ અને નિ:શ્વાસ વિગેરેથી અત્યારે તેણે પોતાની સાથે ચિત્રો જોતી નાજુક સુંદરીનું હૃદય વીંધી નાંખવાનો હરેક પ્રયત્ન જારી રાખ્યો હતો.

બેરન ડેંગ્લર્સની પુત્રી યુજીની તો હમેશના જેવીજ સુંદર, બેદરકાર, અને ઉપહાસાત્મક માર્મિક ભાષા વાપરી રહી હતી. આન્ડ્રીઆના નિ:શ્વાસ અગર કટાક્ષો પૈકીનું કાંઇપણ તેની અજાણમાં જતું નહોતું, પણ આ યુવતી કાંઇ તેને લેખામાં લે એવી નહોતી. તેણે નિસ્પૃહતાથી અને ઉદાસીનતાથી કાઉન્ટને નમન કર્યું, અને જ્યાં વાતચીતનો રંગ બરાબર જામવા લાગ્યો, એટલે હળવેથી ઉઠીને કોઇના જાણવામાં ન આવે એવી રીતે પોતાના ઓરડામાં ચાલી ગઇ. જરાવારમાં તો પીઆનાના સૂર સાથે મિશ્ર થતો તેનો આનંદી અને મધુર અવાજ સંભળાયો. આ ઉપરથી મોન્ટેક્રિસ્ટોની એવી ખાત્રી થઈ કે તેની પોતાની અગર આન્ડ્રીઆની

સોબત કરતાં તેની સંગીત–શિક્ષકાની સોબત તે યુવતીને વધારે પ્રિય લાગતી હતી.

મોન્ટેક્રિસ્ટો મેડમ ડેંગ્લર્સની સાથે વાતો કરતો હતો, અગર તેની વાતચીતમાં રસ લેવાનો ઢોંગ કરતો હતો. આન્ડ્રીઆ કેવલ-કેન્ટી યુજીનીના ઓરડામાં જવાને માટે તલપાપડ તો થઇ રહ્યો હતો, પરંતુ તેમ કરવાની તેનામાં હિંમત નહોતી તેથી તે બારણા આગળથીજ ઉભો ઉભો પ્રશંસાપૂર્ણ આશ્ચર્યથી અતિધ્યાનપૂર્વક પેલા દિવાનખાનામાંથી આવતો સંગીતનો મધુર ધ્વનિ સાંભળી રહ્યો હતો. યુજીનીને માટે આન્ડ્રીઆના હૃદયમાં ઉત્પન્ન થએલી લાગણીનું ખરેખરૂં રહસ્ય તો મોન્ટેક્રિસ્ટોના સમજવામાં તે વખતેજ આવ્યું, અને પોતાના હેતુઓ પાર પાડવામાં કદાચ તે વિઘ્નરૂપ થઈ પડે, એવી ચિન્તા તેના મનમાં ઉભી થઇ.

એટલામાં બેરન આવ્યો. પ્રથમ તો તેણે મોન્ટેક્રિસ્ટો તરફ નજર કરી, પછી તુરતજ આન્ડ્રીઆ કયાં હતો તે જોઇ લીધું. તેણે પોતાની પત્નીના તરફ જોઇને તેને નમન કર્યું. એવું નમન કેટલાક પતિઓ પોતાની પત્નીને કરતા જણાય છે, પણ તેનું રહ-સ્ય જયાં સુધી વિવાહિત જીવનના નિયમન માટેનો એક વિસ્તૃત અને સંપૂર્ણ કાયદો પ્રસિદ્ધ થયો નથી, ત્યાં સુધી અવિવાહિત પુરૂ-ષોથી તે કદી સમજી શકાય તેમ નથી.

"શું, તમને સંગીતમાં ભાગ લેવાનું આમંત્રણ મળ્યું નથી?" ડેંગ્લર્સે આન્ડ્રીઆને પૂછ્યું.

"ના રે ના સાહેબ." આન્ડ્રીઆએ પ્રથમના કરતાં પણ વધારે લાંબો નિઃશ્વાસ નાંખતાં જવાબ આપ્યો.

ડેંગ્લર્સ તુરતજ યુજીનીના ઓરડા તરફ ગયો અને બારણું ઉઘાડયું.

બન્ને યુવતીઓ એકજ ખુરશી ઉપર બેસી એક સાથેજ પીયાનો વગાડી રહી હતી.

મોન્ટેક્રિસ્ટો જ્યાં બેઠો હતો ત્યાંથી એ ઓરડામાં નજર જાય તેમ હતું. તેણે તે તરફ દૃષ્ટિ કરી.

"કેમ?" બેરને પોતાની પુત્રીને પુછ્યું. "સંગીતનો લાભ બીજા કોઇને આપવાનો નથી કે શું?"

પછી તેણે આન્ડ્રીઆને ઓરડામાં દાખલ થવા આજ્ઞા કરી. તેણે દાખલ થતાંજ બારણું અડધું બંધ કર્યું. આ તેણે જાણી બુજીનેજ કર્યું કે સહજ થઇ ગયું, તે તો નક્કી કહી શકાય તેમ નથી; પણ એટલી વાત ચોક્કસ હતી, કે જે જગાએ મોન્ટેક્રિસ્ટો અને બેરોનેસ બેઠેલાં હતાં ત્યાંથી ઓરડામાં હવે નજર પડે તેમ નહોતું. પણ આન્ડ્રીઆની સાથે ડેંગ્લર્સ હતો, એટલે તેની પત્નીએ તે તરફ કાંઇ લક્ષ આપ્યું નહિ.

જરાવાર પછી આન્ડ્રીઆના સંગીતનો અવાજ આવવા લાગ્યો. આ અવાજ સાંભળીને આન્ડ્રીઆની જગાએ બેનીડેટોનું મોન્ટેક્રિસ્ટોને સ્મરણ થઈ આવ્યું, અને તેના મુખ ઉપર સ્મિત–હાસ્ય ફરકી રહ્યું. આ વખતે મેડમ ડેંગ્લર્સ પોતાના પતિની માનસિક શક્તિ અને બલનાં વખાણ કરી રહી હતી. તે દિવસે સવારમાંજ બેરનને એક મોટી રકમનું નુકસાન લાગ્યું હતું, છતાં તે પોતાના મગજ ઉપર કાબુ રાખી શકયો હતો.

આ પ્રશંસા અસ્થાને નહોતી, કારણ કે જો બેરોનેસે મોન્ટેક્રિસ્ટોને એ વાત કરી ન હોત, અથવા બાતમી મેળવવાના કાઉન્ટના

બીજા માર્ગેથી તેને તે બાતમી અત્યાર આગમચ મળી ગઇ ન હોત, તો ડેંગ્લર્સની મુખચર્યા ઉપરથી તેના મનમાં કાંઇ શંકા ઉપસ્થિત થાય તેમ નહોતું.

"હં !" મોન્ટેક્રિસ્ટોએ વિચાર કર્યો. "હવે તો બાઇ સાહેબ પોતાને થતું નુકસાન છૂપાવવાનો પ્રયત્ન બરાબર કરવા લાગ્યા છે. એક મહિના ઉપર તો આવાં નુકસાન પોતાની કાંઇ ગણત્રીમાં નથી, એવી મગરૂરી બતાવતા હતા." પછી તે મોટેથી બોલ્યો. "બાઇ સાહેબ, આપે જરા પણ ચિન્તામાં પડવાનું કારણ નથી. બેરન પોતે એટલા બધા બુદ્ધિમાન અને કુશળ છે કે એવાં નુકસાન તો તેઓ બીજે માર્ગે આમ જોતાં જોતાં પુરાં કરી દેશે."

"હાં ! હાં !" બેરોનેસ બોલી. "ત્યારે તો આટલા બધા હુશીઆર છતાં તમે પોતે પણ એવી જ ભૂલ ખાઓ છો, એ અત્યારે જ મને માલુમ પડયું." "કેમ વારૂ શું છે ?" મોન્ટે-ક્રિસ્ટોએ પૂછ્યું.

"તમે બધા એમ ધારો છો કે મારા પતિ જુગાર રમતા હશે, પણ તેઓ તો કદી જીંદગીમાં તેનું નામ પણ લે તેવા નથી."

"ત્યારે મારી કદાચ ભુલ થતી હશે બાઇ સાહેબ. મને ઘણું કરીને મોં. ડીબ્રેએ—હું ભૂલતો ન હોઉં તો કહેલું કે—વારૂ પણ ઠીક યાદ આવ્યું. મોં. ડીબ્રે કેમ જણાતા નથી ? છેલ્લા ત્રણ ચાર દિવસથી તો મેં તેમને જોયા પણ નથી."

"મેં પણ જોયા નથી." મેડમ ડેંગ્લર્સ બોલી. "હાં, પણ આપ હમણાં કાંઇક કહેવા જતા હતા ને ?"

"હું તો ભૂલી ગયો. શી બાબત ?"

" મોં. ડીબ્રેએ આપને કાંઇક વાત કરેલી તે. "

" હાં, હાં. હવે મારી ભૂલ મને સમજાઇ. બરાબર છે. તેણે તો તમારી વાત કરેલી. તેઓ કહેતા હતા કે આપને દ્યૂતનો ઘણો શોખ છે. "

" મને એક વખત તેવો શોખ ઘણો હતો. પણ હવે મેં તે નાદ છોડી દીધો છે, એટલુંજ નહિ પણ મેં તો સટ્ટાનો ધંધો કરવાનો પણ મૂકી દીધો છે. "

' ત્યારે તો આપની પણ ભૂલ થાય છે બાઇ સાહેબ. લક્ષ્મી ચંચલ છે. હું જો પુરૂષને બદલે સ્ત્રી હોત, એક ધનાઢય નાણાવટીની પત્ની થવાનો કિસ્મતે યોગ મેળવી આપ્યો હોત, અને મારા સ્વામીની મિલકત અને કુશળતામાં મને ગમે તેટલો વિશ્વાસ હોત, તો પણ ધંધાને અંગે જોખમદારી હંમેશાં રહેલીજ હોવાથી તે ન જાણે તેમ બીજાઓની મદદથી સટ્ટાનો ધંધો કરીને પણ કેટલીક સ્વતંત્ર મિલ્કત હું ભેગી કર્યા સિવાય રહેતજ નહિ. "

મેડમ ડેંગ્લર્સનું મ્હોં શરમથી રાતું થઇ ગયું.

"રહો, રહો." મોન્ટેક્રિસ્ટોએ જાણે તેની ગભરામણ જોઇ ન હોય તેવી રીતે કહ્યું. "આપના સ્વામીનાથી છૂપી રીતે આપ પણ કાંઇક ધંધો કરો છો એવું મારા સાંભળવામાં આવ્યું છે ખરૂં."

"ના ના. એ વાત તદન ખોટી છે. હું તો તેવું કાંઇ કરતી નથી. પણ હવે પૈસાની વાતો ઘણી લાંબી પહોંચી. આપણે તો જાણે કે બે ક્ષુદ્ર વ્યાપારીઓ અગર ધંધાદારીઓ ભેગા થયા હોય, તેની પેઠે નકામાં ટાહેલાં કરી રહ્યા છીએ. વારૂ, તમે વાઇલફોર્ટના બિચારાના ઉપર ઉપરા ઉપરી આવી પડેલી આફતોની વાત તો સાંભળી જ હશે ! "

"ના, ના શું છે?" કાઉન્ટે જાણે કાંઇ જાણતો જ ન હોય તેવી રીતે પૂછ્યું.

"સેન્ટ મિરાન મરણ પામ્યો તે પછી તુરતજ એક બે દિવસમાં મેડમ સેન્ટ મિરાન પણ તેની પાછળ ગઇ. એ તો તમારા જાણવામાં હશેજ?" "હા, હા. એ તો મેં સાંભળ્યું છે."

"પણ એટલેથી પત્યું નથી." "એટલે?"

"ના, ના. વળી એક વધારે ફટકો પડ્યો છે. વાઇલફોર્ટની પુત્રીનું વેવિશાળ નક્કી કર્યું હતું."

"હા, હા. ફ્રાંઝ–એરન એપીનેની સાથેજ નક્કી થયું હતું. શું તે વિવાહ—?"

"હા, હા. તે વિવાહ તુટયા છે. આઇ કાલેજ સવારમાં ફ્રાંઝે પરણવાની ના પાડી."

"એમ? વારૂ તેનું કારણ કાંઇક તારા જાણવામાં આવ્યું છે કે?"

"ના." "અરે કેટલું બધું વિચિત્ર? વારૂ પણ વાઇલફોર્ટને તો આથી ઘણું લાગી આવ્યું હશે?"

"ના રે ના. તે તો હમેશની માફક એક તત્વજ્ઞાનીની પેઠે બધું સહન કરી રહ્યા છે."

આ પળે ડેંગ્લર્સ એકલો યુજીનીના દિવાનખાનામાંથી પરત આવ્યો.

"અરે, કાઉન્ટ આન્ડ્રીઆને અંદર યુજીનીની પાસે એકલો મુકીને પાછા આવ્યા?" મેડમ ડેંગ્લર્સે પોતાના સ્વામીને પ્રશ્ન કર્યો.

"કેમ, તેની સંગીત–શિક્ષિકા છે ને? પછી શું વાંધો છે?"

પછી મોન્ટેક્રિસ્ટો તરફ ફરીને તે બોલ્યો. "રાજકુમાર આન્ડ્રી-આ તો ઘણો સુંદર, હોંશીઆર, અને ચાલાક યુવાન જણાય છે. કેમ નહિ?

"પણ શું તે ખરેખર રાજકુટુંબનોજ માણસ છે?"

"એનો જવાબ મારાથી આપી શકાય નહિ." મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. "તેના પિતાને એક ઉમરાવ તરીકે મને ઓળખાવવામાં આવ્યો હતો, એટલે તે ઉમરાવ તો હશેજ; પણ હું ધારું છું કે તેને પોતાને રાજકુમાર કહેવડાવવાનો ભાગ્યેજ હક્ક હશે!"

"પણ જો તે રાજકુમાર હોય તો તે વાત છુપાવે છે શા માટે? કોઇ આદમી પોતાનો મૂળ દરજ્જો અગર કુલ છુપાવે એ મને તો બીલકુલ પસંદ નથી."

"તમે તો પ્રજાતંત્રવાદી છો!" મોન્ટેક્રિસ્ટો હસ્યો.

"એ તો બધી વાતો ઠીક છે!" બેરોનેસ બોલી. "પણ તમે કેટલું અને કેવા પ્રકારનું જોખમ ખેડી રહ્યા છો તેનું કાંઇ તમને ભાન છે? જેની સાથે આપણે યુજીનીના વિવાહ નક્કી કર્યા છે તે કાઉન્ટ આલ્બર્ટ મોર્સર્ફને પણ હજી આપણી પુત્રીના ખાનગી દિવાનખાનામાં દાખલ થવાની પરવાનગી તમે આપતા નથી, અને આજે આન્ડ્રીઆને તમે તેના ઓરડામાં મૂકીને ચાલ્યા આવો છો. જો કદાચ અત્યારે જ આલ્બર્ટ આવી પહોંચ્યો, અને આન્ડ્રીઆને તેના દિવાનખાનામાં તેણે જોયો તો?"

"અરે તે વળી કયાં અહિં વારંવાર આવે છે તે?"

"પણ જો આવી પહોંચ્યો તો તે ઘણો નારાજ થશે."

"તે નારાજ થશે?" ડેંગ્લર્સે પોતાની પત્નીને કહ્યું. "તમારી ભૂલ છે." આલ્બર્ટ એવો ઇર્ષ્યાખોર નથી. યુજીનીને તે કાંઇ એટલો

બધો ગ્હાતો નથી. વળી મને પણ તેની નાખુશીની જરા પણ દરકાર નથી."

એટલામાં જ નોકરે આવીને આલ્બર્ટના આવી પહોંચ્યાની ખબર આપી.

મેડમ ડેંગ્લર્સ એકદમ ઉઠી, અને પોતાની પુત્રીને ખબર આપવા જતી હતી, એટલામાં ડેંગ્લર્સે તેને રોકી. તેણે આશ્ચર્યથી પોતાના પતિના સામે જોયું.

મોન્ટેક્રિસ્ટો તો જાણે શું ચાલતું હતું તેની પોતાને કાંઇ ખબરજ ન હોય તેમ બેસી રહ્યો. એટલામાં આલ્બર્ટ ત્યાં આગળ આવ્યો. તે ખરેખરા ઠાઠમાં હતો. તેણે પોતાની ભાવી સાસુને વિવેકથી નમન કર્યું, સસરાને સલામ કરી, અને મોન્ટેક્રિસ્ટોની સાથે સ્નેહથી હાથ મિલાવ્યો. પછી પોતાની સાસુને પૂછવા લાગ્યો.

"કેમ આપની પુત્રીના શા સમાચાર છે ?"

"તે ખુશી આનંદમાં છે." ડેંગ્લર્સે તુરતજ જવાબ દીધો. "તે આન્ડ્રીઆ-કાઉન્ટ કેવલકેન્ટીની સાથે સંગીતમાં હાલ રોકાએલી છે."

આલ્બર્ટે મુખ ઠેકાણે રાખીને શાંતિ અને બેદરકારીનો દેખાવ કર્યો. તેના મનને જરા લાગી આવ્યું તો ખરૂં, પણ મોન્ટેક્રિસ્ટો પોતાના તરફ જોઇ રહ્યો હતો, એવું જોઇને તેણે પોતાનો ક્રોધ મનમાં સમાવ્યો.

"કાઉન્ટ કેવલકેન્ટીનો અવાજ સુંદર છે અને આપની પુત્રીના કંઠની મધુરતાની તો વાત જ શી કરવી ? મને લાગે છે કે જલસો તો ઠીક જામ્યો હશે !"

"તેઓને એક બીજાની સાથે ઠીક બેસતી આવે છે." ડેંગ્લર્સ બોલ્યો.

આલ્બર્ટે આ ટીકા સાંભળી ન સાંભળી કરી. પણ તે એટલી બધી વિવેકરહિત હતી કે મેડમ ડેંગ્લર્સ શરમાઇ ગઇ.

"મને પણ સંગીતનો શોખ છે, તેમજ તેનું સાધારણ રીતે સારૂં જ્ઞાન છે." તે યુવક બોલ્યો.

ડેંગ્લર્સ જરા હસ્યો.

"ગઇ કાલના જલસામાં સૌ કોઇ મારી પુત્રી અને રાજકુમારનીજ પ્રશંસા કરી રહ્યાં હતાં. તમે નહોતા આવ્યા કે શું?"

"કયો રાજકુમાર?"

"કેમ? રાજકમાર આન્ડ્રીઆ કેવલકેન્ટી." ડેંગ્લર્સ આન્ડ્રીઆની પદ્વી ઉપર વધારે ભાર મૂકવા લાગ્યો.

"માફ કરો." આલ્બર્ટ બોલ્યો. "તે રાજકુમાર છે એવી તો મને બીલકુલ ખબર નહિ. ત્યારે તો તે રાજકુમારની સાથે તમારી પુત્રીએ સંગીતના જલસામાં ભાગ લઇ લોકોનાં મન સારી રીતે રંજીત કર્યાં હશે! ત્યારે તો ઘણી મજા પડી હશે! મને એ આનંદનો લાભ ન મળ્યો તે માટે હું ખરેખર દિલગીર છું. પણ મારે મારી માતાની સાથે બીજા કોઈ ઠેકાણે જવાનું હતું, એટલે મારાથી હાજર રહી શકાયું નહિ."

આ પછી થોડીવાર ચુપકીદી પથરાઇ ગઇ.

"ત્યારે હું આપની પુત્રીને મળવા તેના દિવાનખાનામાં જાઉં કે?" આલ્બર્ટે પૂછયું.

"જરા થોભો." ડેંગ્લર્સે તેને અટકાવતાં કહ્યું. "શું તમે

સાંભળી શકતા નથી ? તેઓ સંગીતમાં લીન થઇ ગયાં છે. તમારે ત્યાં જઇને તેમાં વિક્ષેપ પાડવો છે ? "

" ખરેખર, " આલ્બર્ટ બોલ્યો. " લાગે છે તો અતિ મધુર. રાજકુમાર કેવલકેન્ટીને પોતાને સમજવો જેટલો મુશ્કેલ છે, તેટલુંજ તેનું સંગીત પણ સમજવું મુશ્કેલ છે. તમે તેને રાજકુમારજ કહો છો ને ? હા. હા. પણ તે કદાચ રાજકુમાર નહિ હોય તો હવે બની જશે. ઇટાલીમાં એ વાતની કાંઇ નવાઇ નથી. હશે, પણ તેમનું સંગીત તો ઘણું સારૂં છે. તેમને વળી બીજું એકાદ ગાયન સંભળાવવાને જરા વિનંતિ તો કરો. જોજો, મારા જેવો અજાણ્યો માણુસ અહિં આવી ચઢયો છે, એવી વળી તેમને ખબર પડવા દેતા નહિ હોંકે ! ગાનાર જ્યારે પોતે એકલોજ હોય, અને તેના ઉપર તમાશગીરોનો કાંઇ પણ અંકુશ ન હોય, ત્યારે તેનું ગાયન ઓર ખીલી નીકળે છે. ગાનતાન દૂરથી સાંભળવામાં વળી કોઇ અલૌકિક લ્હેજત પડે છે ! "

તે યુવકની આવી જાતની બેદરકારી જોઇને ડેંગ્લર્સ જરા ખસીઆણો પડી ગયો. તેણે મોન્ટેક્રિસ્ટોને એક બાજુએ બોલાવ્યો.

" કેમ, આ યુવાનના સંબંધમાં તમારો શો અભિપ્રાય છે ? "

" અરે એ તો ઘણોજ બેદરકાર જણાય છે. પણ તમે એક વખત વચન આપી ચુકયા છો ને ? "

" હા, હા. મેં વચન તો આપ્યું છે. પણ મેં શું વચન આપ્યું છે ? જે માણુસ મારી પુત્રીના ઉપર ખરેખરો પ્રેમ રાખતો હોય, તેને જીગરથી ચ્હાતો હોય, તેને મારી પુત્રી આપવાનું વચન આપ્યું છે; પણ તેને ચ્હાતો ન હોય એવા મનુષ્યને મારી પુત્રી આપવાનું વચન કાંઇ મેં આપ્યું નથી. આલ્બર્ટ ગમે તેટલો ધનાઢય

હોય, તો પણ તેના જેવા દંભી અને મિથ્યાભિમાનીને મારી દિકરી પરણાવવાની મારી ઇચ્છા નથી ”

“ જુઓ,” મોન્ટેક્રિસ્ટો બોલ્યો. “ મારે ને આલ્બર્ટને અતિશય સ્નેહ છે; એટલે હું જે કાંઇ કહું તે તમને સ્વાર્થની વાત જેવું લાગશે. પણ ખરેખરૂં પૂછો, તો આપની પુત્રીના હાથને માટે તો આલ્બર્ટજ વધારે યોગ્ય છે. તેના પિતાનો દરજ્જો ખાસ ધ્યાનમાં લેવા જેવો છે. ”

“ હં !”

“ આપને શંકા કેમ આવે છે ?” મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

“ ભૂતકાલ—પૂર્વેતિહાસ. ”

“ પણ કુટુંબનો પૂર્વેતિહાસ વખતે કાંઇ દૂષણ ભરેલો હશે, તો પણ તેથી આ છોકરાને બીચારાને શું ? એક મહિના ઉપર તો તમે પોતેજ એનાં સારાં વખાણ કરતા હતા. વળી આન્ડ્રીઆ કેવલ્કેન્ટીના સંબંધમાં હું પોતે કાંઇજ જાણતો નથી. ”

“ તમે નહિ જાણતા હો, પણ હું તો સર્વ વાત સારી રીતે જાણું છું. ” ડેંગ્લર્સ બોલ્યો.

“ તમે બરાબર તપાસ કર્યો છે ?”

“ હા હા. તે તો ઘણો ધનાઢય તેમજ કુલીન રાજવંશી કુટુંબનો છે ”

“ તેની આવક એમ કેટલીક હશે ? ” મોન્ટેક્રિસ્ટોએ પ્રશ્ન કર્યો.

“ ઓછામાં ઓછી પચાસ હજારની. આ ઉપરાંત વળી તે એક સારો કેળવાએલો યુવાન છે. ” “ હં ! ” મોન્ટેક્રિસ્ટો બબડયો.

“ તે સંગીત સારૂં જાણે છે. ”

"તે તો બધા જ ઈટાલીઅનો જાણે છે."

"કાઉન્ટ, મને લાગે છે કે તમે બિચારા આન્ડ્રીઆને જોઈએ તેવો ન્યાય આપતા નથી."

"હા, હા. હું તે કબુલ કરૂં છું. પણ તમારા અને આલ્બર્ટના કુટુંબનો આવો સારો ઘરોબો છે, તેમાં વચ્ચે આન્ડ્રીઆ આમ માથું મારે છે એ કાંઈ આપણને પસંદ પડતું નથી."

ડેંગ્લર્સ આ સાંભળીને ખડખડાટ હસી પડયો. તે બોલ્યો. "અરે, તમે તો ખરા ધર્મિષ્ટનું પૂતળું દેખાઓ છો. અરે, જગતમાં એવું તો હંમેશાં ચાલતું આવેલું છે."

"પણ તમે આમ આ વેવિશાળ તોડી નાંખો એ ઠીક નહિ. આલ્બર્ટનાં માતા પિતા તો બિચારાં તમારી સાથે સંબંધ જોડવાને અતિ ઘણાં આતુર છે." "એમ કે? ખરેખર?" "હા. હા."

"ત્યારે તો તેમને મરજીમાં આવે તેવી વાત જગતને જાહેર કરે! તમે માત્ર આલ્બર્ટના પિતાને જરા સુચના કરી દેજો. તમારે તેની સાથે ઘણો સારો સંબંધ છે."

"મારે ઘણો સારો સંબંધ છે? અરે એ વળી તમે કયાંથી જાણ્યું?"

"તેમને ત્યાંના પેલા નૃત્યના જલસામાંથી. અરે એ કાંઈ છાનું રહે છે કે? કેમ, પેલી તુન્દમિજાજી મરસીડીસ, પેલી અભિમાનનું પુતળું મરસીડીસ, આલ્બર્ટની માતા, જે પોતાના જુનામાં જુના મિત્રો અને ઘરોબાના માણસોના તરફ દૃષ્ટિ પણ ભાગ્યે કરવાની દરકાર કરે છે, તે મરસીડીસ તમારો હાથ ઝાલીને તમને બાગમાં લઈ ગઈ હતી; ત્યાંથી તમે બન્ને જણાં એકલાંજ ફરતાં ફરતાં બાગના છેડા ઉપરના મકાનમાં ગયાં હતાં, અને ત્યાં અડધા

કલાક સુધી વાતો કરતાં બેઠાં હતાં, એ વાત શું તમે એમ સમજો છો કે કોઇ નથી જાણતું ? પણ આલ્બર્ટના પિતાને સુચના આપવાનું કામ તમારે જ કરવું પડશે. "

" તમારો જો તેવોજ આગ્રહ થતો હોય તો પછી મારો કાંઇ છુટકો છે ? "

" પણ જેમ બને તેમ જલદીથી અને ચોકકસ કામ થવું જોઇએ. જો તેને વિવાહ કાયમ જ રાખવો હોય, તો તે પોતાની શરતો જણાવે; એટલે કાંતો તે સમજીને વિવાહ તોડી નાંખવાને કબુલ કરશે તો ઠીક છે, નહિ તો પછી આપણે એવી તકરાર ઉભી કરીશું કે જેના પરિણામે વિવાહ આપો આપ જ તુટી જાય. પણ હવે આપણે વધારે વખત નકામો ગુમાવવાનો નથી. તમે સમજ્યાને ? "

" હા હા. હું ધ્યાનમાં રાખીશ. "

ડેંગ્લર્સ આલ્બર્ટ જ્યાં બેઠો હતો તે દિશામાં જોઇ રહ્યો હતો; એટલામાં એક માણસે આવીને તેના કાનમાં કાંઇ વાત કરી.

"હું જરા હમણાંજ આવું છું." ડેંગ્લર્સે મોન્ટોક્રિસ્ટોને કહ્યું. " તમે જરા થોભો. વખતે તમને કાંઇક નવા જુનીના સમાચાર હું આપીશ." એમ કહીને તે ગયો.

મેડમ ડેંગ્લર્સે પોતાના ધણીને ગએલો જોઇને પોતાની દિકરીના ઓરડાનું બારણું ખોલ્યું. આન્ડ્રીઆ અને યુજીની ગુસપુસ વાતો કરી રહેલાં જણાયાં. આન્ડ્રીઆ એકદમ ઉભો થઇ ગયો.

આલ્બર્ટે પોતાની ભાવી પત્નીને સ્મિતપૂર્ણ નમન કર્યું. તેણે જરાપણ ગભરાયા સિવાય બેદરકારપણે જવાબમાં જરા માથું હલાવ્યું.

આન્ડ્રીઆ તો જરા ગભરાયો. તેણે આલ્બર્ટને નમન કર્યું. આલ્બર્ટે તેનો માત્ર તિરસ્કારથીજ જવાબ આપ્યો.

આલ્બર્ટે પછી પોતાની ભાવી પત્નીના મધુર કંઠની અતિશય પ્રશંસા કરવા માંડી; અને પહેલે દિવસે જલસામાં ભાગ લઇ શક્યો નહિ તે માટે દિલગીરી જાહેર કરી.

આન્ડ્રીઆ મોન્ટેક્રિસ્ટો તરફ વળ્યો.

"ચાલો," મેડમ ડેંગ્લર્સ બોલી. "હવે એ સંગીતની વાતો પડતી મૂકો. ચાલો, હવે આપણે ચ્હા લઇએ."

"લુઇસા, ચાલ." યુજીનીએ પોતાની શિક્ષિકા સાહેલીને કહ્યું.

પછી તેઓ જોડેના દિવાનખાનામાં ગયાં. ચ્હા આવી. તેઓએ પીવાની શરૂઆત કરી એટલામાં તો ડેંગ્લર્સ આવી પહોંચ્યો. તે ગભરાએલો જણાતો હતો. મોન્ટેક્રિસ્ટોએ તે જોયું, અને ડેંગ્લર્સને તે સંબંધમાં પ્રશ્ન કર્યો.

"એ તો ગ્રીસથી મારો માણસ સંદેશો અને ટપાલ લઇને આવ્યો છે."

"હાં હાં. તેમાં તમે દોડયા હતા કે?" "હા."

"વારૂ ત્યારે ત્યાંના રાજા ઓથોના શા સમાચાર છે?" આલ્બર્ટે વચમાંજ ડેંગ્લર્સને પ્રશ્ન કર્યો.

ડેંગ્લર્સે કાંઇપણ ઉત્તર નહિ આપતાં આલ્બર્ટ તરફ શંકાશીલ દૃષ્ટિથી જોયું. મોન્ટેક્રિસ્ટોને જરા દયાની લાગણી થઇ આવી. તે છૂપાવવાને તેણે જરા આડું જોયું. જરા વારમાં તે લાગણી જતી રહી.

"ચાલો, તમે આવતા હો તો આપણે સાથે જઇએ." આલ્બર્ટે મોન્ટેક્રિસ્ટોને કહ્યું. "હા ચાલો." કાઉન્ટે જવાબ આપ્યો.

ડેંગ્લર્સ પોતાના તરફ શું જોઈ રહ્યો હતો તે આલ્બર્ટને સમજાયું નહિ. તેણે મોન્ટેક્રિસ્ટોને પૂછ્યું. "ડેંગ્લર્સ મારા તરફ એવી રીતે કેમ જોઇ રહ્યો હશે?"

"કેમ? તમને તેમાં કાંઇ શંકા જેવું લાગ્યું?"

"હા, હા. મને તો ખરેખરી શંકા આવી છે. વારૂ તે ગ્રીસના સમાચારની શું વાત કરતો હતો?" "હવે એ તો મને શું ખબર પડે?" મોન્ટેક્રિસ્ટોએ સામો પ્રશ્ન કર્યો.

"તમારે ગ્રીસમાં ઘણો સારો સંબંધ છે તેથી. ત્યાં તમારા આડતીઆ અને માણસો છે તેથીજ તો."

મોન્ટેક્રિસ્ટોએ જરા અર્થસૂચક હાસ્ય કર્યું.

"જરા ઉભા રહો." આલ્બર્ટે કહ્યું." તમે ડેંગ્લર્સની સાથે જરા વાતચીત કરી લો એટલામાં હું યુજીનીની રજા લઇ આવું."

આલ્બર્ટ યુજીનીના તરફ હસતો હસતો ગયો. ડેંગ્લર્સે ધીમેથી મોન્ટેક્રિસ્ટોના કાનમાં કહ્યું, "તમારી સલાહ ઘણી ઉત્તમ નિવડી. અરે, ફરનાન્ડ અને યેનીનાનો તો કાંઇ વિચિત્ર ઇતિહાસ નિકળ્યો છે." "એમ કે?"

"હા. હા. એ બધી વાત હું તમને ફરસદે વિગતવાર જણાવીશ. પણ તમે એ છોકરાને તમારી સાથે લેતા જાઓ. એ વાત સાંભળ્યા પછી તો હવે મને એ દીઠયે પણ નથી ગમતો."

"વારૂ, એને તો હું લઇ જાઉં છું. તેના પિતાને તમારી પાસે મોકલી આપું?" "હા. હા. તુરતજ." "ઠીક."

કાઉન્ટે હવે આલ્બર્ટને બોલાવ્યો. તેઓ બન્ને પછી વિદાય થયા. આલ્બર્ટ પોતાની ભાવી પત્નીના તિરસ્કાર તરફ બેદરકારી

બતાવતો ગયો. જ્યારે મોન્ટેક્રિસ્ટો જતાં જતાં મેડમ ડેંગ્લર્સને ભવિષ્યમાં જરૂર પડે, માટે કોઇપણ રીતે સ્વતંત્ર દ્રવ્ય-સંચય કરવાની ખાસ જરૂર ભાર મૂકીને બતાવતો ગયો.

બન્ને ગયા એટલે આન્ડ્રીઆજ માત્ર રણભૂમિનો એકલો વિજેતા રહ્યો.

## પ્રકરણ ૨૩ મું.

કાઉન્ટની ગાડી બેરન ડેંગ્લર્સના મકાનથી થોડેક દુર ગઇ એટલે આલ્બર્ટ કાઉન્ટના સામે જોઇને મોટેથી હસી પડયો. એટલા બધા જોરથી હસી પડયો કે સાંભળનારને એ હસવું અસ્વાભાવિક લાગ્યા સિવાય રહેજ નહિ.

"કેમ?" તેણે પૂછયું". મારો ભાગ મેં બરાબર ભજવી બતાવ્યો ને ?"

"શાનો ભાગ ?" "મારા સસરાના ઘરમાં મારા પ્રતિસ્પર્ધીને સ્થિત કરવાનો." "તમારો પ્રતિસ્પર્ધી વળી કયો?"

"ઓ બાપરે, હજી તો તમે મને પૂછો છો કે કયો પ્રતિસ્પર્ધી ? "કેમ બીજો કયો વળી ? તમારો આશ્રિત પેલો કાઉન્ટ આન્ડ્રીઆ કેવલકેન્ટીજ તો !" આલ્બર્ટે જવાબ આપ્યો.

"એવી ઠઠ્ઠા મશ્કરી જવા દો. આન્ડ્રીઆ કાંઇ મારો આશ્રિત નથી. મેં કાંઇ એને મદદ કરવાનું માથે લીધું નથી. વળી બેરન ડેંગ્લર્સની ઘર સંસારી બાબતોના સંબંધમાં તો નહિજ."

"તમને એવી બેદરકારી માટે ઠપકો ઘટે છે. તમારો આશ્રિત અને તેને

જરૂર પડયે તમે મદદ ન કરો, એ શું કાંઇ તમને ઘટે છે? પણ સુભાગ્યે મારે લીધે તેને તમારી મદદની જરાપણ જરૂર પડી નહિ."

"શું તમે એમ ધારો છો કે તેણે ડેંગ્લર્સની પુત્રીનો પ્રેમ મેળવવાનો પ્રયત્ન કરવા માંડયો છે?"

"અરે ધારો છો શું? મને તો ખાત્રી છે. તેની સાથે વાતચીત કરતી વખતે તેનો અવાજ, બોલવાની ઢબ, તેની આંખો, અને તેની મુખાકૃતિ વિગેરે જુઓ તો તેની ઇચ્છા તરતજ સમજાઇ જાય. તેનો સ્નેહ મેળવવાને તે પ્રયત્ન કરે છે, એટલુંજ નહિ પણ તેની સાથે લગ્ન કરવાનો પણ તેનો વિચાર છે."

"પણ જ્યાં સુધી તમારી સાથેનો વિવાહ તોડયો નથી, ત્યાં સુધી તમને તેમાં શું હરકત છે?"

"પણ તમારૂં ધારવું ભૂલ ભરેલું છે. યુજીની મારા પ્રશ્નોના જવાબ સુદ્ધાં નથી આપતી, અને તેની સાહેલી તો મારી સાથે બોલતી પણ નથી."

"હશે: પણ તેના પિતાને તો તમારે માટે ઘણું માન છે." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું.

"તેનો પિતા! અરે તેણે તો મારૂં એવું અપમાન કર્યું છે કે મારા હૃદયમાં આગના ભડકે ભડકા ઉઠી રહ્યા છે. તેણે મારા હૃદયમાં જે ઘા કર્યા છે તે તો કદી પણ રૂઝાય તેમ નથી."

"ઇર્ષ્યા એ સત્ય પ્રેમનું એક ખાસ લક્ષણ છે."

"ખરૂં, પણ મારા મનમાં કાંઇ ઇર્ષ્યા નથી." આલ્બર્ટ બોલ્યો.

"તમે ઇર્ષક નહિ હો પણ ડેંગ્લર્સ છે તો?"

"તેને કોના ઉપર અદેખાઇ આવે છે? ડીબ્રેના ઉપર?"

"ના ના. એ તો તમારે માટે છર્ષુક છે."

"મારે માટે ઇર્ષુક છે ? અરે મારે માટે તો તેમને જરાપણ દરકાર કે લાગણી નથી. તમારી ખરેખરી ભૂલ થાય છે. થોડા દિવસમાં તો તેમનાં બારણાં મારે માટે બંધ થશે."

"અરે મારી ભૂલ નથી, પણ તમારી ભૂલ થાય છે."

"મને સાબીત કરી બતાવો." "તમારી એવી ઇચ્છા છે?" "હા."

"જુઓ સાંભળો ત્યારે. તમારા પિતાને મળીને તમારા લગ્નના સંબંધમાં બધી ગોઠવણો કરવા મને ફરમાસ થઇ છે."

"કોણે ફરમાસ કરી છે?"

"બેરન ડેંગ્લર્સે પોતેજ."

"અરે," આલ્બર્ટે મોન્ટેક્રિસ્ટોની ખુશામદ કરતું કહ્યું. "તમે એવું કાંઇ નહિજ કરો એવી મને આશા છે."

"મારે તો તેમ કરવુંજ પડશે. મેં વચન આપ્યું છે."

"વારૂ ત્યારે, "આલ્બર્ટે નિઃશ્વાસ મૂકી કહ્યું. "મને લાગે છે કે તમેજ મને લફરૂં વળગાડવા માગો છો."

'મારે તો જે કોઇ મને કહે તેને મદદ કરવી જોઇએ. વારૂ, પણ ડીબ્રે કાંઇ હમણાંનો ડેંગ્લર્સને ત્યાં જણાતો નથી તેનું શું કારણ છે ?"

"કાંઇક ગેરસમજુત થઇ હોય એમ લાગે છે."

"કોની જોડે ? મેડમ ડેંગ્લર્સની સાથે ?" "ના, ના. બેરનની સાથે." "કેમ તેના જાણવામાં કાંઇ આવ્યું છે કે શું ?"

"તમે પણ ખરી ઠઠ્ઠા મશ્કરી કરવા માંડી છે."

"એટલે શું ડેંગ્લર્સને કાંઇ શંકા આવી છે કે ?"

"કાઉન્ટ, તમે તે કયા દેશમાંથી આવો છો?" "અરે ભાઇ તમે કહો તે દેશમાંથી—આફ્રીકામાંથી." "અરે તેનાથી પણ કોઇ દૂરના અજ્ઞાત પ્રદેશમાંથી આવતા લાગો છો."

"હા હા. મને આ પેરીસ શહેરનાં ધણી ધણીઆણીની રીતભાતનું રહસ્ય શું માલુમ ?"

"કાઉન્ટ, ગમે ત્યાં જાઓ પણ ધણીઓ બધે સરખાજ હોય ! એ તો "ઘેર ઘેર માટીના ચુલા." ગમે તે દેશમાં જઇને જુઓ, તો પણ ધણી તો આંધળાજ જણાશે ! પોતાની પત્નીના વર્તન તરફ તેઓ હમેશાં આંખો બંધ કરીને જ જોવાના !"

"વારૂ, પણ ડીબ્રે અંને ડેંગ્લર્સને લઢાઇનું બ્હાનું શું મળી આવ્યું ? તેઓને તો એકબીજાને માટે જરા પણ અદેખાઇ નહોતી. તેઓ એકબીજાની સ્થિતિ સમજીને તે પ્રમાણેજ પોતાનું વર્તન રાખતા હતા." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું.

"હવે તો તમે પડદા પાછળનાં—અંતઃપુરનાં ગુપ્ત રહસ્યો સમજવા પ્રયત્ન કરતા દેખાઓ છો. એવી બાબતનું તો હજી મને પોતાને જ શિક્ષણ મળ્યું નથી, તો હું તમને શી રીતે સમજાવી શકનાર હતો ? તમારો એન્ડ્રીઆ જ્યારે તેની સાથે સંબંધ બાંધી તેના કુટુંબમાં પ્રવેશ કરે, એટલે તેની પાસેથી તે સર્વ માહિતી મેળવજો."

એટલામાં મોન્ટેક્રિસ્ટોનું મકાન આવી પહોંચ્યું. ગાડી અટકી.

"ચાલો આવી પહોંચ્યા." મોન્ટેક્રિસ્ટો બોલ્યો." આવોને, જવાય છે. હજી તો માત્ર સાડા દસજ વાગેલા છે."

"હ્યોને, આ આવ્યો." "ગભરાશો નહિ. મારી ગાડી તમને મૂકવાને આવશેજ." "ના, ના. તેવી જરૂર પડે તેમ નથી. મારી ગાડી પાછળ પાછળ આવે છે!"

તેઓ બન્ને કાઉન્ટના મકાનમાં પેઠા. દીવાઓ ઝગઝગી રહ્યા હતા. કાઉન્ટે દિવાનખાનામાં દાખલ થતાં બેપ્ટીસ્ટીનને હ્યાં લાવવા હુકમ કર્યો. શેઠનો હુકમ થતાં પહેલાં તો તે બનાવી લાવવાને નોકર અદૃશ્ય થઇ ગયો, અનેજરા વારમાં તો જાણે જમીનમાંથી નિકળી આવ્યો હોય તેની માફક શેઠની ઇચ્છા પ્રમાણેની નાસ્તાની વાનીઓનો થાળ લઇને હાજર થયો. હુકમનો અમલ જાદુઇ ઝડપથી થતો હતો. "કાઉન્ટ," આલ્બર્ટ બોલ્યો. "મને એકજ બાબતનું ઘણું આશ્ચર્ય લાગે છે અને તે તમારા નોકરોની કાર્યદક્ષતા. તમારા દ્રવ્યનો મને અચંબો થતો નથી, કારણ દુનીયામાં તમારા કરતાં પણ વધારે શ્રીમન્ત માણસો પડેલા હશે; તમારા બુદ્ધિ ચાતુર્યની પણ મને એટલી બધી નવાઇ નથી લાગતી, કારણ તમારા કરતાં પણ વધારે બુદ્ધિમત્તાવાળા આદમીઓ મળી આવશે; પણ ખરેખરી નવાઇ તો તમારા નોકરોની–આજ્ઞાધારતા–તમારી સેવા બજાવવા માટેની તેમની તત્પરતા છે. તેઓ કાંઇ પણ પ્રશ્ન કર્યા સિવાય તમારી મરજી સમજી જઇને જાદુઇ ઝડપથી તમારી આજ્ઞાનું પાલન કરે છે! તમારી ઘંટડી વગાડવાની રીત ઉપરથીજ જાણે કે તેઓને તમારી જરૂરીઆત સમજાઇ જતી હોયની એમ સમજાય છે. તમારી ઇચ્છાનું અનુમાન કરી તે પ્રમાણે કાળજીપૂર્વક સર્વ તૈયારીઓ રાખતા તેઓ લાગે છે. અરે, પણ આ શું સંભળાય છે?" એમ કહીને આલ્બર્ટે બારણા તરફ કાન ધર્યો. વીણાના મૃદુ નાદ તેને કર્ણગોચર થવા લાગ્યા.

"ઓ બાપરે ! આલ્બર્ટ," મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "વળી પાછું સંગીત સાંભળવાનું જ આવ્યું લાગે છે. આજે જ્યાં કાંઇ જાઓ ત્યાં સંગીત સાંભળવાનું જ નસીબમાં લખાએલું છે. બેરન ડેંગ્લર્સને ત્યાંથી તેની પુત્રીના પીયાનો અને સંગીતમાંથી માંડ માંડ હજી હમણાં નાસી છૂટયા, ત્યાં તો અહિંઆ હૈદીની ગઝલો તૈયાર જ છે. નસીબ જ્યાં જાઓ ત્યાં એ ડગલાં આગળનું આગળ !"

"હૈદી ! વાહ કેવું સુંદર નામ ? ત્યારે શું હૈદી નામની ખરેખરી સ્ત્રીઓ હોય છે ખરી કે ? કે બાયરનના કાવ્યોમાંજ હોય છે ?"

"અરે ના કેમ હોય ? છે, છે. આપણા આ ફ્રાંસમાં હૈદી નામ નવાઇનું લાગે છે, પણ આલ્બેનીઆ અને એપીરસમાં તો તે સ્ત્રીઓનાં નામોમાંનું એક પ્રચલિત નામ છે."

આ પછી નામોના સંબંધમાં જરા ચર્ચા ચાલી. આલ્બર્ટે ચર્ચા દરમ્યાન પોતાની ભાવી પત્નીના નામ ઉપર અને છેવટે સ્ત્રીજાતિ ઉપર સર્વ સામાન્ય ટીકા ચલાવવી શરૂ કરી. કાઉન્ટે તુરત જ તેને તેમ કરતો અટકાવ્યો.

"છાના રહો ! આટલે બધે મોટેથી સ્ત્રી જાતિની મશ્કરી કરતા નહિ. વખતે હૈદીના સાંભળવામાં આવશે !"

"અને તમે એમ ધારો છો કે તે ગુસ્સે થશે ?"

"અરે એ તે શું ગુસ્સે થાય ?" જવાબમાં કાઉન્ટે ગર્વિષ્ટ-પણાથી કહ્યું.

"ત્યારે તો તે ઘણા આનંદી સ્વભાવની મને મળતાવડી હોવી જોઇએ !"

"આનંદી સ્વભાવ અગર મળતાવડાપણાનો પ્રશ્ન જ નથી. આનંદી અને મળતાવડા રહેવું એ તેની ફરજ જ છે. એક ગુલામડી પોતાના ધણીના ઉપર અધિકાર ચલાવી શકેજ નહિ. ઉલટ પોતાના શેઠને હરેક પ્રકારે ખુશ રાખવાનો પ્રયત્ન કરવો એ તેની ફરજ છે."

"ચાલો, ચાલો, હવે તો ઠઠ્ઠોજ કરવા માંડયો છે! વારૂ, આવા સુંદર નામવાળી બીજી ગુલામડી મળી શકે છે કે?"

"બેશક."

"ખરેખર, કાઉન્ટ તમારો પંથજ ન્યારો છે. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની ગુલામ! અરે આજકાલ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના ગુલામ હોવું એ તો એક માનવંતો દરજ્જો ગણાય છે! અને તેમાં પણ વળી તમારી પાણીના રેલાની માફક પૈસા ઉડાવવાની રીત જોતાં તો તમારા ગુલામની પદ્વી–જગા–નો પણ વાર્ષિક એક લાખની કિંમત અંકાતી હોવી જોઇએ."

"બસ! એક લાખની જ આવક! અરે એ બિચારી છોકરીની પાસે તેના કરતાં કેટલાએ ગણી મિલકત હતી. અરે, તે તો ખરેખરી ગર્ભ શ્રીમંત હતી! તેની જાહોજલાલી અને ધનભંડાર આગળ તો અરેબીઅન નાઇટ્સમાં વર્ણવેલા ધનભંડાર અને જાહોજલાલીઓ કાંઇ જ હિસાબમાં નહોતી."

"ત્યારે તો તે કોઇ રાજકુમારી હોવી જોઇએ!"

"તમારૂં ધારવું બરાબર છે. તે પોતાના દેશમાં ઉંચામાં ઉંચી પદ્વી અને દરજ્જો ભોગવતી હતી."

" હું પણ એમજ ધારૂં છું. પણ આવી એક મહાન રાજકુમારી ગુલામી અવસ્થામાં શી રીતે આવી પડી ? "

" કિસ્મત્ ! આલ્બર્ટ, કિસ્મત્ ! લક્ષ્મીની ચંચલતા ! એ બધા કિસ્મત્‌ના જ ખેલ માનવા પડે ! "

" વારૂ તેનું નામ ગુપ્ત રાખવાનું છે કે ? "

" બીજા બધાનાથી તો તે ગુપ્ત રાખવાનું છે. પણ તમારાથી તેનો ઇતિહાસ અને નામ છૂપું રાખવાનું કારણ નથી. તમે તો મારા ખાસ અંગત દોસ્તદાર છો, અને મારી કોઇ પણ વાત ગુપ્ત રાખવાના જ, એવો મને વિશ્વાસ છે. કેમ, એવો વિશ્વાસ હું તમારા ઉપર ન રાખી શકું ? "

" નહિ કેમ ? બેધડક તમે મારા ઉપર વિશ્વાસ રાખી શકશો. મારા હાથે તમારા વિશ્વાસનો ભંગ કદી નહિ થાય. હું તેવા સોગન લઇને કહું છું. "

"તમને યેનીનાના પાશાનો ઇતિહાસ તો યાદ હશેજ, નહિ વારૂ ?"

" અલી ટીમેલીનનો ? હા, હા, કેમ નહિ ? તેની નોકરીમાંજ મારા પિતાનું કિસ્મત્ ખુલ્યું હતું. "

" હા, હા. એ વાત તો હું ભૂલી જ ગયો. "

" વારૂ હેદી અને અલી ટીમેલીનનો શો સંબંધ ? "

" સંબંધ તો બીજો કાંઇજ નહિ. હૈદી તેની પુત્રી થાય એટલુંજ માત્ર. "

" શું ? અલીપાશાની પુત્રી ? "

" હા, હા. અલીપાશાની જ પુત્રી ! બીજા કોઇની નહિ ! અલીપાશા અને તેની અતિ સૌન્દર્યવતી બેગમ વાસીલીકીની જ હૈદી પુત્રી થાય. "

"અને તે આજે તમારી ગુલામડી છે?"

"હા, હા. કમનસીબે તે આવી સ્થિતિમાં આવી પડી છે."

"વારૂ, પણ આ સ્થિતિમાં શી રીતે આવી પડી?"

"કેમ? એમાં તમને શું આશ્ચર્ય લાગે છે? કોન્સ્ટાન્ટીનોપલ (ઇસ્તંબુલ)ના ગુલામના બજારમાં ફરતાં એક દિવસે મેં તેને વેચાતી–ખરીદી લીધી તેજ માત્ર તેનું કારણ."

"ઘણી અજાયબીની વાત! ખરેખર, કાઉન્ટ, તમારી દરેકે દરેક બાબતમાં કાંઇ અલૌકિક જાદુઇ પ્રકારો જોવામાં આવે છે. તમારી વાતો સાંભળતાં જીવન વિસરી જવાય છે, અને તે માત્ર જાગ્રત સ્વપ્ન જેવું લાગે છે. હવે હું એક અયોગ્ય અને અવિચારી વિનંતિ કરવા માગું છું.—"

"શું છે? બોલો." "હૈદીને સાથે લઇને બ્હાર ફરો છો, અને તેને નાટકો અને ગાનતાનના જલસાઓમાં પણ તમારી સાથે લઇ જાઓ છો.–" "વારૂ પછી?"

"તેથીજ મને આ વિનંતિ કરવાની હિંમત આવી છે."

"તમારે જે ઇચ્છા હોય તે કહોને."

"ત્યારે, મને તમારી એ રાજકુમારીની તો ઓળખ કરાવો?"

"હા, હા. હું તેમ કરૂં; પણ બે શરતો કબુલ હોય તો."

"મારે તે કબુલ છે."

"એક તો એ કે તેની સાથે તમારો મેળાપ કરાવી આપ્યાની વાત તમારે કોઇને કહેવી નહિ."

"વારૂ, હું પ્રતિજ્ઞા કરૂં છું કે હું કોઇને પણ તે વાત કહીશ નહિ."

"બીજી શરત એ કે, તમારા પિતા તેના પિતાની નોકરીમાં હતા એ વાત તમારે તેને કહેવી નહિ."

"તે બાબતના પણ હું સોગન ખાઉં છું. હું તેને તે વાત કદી કહેનાર નથી."

"બસ ! બસ !તમે આ બે પ્રતિજ્ઞાઓ પાળશોજ, નહિ વારૂ? મને તો ખાત્રી છે કે તમે પાળવાના જ."

આલ્બર્ટે હા પાડી.

કાઉન્ટે આ પછી ઘંટડી વગાડી. અલ્લી હાજર થયો.

"હૈદીને કહે," કાઉન્ટે અલ્લીને હુકમ કર્યો. "કે અત્યારે હું તેની સાથે કોફી લઇશ. વધારામાં મારા એક મિત્રનો તેની સાથે મેળાપ કરાવી આપવાની તેની પરવાનગી હું માગું છું, એમ પણ તેને જણાવ."

અલ્લી નમન કરીને ચાલ્યો ગયો.

"જુઓ હવે આલ્બર્ટ," કાઉન્ટે આલ્બર્ટને કહ્યું. "તમારે પોતે થઇને તેને કાંઇ પણ પ્રશ્ન પૂછવો નહિ. તમારે જો કાંઇ પણ જાણવાની ઇચ્છા હોય તો મને પૂછવું, અને હું તેને પૂછીને તમારા મનનું સમાધાન કરીશ." "કબુલ છે."

એટલામાં તો અલ્લી વળી પાછો પરત આવી પહોંચ્યો. બારણા આગળનો પડદો ખસેડી નાંખ્યો, અને તેના શેઠ અને આલ્બર્ટને અંદરના દિવાનખાનામાં જવાનો રસ્તો ખુલ્લો કરી આપ્યો.

"ચાલો, આવો અંદર." મોન્ટક્રિસ્ટોએ કહ્યું.

આલ્બર્ટે માથાના વાળ જરા ઠીક કર્યા અને મૂછોના આંકડા ચઢાવ્યા. પછી પોષાક વિગેરે જરા ઠીકઠાક કરીને કાઉન્ટની પાછળ પાછળ પેલા દિવાનખાનામાં દાખલ થયો. અલી આગળજ ચાલતો હતો. બારણા આગળ ત્રણ ફ્રેંચ દાસીઓ ઉભી હતી. હૈદી પોતાના આગલા દિવાનખાનામાં પોતાના શેઠની રાહ જોતી હતી. તે પોતાની અણીઆળી આંખો ફાડીને અચંબાથી જોઇ રહી હતી; કારણ કે તેના દિવાનખાનામાં અત્યાર સુધી મોન્ટેક્રિસ્ટો સિવાય બીજો કોઇ પણ પુરૂષ કદી દાખલ થયો નહોતો. પરકીય પુરૂષને તેની પાસે આવવાનો આ પ્રથમ પ્રસંગ હતો. દિવાનખાનાના એક ખૂણામાં એક વિરામાસન પડેલું હતું તેના ઉપર તે પલાંઠી વાળીને બેઠેલી હતી અને જરીઆન રેશમ અને મખમલનાં વસ્ત્રોના માળામાં ભરાઇ બેઠેલી એક પંખીણી જેવી લાગતી હતી. તે જે વાદ્ય વગાડતી હતી, તે તેની પાસેજ પડેલું હતું. વાદ્ય પણ કારીગીરી અને નાજુકાઇનો એક નમુનો હતું, અને તે તેની શેઠાણીને લાયકનું જ હતું. મોન્ટેક્રિસ્ટોને જોતાંજ તે ઉભી થઇ અને એક ખાસ પ્રકારના મંદ હાસ્યથી તેનું સ્વાગત કરવાને સામે આવી. આ હાસ્યમાં માત્ર સંપૂર્ણ આજ્ઞાપાલન અને નિઃસીમ સ્નેહજ દૃષ્ટિગોચર થતાં હતાં. મોન્ટેક્રિસ્ટો તુરતજ તેની પાસે આવ્યો અને પોતાનો હાથ ધર્યો, જે હૈદીએ હમેશની માફક લીધો અને અતિમાનપૂર્વક ચુંબન કર્યું.

આલ્બર્ટ તો હજી બારણા આગળજ હતો. આવા સૌન્દર્યનો નમુનો તેણે જાણે અત્યાર સુધી કદી જોયોજ ન હોય, અને જીંદગીમાં પ્હેલીજ વખતે એક અદ્‌ભૂત સૌન્દર્યનો ભંડાર નજરે પડતો હોય, તેમ તે તો સ્તબ્ધ બની ગયો, અને પુતળાની માફક ઉભો.

"આ કોને આપ લેતા આવ્યા છો ?" પેલી યુવતીએ મોન્ટેક્રિસ્ટોને તેની પોતાની ભાષામાં પૂછ્યું. "એ આપના મિત્ર છે, ભાઇ છે, કોઇ સગા વહાલા છે, માત્ર ઓળખાણુ પિછાનવાળા છે કે આપના શત્રુ છે?" "તેઓ મારા મિત્ર છે." મોન્ટેક્રિસ્ટોએ તેજ ભાષામાં જવાબ વાળ્યો.

"તેમનું નામ શું ?" "કાઉન્ટ આલ્બર્ટ. જે માણસને મેં રોમ શહેરમાં બહારવટીઆઓના હાથમાંથી છોડાવ્યો હતો, તે જ એ માણસ."

"મારે તેની સાથે કયી ભાષામાં વાત કરવી ? આપની શું ઇચ્છા છે?"

મોન્ટેક્રિસ્ટો આલ્બર્ટના તરફ ફર્યો. "તમને આધુનિક ગ્રીક ભાષા તો આવડતી હશે ?" આલ્બર્ટને તેણે પૂછ્યું.

"ના, ના. નથી આવડતી." આલ્બર્ટે જવાબ આપ્યો. "આધુનિક ગ્રીક નથી આવડતું તેમ પ્રાચીન પણ નથી આવડતું. હોમર અગર પ્લેટોનો અભ્યાસ કરનાર મારા જેવો ઠોઠ વિદ્યાર્થી તો બીજો કોઇજ નહિ પાકયો હોય !"

"ત્યારે તો," હૈદી બોલી. "મારા માલીકની મરજી હોય તો હું ફ્રેંચ અગર ઇટાલીઅનમાં અતિથીની સાથે વાતચીત કરીશ." આ શબ્દોથી મોન્ટેક્રિસ્ટોનો પ્રશ્ન અને આલ્બર્ટનો ઉત્તર તે સમજી શકી હતી એમ તેણે જણાવ્યું.

મોન્ટેક્રિસ્ટો જરા ખચકાયો. પછી તે બોલ્યો: "ત્યારે તો તમે ઇટાલીઅનમાંજ વાતો કરો." પછી આલ્બર્ટ તરફ ફરીને તે બોલ્યો. "તમે આધુનિક અગર પ્રાચીન ગ્રીક ભાષા બીલકુલ સમજી શકતા

નથી, એ એક ઘણી દિલગીરીની વાત છે. એ બન્ને ભાષાએ હૈદી ઘણીજ સારી રીતે બોલી જાણે છે. તે બિચારી છોકરીને તમારી સાથે ઇટાલીઅનમાં વાતચીત કરવી પડશે, એટલે તેથી તેની વાતચીત કરવાની શક્તિ વિષે તમારાથી ખરો અભિપ્રાય બાંધવાનું બની શકશે નહિ."

આ પછી મોન્ટેક્રિસ્ટોએ અતિથી સાથે વાતચીત કરવાને હદીને ઇશારતથી આજ્ઞા કરી.

"મહાશય," હૈદીએ આલ્બર્ટને કહ્યું. "મારા માલીક અને શેઠના મિત્ર તરીકે તમારૂં સ્વાગત કરતાં મને અતિઘણો આનંદ થાય છે."

તે આ વાકય સુંદર ટસ્કન ભાષામાં બોલી. તેના ઉચ્ચાર એવા મૃદુ હતા કે તેને લીધે રોમન ભાષા જ અતિશય મધુર લાગવા માંડી. પછી અલી તરફ ફરીને કોફી તથા ચુંગી અને હુકકા લાવવાને તેણે હુકમ કર્યો. અલી પોતાની શેઠાણીના હુકમનો અમલ કરવા ગયો, એટલે તેણે આલ્બર્ટને પોતાની પાસે આવવા કહ્યું. મોન્ટેક્રિસ્ટો અને આલ્બર્ટ બન્નેએ એક નાના ટેબલ પાસે પોતાની બેઠક લીધી. આ ટેબલ ઉપર સંગીત, ચિત્રકલા, અને પુષ્પોનો સાજ ગોઠવી દેવામાં આવ્યો હતો. અલી કોફી અને ચુંગીઓ વગેરે લઇને આવ્યો. કાર-ભારી બેપ્ટોસ્ટીનને મકાનના આ ભાગમાં કોઇપણ કારણે અગર કોઇપણ સંજોગોમાં પેસવાની સખ્ત મનાઇ હતી. પેલા ન્યુબીઅન નોકર અલીએ આલ્બર્ટના આગળ હુક્કો ધર્યો. આલ્બર્ટે ના પાડી.

"અરે, લો, લો." કાઉન્ટ બોલ્યો. "એ લેવામાં કાંઇ વાંધા જેવું નથી. આ પેરીસ શહેરના સુધરેલા જનસમાજની કોઇ

પણ સુશિક્ષિત સન્નારી કરતાં હૈદી કાંઇ સુધારામાં જરાપણ ઉતરે તેમ નથી. તેને જો કે હવાનાની સીગારેટો માટેનો તિરસ્કાર છે, તો પણ પૂર્વની તમાકુમાં કોઇ અજબ પ્રકારની લહેજત હોય છે, અને તેને માટે તેને જરાપણ વાંધો નથી."

અલ્લી ચાલ્યો ગયો. કોફીના પ્યાલા તૈયાર થયા. આલ્બર્ટને માટે સાકર નાંખેલો એક ખાસ પ્યાલો આવ્યો હતો. કારણ મોન્ટે-ક્રિસ્ટો અને હૈદી તો અસલ અરબસ્તાની રિવાજ પ્રમાણે પીતાં હતાં; એટલે તેમાં જરા પણ સાકર તેમને પસંદ પડતી નહિ. હૈદીએ પોતાની નાજુક આંગળીઓથી ચીનાઇ પ્યાલો ઉંચકયો. એક બાલ-કને તેને ભાવતું ભોજન અગર પાન મળવાથી જેવો આનંદ અને ખુશાલી થાય છે, તેવી નિર્દોષ-બાલિશ સરળતા અને આલ્હાદથી તેણે તે પ્યાલો હોઠે લગાડયો. એટલામાં બે દાસીઓ શરબત અને બરફના પ્યાલાના ખુમચા લઇ આવી, અને તેને માટે નિયત કરેલા એક મેજ ઉપર ગોઠવી દીધા.

"બાઇ સાહેબ," આલ્બર્ટે ઇટાલીઅનમાં કહ્યું. "મારી બુદ્ધિની જડતા માટે હું આપની તેમજ મારા યજમાન મોન્ટેક્રિસ્ટોની ક્ષમા ચાહું છું; પણ હું તો કેવળ મૂઢજ બની ગયો છું, અને તેમ થાય એમાં કાંઇજ નવાઈ નથી. મારા મનને એટલી તો પક્કી ખાત્રી છે, કે અત્યારે હું ઘીચ વસ્તીવાળા મહાન પેરીસ નગરનાજ મધ્ય ભાગમાં છું. એક ઘડી પહેલાં તો વ્યાપાર રોજગારની ધમાલમાં મચેલા લોકોના કોલાહલ અને હજારો ગાડી ઘોડાના ગડગડાટ અને ઘોંઘાટથી મારા કાન ફુટી જતા હતા, પણ આ મકાનમાં પગ મૂકતાંની સાથે જ જાણે કે કોઇએ મને ઉંચકીને ક્ષણ માત્રમાં પૂર્વના દેશોમાં

લાવીને મૂક્યો હોય, એવો ભાસ થાય છે. તેમાં પણ વળી વિશેષ નવાઇની વાત એ છે કે એવા કોઇ પૂર્વના દેશમાં આવી પડેલાનું મને નથી લાગતું, કે જે દેશો મેં નજરે જોએલા છે. પણ પૂર્વના જાહોજલાલી અને વૈભવપૂર્ણ આનંદદાયી જેવા પ્રદેશોને હું હંમેશાં મારી કલ્પનામાં નિહાળી રહું છું, અને સ્વપ્નમાં જે મારા સ્મૃતિ-ચિત્રપટ ઉપર ચીતરાઇ રહે છે, તેવા કોઇક અલૌકિક પ્રદેશમાં આવી પડેલો હોઉં, એવું જ મને તો ભાન થાય છે. બાઇ સાહેબ, હું ગ્રીક ભાષા બોલી જાણતો નથી એ મારૂં એક દુર્ભાગ્ય છે! જો મને તે ભાષાનું જ્ઞાન હોત, તો તે ભાષામાંજ આપ મારી સાથે વાતચીત કરત. મારૂં જો તેવું સદ્ભાગ્ય હોત તો મારી આસપાસના આ ઐન્દ્રજાલિક દૃષ્ય ઉપરાંત આપના સુકોમલ કંઠના મધુર વાર્તાલાપથી આજની સાંજ હું એવા અનહદ આનંદમાં પસાર કરત, કે આ ચિત્ર મારી જીંદગીમાં હું કદી પણ વિસરી શકત નહિ."

"પણ મહાશય," હૈદીએ શાંતિથી કહ્યું. "આપની સાથે વાતચીત કરવાને મને કાંઇ અડચણ પડે તેમ નથી. કારણ આપ ઇટાલીઅન સારી રીતે બોલી શકો છો, અને આપને જો પૌર્વાત્ય દેશો, ચીજો, અને રીતરિવાજોને માટે એટલો બધોજ મોહ હશે, તો આપની રસજ્ઞતાને સંતોષવાને મારાથી બનતો સર્વ પ્રયત્ન હું કરીશ."

"મારે હૈદીની સાથે કયા વિષય ઉપર વાતચીત કરવી ?" આલ્બર્ટે ધીમેથી કાઉન્ટને પૂછ્યું.

તમારી ઇચ્છામાં આવે તે વિષય ઉપર વાતચીત કરો. તેના પોતાના વતન-દેશ વિષે, તેની બાલ્યાવસ્થા વિષે, અને તે અવસ્થાનાં

તેનાં સ્મરણો વિષે તેને પૂછો. વળી જો તમારી મરજી હોય તો રોમ, નેપલ્સ અને ફ્લોરેન્સ વિષે તેની સાથે વાતચીત ચલાવો."

"અરે," આલ્બર્ટ બોલ્યો. "તેના જેવા ગ્રીસ દેશના નિવાસીની સાથે પેરીસના લોકોની પેઠે વાતચીત કરવી એ બરાબર થશે નહિ, માટે હું તો પૌર્વાત્ય દેશોના સંબંધમાંજ વાતચીત કરવાનો."

"હા, હા. ત્યારે તો તેમ કરો. કારણ બીજા કોઈપણ વિષય કરતાં એ વિષય તેને વધારે પસંદ છે."

આલ્બર્ટ હૈદીના તરફ ફર્યો.

"બાઇ સાહેબ, આપે ગ્રીસ દેશનો ત્યાગ કેટલી ઉમ્મરે કરેલો?" આલ્બર્ટે પ્રશ્ન કર્યો.

"મહાશય, માત્ર પાંચજ વરસની બાલ્યાવસ્થામાં મારે મારો દેશ છોડવો પડેલો." હૈદીએ ઉત્તર આપ્યો.

"વારૂ, આપને આપના દેશનું કાંઇ સ્મરણ છે કે કેમ?"

"અરે સ્મરણ તો શું? પણ જ્યારે હું આંખો મીંચીને વિચાર કરૂં છું, ત્યારે તરતજ સઘળું દ્રષ્ય એકદમ ખડું થાય છે. દેહને જેવી રીતે ચક્ષુ છે, તેવી રીતે મનને પણ દર્શનની ઈંદ્રિય છે; અને તે ચક્ષુના કરતાં વળી એટલી બધી વધારે કે સંપૂર્ણ છે, કે તેની આગળ ખડી થતી વસ્તુનું પ્રતિબિંબ તેના ઉપર એવું પડે છે કે તે કદી ભૂંસાતું નથી."

"વારૂ ત્યારે, આપની સ્મરણ–શકિત ભૂતકાળની કયાં સુધીના વાતોનું આપને સ્મરણ કરાવી શકે તેમ છે?"

"મહાશય, મારી માતાનું નામ વાસીલીકી હતું. વાસીલીકી એ શબ્દનો અર્થ બાદશાહી–શહેનશાહી એવો થાય છે." હૈદીએ

મગરૂરીથી માથું હલાવતાં કહ્યું. "મારી માતા મને લઈને બ્હાર નિકળતી તે વાત મને યાદ છે. તે વખતે મને પુરૂં ચાલતાં પણ આવડતું નહોતું. મારી માતા પોતાની પાસે જે કાંઈ પૈસા હોય તે એક કોથળીમાં મૂકતી, અને મારો હાથ ઝાલીને બ્હાર જતી. તેને કોઈ ઓળખે નહિ તે ખાતર તે પોતે એક બુરખો ઓઢી લેતી; તેમજ મને પણ એક નાનો સરખો બુરખો ઓરાડતી. આ રીતે અમે બન્ને જણુ ગુપ્ત વેશે ગરીબ ગરબાં ભિખારી અને ઘાયલ થએલાં માણુસો તેમજ કેદીઓને માટે ભિક્ષા ઉઘરાવવા જતાં. "ગરીબને આપવું એ પરમાત્માને ધર્યા બરોબર છે" એમ તે રસ્તે ચાલતાં પૂકારતી. પછી જ્યારે કોથળી સંપૂર્ણ ભરાઈ જતી ત્યારે અમે મેહેલમાં પાછાં ફરતાં અને મારા પિતાને એ વાતની જરા પણ ખબર પડવા દીધા સિવાય ભેગા કરેલા તમામ પૈસા મારી માતા ગુપ્ત રીતે ધર્માદા ફંડમાં મોકલાવી આપતી, અને પછી તે પૈસાનો ધર્માદા કામમાં ઉપયોગ થતો."

"વારૂ, આપની તે વખતે કેટલીક ઉમ્મર હશે?"

"મારી ઉમ્મર તે વખતે ત્રણુ વરસની હતી."

"ત્યારે શું તે વખતના બધા બનાવો તમારી એટલી ઉમ્મર હોવા છતાં હજી તમને યાદ છે?" "હા, હા. બધા બનાવો યાદ છે."

"કાઉન્ટ," આલ્બર્ટે ધીમેથી મોન્ટેક્રિસ્ટોને કહ્યું. "મને તેનો ઇતિહાસ જાણુવાની વધારે આકાંક્ષા થાય છે. તે જરા વધારે પોતાની હકીકત મને જણુાવે એમ તેને જરા કહોને. તેના આગળ મારા પિતાનું નામ લેવાની તમે મને મનાઈ કરેલી છે, પણુ કદાચ હકીકત વર્ણુવતાં તે પોતે જ મારા પિતાના સંબંધમાં કાંઈક

કહેશે. તેના આવા સુંદર વદન કમળથી અમારા કુટુંબના નામનો ઉચ્ચાર થતો સાંભળીને મને કેટલો આનંદ થશે, તેનો તમને કાંઇ જ ખ્યાલ નથી."

મોન્ટેક્રિસ્ટો હૈદીના તરફ ફર્યો, પોતાના શબ્દો ઉપર ખાસ ધ્યાન આપવાની આજ્ઞા તેને કરી અને આલ્બર્ટ કાંઇ સમજી શકે નહિ તેવા હેતુથી ગ્રીક ભાષામાં કહ્યું:—

"તારા પિતાના દુર્ભાગ્યનો ઇતિહાસ આ ગૃહસ્થને જણાવવાની જરૂર છે, માટે તેનું વર્ણન કરી બતાવ. માત્ર જે દગો થયો છે તે તથા પેલા નિમકહરામ દગલબાજ નોકરનું નામ એ બે વાતો જણાવવાની નથી."

"કેમ, તમે તેને શું કહ્યું?" આલ્બર્ટે ધીમેથી મોન્ટેક્રિસ્ટોને પૂછ્યું.

"મેં તો ફરીથી તેને એ વાતનું સ્મરણ કરાવ્યું કે તમે મારા એક ખાસ મિત્ર છો, અને તમારાથી કાંઇ પણ વાત ગુપ્ત રાખવાનું કારણ નથી."

"ત્યારે બાઇ સાહેબ," આલ્બર્ટ બોલ્યો. "આપનાં માતુઃશ્રીની સાથે આપ અનાથોને માટે ભિક્ષા માગવા જતાં તે પ્રસંગથી આપની બાલ્યાવસ્થાની યાદદાસ્તીની શરૂઆત થાય છે. વારૂ ત્યારે, તે પછી બીજી આપને કયી કયી બાબતો સાંભરે છે?"

"અરે ત્યાર પછીની ઘણી ખરી બાબતો તો જાણે ગઇ કાલે જ બની હોય તેમ મને બધી યાદ છે. રાજમહેલના ઉદ્યાનમાં એક સુંદર સ્વચ્છ સરોવરના કિનારા ઉપર વૃક્ષોની ઘટા નીચે અમે બેસતાં, અને સરોવરના નિર્મલ જલમાં દેખાતી ધીમે ધીમે હાલતી વૃક્ષોની છાયાને અમે નિહાળતાં. એક ઘણા જ જુના મહા ઘટાવાન્ વૃક્ષ

નીચે ગાલીચા પાથરવામાં આવતા, અને મારા પિતા તકીઆ ઉપર આડા પડતા: મારી માતા તેમના પગ આગળ બેસતી; હું તો તે વખતે માત્ર બાલક જ હતી, એટલે મારા પિતાની સફેદ લાંબી દાઢી સાથે અગર તો તેમની કમરમાં ખોસેલી કટારની રત્નજડિત મૂઠ સાથે રમત કર્યા કરતી. આવે વખતે એક આલ્બેનીઅન વારંવાર તેમની પાસે આવતો અને કાંઇક તેમની સાથે વાતચીત કરતો. હું તો તેમની વાતચીત ઉપર કાંઇ ધ્યાન આપતી નહિ, પણ મારા પિતા વાતચીતને અંતે જવાબમાં માત્ર "માફી આપો' અગર 'દેહાંત દંડની શિક્ષા કરો' એટલા શબ્દો બોલતા."

"રંગભૂમિ ઉપરની એક નાયિકા સિવાય બીજા કોઇના મુખેથી આ શબ્દો ઘણા વિચિત્ર લાગે છે, અને સાંભળનારને વારંવાર પોતાની જાતને સ્મરણ કરાવવું પડે છે કે 'આ બધું કાંઇ નાટક અગર નવલકથામાંનું વર્ણન નથી પણ સત્ય વાત છે.' બાઇ સાહેબ, આપ તો મનને મોહિત કરી નાંખે એવા દેખાવો અને બનાવો જોવાને ટેવાએલાં હતાં. વારૂ ત્યારે, આપને આ ફ્રાંસ દેશ કેવો લાગે છે?"

"આ ફ્રાંસ પણ એક સુંદર દેશ છે." હૈદીએ જવાબ આપ્યો. "પણ અત્યારે તો મને ફ્રાંસ દેશ જેવો ખરેખર છે તેવોજ લાગે છે; કારણકે અત્યારે હું તેને એક યુવાન સ્ત્રીનાં ચક્ષુથી નિહાળી રહી છું. પરંતુ મારા પોતાના દેશના સંબંધમાં મને જે કાંઇ સ્મરણ છે, તે તો મારા તે વખતના બાલ્યાવસ્થાના મગજમાં પડેલી છાપ–પ્રતિબિંબને આભારી છે, અને જુદા જુદા દિલગીરી ભરેલા અગર આનંદદાયક બનાવોના પ્રમાણમાંજ તે સ્મરણો પણ દિલગીરી ભરેલાં અગર આલ્હાદકારક છે.'

"અરે, આપ તો હજી કિશોર અવસ્થામાં છે એમ કહીએ તો પણ ચાલે." હૈદીના પોતાના વિષે તેને કાંઇપણ પ્રશ્ન કરવો નહિ એવો કાઉન્ટનો હુકમ આલ્બર્ટ આ ક્ષણે ભૂલી ગયો અને પૂછ્યું. "આવી અવસ્થામાં 'દુઃખ' એ શબ્દ કદાચ આપે સાંભળ્યો હોય એ બનવા જોગ છે ખરૂં; પણ 'દુઃખ' ખરેખર શું ચીજ છે તે અનુભવવાનો આપને પ્રસંગ આવ્યો હોય એ પણ શું ખરેખર બનવા જોગ છે?"

"હૈદીએ મોન્ટેક્રિસ્ટો તરફ નજર કરી. તેણે કાંઇક છુપી ઇશારત કરી, અને વાત આગળ ચલાવવા આજ્ઞા કરી.

"મહાશય, આપણા મગજ ઉપર બાલ્યાવસ્થાનાં સ્મરણોની જેટલી મજબુત છાપ પડી રહે છે, તેટલી બીજા કશાની ભાગ્યેજ પડી રહેતી હશે. ઉપર મેં જે બે બાબતોનું વર્ણન કર્યું, તે સિવાયની તમામ બાબતોની મારી યાદગીરી માત્ર ભારેમાં ભારે દિલગીરીથી ભરેલી છે."

"બોલો, બોલો, બાઇ સાહેબ," "આલ્બર્ટ ભાન ભૂલ્યો હોય તેમ તેને વિનવવા લાગ્યો. "હું ઘણાજ આનંદથી સાંભળી રહ્યો છું. તમારા ઇતિહાસમાં મને ઘણો રસ પડે છે, માટે તેનું વર્ણન મહેરબાની કરીને આગળ ચલાવો."

જવાબમાં હૈદીએ એક દિલગીરી ભરેલું હાસ્ય કર્યું.

"ત્યારે મારી ભૂતકાલની વિપત્તિઓ અને દુઃખોનું વર્ણન મારા મુખેથી સાંભળવાની આપની ઇચ્છા છે?"

"હા, હા. મને તે જણાવવાને મારી તમને વિનંતિ છે."

"વારૂ ત્યારે, ધ્યાન દઇને સાંભળો. મારી ઉમ્મર માત્ર ચાર જ વરસની હતી, એવામાં એક દિવસ મારી માતાએ મને એકાએક

ભર ઉંઘમાંથી જગાડી. અમે તે વખતે "ચેનીના"ના રાજમહેલમાં હતાં. તેણે મને પથારીમાંથી એકદમ ઝડપથી ઉંચકી લીધી. મારી આંખો ખુલી ગઇ. તેનાં ચક્ષુ મને અશ્રુપૂર્ણ જણાયાં. તે બોલ્યા ચાલ્યા વગર જ મને લઇને ચાલતી થઇ. તેને આંસુ સારતી જોઇને હું પણ–માત્ર બાલક જ હોવાથી–રોવા લાગી. " છાની રહી જા બેટા." તે બોલી. બીજે સમયે તો મારી માતાનાં લાડ અગર ધમકીઓની જરાપણ દરકાર ન કરતાં મારી ગુસ્સાની અગર દિલગીરીની લાગણીને મારી મરજી મુજબ રૂદન કરીને હું વ્યક્ત કરતી, કારણ બાલક હમેશાં તુરંગી જ હોય છે. પણ જે વખત મારી માતાએ મને મૂગા રહેવાની આજ્ઞા કરી, તે વખતે તે એટલા બધા ભયભીત અવાજે બોલી કે તે અવાજ સાંભળતાંની સાથે જ હું તો શાંત થઇ ગઇ. તે મને લઇને જલદીથી ચાલવા લાગી. તે વખતે મેં જોયું કે, અમે એક મોટા જીના ઉપરથી ઉતરતાં હતાં. અમારી આસપાસ મારી માતાનાં બધાં દાસદાસીઓ હતાં. તેઓમાંના કોઇએ સોના મોહોરોની કોથળીઓ ઉંચકી હતી; કોઇકના માથા ઉપર દાગીનાની પેટીઓ હતી; તો કોઇના કબજામાં જવાહિર હતું. આ બધું લઇને તેઓ અતિભયથી નાસતાં હતાં. દાસીઓની પાછળ ભરેલી બંદુકો અને તમંચા સાથે હથીઆરબંધ અંગરક્ષકોની વાસ માણસોની એક ટુકડી ચાલતી હતી આ લોકોનો પહેરવેશ ગ્રીકનો હતો.

આ બધું ભયંકર અપશુકનથી પૂર્ણ હતું તે તમને સમજાયું જ હશે. "હૈદીએ ડોકું ધુણાવતાં કહ્યું. તે બનાવના સ્મરણ માત્રથી તેના મુખ ઉપરનો રંગ ઉડી ગયો. " આ બધા ગુલામો અને દાસીઓને પણ મારી માફક ભર ઉંઘમાંથી જાગ્રત થવાની ફરજ

પડી હતી. જીના ઉપરથી ઉતરતાં દિવાલ ઉપર ભયંકર છાયાઓ દેખાવા લાગી, અને મસાલોના અસ્થિર પ્રકાશમાં તે આમ તેમ હાલવા લાગી, અને છેવટે લાંબી થઈને ઉપરના ઘુમટસુધી પહોંચી.

"ચાલો, જલદી કરો." ચાલીમાંથી અવાજ આવ્યો જેવી રીતે ભયંકર વાવાઝોડા આગળ ગમે તેવાં મોટાં વૃક્ષો પણ નમી જાય છે, તેમ એ અવાજ આગળ સર્વ કોઇ નમી જવા લાગ્યું. હું તો તે અવાજ સાંભળીને થરથર કંપવા લાગી. એ અવાજ મારા પિતાનો હતો. સર્વની પાછળ તેઓ ચાલતા હતા. તેમણે પોતાનો બાદશાહી પોષાક પહેરી લીધો હતો. તમારા શહેનશાહ નેપોલીઅને તેમને એક નાની પણ સુંદર બંદુક ભેટ આપી હતી, તે બંદુક તેઓના હાથમાં હતી. તેઓ પોતાના માનીતા નોકર સલીમના ખભા ઉપર ટેકો રાખીને ચાલતા હતા. ભરવાડ જેવી રીતે પોતાના જાનથી પણ વહાલા પશુના ટોળાને પોતાની આગળ રાખી તેમના સંરક્ષણ માટે સાવચેતી રાખતો પાછળ ચાલે છે, તેવી રીતે મારા પિતા અમને સર્વને આગળ કરીને પાછળ ચાલતા હતા. મારા પિતા કોણ હતા તે શું આપને માલુમ છે? કદાચ નહિ હોય. વારૂ ત્યારે મહાશય, મારા પિતા–" હૈદીએ પોતાના પિતાનું ઓળખાણ કરાવતાં અતિશય મ[illegible] નું ઉંચું કરતાં કહ્યું. "મારા પિતા 'અલી તેબેલીન'નું ના[illegible] પણ મશહૂર છે. 'જેનીના'ના પાશા 'અલી તેબેલીન', કે જેના નામથી એક વખતે આખો યૂરોપ દેશ કંપતો હતો, અને જેના આગળ ટર્કીનું રાજસિંહાસન ડોલતું હતું, તેના નામથી ભાગ્યે જ કોઇ અજ્ઞાત હશે."

આવા મક્કમ અને મગરૂરી ભરેલા શબ્દો સાંભળીને આલ્બર્ટ કાંઇ કારણ સમજ્યા સિવાય એકાએક ચમકયો. તે વખતે હૈદીનાં

તેજ:પૂર્ણ ચક્ષુમાંથી એક પ્રકારનો ભયંકર પ્રકાશ નિકળતો તેને લાગ્યો. જે માણુસના ભયંકર મરણુની ખબરો સાંભળીને આખું યૂરોપ કંપી ઉઠયું હતું, તેજ માણુસનું સ્મરણુ કરાવતી આ યુવતી અત્યારે તેને કોઇ ભયાનક પિશાચને બોલાવતી એક જાદુગર જેવી લાગી.

"થોડી વાર પછી," હૈદીએ આગળ ચલાવ્યું. "અમે અટકયાં, અને જોયું તો એક સરોવર ઉપર અમે આવી પહોંચ્યાં હતાં. મારી માતાએ મને હૃદય સાથે દાબી. તેનું હૃદય ધડકતું હતું. થોડેક દૂર મારા પિતાને મેં આતુરતાથી આસપાસ દૃષ્ટિ ફેંકતાં જોયા. સરોવરમાં ઉતરવાનાં ચાર સંગેમરમરનાં પગથીઆં હતાં. ત્યાં એક હોડી તૈયાર હતી. અમે ઉભાં હતાં ત્યાંથી સરોવરના મધ્ય ભાગમાં એક નાના સરખા ટાપુ ઉપર એક મહેલ નજરે પડતો હતો. તે મને જરા વધારે દૂર હોય એમ લાગ્યું. આનું કારણુ અંધકાર હતું; કારણુ કે તેને લીધે બરાબર જોઇ શકાતું નહોતું.

"અમે હોડીમાં બેઠાં. હલેસાંનો જરા પણુ અવાજ થતો નહોતો; કારણુ તેને માટે ખાસ કાળજી પ્રથમથી જ લેવામાં આવી હતી. હોડીમાં ખલ ઉપરાંત મારી માતાની દાસીઓ, મારી માતા, હું, મારા પિતાજી, અને તેમનો નિમકહલાલ નોકર સલીમ એટલાં હતાં. અંગરક્ષકો પૂંઠેથી અમારૂં રક્ષણુ કરવા માટે પાછળ કિનારા ઉપર જ તૈયાર ઉભા હતા.

"પવન અનુકુળ હતો, એટલે અમારી હોડી ઘણી ઝડપથી ચાલી."

"હોડી આટલી બધી ઝડપથી કેમ ચાલે છે?" મેં મારી માતાને પૂછ્યું.

"ચુપ રહે, બેટા, ચુપ. અત્યારે આપણે છાનાંમાંનાં નાસી જવાનું છે."

"મને તો કાંઇ જ સમજ પડી નહિ. મારા પિતાને વળી નાસી જવાની જરૂર શી? મારા પિતા એટલા બધા શુરવીર અને સત્તા-સંપન્ન—જેમના આગળથી બીજાઓને નાસવું પડતું—જેમનાથી સર્વ કોઇ ભયભીત થતા અને કંપતા—તેમને વળી નાસવાનું કેવું? જેમનો મુદ્રા લેખજ "જેઓ મને ધિક્કારે છે તેઓ મારાથી ભય પામે છે અને કંપે છે." એવો હતો, એવા મારા પિતાને ચુપકીદીથી નાસી જવાનું કારણ શું?

"પણ ખરૂં જોતાં તો મારા પિતાને નાસી છૂટવાની જ જરૂર પડી હતી. તેનું કારણ મને તે વખતે ન સમજાયું પણ પાછળથી મેં શોધી કાઢયું છે. 'યેનીના'ના કિલ્લાનું રક્ષક સૈન્ય ઘણા લાંબા વખતની નોકરીથી કંટાળેલું હતું—"

આમ બોલતાં હૈદી અટકી અને મોન્ટેક્રિસ્ટો તરફ એક અર્થ-સૂચક દૃષ્ટિ ફેંકી. મોન્ટેક્રિસ્ટો પણ એ વર્ણન દરમ્યાન તેના મુખ સામે જ જોઇ રહ્યો હતો. પછી તે યુવતીએ કાંઇક સત્ય હકીકત છૂપાવતી હોય, અગર કાંઇક નવીન વાત બનાવીને કહેતી હોય, તેમ ધીમે ધીમે આગળ ચલાવ્યું.

"બાઇ સાહેબ, આપ એમ કહેતાં હતાં કે," આલ્બર્ટ જે ખાસ ધ્યાનથી સર્વ વાત સાંભળી રહ્યો હતો તેણે કહ્યું. "કે કિલ્લાનું રક્ષક સૈન્ય લાંબી નોકરીથી કંટાળી—"

"હા, હા. લાંબી નોકરીથી કંટાળી મારા પિતાને બંદીવાન કરવાના હેતુથી સુલતાને ખાસ મોકલેલા સેનાપતિ 'સીરા સ્કીઅર ખુરશીદ'ની સાથે મળી ગયું હતું. આથી જ અલી તેબેલીનને નાસી

જવાનો નિશ્ચય કરવો પડયો. મારા પતાની પાસે એક ફ્રેંચ અમલદાર હતો. તેના ઉપર મારા પિતાને ઘણો વિશ્વાસ હોવાથી તેને તેમણે સુલતાનની હુજુરમાં સંધિનું કહેણ લઇને મોકલ્યો, અને તે પછી આવા અણીના પ્રસંગ માટે જ ખાસ તૈયાર કરી રાખેલા ગુપ્ત સ્થાનમાં નાસી જવાની જરૂર જોઇ.

"વારૂ ત્યારે, પેલા ફ્રેંચ અમલદારનું નામ તો આપને યાદ હશે જ."

આ વખતે મોન્ટેક્રિસ્ટોએ હૈદીને કાંઇક આંખથી અણુસારો કર્યો, જે આલ્બર્ટના જોવામાં આવ્યો નહિ.

"ના," તેણે જવાબ આપ્યો. "અત્યારે તો મને કાંઇ યાદ આવતું નથી; પણ જો કદાચ હમણાં થોડીવારમાં યાદ આવશે તો આપને તે જણાવીશ."

આલ્બર્ટ પોતાનો પિતાનું નામ લેવા જતો હતો પણ એટલામાં મોન્ટેક્રિસ્ટોએ તેમ કરતાં તેને અટકાવ્યો. તેને પોતાની પ્રતિજ્ઞા યાદ આવી અને તે શાંત રહ્યો.

"ધીરે ધીરે અમે પેલા મેહેલમાં પહોંચ્યાં. તેના ભોંયતળીઆના ભાગમાં ટાપુમાંથી કોતરી કાઢેલી એક ગુફા હતી. આ ગુફામાં મને, મારી માતાને, અને અમારી દાસીઓને લઇ જવામાં આવ્યાં. અહિંઆં પ્રથમથી જ સંખ્યાબંધ સોના મહોરોની કોથળીઓ, અને દારૂ ગોળો ભરી રાખવામાં આવ્યો હતો. અમારૂં જર જવાહિર વિગેરે પણ અહિંઆં જ લાવવામાં આવ્યું.

"ગુફાના મુખ આગળ દારૂગોળાનો ઢગલો જ્યાં પડેલો હતો, તેની નજીકમાં મારા પિતાનો નિમકહલાલ માનીતો નોકર સલીમ પહેરો કરતો રાત દિવસ ઉભો રહેતો. તેના હાથમાં એક જામગરી

તૈયાર જ હતી. પિતાએ તેની સાથે એક સંજ્ઞા નક્કી કરી રાખેલી હતી, જે મળતાં જ સલીમે દારૂગોળાને જામગરી લગાડવાનો, અને પેલા ટાપુ અને તેની ઉપરના અંગરક્ષકો, દાસ દાસીઓ, ગુલામો, દ્રવ્યનો ખજાનો એટલું જ નહિ પણ અમને સર્વને તથા મારા પિતા અલી તેબેલીનને પોતાને પણ તે દારૂગોળા લગાડીને ઉરાડી મૂકવાનો તેને સખ્ત હુકમ મારા પિતાએ આપેલો હતો. મને ચોક્કસ યાદ છે કે બીચારા ગુલામો તો તેમની જીંદગી આવી અનિશ્ચિત સ્થિતિમાં આવી પડેલી જાણીને રાત દિવસ નિઃશ્વાસ મૂકવામાં રોવામાં, અગર પ્રભુની પ્રાર્થના કરવામાં પસાર કરતા હતા. પેલા સૈનિક ( સલીમ ) નો સફેદ પુણી જેવો થઇ ગએલો ચ્હેરો અને તેની બ્હીહામણી અને બ્હાવરી આંખો તો મારાથી કદી પણ ભૂલી શકાય તેમ નથી. અરે, એટલું જ નહિ, પણ મારા મરણ બાદ પરલોકમાં પણ હું સલીમને જરા પણ અડચણ પડય જાય તુરત જ ઓળખી કાઢી શકીશ. આવી સ્થિતિમાં અમે કેટલા દિવસ પસાર કર્યા હશે તે મારાથી કહી શકાય તેમ નથી. કારણ વખત એ શું ચીજ છે તેની મને તે વખતે કાંઇ પણ સમજ ન હોતી. મારા પિતા તો તે મકાનની અગાસી ઉપર જ ઘણો ખરો વખત ગાળતા. કોઇક કોઇક વખત તેઓ મને તથા મારી માતાને પોતાની પાસે બોલાવતા. તેવા પ્રસંગો અમારે તો અતિ આનંદના હતા; કારણ કે ગુફામાં તો ગુલામોનાં બિહામણાં મુખ અને સલીમની જામગરી સિવાય બીજું કાંઇ જ નજરે પડતું નહિ. મારા પિતા અતિ આતુર દૃષ્ટિથી ક્ષિતિજમાં જોઇ રહેતા. સરોવર ઉપર કાંઇ પણ છાંયો કે ઓળો જણાય છે કે કેમ તે ઘણી બારીક દૃષ્ટિથી વારંવાર તપાસતા. આ વખતે મારી માતા તેમના પડખામાં તેમના ખભા ઉપર પોતાનું માથું

ટેકવીને આડી પડતી. હું મારા પિતાના આગળ રમતી. જે કાંઇ ચીજ નજરે પડતી તે આનંદથી નિહાળી રહેતી. બાલ્યાવસ્થાજ એવી છે કે નિરૂપયોગી અને બિન મહત્વની ચીજોમાં પણ તે અવસ્થામાં કાંઇક અલૌકિક સૌન્દર્ય અને મહત્વ જણાય છે. જગતનાં અનુભવી મનુષ્યો જે ચીજોને તુચ્છકારે છે, તેમાં નિર્દોષ અને નિ:સ્વાર્થી બાલકને નૂતનતાને લીધે કાંઇક અજાયબી અને આનંદ લાગે છે. એક બાજુએ પીન્ડસના પહાડની ટેકરીઓ આવી રહેલી હતી. બીજી બાજુએ ‘ યેનીના’નો કિલ્લો સરોવરનાં પાણીમાંથી ડોકીયાં કરી રહ્યો હતો.

“ એક દિવસે સવારમાં મારા પિતાએ અમને બોલાવ્યાં. તેની આગલી રાત્રે મારી માતાએ આખી રાત્રી રૂદનમાં જ પસાર કરી હતી. તેની અવસ્થા ઘણીજ દુ:ખદ હતી. મારા પિતા શાંત હતા પણ તેમનું મુખ ફીક્કું પડી ગયું હતું.

“ [illegible]ી, હિંમત રાખ.” તેમણે કહ્યું. “ આજે શહેનશાહ સુલતાનનું ફરમાન આવી પહોંચવાનો સંભવ છે, અને મારૂં નસીબ જે તે કાંઇક આજે નક્કી થશે. જો મને સંપૂર્ણ માફી આપવામાં આવશે, તો આપણે વિજયથી આનંદમાં યેનીનાના કિલ્લામાં પાછાં ફરીશું; પણ જો અપશુકનના જ સમાચાર મળશે, તો આપણે આજે રાતના નાસી જવાની જરૂર પડશે. ”

“ પણ ધારો કે આપણા દુશ્મનોએ આપણને નાસી છૂટવાની તક ન આપી તો ? ” મારી માતાએ પૂછ્યું.

“ અરે એ બાબતની તારે ચિન્તા ન કરવી. ” મારા પિતાએ હસતાં હસતાં કહ્યું. “ સલીમ જામગરી લઇને ચોવીસે કલાક તૈયાર જ ઉભો છે. તેઓ મને મરેલો જોઇને આનંદ પામશે; પણ જીવના જોખમે મને પકડવાને ધસારો કરે તેમ નથી. ”

" આ દિલાસાના શબ્દો સાંભળીને મારી માતાએ નિઃશ્વાસ જ મૂકયો. તેણે મારા પિતાને માટે બરફ નાંખી શરબત તૈયાર કર્યો; કારણ અહિં આવ્યા પછી સતત ચિન્તા અને ઉજાગરા તથા માનસિક ઉદ્વેગના પરિણામે મારા પિતાને વારંવાર સખત તાવ ચઢી આવતો અને પાણીનો શોસ ઘણો પડતો. પછી તેણે તેમની દાઢીને અત્તર લગાડયું, અને તેમનો હુકકો ભરી આપ્યો. કેટલીક વખત તો તે કલાકોના કલાકો સુધી હુકકો ગગડાવતા, અને તેમાંથી નિકળતા ધુમાડાના ગોટા તરફ જોઇ રહેતા. આવી રીતે અમે બેઠાં હતાં એવામાં એકાએક તેઓ ચમકીને ઉઠી ઉભા થયા. હું તો આ જોઇને જ્યાં હતી ત્યાંજ ભયથી ઠરી ગઇ. પછી જે પદાર્થ ઉપર તેમની દૃષ્ટિ પડી હતી, તેના તરફથી જરાપણ નજર ફેરવ્યા સિવાય તેમણે પોતાની દુર્બીન માગી. મારી માતાએ તે આપી. તે તો જે આરસના સ્તંભને અઢેલી ઉભી હતી, તેના કરતાં પણ વધારે સફેદ ફીક્કી થઇ ગઇ.

" મારા પિતાનો હાથ ધ્રુજતો હતો.

" અરે આ તો એક હોડી જણાય છે–એક–બે–ત્રણ–" મારા પિતા બબડયા. "અરે એટલામાં આ ચોથી હોડી આવતી જણાય છે."

" તે પછી તેમણે હાથમાં તમંચા લીધા.

" વાસીલીકી, " તેમણે કહ્યું. તેઓનું શરીર ભય તેમજ ક્રોધથી કંપતું હતું. " હવે બધું નકકી થઇ જવાનો સમય આવી લાગ્યો છે. અડધા જ કલાકમાં મારા માલીક–સુલતાનનો જવાબ આપણે સાંભળીશું. હવે તું હૈદીને લઇને ગુફામાં પાછી ચાલી જા. "

" હું તો તમારી બાજુમાંથી ખસવાની નથી. " મારી માતાએ

જવાબ આપ્યો. "મારા નાથ ! મારા સ્વામી ! જો આપનું અવસાન થશે તો હું પણ આપની સાથે જ મરીશ !"

"નહિ, નહિ, હમણાં તો તું ગુફામાં સલીમની પાસે ચાલી જા." મારા પિતાએ ફરીથી કહ્યું.

"સ્વામીનાથ, હું અહિંથી જનાર નથી." મારી માતાએ દૃઢતાથી જવાબ આપ્યો.

"અરે કોઇ હાજર છે કે ? બેગમ સાહેબને અહિંથી ગુફામાં લઇ જાઓ." મારા પિતાએ પોતાના અંગરક્ષકને બોલાવીને હુકમ કર્યો.

"આ બધા ગભરાટમાં મને તો ભૂલી જવામાં જ આવી હતી. હું મારા પિતાના તરફ દોડી. તેમણે પ્હોળા હાથ કરીને, તેમને ભેટવા દોડી આવતી જોઇને મને પોતાના બે હાથથી ઉંચકી બાથમાં ઘાલીને એક અતિગાઢ આલિંગન આપ્યું, અને સ્નેહથી ચુંબન કર્યું. અરે, મારા પિતાનું તે ચુંબન હજી પણ સ્પષ્ટ રીતે મને યાદ છે ! અરે, હજી પણ મારા ગાલ અને કપાલ ઉપર તેમના હોઠના સ્પર્શનો મને ભાસ થાય છે. તે પછી અમને મા-દીકરીને મારા પિતાએ ત્યાંથી પરાણે પરાણે વિદાય કર્યાં. નીચે ઉતરતાં જાળીમાંથી કેટલીક હોડીઓ આવી પહોંચતી અમે સ્પષ્ટ જોઇ. પ્રથમ તો તે દુરથી કાંઇક કાળા ડાઘા જેવી લાગતી. હમણાં તો જાણે સરોવરના પાણી ઉપર તરતાં પક્ષીઓ જેવી દેખાતી હતી.

"આ વખતે મારા પિતા જ્યાં બેઠેલા હતા ત્યાં પાસે જ તેમના આશરે વીસેક અંગરક્ષકો છૂપાઇ ગયા, અને આતુરતાથી પેલી હોડીઓની આવી પહોંચવાની રાહ જોવા લાગ્યા. તેઓ નાના પ્રકારનાં હથીઆરોથી સજ્જ હતા. મારા પિતાએ ઉઠીને આમતેમ ફરવા માંડ્યું. તેઓ વારંવાર ઘડીઆળ સામે જોતા. તેમનું મુખ

અતિ ચિન્તાતુર હતું. નીચે ઉતરતાં ઉતરતાં આવો દેખાવ મારા જોવામાં આવ્યો. પછી અંધારી ગલીમાં થઇને મારી માતા અને હું પેલી ગુફામાં પહોંચ્યાં. સલીમ તેની જગાએ પહેરા ઉપર હતો જ. અમને જોઇને તેણે એક દિલગીરી ભરેલું હાસ્ય કર્યું. અમે પણ ગુફાના અંદરના ભાગમાંથી ગાદી તકીયા બ્હાર મંગાવી સલીમની પાસે જ બેઠાં. આફતના સમયમાં ખરા મિત્ર હોય તે જ એક બીજાને વળગી રહે છે. હું જો કે તે વખતે તદ્દન બાલક હતી, તોપણ અમારા માથા ઉપર કોઇ ભયંકર આફત આવી પડવાની તૈયારીમાં હતી, એમ મને ચોકકસ સમજાયું હતું. ”

‘યેનીના’ના પાશા ( જેઓ વજીરની ઉપાધિથી ઓળખાતા હતા. ) ની પડતી અને જીંદગીની છેવટની અવસ્થાનું વર્ણન બીજા માણસોના મુખેથી આલ્બર્ટે ઘણી વખત સાંભળ્યું હતું; પરંતુ તેના પિતાને તો કોઇ દિવસ તે વિષય ઉપર એક શબ્દ પણ ઉચ્ચાર કરતાં તેણે સાંભળ્યા નહોતા; તેમ છતાં હૈદીના મુખેથી તેજ ઇતિહાસ સાંભળતાં તેમાં તેને કાંઇક નવિનતા લાગી. વર્ણનને અનુસરતો તે યુવતીનો કંઠ અને તેનું ખેદપૂર્ણ દયાજનક મુખ જોઇને તેના હ્રદયમાં એકી વખતે આનંદ અને ભય પેદા થયાં.

હૈદી થોડીવાર બોલતી બંધ પડી ગઇ. ભૂતકાલનાં દુઃખ અને વિપત્તિઓનાં સ્મરણથી તેનું હૈયું ભરાઇ આવ્યું હતું. તેણે પોતાનું માથું હાથ ઉપર ટેકવ્યું હતું, અને તે વાવાઝોડાના ઝપાટા આગળ નમી ગએલા એક સુંદર પુષ્પ જેવું દિસતું હતું. તેની દૃષ્ટિ હવામાં રહી હતી. તે ઉપરથી એમ સમજાતું હતું કે તે તો તે વખતે પોતાના મગજમાં પીન્ડસ પહાડનાં હરીઆળાં શિખરો અને ‘યેનીના’ના સરોવરના પાણીનું જ ચિત્ર જોઇ રહી હતી. એક જાદુઇ

આયનાની માફક તેણે દોરેલું ગમગીની ભરેલું ચિત્ર મગજ આગળ ખડું થયું. મોન્ટેક્રિસ્ટો કાંઇક અવર્ણનીય દયા અને રસપૂર્ણ દૃષ્ટિથી હૈદી તરફ જોઇ રહ્યો હતો.

" ચાલો, ચાલવા દો, આગળ. " તેણે કહ્યું.

મોન્ટેક્રિસ્ટોના ગંભીર અવાજને લીધે જાણે સ્વપ્નમાંથી જાગ્રત થઇ હોય, તેમ વિચારવમળમાંથી જાગ્રત થઇને હૈદીએ પોતાનો ઇતિહાસ પાછો આગળ ચાલુ કર્યો.

" સાંજના ચાર વાગ્યાનો સુમાર થયો હતો. બ્હાર તો સૂર્યનો પ્રકાશ ચારે તરફ ફેલાઇ રહ્યો હતો, પણ ગુફામાં તો અંધકાર જ હતો. ત્યાં તો માત્ર જે કાંઇ એક પ્રકાશ હતો તે સલીમની મસાલનો જ હતો. મારી માતા ક્રિશ્ચિઅન હતી. તેણે ઘુંટણીએ પડી પ્રાર્થના કરવા માંડી.

" સલીમ વારંવાર 'અલ્લા હો અકબર ! 'નો બૂમો પાડતો.

" આવી સ્થિતિમાં પણ મારી માતાને કાંઇક હજી આશા હતી. નીચે ઉતરતાં ઉતરતાં તેણે મારા પિતાના એક ફ્રેંચ અમલદારને દીઠો હતો. મારા પિતાનો તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો, અને તેમણે તેને સુલતાનની પાસે મોકલ્યો હતો. કારણ કે તેમને મનાં એવી ખાત્રી હતી કે ફ્રેંચ શહેનશાહતના બધા સૈનિકો ઉદાર દિલના ઉમદા માણસો હતા. થોડી વાર પછી તે ફરીથી પાછી જીના આગળ ગઇ અને કાન દઇને સાંભળવા લાગી.

" અરે તેઓ આવી પહોંચ્યા છે. " તે બબડી. " તેઓ કદાચ સલાહ શાંતિનો સંદેશો લાવ્યા હશે, અને આપણને સુખ અને સ્વતંત્ર પાછાં મળશે. "

" હજુર, આપ શા માટે ભય રાખો છો ? " સલીમ બોલ્યો.

" સુલેહનો સંદેશો નહિ લખે, તો આપણે યુદ્ધને માટે તૈયાર જ છીએ. તેઓ જો આપણને જીવિતદાન નહિ આપે તો કાંઇ ચિન્તા નહિ, આપણે તેમને મૃત્યુનું દાન આપીશું. "

" આમ બોલતાં તેણે પોતાની મસાલ જરા સતેજ કરી. સલીમની વાત સાંભળીને મને ઘણો ભય ઉપજ્યો તેની હિંમત મને મૂઢ પશુબલની જ લાગી. દારૂગોળા અને અગ્નિથી અમારે મૃત્યુ માટે તૈયાર રહેવાનું હતું, એ વિચારથી હું તો ભયથી મૂઢ બની ગઇ, અને થરથર કંપવા લાગી. મારી માતાના મનની પણ તેવીજ સ્થિતિ હતી. તે પણ કંપતી હતી. "

" બા, બા, આપણને શું મારીજ નાંખશે ? " મે રડતાં રડતાં પૂછ્યું.

" મારૂં રૂદન સાંભળતાં જ બધા ગુલામો રોવા અને બરાડા પાડવા લાગ્યા.

" દિકરી, " મારી માતાએ મારે માથે હાથ ફેરવતાં કહ્યું. " તું આજે જે મૃત્યુથી આટલી બધી ભયભીત થઇ ગઇ છે તે મૃત્યુને આવકાર આપતાં પરમાત્મા તને બચાવે ! "

" પછી પોતાના સ્વામીએ સલીમને શું ફરમાન કર્યું હતું એમ ધીમેથી તેને પૂછવા લાગી.

" જો માલીક પોતાની કટાર-ખંજર મને મોકલશે તો મારે એમ સમજવાનું છે કે સુલતાનનો માફી આપવાનો વિચાર અગર શુદ્ધ દાનત નથી; અને તેમ થાય તો આ દારૂ ગોળાને આગ લગાડવાનો મને સખ્ત હુકમ છે. પણ તેથી ઉલટ જો તે પોતાની સીલ-મોહોર મોકલશે, તો મારે એમ સમજવાનું છે કે સુલતાને માફી

બક્ષી છે, અને તે સંજોગોમાં દારૂગોળાને જેમનો તેમ રહેવા દેવો, અને મસાલ બુઝાવી નાંખવી, એવું મને ફરમાન છે."

"દોસ્ત," મારી માતાએ સલીમને આજીજી કરીને કહ્યું. "જ્યારે આપણા માલીકનું ફરમાન આવે અને જો તેઓ પોતાની કટાર મોકલે તો અમને બન્ને જણને આગથી બાળી મૂકવાને અગર દારૂગોળાથી ઉરાડી મૂકવાને બદલે તેજ કટારથી અમને તું પ્રથમ આ ફાની દુનિયામાંથી વિદાય નહિ કરી દે ? કારણ અમને આગથી મરવાનો ઘણો ભય લાગે છે."

"જી, હા. આપની મરજી તેવી છે તો તેમ. આપના ફરમાન પ્રમાણે કરીશ." સલીમે શાંત અવાજે જવાબ આપ્યો.

"એટલામાં તો અમે મોટી બૂમો સાંભળી. આ બૂમો હર્ષનાદની હતી. જે ફ્રેંચ અમલદાર સુલતાનની પાસે જઇને આવ્યો હતો, તેનું નામ ચારે બાજુએ ગાજી રહ્યું. આ ઉપરથી એમ સમજાયું કે તે સુલતાનનો સંદેશો લઇ આવ્યો હતો, અને તે લાભદાયક હતો.

"વારૂ, પણ હજી પણ આપને તે ફ્રેંચ અમલદારનું નામ યાદ આવતું નથી શું ?" આલ્બર્ટે હૈદીને પૂછ્યું.

મોન્ટેક્રિસ્ટોએ તેને શાંતિ રાખવા કહ્યું.

"ના, ના. મને તે યાદ નથી. હું તે જાણતી નથી." હૈદીએ જવાબ આપ્યો.

"બૂમોનો અવાજ વધવા લાગ્યો. પગલાં પાસે આવી પહોંચવાનો અવાજ સંભળાવા લાગ્યો. તેઓ ગુફામાં દાખલ થવાનો જીનો ઉતરતા હતા.

"સલીમે મસાલ બરાબર તૈયાર કરી.

"એટલામાં ગુફાના દ્વાર આગળ એક મનુષ્ય આવી પહોંચેલો દેખાયો."

"અરે કોણ છે રે?" સલીમે બરાડ પાડીને પૂછ્યું. "ખબરદાર! એક ડગલું પણ આગળ ભર્યું છે તો માથું ધડ ઉપરથી નીચે. પડશે."

"સુલતાનની જય! સુલતાન ઘણું જીવો!" પેલાએ જવાબમાં પોકાર કર્યો. "સુલતાને વજીર અલી તેબેલીનને સંપૂર્ણ અને બીન શરતી માફી બક્ષી છે; એટલું જ નહિ પણ તેમની જમીન જાગીર અને માલ મિલકત વિગેરે સર્વ પાછું આપ્યું છે!"

"મારી માતા તો હર્ષઘેલી થઇ ગઇ, આનંદમાં હર્ષનાદ કરવા લાગી, અને મને છાતી સરસી ચાંપવા લાગી."

"બસ કરો હમણાં! ચુપ રહો!" સલીમે બરાડ પાડી. "હજી મને માલીકની મોહોર મળી નથી"

"હા, હા; ખરી વાત." મારી માતા અટકી અને બોલી અને ઘુંટણીએ પડીને પ્રભુની પ્રાર્થના કરતાં મને પોતાના હાથમાં ઉંચકીને ઉંચે આકાશ તરફ ધરી. જાણે કે તે મને સંરક્ષણ માટે ખરેખરજ પરમાત્માના હાથમાં સોંપતી હોય!"

આ વખતે વાત દરમ્યાન બીજી વખત હૈદીનું હૈયું ભરાઇ આવ્યું, અને તે એકાએક વર્ણન કરતાં અટકી પડી. તેના કપાલ ઉપર બધે પ્રસ્વેદનાં બિંદુઓ છવાઇ રહ્યાં. મુખ ફીક્કું પડી ગયું અને અવાજ ગળામાં ગુંગળાવા લાગ્યો. તેનો કંઠ અને હોઠ સૂકાઇ ગયા. મોન્ટેક્રિસ્ટો તુરત જ ઉઠયો, અને એક પ્યાલામાં બરફવાળો શરબત તેના મુખ આગળ ધર્યો. પછી જરા મમતા ભરેલા અવાજે તેને આજ્ઞા કરીઃ "હિંમત રાખ." હૈદીએ પોતાની આંખો લુછી નાંખી, અને આગળ ચલાવ્યું. "એટલા વખતમાં તો અમારી આંખો અંધકારથી ટેવાએલી હોવાને લીધે અમે પાશા તરફથી સંદેશો લઇ આવનારને ઓળખ્યો. તે અમારા પક્ષનો

જ–મિત્ર હતો. સલીમે પણ તેને પિછાન્યો; પણ તે બ્હાદૂર સૈનિક તો એકજ ફરજ સમજતો હતો, અને તે માત્ર પોતાના માલીકના ફરમાનને માન આપવાની જ.

"તું કોના તરફથી આવ્યો છે?" સલીમે તેને પૂછયું.

"આપણા માલીક અલી તેબેલીન તરફથી."

"વારૂ જો તું તેમના તરફથી આવ્યો હોય તો તારે શું લઈને આવવાનું છે, તે તને ખબર હોવી જ જોઈએ?" સલીમે ફરીથી પૂછયું.

"હા," પેલાએ જવાબ આપ્યો. "હું આ મોહોર લાવેલો છું."

"આમ બોલીને પેલી નિશાની બતાવવાને તેણે હાથ ઉંચો કર્યો. પણ તે જરા દૂર ઉભેલો હતો, અનેક એટલે દૂરથી સલીમથી જોઈ શકાય તેમ નહોતું, એટલે તેને તે નિશાની બરાબર દેખાઈ નહિ.

"તારા હાથમાં શું છે તે મને સમજાતું નથી." સલીમે કહ્યું.

"ત્યારે પાસે આવ! પેલાએ જવાબ આપ્યો "અથવા તું કહે તો હું તારી પાસે આવું."

"એ બેમાંની એક પણ વાત બને તેમ નથી." સલીમે જવાબ આપ્યો. "એ વસ્તુ તું પણે આગળ જમીન ઉપર મૂકી જા, અને ત્યાંથી દૂર થા એટલે હું તેને બરાબર તપાસી જાઉં."

"વારૂ લે તેમ." આમ કહીને સલીમે બતાવેલી જગાએ તે વસ્તુ મૂકીને તે દૂર જઈને ઉભો.

"અરે આ વાત દરમ્યાન અમારાં હૈયાં કેવાં ધડકતાં હતાં! કારણ કે જમીન ઉપર ખરેખર એક વીંટી પડેલીજ હતી. પણ તે વીંટી મારા પિતાની મોહોરની વીંટી હતી કે કેમ તે પ્રશ્ન હતો.

"સલીમ હાથમાં મસાલ અને જામગરી સાથેજ ગુફાના દ્વાર તરફ ગયો અને વીંટી ઉપાડી લીધી.

"હા, હા, બરાબર છે." તેણે તે મોહોર લઇને તેને માન પૂર્વક માથે અરાડી ચુંબન કર્યું. "આ મોહોર તો મારા માલીકની ખરી જ." આમ કહીને તેણે પેલી જામગરી જમીન ઉપર નાંખી દીધી અને પગ વડે બૂઝાવી નાંખી.

"પેલા દૂતે આનંદથી હર્ષનાદ કર્યો અને તાળી પાડી. આ સંજ્ઞા સાંભળતાંની સાથેજ સેનાપતિ કુરશીદના ચાર સૈનિકો એકા-એક અંધકારમાંથી ધસી આવ્યા, અને સલીમ એક સાથે પાંચ ભયંકર ઘાનો ભોગ થઇને જમીન ઉપર પટકાઇ પડયો. દરેકે તેને જુદા જુદા ઘા કર્યા, અને આ દુષ્ટ કૃત્યમાં વિજય મળવાથી ભયથી ધ્રુજતા છતાં ગુફામાં બીજો કાંઇ આગનો ભય હતો કેમ તેની તેમણે બારીક તપાસ કરી. આ પછી સોના મોહોરોની કોથળીઓ જોઇને તેના ઉપર તેઓ આળોટીને આનંદ માનવા લાગ્યા.

"આ ગરબડ દરમ્યાન મારી માતાએ મને ઉંચકીને બાથમાં ઘાલી, અને બધાની નજર ચુકાવી આડીઅવળી ગલીગુંચીઓ અને રસ્તાઓમાં થઇને અમે મેહેલના એક ખાનગી છૂપા જીના આગળ આવી લાગ્યાં. અહિંઆં તો એક ભયંકર મારામારી અને ગભરાટનો દેખાવ નજરે પડયો. નીચેના બધા ઓરડાઓ કુરશીદના સૈનિકોથી ભરાયેલા હતા. તેઓજ અમારા શત્રુઓ હતા, એ જણાવેલું છે જ. મારી માતા એક ઓરડાની નાની સરખી બારી ઉઘાડવા જાય છે, એટલામાં તો અમે મારા પિતાને ભયંકર અવાજથી બોલાબોલ કરતાં સાંભળ્યા. મારી માતાએ ફાટમાંથી જોવા માંડયું. એક બીજા કાણામાંથી મેં પણ તે બંધ ઓરડામાં નજર કરી અને ત્યાં શું ચાલી રહ્યું હતું તે જોયું.

"તમે કોણ છો ? અહિં શા માટે આવ્યા છો ?"

"મારા પિતાએ પોતાની આગળ એક કાગળ બતાવતા ઉભેલા કેટલાક ખૂનીઓને પૂછ્યું. કાગળ ઉપર મોહોર શીક્કો હતાં.

"અમે કેમ અહીંઆં આવ્યા છીએ ?" પેલાઓ જવાબ આપતાં સામો પ્રશ્ન કર્યો. "અમે જહાંપનાહ ખુદાવિંદ સુલતાન સલામતનું ફરમાન લઇને આવેલા છીએ. આ ફરમાન તમને દેખાય છે કે નહિ ?"

"હા, હું જોઉં છું." મારા પિતાએ જવાબ આપ્યો.

"વારૂ ત્યારે વાંચો. તેઓ નામદારે તમારૂં શિર લાવીને હાજર કરવાની અમને આજ્ઞા કરી છે."

"જવાબમાં મારા પિતાએ એક ભયંકર અટ્ટહાસ્ય કર્યું. આ હાસ્ય ધમકી કરતાં પણ વધારે હતું. એટલામાં પિસ્તોલના બે અવાજ થયા. ત્યાં સુધી મારા પિતાએ હસવાનું બંધ કર્યું નહિ. અવાજ તેમણે પોતેજ કર્યા હતા. ખૂનીઓમાંના બે જણા જમીનદોસ્ત થયા.

"પિસ્તોલના અવાજ સાંભળતાંની સાથે મારા પિતાના અંગરક્ષકો પોતાના ગુપ્ત સ્થાનમાંથી દોડી આવ્યા, અને તેમણે પણ અવાજ કર્યા. ઓરડો આગ અને ધુમાડાથી ભરાઇ ગયો. એટલામાં બીજી બાજુએથી ભડાકાના અવાજ થઇ રહ્યા.

"અહા ! હા !" ચારે બાજુથી છુટતી ગોળીઓથી ઘેરાએલા વડા વજીર–મારા પિતા કેવા શૌર્યવાન દેખાતા હતા ! તેમના હાથમાં તેમની કટાર હતી. તેમનું મુખ દુશ્મનોના દારૂ ગોળાના ધૂમાડાથી બ્હીહામણું થઇ ગયું હતું. તેઓ ચારે બાજુએ શત્રુથી ઘેરાએલા હતા. શત્રુઓની સંખ્યા પણ ઘણી મોટી હતી. મારા પિતાને બચવાનો એક પણ રસ્તો નહોતો છતાં એવા સમયે પણ શત્રુઓ તેમનાથી

થર થર થર કંપતા હતા, અને જે તરફ તેઓ વળતા ત્યાંથી ઉભી પૂંછડીએ નાસતા હતા. અત્યારે તેઓ ચારે બાજુએ શિકારીઓથી ઘેરાએલા વનરાજ–સિંહના જેવા દેખાતા હતા.

"સલીમ, સલીમ, દગો, દગો." તેઓએ બરાડ મારી. "સલીમ મારો હુકમ અમલમાં મૂક"

"સલીમ તો કયારનોએ ખુદાના દરબારમાં પહોંચી ગયો છે, અને તારૂં હવે આવી બન્યું છે." એક ખુણામાંથી અવાજ આવ્યો. એટલામાં ભયંકર ધડાકા સાથે તે ઓરડાના તળીઆનો કેટલોક ભાગ તુટી પડયો. શત્રુઓ નીચેથી ગોળા ચલાવતા હતા. મારા પિતાના અંગરક્ષકો એક પછી એક ઘવાઇને પડવા લાગ્યા.

"મારા પિતા મોટેથી ગર્જના કરવા લાગ્યા. તેમણે તળીઆનાં કેટલાંક પાટીઆં ઉખાડી નાંખ્યાં; પણ તુરતજ નીચેથી પચીસેક ગોળીઓ છૂટી, અને તેના ભડકાથી આસપાસના પડદાઓ સળગી ઉઠયા. આ ભયંકર ચીચીયારી અને કાપાકાપીમાં બીજા બે અવાજ અને બે કારમી ચીસો સંભળાઇ. આ બે ગોળીઓ મારા પિતાને વાગી હતી. તે જીવલેણ થઇ પડી. ચીસો તેમનીજ હતી. આટલું છતાં તેઓ એક નાની બારી ઝાલીને ઉભા હતા. મારી માતાએ બારણાને ઉપરા ઉપરી ધક્કા માર્યા. તેની ઇચ્છા અંદર જઇને મારા પિતાની બાજુમાંજ જીંદગી પુરી કરવાની હતી. પણ દૈવને દયા નહોતી. બારણું અંદરથી બંધ હતું, અને મારી માતા જેવી એક સુકોમલ અબલા તે તોડી નાંખવાને અશક્ત હતી.

"મારા પિતાની આસપાસ તેમના અંગરક્ષકો મરેલા, મરતા, અને ભયંકર રીતે ઘવાએલા પડયા હતા. માત્ર બે ત્રણને જ ઓછી ઇજા થએલી હતી. તેઓ બારીઓમાંથી કુદી પડીને નાસી જતા હતા એટલામાં તો આખો માળ તુટી પડયો. મારા પિતા બારી ઝાલીને

ટકી રહ્યા. એટલામાં વીસ પચીસ ખુનીઓએ તેમના ઉપર મારો ચલાવ્યો. એકજ માણુસના ઉપર એકીજ વખતે એક સામટા વીસ ઘા પડયા. આ રાક્ષસોની ગોળીઓની આગ અને ધૂમાડામાં મારા પિતા અદૃષ્ય થઇ ગયા. તેમના પગ આગળ જાણે કે એકાએક દોજખ—જાન્હમની અગ્નિની ખાડીનાં દ્વાર ખુલી ગયાં હોય એવો દેખાવ થઇ રહ્યો. હું પણ જમીન ઉપર પડી; કારણ મારી માતાને મૂર્છા આવી ગઇ, તેથી તે મને લઇને પટકાઇ પડી."

હૈદીથી હવે વધારે સહન થાય તેમ નહોતું. તેના હૃદયમાંથી એક હાય નિકળી ગઇ, અને પોતાના શેઠના હુકમ પ્રમાણે બધું વર્ણન પૂરૂં થઇ ગયું હતું, એવું જણાવવા તેના તરફ દયાજનક દૃષ્ટિથી તેણે જોયું. મોન્ટેક્રિસ્ટો સમજી ગયો. તેણે હૈદીની પાસે જઇ તેના માથા ઉપર હાથ ફેરવ્યો, તેનો હાથ પોતાના હાથમાં લઇને ચુંબન કર્યું, અને ઘણી માયાથી કહ્યું:—

"શાંત થા. તારો શોક મનમાં શમાવી દે. પરમાત્મા દગાખોરોને સજા કર્યા સિવાય કદી રહેનાર નથી, એ બરાબર યાદ રાખ. ઇશ્વર દયાળુ છે, અને વળી ન્યાયી પણ છે. માટે ધૈર્ય રાખ."

"કાઉન્ટ, આ તો અતિ ભયંકર ઇતિહાસ છે." આલ્બર્ટે હૈદીના મુખ ઉપરની ફીક્કાશ નિહાળી રહેતાં કહ્યું. "મને એમ સ્વપ્ને પણ ખ્યાલ નહિ કે મારી વિનંતિ આટલી બધી અવિચારી નિવડશે. મારી નિર્દયતા માટે મને શરમ લાગે છે."

"અરે એમાં કાંઇ નથી!" મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. પછી પેલી યુવતીનો ખભો થાબડતાં તે બોલ્યો:—

"હૈદીની હિંમત હજી તમે જોઇ નથી. અરે કેટલીક વખત તો તેના ભૂત કાલના દુઃખના વર્ણનથી તેને કેટલો દિલાસો અને વિસામો મળે છે."

"હા, હા. મારા માલિક કહે છે તે સત્ય છે." હૈદીએ તુરતજ ઉમેર્યું. "તેનું કારણ એવું છે કે મારી આફતોનું જ્યારે મને સ્મરણ થાય છે, ત્યારેજ મારા પ્રભુની–મારા માલિકની ભલાઇ મને બરાબર સમજાય છે. મારા માલિકે મને જે સુખ અત્યાર સુધી આપ્યું છે, અને હજી પણ આપે છે, તે સુખનું મને ત્યારેજ બરાબર ભાન થાય છે; અને મારા સ્વામી–મારા પ્રભુની દયાની ખરી કિંમત હું સમજી શકું છું."

આલ્બર્ટે તેની તરફ જીજ્ઞાસાથી જોયું, કારણ હજી તેને જે બાબત ખાસ જાણવાની ઇચ્છા હતી તે તેના જાણવામાં આવી નહોતી. હૈદી મોન્ટેક્રિસ્ટોની ગુલામ શી રીતે થઇ તે જાણવાને તે તલપાપડ થઇ રહ્યો હતો. આ બન્ને ગૃહસ્થોના મુખ તરફ દષ્ટિ કરતાં તેમના મનના હેતુ હૈદી સમજી ગઇ. તે બોલી:—

"જ્યારે મારી માતા જાગ્રત થઇ, ત્યારે અમને પેલા સેનાપતિના આગળ લઇ જવામાં આવ્યાં."

"અરે, મારો જલદીથી શિરચ્છેદ કરો. આ ફાની દુનિઆમાંથી વિદાય કરવાની દયા કરો." મારી માતાએ તેના પગે પડતાં આજીજી કરી. "મને એકદમ મરાવી નાંખો, પણ વડા વજીર મહાન અલી તેબેલીનની વિધવાની લાજ રાખો! મારી આબરૂ બચાવો!"

"અરે મારા આગળ બકવાદ કરવાનું કારણ નથી." કુરશીદે જવાબ આપ્યો. દૈત્યોને દયા ન જ આવી.

"ત્યારે હું અનાથ કોને શરણે જાઉં?" મારી માતાએ કરગરીને પૂછ્યું.

"તારા નવા માલીકને!"

"અરે તે વળી કાણુ છે અને ક્યાં છે?"

"પેલા રહ્યો." એમ કહીને કુરશીદે એક માણુસના તરફ આંગળી બતાવી. મારા પિતાના ખૂનમાં આ માણુસેજ સાથી આગળ પડતો ભાગ ભજવ્યો હતો." હૈદીએ જરા ક્રોધયુક્ત અવાજે કહ્યું.

"ત્યારે તો તમે બન્ને માતા પુત્રી તે માણુસની માલકીમાં ગયાં?" આલ્બર્ટે પ્રશ્ન કર્યો.

"ના, ના." હૈદીએ જવાબ આપ્યો. "જો કે મારા પિતાના ખૂનમાં તેણે અગ્ર ભાગ લીધો હતો, એટલે અમારા ઉપર માલિકી તેને મળી હતી, તો પણ અમને ગુલામ તરીકે રાખી શકવાનું તેનું ગજું નહોતું. તેથી સુલતાનની રાજધાની કોન્સ્ટાન્ટીનોપલ તરફ જતા કેટલાક ગુલામના વેપારીઓને તેણે અમને માતા પુત્રીને વેચી દીધાં. આખા ગ્રીસમાં પગ રસ્તે ભટકતાં ભટકતાં એવી ગુલામી અવસ્થામાં અમે પેલા વેપારી સાથે રાજધાનીના દરવાજા આગળ આવી પહોંચ્યાં. આ વખતે દરવાજા આગળ લોકનું એક ટોળું ભરાએલું હતું. ટોળાએ અમારે માટે જવાનો રસ્તો કર્યો. અમે તેની વચમાંથી બીજા ગુલામો સાથે પસાર થતાં હતાં, એટલામાં ટોળાના લોકોનું ધ્યાન જે વસ્તુ તરફ ખેંચાઇ રહેલું હતું, તે દિશામાં મારી માતાની નજર ગઇ. એકાએક તે એક ભયંકર ચીસ પડીને જમીન ઉપર પડી. તેની આંગળી શહેરના દરવાજા ઉપર લટકાવેલા એક મનુષ્યના ડોકા તરફ હતી. આ શિર લટકતું હતું અને તેની નીચે એક પાટીઆ ઉપર આ શબ્દો લખેલા નજરે પડયાઃ—

"યેનીનાના પાશા અલી તેબેલીનનું મસ્તક!"

"મેં ચીચીઆરી કરી મૂકી, અને બેફાટ રોવા લાગી. મારી માતાને જમીન ઉપરથી ઉઠાડવાને માટે મેં પ્રયત્ન કર્યો, પણ તેણે તો મારા પિતાનું મસ્તક જોતાંજ આ દુ:ખી જીવનનો ત્યાગ કર્યો હતો. પછી મને ગુલામો વેચવાના બજારમાં લઇ જવામાં આવી. ત્યાંથી એક શ્રીમન્ત આર્મીનીઅને મને ખરીદ કરી. તેણે મને શિક્ષણ આપ્યું. મારૂં સ્વરૂપ, મારૂં બુદ્ધિચાતુર્ય, વિગેરે જોઇને તેણે વધારે નફો મેળવવાની લાલચે મારે માટે સારા સારા શિક્ષકો રાખ્યા. આ રીતે મને વિદ્યા કલા વિગેરેનું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થયું. મારી ઉમ્મર જયારે તેર વરસની થઇ, ત્યારે તેણે મને સુલતાન મહમદને વેચાથી આપી."

"અને સુલતાન મહમદ પાસેથી મેં હૈદીને ખરીદ કરી." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "આલ્બર્ટ, મારી પાસે એક નિલમની કોતરકામ વાળી નમુનેદાર ડબ્બી તમે જોઇ છે જ. તે ડબ્બીના જેવું નિલમ મળવું અતિ મુશ્કેલ છે. હજી સુધી બીજા કોઇની પાસે તેવાં નિલમ જોવામાં આવ્યાં જ નથી. એવુંજ એક બીજું નિલમ મારી પાસે હતું, તે મેં સુલતાલને હૈદીની કિંમત તરીકે ભેટ કર્યું અને તે મારા કબજામાં આવી."

"મારા પ્રભુ! મારા સ્વામી! મારા માલિક! આપની ભલાઇ, આપની ઉદારતા, આપની પ્રૌઢતા, આપની મહત્તાનું વર્ણન કરવાની મારામાં બીલકુલ શક્તિ નથી." હૈદીએ મોન્ટેક્રિસ્ટોનો હાથ ચુંબતાં કહ્યું. "અરે, મારૂં પરમ સદ્‌ભાગ્ય કે આપના જેવા માલિકની ગુલામ બનવાનો મને લાભ મળ્યો.!"

આલ્બર્ટ તો આ બધું સાંભળીને અને જોઇને પૂતળાની માફક સ્તબ્ધ બની ગયો.

" ચાલો હવે, ફાંસી લઇ લો." મોન્ટેક્રિસ્ટોએ તેને જાગ્રત કરતાં કહ્યું. "હવે હૈદીનો સર્વ ઇતિહાસ પૂરી થઇ ગયો છે."

## પ્રકરણ ૨૪ મું.

જ્યારે ફ્રાંઝ મોં. નોરટીઅરના ઓરડામાંથી બહાર નિકળ્યો, તે વખતે વેલેન્ટાઇને જો તેનો ગભરાએલો ચ્હેરો અને લથડતાં પગલાં જોયાં હોત, તો તેના પોતાના મનમાં પણ તે બિચારાને માટે દયાનો આવિર્ભાવ થયા સિવાય રહેત નહિ. વાઇલફોર્ટ તો બિચારો કાંઇક અસંબદ્ધ વાક્યો અને શબ્દોનો ઉચ્ચાર કરતો ત્યાંથી નાઠો તે પોતાના દિવાનખાનામાં જ ભરાઇ ગયો હતો. ત્યાંથી બહાર નિકળવાની પણ તેની હિંમત ચાલતી નહોતી. તેના મનોરથો સર્વ ધુળધાણી થયા હતા, અને તેના કારણભૂત તેના પોતાના પિતાજ હતા, આ વિચારે તેના મગજને ચગડોળે ચઢાવી દીધું હતું. તે શોકસાગરમાં ડુબી ગયો હતો. આશરે બે કલાક પછી વાઇલફોર્ટને નીચેનો પત્ર મળ્યો—

" આજે સવારમાં જે દુઃખદાયક બનાવ બન્યો છે, અને જે ભયંકર ચોંકાવનારી વિગતો બહાર આવી છે, તે જોતાં હવે 'બેરન ફ્રાંઝ-દ-એપીને' અને મોં. વાઇલફોર્ટનાં કુટુંબો પરસ્પર લગ્નની ગાંઠથી જોડાય, એ કેવળ અશક્ય છે, એવી મોં. વાઇલફોર્ટની પોતાની પણ ખાત્રી થઇ ગએલી હોવી જોઇએ. તે ઉદ્વેગકર બનાવની સંપૂર્ણ વિગતોથી મોં. વાઇલફોર્ટ પોતે પ્રથમથી વાકબગાર હોવા છતાં

તેમણે પોતે થઇને મોં. એપીનને આવા કઢંગા સંજોગોમાં લાવી મૂકયા, તેથી મોં. એપીનેના હૃદયને એક ઘણો સખ્ત આઘાત લાગ્યો છે."

વાઇલફોર્ટને ન્યાય આપવાની ખાતર એટલું તો કહેવું જ પડશે, કે સત્ય વાત જુદીજ હતી. મોં. નોરટીઅરને પોતાના પુત્રના અભિપ્રાયની જરા પણ દરકાર ન હોવાથી તેણે વાઇલફોર્ટને આ વિષયમાં કદી પણ પુરતો ખુલાસો કર્યો નહોતો. આથી વાઇલફોર્ટ તો બિચારો હમેશાં એમજ માનતો હતો કે ફ્રાંઝના પિતા સેનાપતિ કવીન્સેલનું ખૂન કરવામાં આવ્યું હતું, અને તે દુષ્ટ કૃત્ય નેપોલીઅનના અનુયાયીઓ પૈકીના કોઇ હિચકારાનુંજ કામ હતું. જનરલ કવીન્સેલ દ્વંદ્વ યુદ્ધ લઢતાં માર્યો ગયો હતો, એ વાતનો તો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. ફ્રાંઝના જેવા વિવેકી અને નમ્ર ગૃહસ્થ તરફથી આવેલા ઉપરના ઠપકા ભરેલા પત્રથી વાઇલફોર્ટના માનનું ખંડન થયું. તે સ્વભાવે ઘણો માની હોવાને લીધે આ આઘાત તેને ઘણો અસહ્ય થઇ પડયો. વાઇલફોર્ટ પત્ર વાંચી રહ્યો. એટલામાં તો તેની પત્ની દિવાનખાનામાં દાખલ થઇ મોં. નોરટીઅરે ફ્રાંઝને પોતાને મળવા બોલાવ્યો તે વખતે લગ્નના કરાર ઉપર સહીઓ કરવાની તજવીજ ચાલતી હતી, અને તેને માટે વકીલ પણ આવીને હાજર થયો હતો. મોં. નોરટીઅરની સાથે એકાન્તમાં થએલી વાતચીતના પરિણામે ફ્રાંઝ એકાએક ત્યાંથી ચાલતો થયો. મોં નોરટીઅરે ફ્રાંઝને શું કહ્યું ? ફ્રાંઝ શા કારણે ચાલી ગયો ? આ વાતો વાઇલફોર્ટની પત્નીના પણ જાણવામાં નહોતી.

મેડમ વાઇલફોર્ટે પોતાના પતિને તે સંબંધમાં ખુલાસો પૂછયો. વાઇલફોર્ટે તે સંબંધમાં તેને ટુંકા અને ટચ જવાબો આપ્યા. મોં.

નોરટીઅર, ફ્રાંઝ, અને વાઇલફોર્ટ એમની વચ્ચે કેટલીક એવા પ્રકા-રની વાતચીત થઇ કે જેના પરિણામે વેલેન્ટાઇન અને ફ્રાંઝના વિવાહ તોડી નાંખવાની જરૂર પડી હતી એવો ઉત્તર મેડમ વાઇલ-ફોર્ટને મળ્યો. આવી વાતો કાંઇ અજાણ્યા માણસને કહેવાય નહિ. આથી કુટુંબનું માન જાળવવાની ખાતર મેડમ વાઇલફોર્ટે બહાર એવી હકીકત પ્રગટ કરી કે મોં. નોરટીઅરની તબીઅત એકાએક બગડી આવ્યાને લીધે–રોગનો હુમલો એકાએક થઇ આવ્યાને લીધે–લગ્ન કેટલાક દિવસ મુલતવી રાખવાની જરૂર પડી હતી. આ કુટુંબમાં મરણના બે દુઃખદાયક બનાવો ઉપરા ઉપરી અને તાજા જ બનેલા હતા એટલે આ નવિન સમાચાર સાંભળીને કોઇ કાંઇ પણ ટીકા કરી શક્યું નહિ. દરમ્યાનમાં જે બંધનમાંથી પોતે કદી પણ છૂટી શકનાર નથી. એમ વેલેન્ટાઇન ધારતી હતી, તે બંધનમાંથી એકજ ફટકાથી તેને તેના વૃદ્ધ અને અપંગ દાદાએ છોડાવી હતી. તેથી અત્યંત આનંદમાં આવી જઇને તે અપંગ બુઢ્ઢાને બાઝી પડી અને તેનો અંતઃ-કરણથી આભાર માનવા લાગી. આખરે પોતાનું મગજ શાંત કર-વાનું બ્હાનું બતાવીને તેણે પોતાના ઓરડામાં જવા માટે તે બુઢ્ઢાની પરવાનગી માગી. પરવાનગી મળતાંજ તે બહાર દોડી; પણ પોતાના ઓરડામાં જવાને બદલે તે બાગ તરફ દોડી. મેક્ઝીમીલીઅન લાંબા વખતથી તેની રાહ જોયા કરતો હતો, આ વાત તે જાણતી હતી. આજે જે મંત્રણા ચાલવાની હતી તેની તેને ખબર હતી. તેથી તેનું પરિણામ શું આવ્યું તે જાણવાની તેને અતિશય ઉત્કંઠા હતી. વેલેન્ટાઇનને લાગ મળતાં તે ખબર આપવાને આવ્યા સિવાય નહિજ રહે, એવી તેને ચોક્કસ ખાત્રી હતી. આ તેનું ધારવું જરાએ ભૂલ ભરેલું નહોતું. દરવાજાની તડમાંથી તેણે પોતાના તરફ ઉતાવળે પગલે આવતી વેલેન્ટાઇનને જોઈ. તેની મુખચર્યા ઉપરથી તેના મનને

કાંઇક શાંતિ થઇ. તેના મુખમાંથી નિકળતું વાક્ય સાંભળીને તો તે આનંદથી ગાંડો ઘેલો થઇ ગયો.

"આપણ બચ્યાં છીએ!" વેલેન્ટાઇન બોલી.

"બચ્યાં!" મેકઝીમીલીઅન ગભરાતો બોલ્યો. આટલા બધા સુખની તેને ખાત્રી થઇ નહિ. "કોણે બચાવ્યાં?"

"મારા દાદાજીએ! આપણે તેમનો આભાર માનવો જોઇએ."

તે બુઢ્ઢાનો અંતરથી આભાર માનવાની અને તેને ચ્હાવાની મેકઝીમીલીઅને પ્રતિજ્ઞા લીધી. કારણ તે તે વૃદ્ધને પોતાના પિતાના જેટલો ચ્હાય તો પણ ઓછું હતું.

"પણ વેલેન્ટાઇન, મને જણાવ તો ખરી કે એ બધું શી રીતે બન્યું? આપણને આટલું બધું સુખ તેઓ કેવી રીતે આપી શકયા?"

વેલેન્ટાઇન બધી હકીકત કહેવા જતી હતી, એટલામાં તેને સાંભરી આવ્યું કે તેમ કરવા જતાં તે એક એવો ભયંકર ગુપ્ત ભેદ બહાર પાડવાની અણી ઉપર હતી, કે જેમાં બીજાઓની સાથે તેના પોતાના દાદા પણ સંડોવાએલા હતા. આથી તેણે કહ્યું:-

"ભવિષ્યમાં કોઇક વખત એ સર્વ હકીકત હું તમને જણાવીશ."

"વારૂ, પણ તેવો સમય કયારે આવી પહોંચશે?"

"જ્યારે હું તમારી પત્ની બનીશ ત્યારે."

હવે વાતનો વિષય એવો આવ્યો કે મેકઝીમીલીઅન વેલેન્ટાઇનનું કહેવું ગમે તેવું હોય તોપણ માન્ય રાખે. વળી જે બાતમી તેને મળી હતી, તે તુરતને માટે પુરતી હતી. આ પ્રેમી યુગલે પછી બીજે દિવસે રાત્રે મળવાનું પરસ્પર વચન આપ્યું, અને બન્ને છૂટાં પડયાં.

બાગમાં આ પ્રસંગ ચાલી રહ્યો હતો તે દરમ્યાન મેડમ વાઇલફોર્ટ પોતાના સસરા મોં. નોરટીઅરના ઓરડામાં ગઇ હતી. તે બુઢ્ઢાએ તો તેને હમેશની માફક તિરસ્કાર ભરેલી દૃષ્ટિથીજ આવકાર આપ્યો.

"સસરાજી," તે બોલી. "વેલેન્ટાઇનના વિવાહ તોડી નાંખવામાં આવ્યા છે, અને તેના લગ્નનો વિચાર હાલ મુલતવી રાખવામાં આવ્યો છે, એ વાત આપને જણાવવાની કાંઇ જરૂર નથી. કારણ એ બાબતનો નિશ્ચય આપની સમક્ષમાંજ થએલો છે."

નોરટીઅરના મુખ ઉપર કાંઇ ફેરફાર વ્યક્ત થયો નહિ.

"પણ એક વાતની આપને બીલકુલ માહિતી નહિ હોય, તેથી આપને જણાવવાની મને જરૂર જણાય છે. તે એ કે આ લગ્નના સંબંધમાં મારી સંમતિ, પસંદગી, અગર વિચાર કદી પૂછવામાં આવેલાં નથી. હું તો હમેંશાં જ આ લગ્નની વિરૂદ્ધ છું." વાઇલફોર્ટની સ્ત્રીએ આગળ ચલાવ્યું.

પોતાની પુત્રવધૂના તરફથી વિશેષ ખુલાસાની અપેક્ષા રાખતો હોય તેમ નોરટીઅરે તેના સામે નજર કરી.

"હવે જે સંબંધ આપને બીલકુલ પસંદ નહોતો તે આવી રીતે બંધ રહેલો હોવાથી હું એક ખાસ વિનંતી કરવાને આવી છું. તે કાર્ય આપના પુત્રથી અગર વેલેન્ટાઇનથી થઇ શકે તેમ નથી." મેડમ વાઇલફોર્ટે ખુલાસો કરવા માંડયો. "હું આપને વિનંતિ કરવા આવી છું, તેનું કારણ એવું છે, કે તેમાં મને પોતાને કાંઇપણ વ્યક્તિગત લાભ થવાનો ન હોવાથી એ બાબતમાં આપને વિનંતિ કરવાનો મને અધિકાર છે. મારી આપને એવી વિનંતિ છે કે હવે આપને અરૂચિકર આ સંબંધ જ્યારે તુટયો છે, ત્યારે હવે આપ

આપના વીલમાં ઘટતો ફેરફાર કરી નાંખો અને આપની મિલકત બધી આપની પૌત્રો વેલેન્ટાઇનને પાછી આપો."

નોરટીઅરની આંખોના દેખાવ ઉપરથી મેડમ વાઇલફોર્ટના આ શબ્દોમાં તેને વિશ્વાસ બેસતો ન હોય એમ લાગ્યું. તેની પુત્રવધૂનો આવી રીતે તેની પાસે આવીને આ વાત કરવાનો શો હેતુ હશે તે શોધી કાઢવાને તે પ્રયત્ન કરવા લાગ્યો, પણ તેમાં તેનો પ્રયત્ન ફલીભૂત થયો નહિ.

"સસરાજી, આપનો વિચાર મારી વિનંતિને મળતો આવે છે એવી આશા હું રાખું ને?"

નોરટીઅરે 'હા' પાડી.

"એમ હોય તો તો હું આપનો ઘણો જ આભાર માનું છું. આવી રીતે મારી વિનંતિ સ્વીકારાશે તો મને ઘણો આનંદ થશે."

પછી નોરટીઅરને પ્રણામ કરીને તે ત્યાંથી ચાલી ગઇ.

બીજે દિવસે નોરટીઅરે ફરીથી પોતાના વકીલને બોલાવવા મોકલ્યું. પ્રથમનું વીલ ફાડી નાંખીને બીજું વીલ નવેસરથી બનાવ્યું. અને તેમાં બુઢ્ઢાની તમામ મિલકત વેલેન્ટાઇનને આપવામાં આવી. તેમાં એક એવી શરત રાખી હતી કે વેલેન્ટાઇને તે બુઢ્ઢાથી કદી પણ જુદા પડવું નહિ. આ વાત બધે જોતજાતામાં ફેલાઇ ગઇ, અને સર્વ કોઇ એમ કહેવા લાગ્યું કે વેલેન્ટાઇન પોતાના પિતામહની મહેરબાની પાછી મેળવવાને ભાગ્યશાળી થવાથી તેને તેના મોસાળ તરફથી જે વારસો મળ્યો હતો તે સાથે તેની વાર્ષિક આવક ત્રણ લાખ સુધી પહોંચી હતી.

એક બાજુએ વાઇલફોર્ટને ત્યાં વિવાહ તોડવાનો પ્રસંગ ચાલતો હતો ત્યારે બીજી બાજુએ મોન્ટેક્રિસ્ટોએ બેરન ડેંગ્લર્સની ઇચ્છા

અનુસાર તેનો સંદેશો કાઉન્ટ મોર્સર્ફને પહોંચાડ્યો. કાઉન્ટ મોર્સર્ફે ડેંગ્લર્સની ઇચ્છાઓને માન આપવાના ઇરાદાથી સમાજમાં પોતાના દરજ્જાને છાજે તેવી જાહેર રીતે પોતાના પુત્રને માટે ડેંગ્લર્સની પુત્રીના હાથની માંગણી કરવા માટે જવાની તયારીઓ કરી. તેણે પોતાનો સેનાપતિનો પોષાક પ્હેરી લીધો, અને જેટલા મળ્યા હતા તેટલા તમામ ચાંદ લટકાવી દીધા. પછી પોતાની સુંદર ગાડીમાં બેસીને ડેંગ્લર્સને ત્યાં તે ગયો. ડેંગ્લર્સ તે વખતે ગયા માસના હિસાબનું સરવાયું કાઢતો હતો, એટલે તેને મળવાનો તે યોગ્ય સમય નહોતો. પોતાના ગાઢ મિત્રને જોતાં જ તે જરા ખુમારીમાં આવ્યો અને એક વિરામાસન ઉપર બેઠો.

કાઉન્ટ મોર્સર્ફ સાધારણ રીતે થોડાબોલો અને અતડો હતો, છતાં તે દિવસે ડેંગ્લર્સને તો તેણે સ્નેહથી હાસ્યપૂર્ણ નમન કર્યું. પોતાની નમ્રતાનો સારો ઉત્તર મળશે, એવી તેની ખાત્રી હોવાથી મોર્સર્ફે પોતાનો હેતુ બર લાવવાને માટે આડા અવળા રસ્તા ન લેતાં તુરત સીધી તેજ વાત કાઢી.

"બેરન." તેણે કહ્યું. "જુઓ ત્યારે, હું આખરે આવી પહોંચ્યો છું ખરો; આપણે વિચાર કર્યાને કેટલોક સમય વીતી ગયો છે છતાં હજી આપણે આપણા વિચારોને અમલમાં મૂકી શકયા નથી; તે માટે મને જરા દિલગીરી થાય તે."

"કાઉન્ટ, તમે શી બાબતની વાત કરો છો?" મોર્સર્ફનું કહેવું જાણે પોતે જરા પણ સમજ્યો ન હોય અને તે સમજવાને જાણે વ્યર્થ પ્રયત્ન કરતો હોત, એમ દેખાવ કરતાં ડેંગ્લર્સે પૂછ્યું.

"હાં! હાં!" મોર્સર્ફ બોલ્યો. "હવે હું સમજ્યો. તમે વિધિને વળગી રહેનાર જણાઓ છો, અને દરેક બાબત વિધિપુરઃ-

સર થવી જોઇએ એવો તમારો મત છે એમ લાગે છે. ઓ બાપરે! તમે પણ જબરા છો હાં! આટલા બધા વ્હેમી અને જુના વિચારના તમે હશો એ મને માલુમ નહિ! મારે તો માત્ર એક જ પુત્ર છે, અને તે પણ એકનો એક જ હોવાથી આવા પ્રસંગો મારે કોઇ વખતે આવેલા જ નથી. વળી તેના વિવાહનો પણ આજે પ્રથમ જ પ્રસંગ આવતો હોવાને લીધે મને તો આવી બાબતોનો કાંઇ પણ અનુભવ નથી. એટલે આવી બાબતોમાં શો વિધિ હોય છે, તેની મને બીલકુલ માહિતી નથી; પરંતુ તમે આવી બાબતમાં મને જેમ જેમ શિક્ષણ આપશો તેમ તેમ હું સુધરતો જઈશ."

આ પછી મોર્સર્ફ ઉભો થયો અને મુખ ઉપર હાસ્ય લાવીને તથા આનંદનો દેખાવ કરીને જરા નીચા નમીને પ્રણામ કરતાં સમાજના ઠરેલા શિષ્ટાચાર પ્રમાણે બોલ્યો:—

"બેરન, મારા પુત્ર વાઇ કાઉન્ટ આલ્બર્ટ–દ–મોર્સર્ફને માટે આપની પુત્રી કુમારિકા યુજીની ડેંગ્લર્સના હાથની હું માગણી કરૂંછું."

પરંતુ મોર્સર્ફના ધાર્યા પ્રમાણે આ તેની વિનંતિનો સ્વીકાર કરવાને બદલે બેરન ડેંગ્લર્સે તો ભવાં ચઢાવ્યાં, અને કાઉન્ટ મોર્સર્ફને આસન આપવાનો વિવેક પણ ન દર્શાવતાં તે બોલ્યો:–
"કાઉન્ટ, આપના પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં જરા વિચાર કરવાની જરૂર છે."

"વિચાર કરવાની જરૂર છે!" મોર્સર્ફે વધારે ને વધારે આશ્ચર્ય પામતાં કહ્યું. "આપણે બન્નેએ આ સંબંધ બાંધવાનો વિચાર કર્યે તો લગભગ આઠ વરસ થવા આવ્યાં. આ મુદત દરમ્યાન હજારો વખત આપણે આ સંબંધમાં વાટાઘાટ કરી હશે; છતાં શું હજી પણ આપને વિચાર કરવાને પુરતો સમય મળ્યો નથી?"

" કાઉન્ટ, " પેલા નાણાવટીએ કહ્યું. " જગતમાં એવા એવા બનાવ બનતા રહે છે કે જેને લીધે આપણે આપણા ગમે તેવા નિશ્ચયોને તિલાંજલિ આપવાની જરૂર પડે છે; અગર તો સંજોગોમાં થતા ફેરફારને અનુસરીને આપણા અભિપ્રાયો બદલવાની ફરજ પડે છે."

"આપનું કહેવું મને જરા પણ સમજાતું નથી, બેરન ! " મોર્સર્ફે કહ્યું

"મારૂં કહેવું એવું છે મેહેરબાન, કે છેલ્લા પંદર વીસ દિવસમાં એવા બનાવો બન્યા છે કે–"

"માફ કરજો," તેને અધવચ અટકાવતાં મોર્સર્ફ બોલ્યો. "પણ મને લાગે છે કે આપણે એકાદ નાટક ભજવતા હોઇએ એમ મને તો લાગે છે."

"નાટક ?" ડેંગ્લર્સે પૂછ્યું.

"હા, હા. કારણકે આ તેવુંજ લાગે છે. મહેરબાની કરીને હવે વિષય ઉપર આવો."

"મારી પણ તેજ ઇચ્છા છે."

"હું ધારૂં છું, કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો તો આપને મળ્યાજ હશે ?"

"હા જી. તેઓ તો મને ઘણીએ વખત મળે છે. તેઓ મારા એક ખાસ મિત્ર છે." ડેંગ્લર્સે જવાબ આપ્યો.

"વારૂ ત્યારે, હમણાંજ થોડા સમય ઉપર એક દિવસ તેમની સાથે વાતચીતમાં આપે એમ જણાવ્યું હતું કે આપણે ધારેલા વિવાહની વાત હું કેવળ ભૂલી ગયો હતો; કેમ ખરૂં કે નહિ?"

"હા, હા. ખરી વાત."

"ઠીક ત્યારે, હું આજે આવીને આપની આગળ ઉભો છું તેથી સાબીત થાય છે કે હું ભૂલી પણ ગયો નથી, અથવા મારો વિચાર મોળો પણ પડયો નથી. આપે જે વચન મને આપ્યું હતું તે પાળવાની હું આપને વિનંતિ કરૂં છું."

ડેંગ્લર્સે કાંઇ ઉત્તર આપ્યો નહિ.

"આપનો વિચાર એટલામાં જ બદલાઇ ગયો છે, કે આપનો વિચાર મારી પાસે નવેસરથી વિનંતિ કરાવીને મારૂં અપમાન કરવાનો છે?"

"કાઉન્ટ, મારી વર્તણુકથી આપને કદાચ આશ્ચર્ય લાગતું હશે. પણ ઘણીજ દિલગીરી સાથે મારે તેમ વર્તવાની ફરજ પડે છે. પણ એમ ખાત્રીથી માનજો કે તેમ કરતાં મારૂં દિલ ઘણું દુખાય છે."

"મેહેરબાન," મોર્સર્ફ બોલ્યો. "તમારા આ બધા શબ્દછળ અને વાક્ચાતુર્યથી કોઇ અજાણ્યો છેતરાઇ જશે; પણ આ કાઉન્ટ ઓફ મોર્સર્ફને તમે છેતરી શકશો નહિ. મારા જેવો માણસ પોતાને આપવામાં આવેલા વચનની બીજાને યાદ દેવરાવે, અને સામો માણસ પોતાનું વચન પાળવાને પોતાની અશકિત જણાવે ત્યારે બીજું કાંઇ નહિ તો તેનું કારણ જાણવાનો તો મારા જેવાને હકક છેજ."

ડેંગ્લર્સ જાતે ભીરૂ હતો પણ તેમ બતાવવા ઇચ્છતો નહોતો. મોર્સર્ફે જે ઢબથી તેની સાથે વાત કરવા માંડી હતી, તેથી ડેંગ્લર્સને ચાટકો ચઢયો હતો.

"મારૂં વર્તન સબળ કારણ વિનાનું નથી." ડેંગ્લર્સે ઉત્તર આપ્યો.

"એટલે તમે શું કહેવા માગો છો?"

"એટલુંજ કે મેં જે વર્તન ચલાવ્યું છે, તેમ કરવા માટે મને સબલ કારણ છે, પણ તે સમજાવવું મુશ્કેલ છે."

"મેહેરબાન, આપના મનની વાતો બીજાથી શી રીતે સમજી શકાય? પણ આ બધા ઉપરથી એક વાત તો સ્પષ્ટજ જણાઇ આવે છે કે મારા કુટુંબ સાથે સંબંધ બાંધવા તમે ના પાડો છો."

"ના, ના. હાલ તુરત હું ચોખ્ખી ના પણ પાડી શકતો નથી. મારા વિચાર જણાવવાનું હું માત્ર મુલતવીજ રાખું છું."

"એટલે શું તમારૂં એમ ધારવું છે કે તમારા તુરંગ પ્રમાણે જ હું પણ વર્તન કરીશ?"

"ત્યારે તો કાઉન્ટ, જો તમારાથી થોડો વખત થોભી શકાય તેમ ન હોય, તો તો આ બાબતમાં આપણે જાણે કોઇ વખત કાંઇ વાતચીત થએલીજ નથી એમ માની લેવું ઠીક થશે."

કાઉન્ટે હોઠ કરડયા; કારણ તેનો ક્રોધ હાથમાં રહી શકે તેમ નહોતું. પરંતુ ગુસ્સો કરવાથી તેવા સંજોગોમાં પોતાનીજ હાંસી થશે, એમ લાગવાથી તે જવા લાગ્યો. બારણા આગળ પહોંચ્યો, એટલામાં કાંઇક વિચાર આવવાથી તે પાછો ફર્યો, અને ડેંગ્લર્સના સામે આવીને ઉભો. આ વખતે તેના મુખ ઉપર ગુસ્સાની લાગણીને બદલે ચિન્તાની છાયા છવાએલી હતી.

"ડંગ્લર્સ," તેણે કહ્યું. "મિત્ર, આપણે કાંઇ આજકાલનો સંબંધ નથી, પણ વર્ષોથી આપણો સંબંધ ચાલ્યો આવે છે; તેથી આપણા એક બીજાના પરસ્પરના દોષ જોવા યોગ્ય નથી. ખુલાસો માગવાનો મને હક્ક છે જ; માટે ન્યાયની ખાતર તો મને જણાવ કે મારા પુત્ર ઉપરથી આપનો સ્નેહ શા કારણે જતો રહ્યો છે?"

"આપના પુત્રના ઉપર મને કાંઇ માઠું લાગ્યું છે એમ નથી." કાઉન્ટ મોર્સર્ફને જરા નરમ પડેલો જોતાંજ ડેંગ્લર્સ ચઢી વાગ્યો, અને પ્રથમની માફક ઉદ્ધતાઇથી બોલ્યો.

"ત્યારે તમારા આ દ્વેષનું પાત્ર કોણ છે?" મોર્સર્ફે ગુસ્સાથી પૂછ્યું.

"હવે હું આ બાબતમાં વધારે ઉંડો ઉતરવા માગતો નથી." ડેંગ્લર્સે જવાબ આપ્યો.

કાઉન્ટ ક્રોધથી રાતો પીળો થઇ ગયો. તેનું આખું શરીર કંપતું હતું. તે મહા પ્રયત્ને મન ઉપર અંકુશ રાખતાં બોલ્યોઃ "તમારી પાસેથી આ બાબતનો ખુલાસો માગવાનો મારો દરેક રીતે હક્ક છે. શું મારી પત્નીએ તમને નાખુશ થવાનું કારણ આપેલું છે? મારી પાસે પુરતી દ્રવ્ય-સંપત્તિ નથી તેથી તમારો વિચાર ફરી ગયો છે? કે મારા વિચારો તમારા વિચારોથી વિરૂદ્ધ હોવાને લીધે તમારે આવું પગલું ભરવું પડયું છે.?"

"એવું તેવું કાંઇજ નથી મેહેરબાન" ડેંગ્લર્સે ઉત્તર આપ્યો. "તેમ હોત તો તેમાં માત્ર મારોજ દોષ ગણાત; કારણકે સંબંધ બાંધવાનું વચન આપતી વખતે મને પોતાને આ સર્વ બાબતોની માહિતી હતીજ. ના, ના. હવે એ બધી વાત જ જવાદો. એમાં કાંઇ સાર નિકળે એમ નથી, તમારા અંતરને આવી રીતે દુઃખી કરવા બદલ મને ઘણો ખેદ થાય છે. હવે એ વાતને આપણે મુલતવીજ રાખીએ એટલે કોઇને કાંઇ શંકા આવવાનું અને આપણું ખોટું દેખાવાનું કારણ રહેશે નહિ. મારી પુત્રીની ઉમ્મર અત્યારે માત્ર સત્તર વરસની છે. તમારા પુત્રને એકત્રીસજ વરસ થએલાં છે. આપણે થોડો વખત રાહ જોઇએ. દરમ્યાનમાં

કાંઇ કાંઇ બનાવો બનશે. રાતના અંધકારમાં જે ચીજો કાળી અને ભયંકર દેખાય છે, તેજ ચીજો સવારના પ્રકાશમાં જોતાં પોતાના ખરા સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે. વળી કોઇ કોઇ વખત તો એક શબ્દ માત્રના ઉચ્ચારથી અકસ્માત કોઇક ભયંકર ભોપાળાં બહાર આવે છે."

"ભોપાળાં?" મોર્સર્ફે ગુસ્સાથી ધ્રુજતાં પૂછ્યું. "એવી રીતે મારૂં ભુંડું બોલવાની કોણ હિંમત ધરાવે છે?"

"કાઉન્ટ, હવે આ બાબતમાં હાલ તુરત શાંતિ રાખવાને મેં પ્રથમથીજ આપને જણાવેલું છે."

"ત્યારે તમે ના પાડો તે મારે મુગે મુગા સહન કરી લેવું કેમ?"

"હા જી. છતાં હું આપને ખાત્રીબંધ કહું છું કે આથી જેટલું તમને દુઃખ થાય છે, તેટલુંજ મને પણ થાય છે; કારણ કે તમારી સાથે સંબંધ બંધાવાથી મારી આબરૂમાં વધારો થશે, એમ મારી ધારણા હતી. વળી વિવાહ તોડવાથી વરપક્ષને જેટલું નુકસાન થાય છે તેના કરતાં કન્યાને વધાર થાય છે."

"બસ્સા" મોર્સર્ફે કહ્યું: "હવે વધારે રકઝક કરવામાં માલ નથી." પછી અત્યંત ક્રોધમાં પોતાનાં હાથનાં મોજાં ટેબલ ઉપરથી ઉઠાવીને તે ચાલતો થયો.

એક બાબત ડેંગ્લર્સે ખાસ પોતાના ધ્યાનમાં રાખી લીધી હતી. ઉપરની વાતચિત દરમ્યાન પોતાના જ કોઇ દોષને લીધે આ વિવાહ તોડી નાંખવામાં આવ્યો હતો કે કેમ તે પૂછવાની મોર્સર્ફની લેશ માત્ર પણ હિંમત ચાલી નહોતી. તેજ દિવસે

સાંજે ડેંગ્લર્સના મકાનમાં કેટલીક ધમાલ ચાલી રહી હતી અને આન્ડ્રીઆ કેવલકેન્ટી ત્યાંથી ઘણી મોડી રાત્રે ઘેર ગયેલ હતો.

બીજે દિવસે સવારમાં ઉઠતાંની સાથે જ ડેંગ્લર્સે તે દિવસનાં વર્તમાનપત્રો આવી પહોંચ્યાં હતાં કે કેમ તેની તપાસ કરાવી. એકદમ આવેલાં વર્તમાનપત્રો તેના આગળ રજુ કરવામાં આવ્યાં. તેણે બે ત્રણ ચાર પત્રો તરફ જરા નજર નાંખી બાજુ ઉપર ફેંકી દીધાં. પછી બોકેમ્પ જેનો અધિપતિ હતો તે "ઇમ્પાર્શ્યલ" નામનું પત્ર હાથમાં આવતાં ધ્રુજતે હાથે ખોલ્યું, અને બધાં પાનાં ઉપર ઉતાવળે ઉતાવળે દૃષ્ટિ ફેરવતાં "યેનીના" એ મથાળા નીચે લખાએલો એક લેખ જોઇ તિરસ્કાર યુકત હાસ્યથી તે વાંચવાને થોભ્યો.

"ચાલો ઠીક છે!" તે લેખ વાંચી રહેતાં ડેંગ્લર્સ બોલ્યો. "કર્નલ ફર્નાન્ડના સંબંધમાં લખાએલા આ નાના સરખા લેખને લીધે ગઇ કાલે સાંજના કાઉન્ટ મોર્સર્ફ મારી પાસે જે ખુલાસો માગતો હતો, તે હવે મારે આપવાનો રહેતો જ નથી."

તેજ વખતે એટલે સવારના નવ વાગ્યાના સુમારે આલ્બર્ટ ગભરાએલો ઉતાવળે પગલે મોન્ટેક્રિસ્ટોના ઘર તરફ જતો દૃષ્ટિએ પડતો હતો. દરવાજા આગળ આવીને તપાસ કરતાં દરવાને ખબર આપી કે મોન્ટેક્રિસ્ટો તો અડધા કલાકથી ઘેરથી નિકળી ગયો હતો.

"બેપ્ટીસ્ટીનને સાથે લઇ ગયા છે કે કેમ?" આલ્બર્ટે પૂછ્યું.

"ના જી."

"ત્યારે તેને બોલાવ. મારે તેની સાથે કાંઇક વાતચીત કરવી છે."

ખીજમતદાર બેપ્ટીસ્ટીન આવીને હાજર થયો.

"દોસ્ત," આલ્બર્ટે કહ્યું. "આ માણસે કાઉન્ટ ઘરમાં નથી

એવી મને ખબર આપી છે, પણ મને તેની ખાત્રી થતી નથી. મારે તારા શેઠનું ઘણું જ જરૂરનું કામ છે તો તું મને ખરેખરી વાત જણાવ. શું તેઓ ઘરમાં નથી?"

"તેઓ ઘેર નથી." બેપ્ટીસ્ટીને જવાબ આપ્યો.

"મને પણ તેઓ મળશે નહિ?"

"સાહેબ, મારા શેઠનો અને આપનો સંબંધ મારી જાણ બહાર નથી. એટલે જો શેઠ ઘેર હોય તો આપનો મેળાપ કરાવી આપવાને મારાથી કદી પણ ના પાડી શકાય જ નહિ."

"ઠીક. હવે મારે ખાસ જરૂરનું કામ હોવાથી તેમને મળ્યા સિવાય મારે ચાલે તેમ નથી. વારૂ, તેમને પાછા ફરતાં કેટલોક વખત લાગશે?"

"ઘણી વાર નહિ લાગે એમ હું ધારૂં છું; કારણ દસ વાગે ભોજન તૈયાર રાખવાનો અમને હુકમ મળેલો છે."

"ઠીક ત્યારે. હું જરા જઇ આવું. દસ વાગે હું પાછો આવીશ. દરમ્યાનમાં જો કાઉન્ટ આવી પહોંચે તો તેમને ફરીથી પાછા મને મળ્યા સિવાય બહાર નિકળી ન જાય એવી મારા તરફથી વિનંતિ કરીશ?"

"આપ સાહેબના હુકમનો અમલ કરવાને તાબેદાર તૈયાર છે."

પોતે જે ગાડીમાં આવ્યો હતો, તે મોન્ટેક્રિસ્ટોના દરવાજા આગળ જ ઉભી રાખીને આલ્બર્ટ પગે ચાલતો ત્યાંથી ગયો. થોડેક દૂર જતાં "ગોસેટ"ની નિશાન તાકવાની પ્રયોગશાળા આવી પહોંચી. ત્યાં આગળ કાઉન્ટની ગાડી ઉભેલી આલ્બર્ટે જોઇ. તે આગળ વધ્યો, અને ગાડીવાળાને ઓળખ્યો.

"કેમરે ? કાઉન્ટ નિશાન તાકવાના પ્રયોગોમાં રોકાએલા છે કે કેમ ?" તેણે પૂછ્યું.

"જી હા." ગાડીવાને જવાબ આપ્યો.

આ વાત ચાલતી હતી તે દરમ્યાન આલ્બર્ટે પીસ્તોલના એ ત્રણ અવાજો સાંભળ્યા. તે પ્રયોગ શાળામાં દાખલ થયો.

"સાહેબ," તેને જોતાં જ એક નોકરે કહ્યું. "મહેરબાની કરીને એક પળ થોભશો ?"

"કેમ ? ફીલીપ, શું છે ?" આલ્બર્ટ આ પ્રયોગશાળાનો લગભગ હમેશનો પરોણો હોવાથી સૌ કોઇ તેને ઓળખતા હતા. છતાં આવી રીતે તેને અટકાવવામાં આવતો જોઇને તેણે આશ્ચર્યથી પૂછ્યું.

"કારણ કે હમણાં જે ગૃહસ્થ પ્રયોગ કરી રહ્યા છે, તેઓ એકાન્તમાં પોતાનું કામ કરવાનું વધારે પસંદ કરે છે, અને કોઇની પણ હાજરીમાં પોતાના પ્રયોગો કરતા નથી."

"તું પણ હાજર રહેતો નથી ? ત્યારે તેમની પીસ્તોલો કોણ ભરી આપે છે ?"

"તેમનો પોતાનો જ નોકર."

"નોકર એક ન્યુબીઅન છે નહિ વારૂ ?"

"હા, હા. તે નોકર એક હબસી છે."

"ત્યારે તો તે એજ હોવો જોઇએ."

"શું આપ આ ગૃહસ્થને ઓળખો છો સાહેબ ?"

"હા, હા. તેમને શોધતો જ હું અહિં આવેલો છું. તેઓ મારા ખાસ મિત્ર છે."

" ત્યારે તો વાંચો નથી. હું જઈને તેમને તુરત જ તમારા આવી પહોંચ્યાની ખબર આપું છું."

ફીલીપની જીજ્ઞાસા પણ ઉત્તેજિત થએલી હતી.

ફીલીપ બારણું ખોલી પ્રયોગ શાળામાં દાખલ થયો. એટલામાં મોન્ટેક્રિસ્ટો પોતેજ બારણા આગળ આવી પહોંચ્યો.

" કાઉન્ટ," આલ્બર્ટ બોલ્યો. " અહિં સુધી આપને શોધતો આપની પાછળ પાછળ આવ્યો છું, તેને માટે આપની ક્ષમા ચાહું છું. તમારા નોકરોએ મને તમારૂં આ ઠેકાણું બતાવીને મને અહિં મોકલ્યો છે, એમ ધારી લઈને તેમના ઉપર ગુસ્સે થતા નહિ. આમાં મારો પોતાનો જ દોષ છે. હું આપને ત્યાં ગયો, તો આપ બહાર નિકળી ગયાની મને તેમણે ખબર આપી. દશ વાગ્યાના સુમારે આપ પાછા ફરશો એમ પણ કહ્યું. તેટલો વખત ગાળવાને આટલામાં જ જરા લટાર મારવાનો મેં વિચાર કર્યો, અને આ રસ્તે આવતાં આપના ગાડી ઘોડા મારી નજરે પડયા."

" આ ઉપરથી હું એમ આશા રાખું કે આપ મારી સાથે ભોજન લેવાની કૃપા કરશો જ ?"

" ના, ના. આપનો મોટો ઉપકાર. પણ અત્યારે તો ભોજનને બદલે બીજી બાબતોના વિચાર મારા મગજમાં ચાલી રહ્યા છે. આજે ભોજન લેવાનું કયારે અને કોની સાથે બની શકશે તે હાલ કહી શકાય તેમ નથી."

" એટલે તમે શું કહેવા માગો છો ?"

" આજે મારે દ્વંદ્વ યુદ્ધમાં ઉતરવાનું છે."

" શા કારણે ?"

" દ્વંદ્વ યુદ્ધમાં---"

" એ તો જાણે હું સમજ્યો; પણ શા માટે યુદ્ધમાં ઉતરવાનું છે ? લઢાઇનાં અનેક કારણો હોય છે. "

" મારે આબરૂની ખાતર યુદ્ધમાં ઉતરવાની જરૂર પડી છે. "

" ત્યારે તો કાંઇ ગંભીર બાબત જણાય છે. "

" આ બાબત એટલે બધી ગંભીર છે કે તમારી મદદ માગવાને માટે હું તમારી પાસે આવેલો છું. "

" મારી શું મદદ જોઇએ ? "

" મારી તરફના સાક્ષી થવાને માટે. "

" આવી ગંભીર બાબતનો વિચાર અહિંઆં થઇ શકે નહિ. ચાલો, આપણે ઘેર જઇને આ સંબંધમાં વાત કરીશું. અલ્લી, જરા પાણી લાવ. " મોન્ટેક્રિસ્ટોએ અલ્લીને હુકમ કર્યો.

પાણી આવ્યું એટલે મોન્ટેક્રિસ્ટોએ અંદરની ઓરડીમાં જઇને હાથ મ્હો ધોઇ લીધાં.

" આલ્બર્ટ, " મોન્ટેક્રિસ્ટોએ આલ્બર્ટને કહ્યું. " આવો, હું તમને કાંઇક બતાવું. "

આલ્બર્ટ પ્રયોગશાળામાં દાખલ થયો, તો દિવાલ ઉપર ગંજીફાનાં પાનાં ચોઢેલાં જોયાં.

" ઓહો ? " આલ્બર્ટ બોલ્યો. " તમે તો પાનાં રમવાની તૈયારી કરતા જણાઓ છો ! "

" ના, ના. પાનાં રમવાની તૈયારી કરતો નહોતો, પણ રમવાનાં પાનાં બનાવવામાં રોકાએલો હતો. "

" તે કેવી રીતે ? "

" આ ભીંત ઉપર જે પાનાં લગાડેલાં છે તે બધાં એક્કાનાં જ

પાનાં હતાં; પણ મારી ગોળીઓ વાગીને એક્કાથી તે દસ્સા સુધીનાં તમામ પાનાં તૈયાર થઇ ગએલાં તમારા જોવામાં આવે છે."

આલ્બર્ટ પાસે ગયો.

પાનાં ઉપર બરાબર સમાન્તર અન્તરે જ જે તે જગાએ કાણાં પડેલાં હોવાથી તે ગોળીઓનાં કાંણાં હશે, એમ કોઇથી પણ સમજી શકાય તેમ નહોતું. જાણે કે બધી ચિતરેલી અગર છાપેલી જ આકૃતિઓ હોય તેમ લાગતું હતું.

"બાપરે!" આલ્બર્ટના મ્હોમાંથી નિકળી ગયું.

"આલ્બર્ટ, દોસ્ત," મોન્ટેક્રિસ્ટોએ પોતાનો હાથ રૂમાલથી લુછતાં કહ્યું. "મારે આખો દિવસ કેવી રીતે પસાર કરવો? મારે કાંઇક પણ કામ ધંધો તો જોઇએ જ ને? વારૂ, ચાલો, ચાલો, હવે જઇએ."

પછી બન્ને જણા કાઉન્ટની ગાડીમાં બેસીને થોડીક મિનિટમાં તેને ઘેર પહોંચી ગયા. દિવાનખાનામાં દાખલ થતાં જ એક ખુરશી ઉપર આલ્બર્ટને બેસાડીને બીજી ખુરશી ઉપર મોન્ટેક્રિસ્ટો પોતે બેઠો.

"હવે આપણે શાંતિથી બધી વાત કરીએ." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું.

"હું તો શાંત જ છું." આલ્બર્ટે જવાબ આપ્યો.

"વારૂ, કોની સાથે યુદ્ધમાં ઉતરવાનું છે?"

"બોકેમ્પની સાથે." આલ્બર્ટે જવાબ આપ્યો.

"એ તો તમારો મિત્ર છે?"

"હા, હા, યુદ્ધના પ્રસંગો ઘણા ખરા મિત્રોની સાથે જ ઉભા થાય છે."

"વારૂ, પણ લઢાઇનું કાંઇ કારણ તો હોવું જોઇએ?"

"કારણ વગર તે વિરોધ થાય?"

"બોકિમ્પે તમારો શો અપરાધ કર્યો છે?"

"બોકિમ્પ જે વર્તમાન પત્રનો અધિપતિ છે તેમાં ગઇ કાલે સાંજના અંકમાં એક લેખ આવેલો છે. તેમાં–પણ લોને, આ રહ્યો તે લેખ. તમે પોતેજ તે વાંચો."

આમ કહીને આલ્બર્ટે મોન્ટેક્રિસ્ટોને પેલું વર્તમાન પત્ર આપ્યું. કાઉન્ટે નીચે પ્રમાણેનો લેખ તેમાં વાંચ્યો.

"'યેનીના'ના અમારા ખાસ ખબરપત્રી તરફથી સુલતાનના વડા વઝીર પાશા અલ્લી તેએલીનના પરાજય અને ખૂનના સંબંધની કેટલીક અતિ અગત્યની અને ચોંકાવનારી બાતમી મળી છે, જે અત્યાર સુધી કેવળ અંધારામાં રહેલી હતી. જે કિલ્લામાં અલ્લી પાશાએ આશ્રય લીધો હતો, તે કિલ્લો ગ્રાન્ડ વઝીર અલ્લી પાશાના એક ફરનાન્ડ નામના ખાસ વિશ્વાસુ ફ્રેંચ સેનાપતિએ પોતાના માલિકે પોતાના ઉપર મૂકેલા વિશ્વાસનો ભંગ કરી દગાથી સુલતાનને સોંપી દીધો હતો."

"વારૂ," મોન્ટેક્રિસ્ટોએ વર્તમાનપત્ર બંધ કરતાં પૂછયું. "આમાં તમને માઠું લાગવા જેવું શું છે?"

"આમાં મારે શું સંબંધ છે?"

"હા, હા. કોઇ ફ્રેંચ અમલદારે દગો દઇને કિલ્લો સુલતાનને સોંપી દીધો તેમાં તમારે શું લેવા દેવા?"

"મારે પોતાને નહિ તો મારા પિતાને તો લેવા દેવા છે જ; કારણ મારા પિતાનું નામજ ફરનાન્ડ છે."

"તમારા પિતા શું અલ્લી પાશાની નોકરીમાં હતા?"

"હા, હા. અને તેથીજ તેમની અપકીર્તિ થવાનો પ્રસંગ આવ્યો છે."

"જરા શાંત થાઓ."

"હું જે કહું છું તે વિચારીને જ બોલું છું."

"જુઓ, હવે મારી એક વાત સાંભળો. આલ્બર્ટ, કાઉન્ટ માર્સર્ફ અને આ વર્તમાનમાં જણાવેલો ફ્રેંચ અમલદાર ફરનાન્ડ એકજ વ્યક્તિ છે, એવું આ ફ્રાંસ દેશમાં કોણ જાણવાનું હતું? વળી 'યેનીના'ના યુદ્ધનો પ્રસંગ તો સને ૧૮૨૨-૨૩ જેટલા લાંબા સમય ઉપર બની ગયો છે."

"આથીજ જુઠાણામાં વધારો થાય છે. આટલો બધો લાંબો સમય પસાર થવા દઇને પછી હવે એકાએક વિસારે પડેલી વાતો તાજી કરવામાં આવે છે. આમાં અમારા નામીચા કુટુંબની આબરૂને બટ્ટો લગાડવો અને અમારી અપકીર્તિ કરવી એ સિવાય બીજો કાંઇ પણ હેતુ સમાએલો નથી. મારા પિતાનું નામ અને આબરૂ મને વારસામાં મળનાર છે, અને તે નામને બટ્ટો લાગેલો મારાથી જોઇ શકાય તેમ નથી. બોશિમ્પના વર્તમાનપત્રમાં આ લેખ પ્રસિદ્ધ થયો છે તેથી મારો ઇરાદો બોશિમ્પ પાસે જઇને બે સાક્ષીઓના રૂબરૂ આ લેખ પાછો ખેંચી લેવાનો તેને આગ્રહ કરવાનો છે."

"બોશિમ્પ લેખ પાછો ખેંચી લે તેવો માણસ નથી."

"ત્યારે તો તેણે મારી સાથે લઢવું જ પડશે."

"ના, ના. તે તમારી સાથે લઢવાને પણ તૈયાર થશે નહિ; કારણ તે કદાચ તમને એમ સમજાવશે કે અલીપાશાના લશ્કરમાં તો 'ફરનાન્ડ' નામના કાંઇ પાંચ પચીસ અમલદારો હતા."

"ગમે તેમ હોય તો પણ હું તો લઢવાનો જ. મારા પિતાના નામને લાગેલું કલંક ધોઇ નાંખ્યા સિવાય ચાલે તેમ નથી. મારા પિતા જેવો વીર યોદ્ધો, જેણે એટલું એટલું પરાક્રમ—"

"પણ ધારો કે બોશિમ્પ એમ કહે કે આ ફરનાન્ડ નામનો

અમલદાર તે કાઉન્ટ મોર્સર્ફ નહિ પણ બીજોજ કોઇ તે નામનો અમલદાર હતો એવી અમારી ખાત્રી થઇ છે; તો પછી ?"

"એ કથાથી મારા મનને સંતોષ થાય તેમ નથી. જ્યાં સુધી આખો લેખ પાછો ખેંચી લેવામાં ન આવે ત્યાંસુધી હું જંપીને બેસનાર નથી.

"અને બે સાક્ષીઓની રૂબરૂમાં તેને કહેવાની તમારી ઇચ્છા છે ખરૂં ?" "હા."

"એ તો તમે ખોટું કરો છો."

"એટલે તેનો અર્થ તો એટલો જ કે તમારે મને મદદ કરવાનો વિચાર નથી ?"

"દ્વંદ્વ યુદ્ધના સંબંધમાં મારા વિચારો મેં આપને જણાવેલા છે જ. 'રોમ' માં આપણે એક વખત તે સંબંધી લંબાણ વાદ-વિવાદ થએલો હતો"

"છતાં આજ સવારમાં તો તમે દ્વંદ્વ યુદ્ધને માટે જરૂરની પ્રવૃત્તિમાં જ રોકાએલા હતા."

"દોસ્ત આલ્બર્ટ, તેનું કારણ તો એવું છે કે જે લોકોમાં આપણે રહેવાનું હોય તેવા આપણે થવું જોઇએ. મૂર્ખાઓની વચમાં રહેવાનું હોય તો આપણે પણ મૂર્ખાઇ શીખવી જોઇએ. એમ ધારો કે કોઇક દિવસ કોઇક તું દમિજાજી બદમાસ મને દ્વંદ્વ યુદ્ધ માટે આમંત્રણ કરે; આજે તમે જેવા કારણે બોકેમ્પ સાથે લઢવાને ઉભા થયા છો તેવુંજ નજીવું કારણ હોય છતાં લઢવાનો આગ્રહ કરે; નજીવા કારણ સારૂ બે ચાર સાક્ષીઓની રૂબરૂ મારૂં જાહેર જગામાં અપમાન કરી બેસે; તો તેવા સંજોગોમાં યુદ્ધ કરવાને મારે તૈયાર થઇ રહેવું જોઇએ."

"ત્યારે તેવા સંજોગોમાં તમે પણ યુદ્ધમાં ઉતરો જ ખરૂંને ? ઠીક ત્યારે, મને તમે કેમ વારો છો?"

"મારૂં કહેવું એવું નથી કે તમારે યુદ્ધમાં ન જ ઉતરવું. મારૂં કહેવું એટલું જ છે કે દ્વંદ્વ યુદ્ધ એ એક ઘણી ગંભીર બાબત છે, અને પૂરો વિચાર કર્યા સિવાય એવા સાહસમાં ઉતરવું યોગ્ય નથી."

"મારા પિતાનું અપમાન કરતાં પહેલાં તેણે વિચાર કર્યો હતો ?"

"ઉતાવળમાં તેણે કાંઇ અવિચારી પગલું ભર્યું હોય, અગર તેની અજાણતાં ભૂલ થઇ હોય, અને તે પોતાની ભૂલ કબુલ કરે, તો તો તમારે પછી સંતોષ માનવોજ જોઇએ."

"કાઉન્ટ, તમે તો ઘણા ક્ષમાશીલ અને દયાર્દ્ર સ્વભાવના જણાઓ છો."

"અને આલ્બર્ટ, તમે ઘણા કઠોર હૃદયના છો. એક વખત એમ ધારી લો—હું જે કાંઇ કહું છું તેથી ગુસ્સે થતા નહિ."

"વારૂ !'

"ધારો કે આ લેખમાં જે વિધાન કરવામાં આવ્યું છે તેમાં સત્યતા હોય તો ?"

"મારા જેવા એક પુત્રે એવા કથનની સત્યાસત્યતા જોવાની જરૂર નથી. પિતાની આબરૂને આવી જાતનું કલંક લાગતું પુત્રથી જોઇ શકાયજ નહિ—તેણે તે સહન કરવું જોઇએજ નહિ."

"ઓ પ્રભુ ! આપણે હાલમાં એવા જમાનામાં જન્મ્યા છીએ, કે ઘણી ઘણી બાબતો આપણે સહન કરવી પડે છે."

"એજ આ જમાનાનો દોષ છે."

"અને એ દોષ સુધારવાનું કાર્ય તમે માથે લોછો ?"

"હા, હા. જેટલો મારે પોતાને સંબંધ છે તેટલો સુધારો તો હું કરવાનોજ."

"મારા સમ! તમે તો ઘણા સખ્ત હૃદયના માણસ છો."

"ઠીક, તે હું કબુલ કરૂં છું."

"ત્યારે શું તમને સારી સલાહ કાંઇ પણ અસર કરી શકે તેમ નથી?"

"કોઇ મિત્રના તરફથી સારી સલાહ મળે તો માનુંજ."

"મને તમારા મિત્રમાં ગણો છો ને?"

"હા, હા. ચોક્કસ."

"વારૂ ત્યારે, સાક્ષીઓ લઇને બોકેમ્પ પાસે જઇને તેનો ખુલાસો માગતાં પહેલાં આ વિષયમાં વિશેષ માહિતી મેળવો."

"ક્યાંથી?"

"હૈદી પાસેથી."

"અરે, આવી બાબતમાં એક સ્ત્રીને મેળવવાની જરૂર હું સમજી શકતો નથી. તે આમાં શું કરી શકે?"

"તે એમ કહી શકે કે વઝીરના પરાજય અને ખૂનમાં તમારા પિતાનો કાંઇ પણ હાથ નહોતો. અગર દૈવયોગે–કમનસીબે–"

"કાઉન્ટ, મેં આપને જણાવી દીધેલું છેજ કે તેવી વાત હું ક્ષણભર પણ માનવાનો નથી."

"ત્યારે તો આ રીતે માહિતી મેળવવાનું સાધન છતાં તમે તેમ કરવાની ના પાડો છો?"

"હા, હા. હું ના પાડું છું."

"ત્યારે હવે એક બીજી શિખામણ જરા સાંભળો."

"વારૂ, બોલો. પણ હવે તમારી શિખામણોનો અંત લાવો."

૨૮

"તમારી તે સાંભળવાની વૃત્તિ જણાતી નથી."

"ના, ના, તેમ નથી. ઉલટું તે સાંભળવાને હું ઘણો આતુર છું."

"બોકેમ્પને ત્યાં જાઓ ત્યારે સાથે સાક્ષીઓ લેતા જવાની જરૂર નથી. તમે એકલાજ જઇને તેને મળો."

"પણ તે તો શિષ્ટાચાર વિરૂદ્ધ થાય."

"પણ તમારી બાબત પણ કાંઇ સાધારણ નથી."

"વારૂ. પણ તમે આવી સલાહ આપો છો તેનું કારણ શું?"

"કારણકે તેમ કરશો તો આ વાત તમારા બેનાજ જાણવામાં રહેશે."

"એટલે? મને કાંઇ તમારા કહેવામાં સમજ પડતી નથી."

"સાંભળો. જો બોકેમ્પને આ લેખ પાછો ખેંચી લેવાની ઇચ્છા થઇ આવે તો તેને તેની રાજીખુશીથી તેમ કરવાની તમારે તક આપવી જોઇએ. બોકેમ્પ જો તેમ કરવાની ના પાડે તો પછી બીજા સાક્ષીઓને લઇ જતાં કાંઇ વાર લાગવાની નથી."

"પણ મારે કાંઇ અજાણ્યા માણસોને સાક્ષીઓ તરીકે લઇ જવાના નથી. સાક્ષીઓ તરીકે મારી સાથે આવનારા માણસો મારા તેમજ બોકેમ્પના મિત્રો અને ઓળખીતાઓજ છે."

"પણ આજે મિત્ર હોય તે કાલે પાછા આપણા શત્રુ થાય. આ બોકેમ્પનો જ દાખલો–"

"એટલે તમારૂં કહેવું એવું છે કે–"

"મારી સલાહ એવી છે કે તમે જે કરો તે બરાબર વિચાર કરીનેજ કરજો."

"ત્યારે મારે બોકેમ્પને ત્યાં એકલાજ જવું કે?"

"મારી સલાહ તો તેવીજ છે."

"ઠીક ત્યારે, હું એકલો જાઇશ."

"ઠીક, જાઓ. પણ ન જાઓ તો તે વળી વધારે સારૂં."

"પણ તેમ બની શકવાનું નથી."

"ઠીક, ત્યારે જેમ મરજીમાં આવે તેમ કરો. બીજાઓને જોડે લઇને જાઓ તેના કરતાં એકલા જાઓ એ ઘણું વધારે સારૂં."

"પણ આ બધી સાવચેતીઓ લેવા છતાં જો મારે યુદ્ધનો પ્રસંગ આવે તો તમે મારા મદદગાર તરીકે કામ નહિ કરો ?"

"આલ્બર્ટ," મોન્ટેક્રિસ્ટોએ ગંભીરતાથી કહ્યું. "અત્યાર આગમચ તમે જોયું તો હશે કે કોઇપણ જગાએ અને કોઇ પણ વખતે હું તમારી સેવામાં હાજરજ છું. પણ હાલ જે સેવા બજાવવાનું તમે મને ફરમાન કરો છો તે સેવા મારાથી બજાવી શકાય તેમ નથી."

"કારણ ?"

"કારણ કોઇક વખત ભવિષ્યમાં તમારા જાણવામાં આવશે. હાલમાં મારાથી તમને કારણ જણાવી શકાય તેમ નથી, અને તેને માટે મને આશા છે, કે તમે મને ક્ષમા આપશો."

"ત્યારે હું ફ્રાંઝ અને રીનોડને લઇ જઇશ. આ કાર્યને માટે તેઓ બરાબર લાયક છે."

"ઠીક, તેમ કરજો."

"પણ મારે જો યુદ્ધ કરવાનો પ્રસંગ આવે તો ગોળીબારના અગર તલવારના પટા ખેલવાના એકાદ બે દાવ તો તમે મને શિખવશો જ ?"

"તેમ બનવું પણ અશકય છે."

"તમે તે કેવા વિચિત્ર આદમી છો, કાઉન્ટ ? તમે કશામાં ભળવાને માગતાજ નથી ?"

“હા, હા. તમારૂં કહેવું ખરૂં છે. એવીજ રીતનું વર્તન કરવાની મારી ઇચ્છા છે.”

“ઠીક ત્યારે, હવે એ બાબત ઉપર વધારે લંબાણ વિવેચન કરવાની આપણે જરૂર નથી. ચાલો સાહેબજી, કાઉન્ટ.”

આલ્બર્ટ પોતાની ટોપી લઇને ચાલતો થયો. ગાડી બારણા આગળ ઉભી હતી. પોતાનો ક્રોધ જેમ તેમ કરીને કાબુમાં રાખીને તે બોકેમ્પને ત્યાં ગયો.

બોકેમ્પ પોતાની ઓફીસમાં હતો. નોકરે આલ્બર્ટના આવી પહોંચ્યાની બોકેમ્પને ખબર આપી. નામ સાંભળતાં બોકેમ્પ જરા ચમક્યો અને નોકરને ફરીથી નામ પૂછ્યું અને પછી તેને દાખલ કરવાને માટે આજ્ઞા આપી. આલ્બર્ટ દાખલ થયો.

ઓરડામાં ઢેર ઢેર પુસ્તકો અને વર્તમાનપત્રો પડેલાં હતાં. જમીન ઉપર પડેલાં પુસ્તકોને લાત મારતો, અને વર્તમાનપત્રોને પગતળે છુંદી નાંખતો આલ્બર્ટને આગળ વધતો જોઇને બોકેમ્પને આશ્ચર્ય લાગ્યું.

“આલ્બર્ટ, મિત્ર,” બોકેમ્પે હાથ લાંબો કરી તેને આવકાર આપતાં કહ્યું. “આજે કાંઇ મિજાજ ઠેકાણે હોય એમ જણાતું નથી? જરા પેલી ખુરશી આઘી ખેંચી લો, અને આવો, બેસો.”

“ બોકેમ્પ, ” આલ્બર્ટે બોકેમ્પના કહેવા તરફ જરા પણ ધ્યાન ન આપતાં કહ્યું. “ તમારા વર્તમાન પત્રના સંબંધમાં જ મારે તમને કાંઇક કહેવાનું છે. ”

“ એમ ! બોલો શું કહેવાનું છે ? ”

“ મારૂં કહેવું એમ છે કે તમારા ગઇ કાલના અંકમાં જે એક લખાણ કરવામાં આવ્યું છે તે તમારે પાછું ખેંચી લેવું. ”

"એવી શી બાબત છે ? વારૂ, પણ તમે જરા બેસો તો ખરા."

"તમારો આભાર." આલ્બર્ટે અતડાશથી જવાબ આપ્યો. તેણે પોતાની બેઠક લીધી.

"વારૂ, તમને નાખુશ કરે એવો કયો લેખ મારા પત્રમાં આવ્યો છે, તે જરા મેહેરબાનીથી જણાવશો ?"

"તમારા ગઇ કાલના અંકમાં એક એવો લેખ આવ્યો છે કે જેથી મારા કુટુંબની આબરૂને બટ્ટો લાગવા જેવું થયું છે."

"એવું શું છે ?" બોકેમ્પે આશ્ચર્ય પામતાં પૂછયું. "મને તો લાગે છે કે તમારી કાંઇક ભૂલ થાય છે."

"યેનીના એ મથાળા નીચે એક લેખ પ્રકટ થયો છે."

"યેનીના ?"

"હા. હા. હું અહિં અત્યારે જે કારણે આવેલો છું તે બાબત તમે તો જાણે તદ્દન અજ્ઞાત જ હો એમ લાગે છે ?"

"હું તમને સોગન પર કહું છું કે તે પ્રમાણે જ બનેલું છે." પછી તેણે પોતાના મદદનીશ તરફ ફરીને કહ્યું. "બોટીસ્ટીન, ગઇ કાલનો અંક લાવો જોઇએ."

"અરે આ રહ્યો, હું મારી સાથે જ લેતો આવેલો છું." આલ્બર્ટે એમ કહીને તે અંક બોકેમ્પ તરફ ફેંકયો.

બોકેમ્પે પત્ર લઇને આલ્બર્ટે કહેલો લેખ મનમાંજ વાંચી નાંખ્યો.

"આ એક ગંભીર બાબત છે, એમ હવે તમારી ખાત્રી થાય છે ને ?" આલ્બર્ટે બોકેમ્પને પૂછયું.

"મારે તો આમાં જે ફ્રેંચ અમલદારનું નામ આવે છે તે તમારો કાંઇ સગો હોવો જોઇએ ?"

"હા." આલ્બર્ટે શરમાતાં જવાબ આપ્યો.

"વારૂ ત્યારે, હવે તમારો શું કરવાનો વિચાર છે ? "

"મારી ઇચ્છા એવી છે કે તમારે આ લેખ પાછો ખેંચી લેવો અને તે ખોટો છે એવી વિગત પ્રસિદ્ધ કરવી."

બોકેમ્પે જરા દયા દૃષ્ટિથી આલ્બર્ટ તરફ જોયું.

" જુઓ, " બોકેમ્પ આખરે બોલ્યો. "આ બાબત જરા વધારે વિચારની વાત છે. કોઇ પણ લેખ વર્તમાન પત્રમાં એક વખત પ્રસિદ્ધ થઇ ગયા પછી તેને પાછો ખેંચી લેવો એ એક ઘણી ગંભીર બાબત ગણાય. જરા થોભો, હું જરા એને ફરીથી વાંચી જોઉં."

આલ્બર્ટ પાછો બેસી ગયો. બોકેમ્પે પ્રથમના કરતાં જરા વધારે ધ્યાનપૂર્વક તે લેખ ફરીથી વાંચ્યો.

" જુઓ, " આલ્બર્ટે જરા દૃઢતાથી કહ્યું. " તમારા પત્રે મારા કુટુંબનું અપમાન કરેલું છે, અને તેથી આ લેખ પાછો ખેંચી લેવો એવો મારો આગ્રહ છે."

" તમારો આગ્રહ છે ! " " હા, મારો આગ્રહ છે."

" આલ્બર્ટ, " બોકેમ્પે પણ ગંભીર અવાજથી કહ્યું. " અત્યારે તમે કાંઇ રાજસદસમાં નથી, એ વાતનું હું તમને સ્મરણ કરાવવાની રજા લઉં છું."

" તમારી રાજસભામાં જવાની મને જરા પણ દરકાર નથી." યુવાન આલ્બર્ટે જુસ્સામાં અને જુસ્સામાં પગ પછાડીને પોતાની જગા ઉપરથી ઉઠી જતાં કહ્યું. " હું તમને ફરીથી કહું છું કે ગઇ કાલના અંકમાં જે લેખ આવેલો છે, તે પાછો ખેંચાવી લેવાનો મેં નિશ્ચય કરેલો છે. તમે મને લાંબા સમયથી ઓળખો છો. " આલ્બર્ટે હોઠ કરડતાં આગળ ચલાવ્યું. બોકેમ્પનો ગુસ્સો પણ વધતો

જતો હતો. " આજ સુધી તમે મારા મિત્ર હોવાથી મારા નિશ્ચય હંમેશાં અડગ અને દઢ હોય છે, એ તમારી જાણ બહાર નથી."

" આલ્બર્ટ, જો તમે મને તમારા મિત્રમાં ગણતા હો, તો પછી અત્યારની તમારી આ રીતભાત એવી છે કે મને તમે કોઇ વખત તમારા મિત્ર તરીકે ગણતા એ વાત મારાથી તદ્દન વિસરી જવાય છે. પણ જ્યારે તમે હજી પણ મને તમારો મિત્ર ગણો છો, તો જરા થોભો. આપણે આમ ક્રોધ કરવાનું કાંઇ કારણ નથી. આપણો ગુસ્સો જાહેર કરવાને હજી ઘણો વખત છે. વારૂ, મને એટલું જ જણાવો કે આ ફ્રેંચ અમલદાર તમારો શું સગો છે?"

" તે માત્ર માત્ર મારા પિતા થાય છે." આલ્બર્ટે જવાબ આપ્યો. " ફરનાન્ડ મોન્ડીગો, કાઉન્ટ મોર્સર્ફ-જેણે વીસ પચીસ યુદ્ધમાં ભાગ લીધો છે, અને દરેક યુદ્ધમાં વિજય, નામના, અને પદકો મેળવ્યાં છે, તે ઘડાએલો અનુભવી વીર બીજો કોઇ જ નહિ પણ મારો પિતા જ છે."

" શું તે તમારા પિતાની જ વાત છે?" બોકેમ્પ બોલ્યો. " ત્યારે તો તે એક જુદી જ વાત છે. હવે તમારા આટલા બધા ગુસ્સાનું કારણ મને સારી રીતે સમજાય છે. લાવો હું ફરીથી વાંચી જોઉં." એમ કહીને બોકેમ્પે ત્રીજી વખત તે લેખ વાંચી જોયો. " પણ આમાં જે ફરનાન્ડની વાત કરવામાં આવે છે તે તમારા પિતાજ છે એવું કોઇને સમજાય તેમ નથી."

" ના, ના. સ્પષ્ટ શબ્દોમાં તેમ જણાવવામાં આવ્યું નથી; પણ સંબંધ ઉપરથી તે સમજાવાને વાર લાગે તેમ નથી. માટે જ તે પાછો ખેંચી લેવો એવી મારી ઇચ્છા છે."

" મારી ઇચ્છા છે." એ શબ્દો કાને પડતાં જ બોકેમ્પે

આલ્બર્ટના મુખ ઉપર પોતાની દૃષ્ટિ સ્થિર કરી. પછી તેણે પાછું નીચું જોયું, અને થોડી ક્ષણ વિચારમાં પડી ગયો.

“ આ લેખ તમે પાછો ખેંચી લેશો, નહિ વારૂ ઓકેમ્પ ? ” આલ્બર્ટે પોતાના વધાતા જતા ક્રોધને જરા દબાવતાં પૂછ્યું.

“ હા. ” ઓકેમ્પે ઉત્તર આપ્યો.

“ તુરત જ ? ”

“ જ્યારે મારી ખાત્રી થશે કે તેમાં કરવામાં આવેલું કથન ખોટું છે, ત્યારે હું તે લેખ પાછો ખેંચી લઇશ. ”

“ શું ? ” “ આ બાબતમાં તપાસ કરવાની ખાસ જરૂર છે. હું આ બાબતની સંપૂર્ણ તપાસ કરીશ. ”

“ પણ તેમાં તપાસ કરવા જેવું વળી શું છે સાહેબ ? ” ઓકેમ્પના છેલ્લા જવાબથી હદ ઉપરાંત ગુસ્સે થઇને આલ્બર્ટે પૂછ્યું. “ આ લેખ મારા પિતાના સંબંધમાં લખાએલો નથી એમ જો તમારૂં ધારવું હોય તો તે તુરત જ જણાવી દો, અને જો તેમાં મારા પિતાનો જ સંબંધ છે એમ તમે માનતા હો તો તેનાં કારણો જણાવો. ”

ઓકેમ્પે આલ્બર્ટના સામે જોઇને જરા હાસ્ય કર્યું.

“ મહેરબાન, ” તેણે જવાબ આપ્યો. “ જો તમે મારો ખુલાસો લેવાને જ આવ્યા હતા, તો તમારે પ્રથમથી તેવી જ રીતની વાત કરવી હતી. તેમ હતું તો અડધા કલાકથી જે નકામી માથાફોડ તમે ચલાવી છે તે ચલાવવાની કાંઇ જ જરૂર નહોતી. કેમ ? તમે એજ વિચારથી આવેલા છોને ? ”

“ હા. જો આ લેખ પાછો નહિ ખેંચી લો તો—”

" જરા ધીરા થાઓ. આવી ધમકી આપવાની કાંઇ જ જરૂર નથી. મારા શત્રુઓ મને ધમકી કદી આપી શકતા નથી, તો પછી મારા મિત્રોની ધમકી હું કદી સહન કરી શકનાર નથી. છતાં જનરલ ફરનાન્ડના સંબંધમાં જે લેખ મારા વર્તમાન પત્રમાં પ્રસિદ્ધ થયો છે, તે લેખ પ્રસિદ્ધ થવામાં મારો લેશ માત્ર પણ હાથ નથી એ હું સોગનપૂર્વક કહું છું. "

" ગમે તેમ હોય, મને તેની જરા પણ દરકાર નથી. હું તો માત્ર એટલું જ જાણું કે આ લેખ પાછો ખેંચી લો. " આલ્બર્ટનું મગજ હાથથી ખસવા લાગ્યું.

" અને જો હું તમારી ઇચ્છા પ્રમાણે વર્તન ન કરૂં તો તમારો મારી સાથે યુદ્ધ કરવાનો વિચાર છે કે કેમ ? " બોર્કેમ્પે શાંત અવાજે પૂછ્યું

" હા, હા. " આલ્બર્ટે બરાડ પાડી.

" ઠીક સાહેબ. " બોર્કેમ્પ બોલ્યો. " મારો ઉત્તર સાંભળી લો. આ લેખ મેં લખ્યો, અગર લખાવ્યો નથી. તે પ્રસિદ્ધ કરવામાં મારો કાંઇપણ હાથ નથી. તે પ્રગટ થયાની વાત પણ મારા જાણવામાં ન હોતી. તમે તે તરફ મારૂં ધ્યાન ખેંચ્યું છે. વારૂ ત્યારે, જ્યાં સુધી તેની સત્યાસત્યતા સાબીત થાય નહિ ત્યાં સુધી તે લેખ છે એમને એમજ રહેશે. "

" મેહેરબાન, " આલ્બર્ટે ઉકળતાં કહ્યું. " મારા મદદનીશોને હું હમણાં મોકલી આપું છું. આપણે કયા સ્થાનમાં દ્વંદ્વ યુદ્ધ માટે ભેગા થવું, અને કયાં હથીઆરો વાપરવાં તે તમે એમને જણાવજો. આપ સમજ્યા કે ? "

"હા જી. બરાબર સમજ્યો."

"ત્યારે આજે સાંજના અગર નિદાન કાલે સવારમાં તો આપણો ભેટો થશેજ."

"ના, ના. સમય આવી પહોંચતાં હું પોતેજ નિયત કરેલા સ્થાનમાં આવીને હાજર થઇશ, તેને માટે મને સ્મરણ કરાવવાની જરૂર તમને પડશે નહિ. પણ તેને હજી જરા વાર છે. તમને તલવારના પટા ખેલતાં ઘણા સારા આવડે છે, જ્યારે મને તેનું માત્ર સાધારણ જ જ્ઞાન છે. તમને નિશાન તાકતાં પણ સારૂં આવડે છે. તેમાં તો આપણે બન્ને લગભગ સરખા જ છીએ. આપણે બન્નેજ બહાદુર હોવાથી આપણી બન્નેની વચ્ચે દ્વંદ્વ યુદ્ધ એ એક ઘણી ગંભીર બાબત છે. આથી કારણ સિવાય તમારી હત્યા કરવાને અગર હું પોતે તમારે હાથે મરવાને ખુશી નથી. હવે હું તમને માત્ર એકજ પ્રશ્ન પૂછવા માગું છું. આ લેખના સંબંધમાં હું કાંઇજ જાણતો નથી એ વાત પ્રતિજ્ઞા ઉપર તમને વારંવાર જણાવ્યા છતાં પણ હું આ લેખ પાછો ખેંચી લઉં નહિ તો મને યમસદન પહોંચાડી દેવો એવી તમારી ઇચ્છા છે?

"મારો નિશ્ચય અડગ છે."

"વારૂ ત્યારે, સાહેબ, જેવી તમારી ઇચ્છા. આપણે એક બીજાનાં ગળાં કાપવાને તૈયાર છીએ; પણ મારે માત્ર ત્રણ જ અઠવાડીઆંની મુદ્દત જોઇએ. તે મુદ્દતને અંતે હું તમારી પાસે આવીશ અને કહીશ કે "લેખમાં કરેલું કથન ખોટું છે અને હું તે પાછું ખેંચી લઉં છું." અગર 'લેખમાં અસત્ય કાંઇજ નથી;' અને તુરતજ તમારી ઇચ્છા હશે, તો તલવાર અગર પિસ્તોલ હાથમાં લઇને આપણે એક બીજાનાં ખૂન કરીશું."

"ત્રણુ અઠવાડીઆં ? અરે મારા નામને તેટલો વખત કલંક લાગેલું રહેશે અને તે સમય તો મને ત્રણુ યુગ જેવો લાગશે."

"જો તમે મારી સાથે મિત્રતાનો સંબંધ ચાલુ રાખ્યો હોત, તો મેં તમને કહ્યું હોત કે "દોસ્ત, જરા ધીરજ ધરી જા.' પણુ જ્યારે તમે મારી સાથેનો મિત્રતાનો સંબંધ તોડી નાંખ્યો છે, અને મારા શત્રુજ બની ગયા છો, તો પછી મને તમારી લાગણીની શી દરકાર હોય ? '

"ઠીક ત્યારે, ત્રણુ અઠવાડીઆં." આલ્બર્ટે જવાબ આપ્યો. "પણુ યાદ રાખજો કે તે પછી જરાપણુ ઢીલ થશે—"

"આલ્બર્ટ," બોકેમ્પે પણુ ગુસ્સામાં ઉભા થઇ જતાં કહ્યું. "ત્રણુ અઠવાડીઆં સુધી મને ગમે તેટલો ગુસ્સો ચઢે, અને મારો મિજાજ ખસી જાય, તો પણુ મારાથી તને આ બારીએથી બહાર ફેંકી દેવાય તેમ નથી; તેમજ ત્યાં સુધી મારૂં ગળું કાપવાનો તને પણુ કાંઇ અધિકાર નથો. આજે ઓગસ્ટ માસની ઓગણુત્રીસમી તારીખ થઇ છે. એકવીસમી સપ્ટેંબરે મુદત પુરી થશે. એટલી મુદત સુધી આપણે પરસ્પર ગાળો દેવાનું અગર ગળાં કાપવાનું મુલતવી રાખીશું."

આમ કહીને બોકેમ્પે આલ્બર્ટને નમન કર્યું, અને એકદમ ત્યાંથી અંદરની ઓફીસમાં જતો રહ્યો. આલ્બર્ટ પણુ ત્યાંથી ચાલતો થયો.

## પ્રકરણ ૨૫ મું.

મોરેલ ઘણો આનંદમાં આવી ગયો હતો. મેં નોરટીઅરે તેને બોલાવવા મોકલ્યું હતું. મોરેલ તેનું કારણ જાણવાને એટલો બધો આતુર હતો કે તે ગાડીની રાહ જોવાને પણ થોભ્યો નહિ. તે લાગલોજ પગે પાળો દોડયો. તેને બોલાવવાને આવેલો નોરટીઅરનો નોકર તો બિચારો પાછળજ રહી ગયો.

આવી રીતે દોડતો દોડતો મોરેલ વાઇલફોર્ટના મકાન ઉપર આવી પહોંચ્યો, છતાં તેને જરાપણ થાક લાગ્યો નહોતો; કારણ પ્રેમની પાંખો કદી થાકતીજ નથી. બેરીસ (નોરટીઅરનો નોકર) તો બિચારો એવી અવસ્થાએ પહોંચ્યો હતો, કે પ્રેમ એ શું ચીજ હતી તે વાત તે લગભગ ભૂલી ગયો હતો. તે બિચારો તો થાકીને લોથ થઈ ગયો.

પેલા વૃદ્ધ નોકરે મોરેલને એક છૂપા રસ્તેથી નોરટીઅરના દિવાનખાનામાં દાખલ કર્યો અને બારણું બંધ કર્યું. થોડીવારમાં વેલેન્ટાઇન પણ ત્યાં આવી પહોંચી. તેણે પહેરેલો શોકનો પોષાક તેની સુંદરતામાં કાંઇ અજબ વધારો કરતો હતો. તેણીને જોતાં-જ મોરેલ તો હર્ષઘેલો થઇ ગયો. એટલામાં અંદરના ઓરડામાંથી નોરટીઅરને પણ ઠેલણ ગાડીમાં બેરીસ ત્યાં લઇ આવ્યો. આ વૃધ્ધે વખતસર મદદ કરીને વેલેન્ટાઇન અને મોરેલને જે દુઃખના દરીઆમાંથી બચાવ્યાં હતાં, તેને માટે મોરેલે તેનો ઉપકાર માન્યો. નોરટીઅરે તેનો સ્વીકાર કર્યો. તે પછી હવે તે વૃદ્ધ કયી નવિન આશિષ આપવા માગતો હતો, તે જાણવાને મોરેલે તેના સામે જોયું.

વેલેન્ટાઇન તો શરમથી કાંપતી જરા દુર ઉભી રહી હતી. નોરટીઅરે છેવટે તેના તરફ દ્રષ્ટિ સ્થિર કરી.

"દાદાજી, આપે મને જે કહ્યું હતું, તે શું હું કહી બતાવું?" નોરટીઅરે ઇશારતથી આજ્ઞા કરી.

"મોરેલ," વેલેન્ટાઇને પેલા યુવાનને કહ્યું. "મારા દાદાજીએ મને કેટલીક વાતો કહેલી છે, અને તે તમને જણાવવાને અત્યારે તમને એમણે બોલાવ્યા છે. એ વાતો કહી સંભળાવવાને મને તેમણે ફરમાન કર્યું છે, તેથી તેમાં જરાપણ ફેરફાર કર્યા સિવાય શબ્દે શબ્દ તે હું તમારા આગળ જણાવીશ."

"અરે હું તો તે સાંભળવાને તલપાપડ થઇ રહ્યો છું."

વેલેન્ટાઇને શરમથી જરા નીચું જોયું. આથી મોરેલને ખાત્રી થઇ કે જે વાત સાંભળવાની હતી તે તેના લાભનીજ હોવી જોઇએ; કારણ વેલેન્ટાઇનને આવી રીતે શરમાઇ જવાનું માત્ર એકજ કારણ હોઇ શકે.

"મારા દાદાજી આ ઘરનો ત્યાગ કરવા માગે છે." તે બોલી. "અને બોરીસને બીજું મકાન શોધી કાઢવાને આજ્ઞા થઇ છે."

"પણ ત્યારે તમે કયાં રહેશો? તમારા સિવાય તમારા દાદાજીને—"

"હું?" વેલેન્ટાઇન વચમાંજ બોલી ઉઠી. "હું મારા દાદાજીને કદીપણ છોડનાર નથી. એ વાત તો નક્કી થઇ ગએલી છેજ. તેમની પાસેજ મારે હમેશાં રહેવાનું થશે. હવે મારા પિતાજીએ આ વાતને પોતાની સંમતિ આપવી જોઇએ. તેઓ કદાચ પોતાની સંમતિ આપવાની ના પણ પાડે. જો હા પાડશે તો હું દાદાજીની સાથે સાથે જ જવાની. પણ જો મને તેમની સાથે જવાની પરવાનગી ન મળે

તો મારે થોડા સમય સુધી અત્રે રોકાઇ જવું પડે. અત્યારે હું ઉમ્મર લાયક ન હોવાથી મારા પિતાનો મારા ઉપર અધિકાર છે, અને તે અધિકાર ચલાવીને મને તેઓ રોકી શકશે. પણ બીજા દસ માસમાં હું કાયદેસર લાયક ઉમ્મરની થઇશ. તે પછી મારી મરજી માફક વર્તવાને હું શક્તિવાન થઇશ. હું સ્વતંત્ર થઇશ. મારી પાસે સ્વતંત્ર મિલકત પણ છે. એટલે મારા પિતાની સત્તામાં રહેવાની મને કાંઇપણ ફરજ પડશે નહિ. અને—"

"અને શું?" મોરેલે પૂછ્યું.

"અને મારા દાદાજીની સંમતિથી મેં તમને જે વચન આપ્યું છે, તે વચન હું પાળીશ."

વેલેન્ટાઇન લજ્જાને લીધે આ શબ્દો એટલી બધી ધીમેથી બોલી કે મોરેલ જેવા પ્રેમીના કર્ણુંજ તે સાંભળી શકયા.

"કેમ દાદાજી, તમારી આવીજ ઇચ્છા છે નહિ વારૂ?" વેલેન્ટાઇને પોતાના દાદાને પૂછ્યું.

"હા, હા." પેલા વૃદ્ધે ઇશારત કરી.

"એક વખત મારા દાદાજીની સાથે તેમને ત્યાં જઇને રહી એટલે તમે પણ ત્યાં આવીને મને મળી શકશો, અને મારા હાથની માગણી જાહેર રીતે મારા દાદાજીની સંમતિથી કરી શકશો."

"અહાહા! હું કેવો ભાગ્યશાળી!" મોરેલના મુખમાંથી નિકળી ગયું.

"તે સમય આવી પહોંચે ત્યાં સુધી-" પેલી યુવતીએ શાંત અવાજે આગળ ચલાવ્યું. "તે સમય આવી લાગે ત્યાં સુધી, આપણે સંજોગોને માન આપીને આપણા મિત્રોની સલાહ પ્રમાણે વર્તીશું,

એટલે આપણને કોઇ જુદાં પાડી શકનાર નથી. ટુંકામાં આપણે થોભી જઇશું, અને રાહ જોઇશું."

"અને આ પ્રમાણે વર્તવાને હું સોગન લઉં છું." મોરેલે નોરટીઅરને કહ્યું. "અને તે પણ ઘણા આનંદથી."

"એટલે હવે," વેલેન્ટાઇને આગળ ચલાવ્યું." બીજી કોઇ પ્રકારની વધારે ખટપટો અને ધમચકડમાં ઉતરવાની જરૂર નથી; કારણ તમે તમારી પત્નીની લાગણી દુખાવાનું પસંદ કરશો નહિજ."

મોરેલે તેની આજ્ઞાને તાબે થવાની, અને તેની ઇચ્છાઓને માન આપવાની પ્રતિજ્ઞા લીધી. પેલા બુઢ્ઢાએ તે પ્રેમી યુગલને આશિષ આપી. બોરીસના મનને પણ ઘણો આનંદ થયો.

"બોરીસ, તને ઘણો થાક લાગ્યો હોય એમ જણાય છે." વેલેન્ટાઇને બોરીસને ઉદ્દેશીને કહ્યું.

"અરે હું તો દોડી દોડીને થાકી ગયો. બ્હેન, હવે આ ઉમ્મરે જુવાનીઆઓની સાથે દોડવાનું મારાથી કાંઇ બની શકે?" બોરીસે જવાબ આપ્યો.

નોરટીઅરને પોતાના નિમકહલાલ વૃદ્ધ નોકર માટે ઘણી લાગણી હતી. એક ટેબલ ઉપર લીંબુના શરબતનો ભરેલો પ્યાલો તૈયાર પડેલો હતો તે નોરટીઅરે ઇશારતથી બતાવ્યો.

" બોરીસ, " પેલી યુવતીએ નોકરને કહ્યું. " જો તારો થાક ઉતારવાને લીંબુનો રસ પીવાને દાદાજી આગ્રહ કરે છે, તો પેલા પ્યાલામાંથી થોડોક પીજા. એટલે મગજ જરા શાંત થશે, અને થાક ઉતરી જશે. "

" બ્હેન, જો આપની ઇચ્છા હોય તો મને તે પ્યાલો આપો. તરસથી મારો જીવ ગભરાઇ જાય છે. "

" જા ત્યારે, પેલો પ્યાલો લઇજા પણ પાછો વહેલો પાછો આવજે."

બોરીસે પ્યાલો લીધો અને દિવાનખાનાની બહાર ગયો. બહાર જઇને તે પ્યાલો તે ગટગટાવી ગયો. દિવાનખાનાનું બારણું બંધ કરવાનું પણ તે વિસરી ગયો હતો. દરમ્યાનમાં વેલેન્ટાઇન અને મોરેલ એક બીજાની રજા લેતાં હતાં. એટલામાં બહારની ઘંટડીનો અવાજ થયો.

''દાદાજી, ડૉક્ટર સાહેબ આવી પહોંચ્યા લાગે છે''

નોરટીઅરે પણ ઇશારતથી તેનું અનુમાન સત્ય હતું એમ જણાવ્યું.

''ત્યારે હવે મોરેલને જવા દઉં ને?''

''હા.'' પેલા વૃધ્ધે ઈશારત કરી.

''બોરીસ !'' વેલેન્ટાઇને હાંક મારી. ''બોરીસ !''

''આવ્યો, બ્હેન.'' બોરીસે જવાબ આપ્યો.

''જુઓ, બોરીસ તમને બારણા સુધી વળાવવા આવશે.'' વેલેન્ટાઇને મોરલને કહ્યું. ''અને હવે એક વાત ખાસ યાદ રાખજો, કે કાંઇપણ કાર્ય સહસા ન કરવાના તમે મારા દાદાજીના આગળ સોગન ખાધા છે.''

" મેં રાહ જોવાને માટે પ્રતિજ્ઞા લીધી છે અને તે હું પાળવાનો જ. "

આ ક્ષણે બોરીસ દિવાનખાનામાં દાખલ થયો.

" કોણ ઘંટડી વગાડતું હતું ? " વેલેન્ટાઇને પૂછ્યું.

" ડૉક્ટર આવીની. " બોરીસે લથડીઆં ખાતાં જવાબ આપ્યો.

" બોરીસ, શું છે ? આમ લથડીઆં કેમ ખાય છે ? તને શું થાય છે ? " વેલેન્ટાઇને પૂછ્યું.

તે વૃદ્ધ નોકર કાંઈ જ બોલી શક્યો નહિ, પણ પોતાના શેઠના તરફ આંખો ફાડીને જોઈ રહ્યો. તેણે પાસેની એક ખુરશીનો ટેકો લીધો.

બોરીસના શરીરમાં કંપારો વધતો ગયો. તેનો ચ્હેરો બિહામણો થતો ચાલ્યો. કોઈ ભયંકર રોગે હુમલો કર્યો હોય તેવો દેખાવ થઈ રહ્યો. તેની આ સ્થિતિ જોઈને નોરટીઅરના મુખ ઉપર દયા અને અનુકંપાની લાગણીઓ વ્યક્ત થવા લાગી. બોરીસ પોતાના શેઠ ભણી ધસ્યો.

" શેઠ સાહેબ, " તે બરાડવા લાગ્યો. " મને શું થયું છે તે જરા મને કહો! અરે હું મરી ચાલ્યો! અરેરે! મને ઘણું દુઃખ થાય છે! ઓ મારા બાપરે! મારી આંખે અંધારાં આવે છે! મારા મગજમાં લ્હાય ઉઠી છે! અરે મને કોઈ અડશો નહિ! ખુદાની ખાતર મને કોઈ અડશો નહિ! "

તેની આંખોમાંથી તેનાં ચક્ષુ બહાર નીકળી પડતાં લાગ્યાં. તેણે ડોકું નમાવી દીધું, અને તેનું શરીર થંડું થવા લાગ્યું.

વેલેન્ટાઈનના મ્હોમાંથી ભયની ચીસ નીકળી ગઈ. તેનું જાણે કે કોઈ અજ્ઞાત ભયથી રક્ષણ કરવાનું હોય તેમ મોરેલે તેને પોતાની બાથમાં લીધી.

" ડોકટર આવીની! ડોકટર આવાની! " વેલેન્ટાઈને ખોખરે અવાજે બુમ પાડી. " અરે દોડો દોડો! "

બોરીસ જરા પાછો ફર્યો, મહા પ્રયત્ને બે ચાર ડગલાં ભર્યાં, અને નોરટીઅરના પગ આગળ ઢળી પડયો. તે બોલ્યોઃ " મારા શેઠ! અરે મારા ભલા દયાળુ શેઠ! "

આ વખતે આ બુમાબુમ સાંભળીને વાઈલફોર્ટ તે ઓરડામાં

આવી પહોંચ્યો. મોરેલ વેલેન્ટાઇનને છુટી કરીને એક પડદા પાછળ જરા ભરાઇ પેઠો.

પોતાના જુના વૃદ્ધ નિમકહલાલ નોકરને મદદ કરવાને પોતાનામાં શક્તિ ન હોવાથી નોરટીઅર પણ ભય અને અધિરાઇથી ગભરાવા લાગ્યો. બોરીસને તે પોતાનો નોકર નહિ પણ ખરો મિત્ર ગણતો હતો. નોરટીઅરના જડ અચેત શરીર અને સચેત મગજ વચ્ચે એક ભયંકર યુદ્ધ મચી રહ્યું.

બોરીસના પગ તો થંડાગાર થઇને અકડાઇ ગયા હતા. તે પોતાના હાથ જમીન ઉપર પછાડી રહ્યો હતો. તેની આંખોમાં લોહિ તરી આવ્યું હતું. તેના મ્હોમાંથી ફીણુ નિકળી રહ્યું હતું. તે મહામુશીબતથી શ્વાસ લઇ શકતો હતો.

વાઇલફોર્ટ તો આ દેખાવ જોઇને જ્યાં ઉભો હતો ત્યાં ઠરી જ ગયો. એક પથ્થરના પુતળાની માફક ફક્ત જોઇ જ રહ્યો. તેણે મોરેલને જોયો નહોતો. થોડીક ક્ષણ સુધી તો તેની વાચા જ બંધ થઇ ગઇ. તેના મુખ ઉપરથી લોહી ઉડી ગયું અને રોમાંચ ખડાં થયાં. તે બારણા તરફ દોડ્યો.

" ડોકટર! ડોકટર! અરે એકદમ આમ આવો! અરે દોડો, દોડો!" તેણે બરાડ મારી.

" શું છે? શું છે? આ શાની બુમાબુમ છે!" મેડમ વાઇલફોર્ટ દોડતી આવી.

" અરે ડોક્ટર આવ્યા હતા તે ક્યાં છે? અરે તેમને કોઇ બોલાવો! દોડો! દોડો!" વાઇલફોર્ટે બુમો પાડી.

" મેડમ વાઇલફોર્ટ દિવાનખાનામાં દાખલ થઇ. તેણે પ્રથમ પોતાના સસરા તરફ દ્રષ્ટિ કરી તો તેને સારી હાલતમાં જોયા. તેણે

તે પછી પેલા મરવા પડેલા મનુષ્ય તરફ નજર કરી. તેના હોસ-કોસ ઉડી ગયા. તે તો વારાફરતી પેલા નોકર અને શેઠના તરફ જોયાં કરવા લાગી.

" અરે ડોકટર ક્યાં છે ? અરે તેને કેમ કોઇ બોલાવતું નથી ? "

" તેણે કાંઇ ખાધું છે કે શું ? " મેડમ વાઇલફોર્ટે પૂછ્યું.

" બાઇ સાહેબ, " વેલન્ટાઇને જવાબ આપ્યો " અરે, તેણે તો હજી નાસ્તો પણ લીધો નથી. તે તો મારા દાદાજીના કામે ગયો હતો; ત્યાંથી આવ્યો ત્યારે ઘણો થાકી ગએલો હોવાથી તેણે માત્ર એક ગ્લાસ ભરીને લીંબુનો શરબત જ લીધો છે. "

" અરરર ! તેણે જરા શરાબ કેમ ન લીધો ? લીંબુના શરબતથી તો તેને નુકસાન થાય તેવી તેની તબીઅત હતી. "

" અરે, દાદાજીનો લીંબુના શરબતનો પ્યાલો અહિંજ પડેલો હતો. બોરીસને ઘણી તરસ લાગી હતી, અને જે હાથમાં આવ્યું તે લઇને તે ગટગટાવી ગયો. "

મેડમ વાઇલફોર્ટ ચોંકી. નોરટીઅરે તેના તરફ એક તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી.

" બાઇ સાહેબ, " વાઇલફોર્ટે પોતાની પત્નીને પૂછ્યું. "ડોકટર આવ્રીની ક્યાં છે ? ડોકટર અહિં આવ્યા હતા છતાં તેમનો પત્તો કેમ લાગતો નથી ? "

" ડોકટર તો એડવર્ડની પાસે બેઠેલા છે. તેની તબીઅત સારી નથી. " મેડમ વાઇલફોર્ટને જવાબ આપ્યા સિવાય છૂટકો થયો નહિ.

વાઇલફોર્ટ ડોકટરને બોલાવવા દોડયો.

" ડોકટર આવશે એટલે બોરીસની ફસ ખોલવાના ! " મેડમ

વાઇલફોર્ટ બોલી. " મારાથી તો તે જોઇ શકાવાનું જ નહિ. " એમ કહીને તે પણ ત્યાંથી પોતાના ધણીની પાછળ જતી રહી.

મોરેલ પોતાની સંતાવાની જગાએથી બહાર આવ્યો. ગરબડમાં અત્યાર સુધી કોઇએ તેને જોયો નહોતો.

" મેક્ઝીમીલીઅન, " વેલેન્ટાઇને કહ્યું. " તમે અહિંથી એકદમ ચાલ્યા જાઓ. હું બોલાવું ત્યારે પાછા આવજો. "

મોરેલે નોરટીઅરના સામે જોઇને તેની રજા માગી. પેલા વૃદ્ધે તેને જવાને પરવાનગી આપી. તે યુવાને વેલેન્ટાઇનના હાથને ચુંબન કર્યું, અને પાછલા દરવાજેથી ચાલતો થયો. તેજ ક્ષણે વાઇલફોર્ટ અને ડોકટર બે જણા ઓરડામાં દાખલ થયા. બોરીસ તે વખતે ભાનમાં આવતો હતો. ડોકટર આવીની અને વાઇલફોર્ટે ઉઠાવીને તેને એક પલંગ ઉપર સુવાડયો.

" ડોકટર, કેમ શું આપવા ધારો છો ?" વાઇલફોર્ટે ડોકટરને પૂછ્યું.

પ્રથમ તો બધાને અહિંથી બહાર કાઢો.

" હું પણ જાઉં ? " વેલેન્ટાઇને પૂછયું.

" હા. હા. તમારે તો જવું જ પડશે. " ડોકટરે જવાબ આપ્યો. વેલેન્ટાઇન તો આશ્ચર્યથી ડોકટરના સામે જરા જોઇ રહી. પછી પોતાના પિતામહને એક ચુંબન કરીને ત્યાંથી ચાલતી થઇ. તેના ગયા પછી ડોકટરે દિલગીર ચ્હેરે બારણું બંધ કર્યું અને દરદીને કાંઇક દવા પાઇ.

" જુઓ, જુઓ, ડોકટર, " વાઇલફોર્ટે કહ્યું. " તે ફરીથી પાછો ભાનમાં આવ્યો છે. મને લાગે છે કે આમાં કાંઇ ખાસ ગભરાવા જેવું નથી. "

ડોકટર આવીનીએ જવાબમાં એક દિલગીરી ભર્યું હાસ્ય કર્યું.

" બોરીસ, હવે તને કેમ લાગે છે ? " તેણે દરદીને પૂછ્યું.

" જરા ઠીક છે, સાહેબ. "

" ત્યારે આ બીજી દવા પી જઇશ કે ? "

" હું પ્રયત્ન કરી જોઇશ; પણ મને તમે કોઇ અડકતા નહિ."

" કેમ ? "

" મને સ્હેજ સ્પર્ષ કરશો તો ફરી પાછો મને હુમલો થઇ આવશે. "

" ઠીક લે ત્યારે, પી જા. "

બોરીસે પ્યાલો લીધો અને અડધો પી ગયો.

" તને શરીરના કયા ભાગમાં દરદ થાય છે ?" ડોકટરે પૂછ્યું.

" દરેક જગાએ. આખા શરીરે દરદ થાય છે. "

" આંખે અંધારાં આવે છે કે ? " " હા. "

" કાનમાં કાંઇક વિચિત્ર અવાજ થતો લાગે છે કે ?"

" અરે ભયંકર અવાજ થાય છે. "

" આવું કયારનું થાય છે ? " " હમણાંજ. "

" એકાએક ? " " હા જી. વાદળાંની ગર્જના થતી હોય તેમ અવાજ થાય છે. "

" ગઇ કાલે કે પરમ દિવસે આવું કાંઇ થતું હતું કે ?"

" ના જી. " " કાંઇ સુસ્તી લાગતી હતી ? " " બીલકુલ નહિ."

" આજે તેં શું ખોરાક ખાધો છે ? "

" મેં આજે હજી કાંઇજ ખાધું નથી. શેઠના લીંબુના શરબતમાંથી થોડોક મેં પીધો છે તેજ બસ્સ ! " આમ બોલતાં તેણે નોરટીઅર તરફ દૃષ્ટિ ફેરવી. નોરટીઅર આ બધી બીના ધ્યાનપૂર્વક નિહાળી રહ્યો હતો.

"તે લીંબુનો શરબત ક્યાં છે?" ડોકટરે આતુરતાથી પૂછ્યું. "નીચે પ્યાલામાં છે." "નીચે ક્યાં?" "રસોડામાં."

"હું નીચે જઇને લઇ આવું?" વાઇલફોર્ટે પૂછ્યું.

"ના, ના. તે તમારૂં કામ નથી. તમે આંહ રહો, અને બેરીસને આ બાકીની દવા પાઇ દો. હું જાતેજ જઇને લઇ આવીશ."

ડોકટર આવીની ત્યાંથી ભાગલોજ દોડ્યો. રસ્તામાં મેડમ વાઇલફોર્ટ રસોડામાં જ જતી તેને અથડાઇ, પણ ડોકટરે તેની જરાપણ દરકાર કરી નહિ. તે તો ધૂનમાં ને ધૂનમાં રસોડામાં દોડ્યો. પ્યાલો એક ટેબલ ઉપર પડેલો તેણે જોયો. પ્યાલો ત્રણ ભાગનો ખાલી થઇ ગએલો હતો. તેણે એક બાજ પક્ષીની માફક ઝડપ મારી. પ્યાલો હાથમાં લઇને તે પાછો જ્યાં બેરીસ પડ્યો હતો, તે ઓરડામાં દોડી આવ્યો. મેડમ વાઇલફોર્ટ ધીમે ધીમે પોતાના દિવાનખાના તરફ જતી હતી.

"આજ પ્યાલો કે?" ડોકટરે બેરીસને પ્યાલો બતાવતાં પુછ્યું. "હા જી." "તમે જે શરબત પીધો તે આજ કે?"

"હા. હા." "તેનો સ્વાદ કેવો લાગ્યો?" "જરા કડવો લાગ્યો હતો."

ડોકટરે પોતાની હથેળીમાં બે ટીપાં લીધાં, અને જરા હોઠે લગાડ્યું. તેણે તુરતજ થુંકી નાંખ્યું.

"શરબત તો તેજ છે એમાં શંકા નહિ." તે બોલ્યો. "તમે પણ આમાંથી જ શરબત પીધો હતો કે?" તેણે નોરટીઅરને પુછ્યું.

"હા." "અને તમને પણ જરા કડવો સ્વાદ લાગ્યો હતો કે?" "હા."

"ડાકટર! ડોકટર!" બેરીસે બરાડ મારી. "ફરીથી પાછો

હુમલો થઇ આવ્યો ! અરે હું મરી ચાલ્યો ! ઓ મારા બાપરે !" ડોક્ટર દરદીના તરફ દોડ્યો.

આ પછી દરદીનું દરદ એકાએક વધતું ગયું. ડોક્ટરે વાઇલફોર્ટને બીજી દવાં લેવા દોડાવ્યો. દરદીને ઉલટી કરાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે વ્યર્થ ગયો. આ હુમલો પહેલાના કરતાં વધારે ભયંકર હતો. હવે કાંઇપણ ઉપાય થઇ શકે તેમ નહોતું. ડોક્ટરે તેને પછાડા ખાવા દીધા.

આ પછી ડોક્ટર નોરટીઅરની પાસે ગયો.

"કેમ તમને કેમ છે? ઠીક છે ને ?" "હા."

"ત્યારે દર રવીવારે હું તમને જે દવા આપું છું, તે લીધાથી તમારી તબીઅત હમેશાં જેવી રહે છે તેવીજ છે ને?"

"હા." "તમારે માટે શરબત બેરીસે બનાવ્યો હતો?" "હા." "અને તેમાંથી થોડોક પીવાને તમે તેને કહ્યું હતું ?" "ના." "ત્યારે વાઇલફોર્ટે કહ્યું હતું ?" "ના–" "ત્યારે તેની પત્નીએ ?" "ના." "ત્યારે તો તમારી પૌત્રીએ કહેલું હોવું જોઇએ. નહિ વારૂ?" "હા."

વળી બેરીસની ચીસ સાંભળીને ડોક્ટર તેની પાસે દોડયો.

"બેરીસ," ડોક્ટરે દરદીને કહ્યું. "તારાથી જરા બોલાશે?"

બેરીસ કાંઇક બબડયો.

"જરા પ્રયત્ન કર તો!"

બેરીસે જરા આંખો ઉઘાડી.

"શરબત કોણે બનાવ્યો હતો?" "મેં."

"બનાવીને તરતજ તારા શેઠ પાસે લાવ્યો હતો?"

"ના." "ત્યારે કોઇક બીજી જગાએ મૂકયો હશે."

"હા. હું લઇને આવતો હતો એટલામાં મને કોઇકે બોલાવ્યો એટલે બીજા ઓરડામાં મૂકીને હું જરા ગયો."

"ત્યારે અહિં કોણ લઇ આવ્યું?"

"વેલેન્ટાઇન."

ડોકટરે કપાળ કુટયું. "અરે પ્રભુ!" તે બબડયો.

"ડોકટર! ડોકટર!" બોરીસે બરાડ પાડી.

એટલામાં વાઇલફોર્ટ દવા લઇ આવ્યો.

"બોરીસ, દોસ્ત," ડોકટરે કહ્યું. "જરા આ દવા પી જા તો."

"ડોકટર, ના, ના. મારાથી પીવાય તેમ નથી. મારું ગળું બંધ થઇ ગયું! અરે હું મરી ચાલ્યો! ઓ બાપરે! ઓ પ્રભુ!"

"ના, ના, દોસ્ત," ડોકટરે કહ્યું. "હવે તારું દુઃખ જલદીથી શમી જશે."

"હા. હા. હું સમજયો! ઓ પ્રભુ! મારા પર દયા કર!" તે કમનસીબ દરદી બબડયો, અને એકદમ એક ભયંકર ચીસ પાડીને પછડાઇ પડયો.

ડોકટર આવીનીચે તેનું હૃદય તપાસ્યું.

"કેમ?" વાઇલફોર્ટે પૂછ્યું.

જવાબમાં ડોકટરે તેને કાંઇક લઇ આવવાને કહ્યું. વાઇલફોર્ટ ગયો.

"મો. નોરટીઅર," ડોકટરે નોરટીઅરને કહ્યું. "આપ ગભરાતા નહિ. દરદીને બીજા ઓરડામાં લઇ જઇએ છીએ. ત્યાં તેની ફસ ખોલવી પડશે. તમારાથી તે દેખાવ જોઇ શકાશે નહિ."

પછી બોરીસને તે ઉપાડીને બીજા ઓરડામાં મૂકી આવ્યો, અને બીજી વખત આવીને પેલો અધુરો શરબતનો પ્યાલો લઇ ગયો.

રસ્તામાં જતાં વાઇલ્ડફોર્ટ સામોજ મળ્યો. "કેમ છે તેને ?" તેણે પૂછ્યું.

"આવો, અંદર આવો." ડોક્ટર આવીનીયે દરદીને જે ઓરડામાં લઇ જઇને મૂક્યો હતો ત્યાં આવવાને વાઇલફોર્ટને ઇશારત કરી. ડોક્ટરની પાછળ પાછળ વાઇલફોર્ટ દાખલ થયો.

"કેમ? હજી તે બેભાનજ છે કે?" તેણે પૂછ્યું.

"અરે બેભાન શું, તે તો સ્વધામ પહોંચી ગયો."

વાઇલફોર્ટ તો બે ચાર ડગલાં પાછો હઠી ગયો. તે દિલગીરીથી હાથ ઘસતાં બોલ્યો: "શું બિચારો એટલામાં જ ચાલતો થયો?"

"હા. હા. એટલામાંજ." ડોક્ટરે શબ તરફ નજર કરતાં કહ્યું. "પણ તેમાં આશ્ચર્ય જેવું કાંઇજ નથી. તમારા સસરા અને સાસુ પણ થોડા વખતમાંજ મરી ગયાં હતાં. મોં. વાઇલફોર્ટ, આપના ઘરમાં માણસો ઘણાં જલદી જલદીથી મરી જાય છે!"

"શું?" મેજીસ્ટ્રેટે ભય અને દુઃખથી કંપતાં પૂછ્યું. "હજી તમારી પેલી ભયંકર શંકા એમને એમજ કાયમ છે કે?"

"હજી?" ડોક્ટર આવીની બોલ્યો. "હજી તો શું! પણ હમેશાં તે શંકા મારાં મગજમાં રહેવાનીજ; કારણ મારા મગજમાંથી તે કદીપણ ખસી જ નથી; અને આ વખતે મારી શંકા જરાપણ ભૂલ ભરેલી નથી. જુઓ, સાંભળો."

મેજીસ્ટ્રેટ તો થરથર ધ્રુજવા જ લાગ્યો.

"એક એવા પ્રકારનું વિષ છે," ડોક્ટરે આગળ ચલાવ્યું. "કે જે જીંદગીનો ચોક્કસ અંત આણે છે, છતાં તે સાધારણ ઉપાયોથી પકડી શકાતું નથી. હું તે સારી રીતે જાણું છું; કારણ મેં તેના ગુણોનો બરાબર અભ્યાસ કર્યો છે, અને તેની શી શી અસરો થાય

છે, તે મને બરાબર માલુમ છે. ગરીબ બિચારો બોરીસ તેજ વિષ-નો ભોગ થઇ પડેલો છે. તમારી સાસુ મેડમ સેન્ટ મીરાંન પણ તેજ વિષના પરિણામે સ્વધામ પહોંચી ગયાં છે. તે પકડી કહાડવા-ની એક ખાસ રીત છે, અને તે મને માલુમ છે. તે પ્રયોગ મેં કરી જોયો છે. હું તમને તે કરી બતાવી તમારી હમણાંજ ખાત્રી કરી આપું છું."

એમ કહીને ડોક્ટરે વાઇલફોર્ટને થોડોક જાંબુનો શરબત મંગા-વવાને કહ્યું. તે આવ્યો એટલે જાંબુના શરબતના પ્યાલામાં મેલા લીંબુના શરબતના પ્યાલામાંથી થોડાંક ટીપાં નાંખ્યાં. એક ક્ષણમાંજ પ્યાલામાં નીચે કાંઇક પદાર્થ ઠરતો જણાયો. આ પદાર્થના રંગ બદલાતા ચાલ્યા. બે ચાર રંગ બદલાયા પછી આખરે લીલો રંગ થઇ રહ્યો. પછી તેના રંગમાં કાંઇ વધુ ફેરફાર થયો નહિ. આ પરિણામથી ડોકટરના મનમાં જરાપણ શંકા રહી નહિ.

"જુઓ વાઇલફોર્ટ," ડોકટરે વાઇલફોર્ટને કહ્યું. "આ લીલો રંગ જોયો. ગરીબ બિચારો નિર્દોષ બોરીસ વિષ-પ્રયોગનો ભોગ થઇ પડયો છે. મનુષ્ય તેમજ ઇશ્વરની હાજરીમાં હું પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કરૂં છું કે મારી શંકા તદન સત્ય છે."

વાઇલફોર્ટ કાંઇ બોલ્યો નહિ. તેની આંખો બ્હેબાકળી થઇ ગઇ, તેણે લમણે હાથ દીધા, અને પાસેજ એક ખુરશી ઉપર ફસડાઇ પડયો.



# પ્રકરણ ૨૬ મું.

ડોકટર આવીનીએ મેજીસ્ટ્રેટને શુદ્ધિમાં આણ્યો. વાઇલફોર્ટ ત્યાં સુધી એક શબની માફક પડી રહ્યો હતો.

"અરે, મારા મકાનમાં મૃત્યુએ વાસ કર્યો હોય એમ લાગે છે. આ મૃત્યુનું ધામ બની રહ્યું છે!"

"મૃત્યુનું નહિ પણ ગુન્હાનું કહો !" ડોકટરે જવાબ આપ્યો.

"ડોકટર," વાઇલફોર્ટ બોલ્યો. " આ ક્ષણે મારા હ્રદયમાં જે વ્યથા થઇ રહી છે, તેનું વર્ણન મારાથી થઇ શકે તેમ નથી. ભય, શોક, અને ઉન્માદે મારા હ્રુદય ઉપર સ્વામીત્વ મેળવ્યું છે."

"હા. હા." ડોકટર આવીનીએ કહ્યું. "પણ અત્યારે તમારે પુરૂષાર્થ બતાવવાનો સમય છે. હવે તો ખુના મરકી બંધ થવીજ જોઇએ. આ ગુન્હા પકડવા જોઇએ અને ગુન્હેગારોને ફેજે પહોંચાડી નિર્દોષ મનુષ્યોનાં જીવન નિર્ભય બનાવવાં જોઇએ."

વાઇલફોર્ટે પોતાની આસપાસ એક નિરાશા ભરી દૃષ્ટિ ફેરવી.

" મારાજ ઘરમાં ! " તે બબડયો. " મારાજ મકાનમાં ! "

" જુઓ, " ડોકટર આવીનીએ કહ્યું. " તમે મેજીસ્ટ્રેટ છો. તમે પુરૂષ છો. તમારે હિંમત રાખવી જોઇએ. તમારા જેવા એક કાયદાના જાણનારે, અને એ ન્યાયાધીશે પોતાના અંગત હિત અને સ્વાર્થનો ત્યાગ કરીને દાખલો બેસાડવો જોઇએ. "

" તમે તો મને ગાંડો બનાવી મૂકો છો, ડોકટર. " વાઇલફોર્ટે કહ્યું. " શું મારે સ્વાર્થ ત્યાગ કરવાનો પ્રસંગ ઉભો થયો છે ! "

"હા જી. મારૂં કહેવું તેવું છે."

"ત્યારે તમને કોઇના ઉપર સંશય આવે છે."

"મૃત્યુ તમારાં મકાનનાં દ્વાર ખખડાવે છે. તે દાખલ થાય છે, અને ધીરે ધીરે સમજાય નહિ તેવી રીતે એક ઓરડામાંથી બીજા ઓરડામાં જાય છે. હું પણ તેની પાછળ પાછળ જાઉં છું. હું પણ આંધળાની માફક ફાંફાં મારૂં છું; કારણ તમારે માટેના મારા મનમાંના માનને લીધે, તથા તમારા કુટુંબ સાથેના મારા સ્નેહના સંબંધને લીધે, મારી આંખોએ પણ બેવડા પાટા બંધાયા છે."

"હા, હા. બોલો, બોલો. ડોકટર, હું ગમે તેમ કરીને પણ હિંમત ધારણ કરીશ."

"મેહેરબાન," ડોકટરે આગળ ચલાવ્યું. "તમારા ઘરમાં, તમારા કુટુંબમાં, અગર તમારા નોકર ચાકરોમાં, ગમે તે કોઇક એકાદ ભયંકર ગુન્હેગાર હોવો જોઇએ. એવા ગુન્હેગારો દરેક જમાનામાં માત્ર એકાદજ પાકે છે. આવા પ્રકારના ગુન્હાઓ કરવામાં સ્ત્રીજાતિ ઇતિહાસમાં મશહુર થઇ ગઇ છે. તેવી સ્ત્રીઓ પૈકીની કેટલીક અતિ સુંદર અને નિર્દોષ દેખાવની હતી. તમારા મકાનમાં પણ એકાદ તેવા જ ગુન્હેગારને આશ્રય મળેલો છે."

વાઇલફોર્ટના મ્હોમાંથી એક ધીમી ચીસ નિકળી ગઇ. તે હાથ ઘસવા લાગ્યો, અને ડોકટરના તરફ દયામણા ચ્હેરે જોઇ રહ્યો. પણ ડોકટરે તો નિર્દયતાથી આગળ ચલાવ્યું:—

"ગુન્હાથી લાભ કોને થાય છે એ શોધી કાઢવું, આ સૂત્ર ગુન્હો પકડનારે ખાસ ધ્યાનમાં રાખવાનું છે."

"ડોકટર," વાઇલફોર્ટ બોલ્યો. "અરર, ડોકટર, એ ભયંકર સૂત્રથી કેટલા બધા ન્યાયાધિકારીઓ છેતરાય છે! કેટલી બધી વખત માનુષી ન્યાય એ સૂત્રને લીધે ઉંધે રસ્તે દોરાઇ ગયો છે! કારણ તો હું સમજાવી શકું તેમ નથી, પણ મને એમ લાગે છે કે આ ગુન્હો–"

"ત્યારે ગુન્હો બન્યો છે, એમ તો તમે પણ કબુલ કરો છો ખરૂં ને?" ડોકટરે વાઇલફોર્ટને અધવચમાં અટકાવતાં જ પૂછ્યું.

"હા, હા. ગુન્હો બન્યો છે, એ તો મને પણ સ્પષ્ટ દેખાય છે. પણ આ નિશાન બધું મારા તરફ જ તાકવામાં આવે છે. આ ભયંકર બનાવોના પરિણામે હવે મારા પોતાના ઉપર હુમલો થશે, એમ મને લાગે છે."

"અરે! અરે!" ડોકટર આવીની મનમાં જ બબડવા લાગ્યો. "મનુષ્ય જાત કેવી છે! માણસને પોતાને માટે શું અભિમાન અને શું મહત્વ હોય છે! પ્રાણી માત્રમાં મનુષ્ય એ કેટલું સ્વાર્થી પ્રાણી છે! માત્ર પોતાની જાતનોજ વિચાર! મનુષ્ય માત્ર એમ જ સમજે છે, કે આ પૃથ્વી ફરે છે, અને સૂર્ય ઉગે છે, અને પ્રકાશ આવે છે, તે માત્ર તેને એકલાને માટે જ છે! સૃષ્ટિમાં જે કાંઇ પદાર્થો છે તેનું અસ્તિત્વ માત્ર પોતાને એકલાને જ આભારી છે એમ તેની માન્યતા હોય છે! મરણનો ભય પણ મનુષ્યને પોતાને માટેજ લાગે છે!" પછી તેણે વાઇલફોર્ટને ઉદ્દેશીને કહ્યું. "ત્યારે શું સાહેબ, આપના મકાનમાં બીજાં બધાં સ્વધામ પહોંચી ગયાં, તેનો કાંઇજ વિચાર કરવાની જરૂર નથી? તમારા સસરા, તમારી સાસુ, વળી મોં. નોરટીઅર—"

"એટલે શું? મારા પિતાની શું વાત છે?"

"હા, હા. તમારા પિતાની જ વાત છે. તમારૂં શું એમ ધારવું છે કે આ બિચારા ગરીબ નોકરનું ખૂન કરવાની ખૂનીની ધારણા હતી? ના, ના. તેણે તો બિચારાએ પોતાના વ્હાલા શેઠની ખાતર પોતાનો પ્રાણ આપેલો છે. આ વિષનો પ્રયોગ મોં. નોરટીઅર ઉપર થવાનો હતો. આ શરબત મોં. નોરટીઅરજ પીનાર હતા. નોકર તો બિચારો માત્ર એક અકસ્માતનો જ ભોગ થઇ પડયો છે. એટલે જો કે બોરીસ મરણને શરણ થયો છે, તોપણ ખૂન તો નોરટીઅરનું જ થનાર હતું."

"પણ ત્યારે મારા પિતાને કેમ કાંઇજ થયું નહિ?"

"મેં તમને એક દિવસ બાગમાં કહ્યું હતું કે મોં. નોરટીઅરની દવામાં આ વિષનો ઉપયોગ થાય છે, તેથી તેઓ આ વિષથી ટેવાઇ ગએલા છે. આ જ કારણને લીધે આજના વિષપ્રયોગની તેમના ઉપર કાંઇપણ અસર થએલી નથી. મોં. નોરટીઅરના હાલના વ્યાધિને કાબુમાં લાવવાને છેલ્લા બાર માસથી હંમેશાં હું તેમને ઘણાજ ઓછા પ્રમાણમાં 'બ્રુસીન' દવામાં આપું છું. ખુનીએ હાલમાં 'બ્રુસીન'નો પ્રયોગ કરેલો છે, એટલે તેને બ્રુસીનના ગુણ બધાજ માહિત છે, એ વાત ચોકકસ છે. ભૂલ માત્ર એકજ થઇ છે, પણ તે તેની પોતાની ભૂલ નથી; કારણ મોં. નોરટીઅરને 'બ્રુસીન' દવામાં આપવામાં આવતું હોવાની વાતજ મારા સિવાય બીજા કોઇના પણ જાણવામાં નથી. આથીજ તેની ધારણા બધી ખોટી પડી છે. બાકી 'બ્રુસીન' એ એક ભયંકર પ્રકારનું વિષ છે, અને તેની અસર તાત્કાલિક થતી હોવા છતાં શરીરમાં દાખલ થયા પછી તે એકાએક પકડાવું મુશ્કેલ છે. એ વાત ખૂનીના ખાસ ધ્યાનમાં હોવાને લીધેજ તેણે બ્રુસીનનો પ્રયોગ કર્યો છે."

"હે પ્રભુ! હે ઇશ્વર!" વાઇલફોર્ટ હાથ ઘસતાં બબડયો.

"હવે આપણે ખૂનીના પગલે પગલે જઇએ. પ્રથમ તે મોં. સેન્ટ મિરાનને યમસદન પહોંચાડી દે છે."

"ડાકટર! ડાકટર!"

"હું પ્રતિજ્ઞા ઉપર આ બાબત જાહેર કરવાને તૈયાર છું. તેના રોગનાં લક્ષણોના સંબંધમાં મેં બરાબર તપાસ કરી છે. પ્રથમ સેન્ટ મિરાનને પોતાના માર્ગમાંથી દૂર કરી, પછી તેની સ્ત્રીને પણ તે સ્વધામ પહોંચાડી દે છે; અને આથી બેવડો વારસો મેળવવાનો માર્ગ ખુલ્લો થાય છે."

વાઇલફોર્ટે પોતાના કપાળ ઉપરથી પસીનો લુછી નાંખ્યો.

"બરાબર સાંભળજો."

"હા. હા. હું સાંભળું છું, આગળ ચલાવો." વાઇલફોર્ટે જવાબ આપ્યો.

"મોં. નોરટીઅરે" ડાકટર આવીનીએ નિર્દયતાથી આગળ ચલાવ્યું. "મોં. નોરટીઅરે એક વખત વીલ કરીને તમને તેમજ તમારા આખા કુટુંબને વારસામાંથી બાતલ કર્યું હતું. તે વીલથી તેમની તમામ મિલકત ધર્માદા થવાની હતી. તેવા સંજોગોમાં તેમના તરફથી કાંઇ મળવાની આશા નહોતી, તેથી ત્યાં સુધી તેમની જીંદગી સહિસલામત હતી. તેમણે વીલ રદ કરીને બીજું વીલ કર્યું, અને મિલકત પાછી તમારા કુટુંબમાં આવી. રખેને તેઓ ફરીથી પાછા ત્રીજું વીલ કરે, અને આવેલી મિલકત પાછી જતી રહે, તેવા ભયથીજ તેના ઉપર આ હુમલો કરવામાં આવ્યો હતો. બીજું વીલ પરમ દિવસેજ થયું, અને આજે તો આ વિષ-

પ્રયોગ કરવામાં આવે છે; એટલે ખૂની જરાપણ વખત ગુમાવવા માગતો નથી. કેમ હવે બધું આપને સમજાય છે ને ?"

"ઓ બાપરે ! " ડોકટર મારા ઉપર જરા દયા લાવો.

" દયા ? અમો વૈદ્ય ડોકટરો આવી બાબતો છૂપી રાખી શકીએ નહિ. ઇશ્વરે અમને જે પવિત્ર ફરજ બજાવવાને નિર્માણ કરેલા છે, તે અમારે પ્રમાણિકપણે બજાવવીજ જોઇએ. વૈદ્યકનો ધંધો મનુષ્યના રક્ષણ માટે છે, ભક્ષણ માટે નથી. અમારી પવિત્ર ફરજ ઇશ્વરેચ્છાને આધીન રહીને મનુષ્યને શારીરિક યાતના અને મૃત્યુના મુખમાંથી બચાવવાની છે. અમારા ઉપર એકનિષ્ઠા અને વિશ્વાસ રાખીને મનુષ્ય પોતાની જીંદગી અમારા હાથમાં સોંપે છે, એ કાંઇ અમારે માટે ઓછી અભિમાનની વાત નથી ! ઇશ્વરકૃપાથી મળેલા જ્ઞાનની બક્ષીસનો મનુષ્યના બચાવ માટે ઉપયોગ કરવા ડોકટર બંધાયેલો જ છે. આવા પ્રકારની ડોકટરની ફરજ છતાં ડોકટરની પોતાની જ નજરો આગળ જ્યારે હત્યાઓ અને ખૂનો થાય, અને તે જાણવામાં આવ્યા છતાં ડોકટર તે વાત છૂપાવી રાખે, ત્યારે તે ડોકટર પરમાત્માનો ખરેખરો ગુન્હેગાર થાય છે, અને પરમાત્મા તેનાથી વિમુખ બને છે. માનુષી ન્યાય અગર કાયદાથી આ વાત કદાચ છૂપી રહે, તો પણ ડોકટરને ઇશ્વરને જવાબ દેવો પડે છે. આથી આવા ગુન્હેગારને શોધી કાઢવામાં, અને તેનાથી સમાજને નિર્ભય બનાવવામાં ડોકટરે હમેશાં તત્પરતા રાખવી જોઇએ."

" મારી દિકરી ઉપર જરા દયા કરો !" વાઇલફોર્ટ કાકલુદી ભરેલા અવાજે બબડયો.

" જુઓ તમે પોતેજ તેનું નામ લો છો ! તમે તેના પિતાજી તેનું નામ લોછો !"

"વેલેન્ટાઇન ઉપર દયા કરો! સાંભળો! એ વાત કેવળ અશક્ય છે. અરે હું પોતાના ઉપર આરોપ મૂકું, પણ તેના ઉપર કદી પણ સંશય લવાય જ નહિ. અરે વેલેન્ટાઇનનું હૃદય તો હિરાના જેવું સ્વચ્છ અને પુષ્પના જેવું મૃદુ છે."

"ના, ના. એવી દયા ખાવી એ તમારૂં ભૂષણ નથી. તમે મેજીસ્ટ્રેટ છો. તમારી ફરજ તમારે બજાવવી જોઇએ. આ ગુન્હો અતિભયંકર છે. સાંભળો. તમારા સસરા માંદા હતા. તેઓ તેઓને ગામ હોવાથી અહિંથી દવા મોકલવાની હતી. તે દવા બધી તેમને કોણે મોકલાવી? વેલેન્ટાઇને. અને તમારા સસરા પંચત્વને પામ્યા. તમારી સાસુ અહિં આવ્યાં. તેમને ઔષધ પાણી આપવાની વ્યવસ્થા કોણ કરતું હતું? વેલેટાઇન. અને તમારાં સાસુ પણ તેજ રોગનો ભોગ થઇ પડયાં. દરરોજ સવારમાં મોં. નોરટીઅરને લીંબુનો શરબત આપવાનો હોય છે. આજે બેરીસના હાથથી તેમાં શરબત વેલેન્ટાઇને લીધો. મોં. નોરટીઅરનો અકસ્માત જાદુઇ રીતે બચાવ થયો. વેલેન્ટાઇનજ ગુન્હેગાર છે! વિષપ્રયોગ કરનાર તેજ છે. મારો શક વેલેન્ટાઇનના ઉપરજ જાય છે. હું તેના ઉપર આરોપ મુકું છું. તમે ન્યાયાધીશ છો. હવે તમારે તમારી ફરજ બજાવવવાની છે."

"ડોકટર, હવે મારે તમારા વિરૂદ્ધ કાંઇપણ કહેવાનું નથી. મારાથી હવે બચાવ થઇ શકે તેમ નથી. હવે તો મને પણ તમારા કહેવામાં કાંઇક સત્યતા જણાય છે. પરંતુ મારી જીંદગી બચાવો! મારી આબરૂનું રક્ષણ કરો!' મેજીસ્ટ્રેટ ડોકટરને વિનવવા લાગ્યો.

"મોં. વાઇલફોર્ટ," ડોકટરે જરા વધતા જતા જુસ્સાથી કહ્યું. "કેટલાક એવા પ્રસંગો આવી પડે છે, કે જે વખતે બધું ડહાપણ બાજુ ઉપર મૂકવું પડે છે. તમારી પુત્રીએ માત્ર એકજ ગુન્હો કર્યો

હોત, અને બીજો ગુન્હો કરવાની તયારી કરતાં મેં તેને જોઇ હોત, તો હું તમને કહેત કે, "તેને ચેતવણી આપો, તેને શિક્ષા કરો, તેને કોઇ મઠમાં પૂરી દો, કે જ્યાં તે પશ્ચાત્તાપ અને પ્રભુપ્રાર્થનામાં પોતાનું બાકીનું આયુષ્ય પુરૂં કરે." જો તેણે એ ગુન્હા કર્યા હોત, તો હું કહેત, 'વાઇલફોર્ટ, આ વિષ એક એવા પ્રકારનું છે કે જે ખૂનીના બીલકુલ જાણુવામાં નથી. તેનો પ્રતિકાર કોઇને માલુમ નથી. તેની અસર વિદ્યુતના જેવી છે. તેને આ વિષ પાઓ, અને તેના અમર આત્માને પ્રભુના ધામમાં મોકલાવી આપો. આ રીતે તમારી જીંદગી અને તમારી આબરૂનું સંરક્ષણ કરો; કારણ તેણે તમારી આબરૂ અને જીંદગીના ઉપર ઘા કરવો ધાર્યો છે.' આ પ્રમાણે હું કહેત. પણ તેણે તો ત્રણ ત્રણ ખુન કર્યાં છે, એટલુંજ નહિ પણ ત્રણે જણની મરણ પથારી પાસે બેસીને ખોટાં આંસુ ઢાળ્યાં છે, ખોટી પ્રાર્થનાઓ કરવાના ઢોંગ કર્યા છે. ત્રણ ત્રણ માણસોના પ્રાણ લેતાં તેના જીવને તૃપ્તિ થઇ નથી. એવા ઘાતકી ખૂનીને દેહાંતદંડનીજ શિક્ષા ઘટે! દેહાંતદંડજ! તમે તમારી આબરૂની વાત કરો છો? તમારી ફરજ તમે બરાબર બજાવો, એટલે તમારી કીર્તિ અમર થશે."

વાઇલફોર્ટ ઘુંટણી પડયો, અને ડોકટરને વિનવવા લાગ્યો.

"સાંભળો." તે બોલ્યો. "તમારા જેટલું માનસિક બળ મારામાં નથી. ધારો કે મારી દિકરી વેલેન્ટાઇનની જગાએ અત્યારે તમારી પોતાની દિકરી મેડીલીન આમાં સંડોવાઇ હોત તો?"

ડોકટરના મુખ ઉપરથી લોહી ઉડી ગયું.

"ડોકટર, માતાને પેટે અવતાર લેનાર મનુષ્યમાત્ર–દુઃખ

ભોગવવાને અને મરણને શરણ થવાનેજ સરજાએલ છે. હું પણ મૃત્યુની રાહ જોતો દુઃખ ભોગવવાને તૈયાર છું."

"સાવચેત રહો." ડોકટર બોલ્યો. "મૃત્યુ તો આવશે, પણ કદાચ ઘણું ધીમું ધીમું આવશે. તમારા પિતા તમારી સ્ત્રી, તમારો પુત્ર, બધાના પછી કદાચ તમારો વારો આવશે."

વાઇલફોર્ટ ગુંગળાવા લાગ્યો. તેણે ડોકટરનો હાથ દાબ્યો."

"સાંભળો!" તે બોલ્યો. "દયા કરો! ક્ષમા કરો! ના, ના, મારી દિકરી નિર્દોષજ છે. અમને બન્નેને જો ન્યાયાસન આગળ ખડાં કરવામાં આવે તો હું કહીશ કે, "ના, મારી દિકરી તદ્દન નિર્દોષ છે. મારા ઘરમાં કોઇ જાતનો ગુન્હો બન્યોજ નથી. સાંભળો! મારૂં ખૂન થયું તો તેથી તમારૂં શું જવાનું હતું? તમે મારા મિત્ર છો? તમારા મનમાં કાંઇ લાગણી છે? ના, ના. તમે તો માત્ર એક હૃદય અને લાગણી સિવાયના ડોકટરજ છો! વારૂ, મારી દિકરીને કોર્ટમાં ઘસડવાને હું માગતો નથી! તે વિચાર માત્ર મારૂં મરણ નિપજાવાને બસ છે! વારૂ, એમ છતાં ધારો કે હું તે પ્રમાણે કરૂં, અને તમારી કોઇ જાતની ભૂલ થતી હોય તો? મારી દિકરી તમે કહો છો તે પ્રમાણે દોષિત ન હોય પણ નિર્દોષ હોય તો! એકાદ દિવસ હું આવીને તમને એમ કહેવાને શક્તિવાન થાઉં કે, "જો મારી દિકરી તો નિર્દોષ હતી! રાક્ષસ, તેં મારી દિકરીનો ફોગટ જાન લીધો!" જો તેમ થાય તો આત્મઘાત મહાન પાતક હોવા છતાં મારે આત્મઘાત કરવો પડે."

"વારૂ," ડોકટરે ક્ષણભર વિચાર કર્યા પછી કહ્યું. "ઠીક હું થોભી જઇશ."

વાઇલ્ડફોર્ટને જાણે ડોકટરના બોલવા ઉપર વિશ્વાસ ન આવતો હોય તેમ તે તેના સામે જોઇ રહ્યો.

"માત્ર," મોં૦ આવ્રીનીએ શાંત ગંભીર અવાજે કહ્યું: "જો તમારા ઘરમાં કોઇ માંદું પડે, તમારા પોતાના ઉપર હુમલો થાય, તો મને બોલાવતા નહિ; કારણ હું હવે આવનાર નથી. આ વાત હું તમારી ખાતર ગુપ્ત રાખીશ, પણ મારા અંતઃકરણને ડંખવા નહિ દઉં !"

"ત્યારે તમે મારો ત્યાગ કરો છો, ડોકટર ?"

"હા, કારણ હવે મારાથી તમારી પાછળ ભમાવાનું નથી. કોઇક નવીન બનાવ બનશે, અને આ બધા ભયંકર નાટકનો અંત આવશે. ચાલો સાહેબજી."

"હું વિનંતી કરૂં છું, ડોકટર !"

"મારાથી હવે વધુ કાંઇજ થઇ શકે તેમ નથી."

"એકજ શબ્દ, માત્ર એકજ શબ્દ, ડોકટર ! તમે તો મને ભયંકર વિપત્તિમાં છોડીને ચાલ્યા જાઓ છો, પણ વારૂ, આ મૃત્યુના સંબંધમાં બહાર શી વાતો ચાલશે ?"

"હા, હા." ડોકટરે કહ્યું. "એ વાત સાચી. એ વાતનો આપણે બંદોબસ્ત કરીએ છીએ."

પછી ડોકટર પહેલો ઓરડામાંથી બહાર નીકળ્યો. તેની પાછળ વાઇલ્ડફોર્ટ નીકળ્યો. ગભરાએલા અને ભયભીત થઇ ગએલા નોકર ચાકરો બધા જીનામાં અને ચાલીમાં ઉભા હતા.

"સાહેબ," ડોકટર આવ્રીનીએ બધા સાંભળે તેવા મોટા અવાજે વાઇલ્ડફોર્ટને કહ્યું. 'ગરીબ બિચારા બોરીસનું શરીર કેટલાક વખતથી સારૂં રહેતુંજ નહોતું. તેની તબીઅત ટગુમગુ ચાલતી હતી.

તેનું શરીર છેક ઘસાઇ ગયું હતું. તેના શેઠની સાથે ખુલ્લી હવામાં અને દેશપ્રદેશમાં ફરવાનું મળતું હોવાને લીધે તેની શક્તિ ટકી રહી હતી; પણ છેલ્લાં કેટલાંક વરસથી તેના શેઠ અપંગ થઇ પથારીવશ થયા, ત્યારથી તેની તંદુરસ્તી ઉપર માઠી અસર થઇ હતી. તેને પુરતી કસરત મળતી ન હોવાથી તેના શરીરમાં રોગે ઘર ઘાલ્યુ હતું. ગરીબ બિચારો હવે તેને સદાની શાંતિ મળશે. મારાથી તેને બચાવી શકાય તેમ હતુંજ નહિ. એકાએક તેના મગજે લોહી ચઢી ગયું, અને ભોગ થઇ પડયો." જુઓ, ડોકટરે વાઇલફોર્ટના કાનમાં કહ્યું. "પેલા પ્યાલામાંનો જાંબુનો રસ દેવતામાં નાંખી દેવાને ચુકતા નહિ."

ડાક્ટર વાઇલફોર્ટની સાથે આ પછી બીજી કાંઇપણ વાતચીત કર્યા સિવાય ત્યાંથી ચાલતો થયો.

તે દિવસે સાંજે વાઇલફોર્ટના તમામ નોકરોએ ભેગા થઇને તેની નોકરી છોડવાનો નિશ્ચય કર્યો. તેમને ઘણાએ કાલાવાલા કરવામાં આવ્યા, પગાર વધારવાનાં વચનો આપવામાં આવ્યાં, પણ તે સર્વ ફોગટ. તેઓએ તો માત્ર એકજ જવાબ દીધો. "અમે તો જવાનાજ. જે મકાનમાં મૃત્યુએ ઘર કર્યું છે, જ્યાં હાલતાં ચાલતાં મૃત્યુ નીપજે છે, ત્યાં અમે હવે વધારે રહેવાના નહિં." વાઇલફોર્ટ અને મેડમ વાઇલફોર્ટ જેવાં ભલાં શેઠ શેઠાણીને છોડીને જવાને તેઓ જરા પણ રાજી નહોતા. વેલેન્ટાઇન જેવી ભલી માયાળુ અને નમ્ર શેઠાણી તો તેમણે કદી જોઇજ નહોતી. છતાં દિલગીરી સાથે તેઓને પોતાની મરજી વિરૂદ્ધ ત્યાંથી જવું પડતું હતું, એમ તેમણે જણાવ્યું હતું.

તેઓ આ કહેતા હતા તે વખતે વાઈલફોર્ટે વેલેન્ટાઇન તરફ નજર કરી. તેની આંખોમાં આંસુ ચાલ્યાં જતાં હતાં. બીજી બાજુ મેડમ વાઇલફોર્ટના તરફ દૃષ્ટિ કરતાં તેના મુખ ઉપર કાંઇક દિલ-ગીરી ભર્યું છૂપું હાસ્ય ફરકી રહેલું જણાતું હોય એવી તેને શંકા આવી. તેને જરા આશ્ચર્ય લાગ્યું—

---

## પ્રકરણ ૨૭ મું.

---

જે દિવસે કાઉન્ટ મોર્સર્ફ ડેંગ્લર્સને ત્યાંથી અપમાન પામીને ગુસ્સામાં ચાલ્યો ગયો, તેજ દિવસે સાંજના આન્ડ્રીઆ કેવલકેન્ટી માથાના વાળનાં પટીઆં પાડીને, મુછોના આંકડા ચઢા-વીને ડેંગ્લર્સને ત્યાં ગયો. દસેક મિનિટ દિવાનખાનામાં આડાં તેડાં ગપ્પાં માર્યા પછી ડેંગ્લર્સને તેણે એક બાજુ ઉપર બોલાવ્યો, અને તેના પિતાના ગયા પછી તેને વેઠવવી પડતી વિપત્તિઓ અને અડ-ચણોનું વર્ણન કર્યું; અને ડેંગ્લર્સના કુટુંબે તેના તરફ જે માયાળુ વર્તન ચલાવ્યું હતું તેને માટે તેણે આભાર પ્રદર્શિત કર્યો. તે કુટું-બમાં તેને એક કુટુંબના માણુસ જેવો ગણુવામાં આવતો હતો. આગળ વાત ચલાવતાં તેણે ડેંગ્લર્સની પુત્રી સાથેના પોતાના સ્નેહની વાત છેડી.

ડેંગ્લર્સ તો અતિ ધ્યાનપૂર્વક આ વાત સાંભળી રહ્યો હતો. છેલ્લા બે ત્રણુ દિવસથી આવી જાહેરાત મળવાની તેણે આશા રાખી હતી. આ વાત સાંભળતાં તેની આંખો આનંદથી ચળકવા

લાગી. તે યુવાનની વિનંતિ તે તુરતજ સ્વીકારવાને તૈયાર નહોતો તેથી તેણે કેટલાક ડહાપણ ભર્યા વાંધા આગળ કર્યા.

"હજી તમે જરા નાના છો. લગ્નનો વિચાર કરવાને હજી વાર છે, એમ શું તમને પોતાને નથી લાગતું ?"

"નાજી." આન્ડ્રીઆએ જવાબ આપ્યો. "મને તેમ નથી લાગતું નથી. ઇટાલીમાં અમીર ઉમરાવો નાનપણમાં જ લગ્ન કરે છે. મુરબ્બી, જીંદગી એવી અનિશ્ચિત છે કે જ્યાંથીજ્યારે અને જેટલું સુખ મળે તેટલું આપણે મેળવી લેવું જોઇએ."

"ઠીક," ડેંગ્લર્સે કહ્યું. "ધારો કે તમારી માગણીનો વિચાર તમારા લાભમાં થાય, તો તે સંબંધમાં બધી વ્યવસ્થા કોણ કરશે ? આવી વ્યવસ્થા પરણનાર જોડાનાં માતાપિતાઓએ કરવી જોઇએ."

"મુરબ્બી, મારા પિતા ઘણા ડાહ્યા અને વિચારવંત મનુષ્ય હતા. હું આ ફ્રાંસ દેશમાં જ રહેવાનું વધારે પસંદ કરીશ, એમ તેઓએ ધારી લીધેલું હતું; અને તેથી મારા જન્મ તથા દરજ્જાને લગતા તમામ દાખલાઓ અને કાગળો મને મોકલતી વખતે તેમણે મને એક પત્ર લખ્યો છે. તેમાં હું લગ્નનો સંબંધ બાંધું ને તેમને પસંદ પડે તો મારા લગ્નના દિવસથી દર વરસે દોઢ લાખ લીવર આપવાનું તેમણે મને વચન આપ્યું છે."

"હું પણ મારી દીકરીને પાંચ લાખ ફ્રાંક કન્યાદાનમાં આપનાર છું. વળી તેના સિવાય મારે બીજું કાંઇ પણ ફરજંદ નથી, એટલે તે જ મારી એકલી વારસદાર છે."

ત્યારે તો આપનાં પત્ની અને પુત્રીની સંમતિ થાય તો ગોઠવણ કરવાને જરાપણ હરકત આવે તેમ નથી. અમારે વરસે દિવસે પોણા બે લાખ લીવરનું સાલીઆણું આવશે. વળી હું મારા પિતાને

મારા ભાગના પૈસા રોકડા આપી દેવાને સમજાવીશ. તેઓ આપ-નાર તો નથી, પણ કદાચ તેઓ કબુલ કરે તો અમે એ પચીસ ત્રીસ લાખ તમારા હાથમાં જ સોંપીશું; એટલે તમે અમને દસેક ટકા વ્યાજ પણ ઉપજાવી આપશો."

"હું ચાર ટકા કરતાં વધારે વ્યાજ તો કોઇને પણ આપતો નથી. સાધારણ રીતે તો સાડા ત્રણ ટકા જ આપું છું, પણ તમે મારા જમાઇ થવાના એટલે તમને તો પાંચ ટકા આપીશ. વળી ઉપરનો જે નફો આવશે, તેમાં આપણે બન્ને સરખો હિસ્સો રાખીશું."

"વારૂ સસરાજી." આન્ડ્રીઆએ કહ્યું. તેનો નીચ તુખમ સંતા-ડવાનો પ્રયત્ન કેટલીક વખત નિષ્ફલ જતો; પણ વળી પાછો જરા સાવધ થતાં તે બોલ્યો. "મુરબ્બી, માફ કરજો. કેટલીક વખત હું ભાન ભૂલી જાઉં છું. અરે આવી આશા માત્રથી મારૂં હૃદય ગાંડુ ઘેલું થઇ જાય છે, તો એ આશા ફલીભૂત થતાં શું શું નહિ થાય?"

"પણ," "ડેંગ્લર્સ બોલ્યો. કેટલીક મીલકત તો તમારી પોતા-નીજ છે એટલે તે તમને આપવાની તો તમારા પિતા કદી પણ ના પાડી શકનાર નથી."

"કયી?" "તમારી માતા તરફથી તમને જે વારસામાં મળી છે તે."

"હા, હા. તે તો હું ભૂલીજ ગયો." "તે આશરે કેટલીક હશે?"

"મેં તો તેના સંબંધમાં કોઇ દિવસ કાંઇ વિચાર પણ કર્યો નથી; પણ મને લાગે છે કે કે વીસેક લાખ તો હશે જ."

કોઇ કંજુસને પોતાનો ખોવાયલો દ્રવ્યનો ખજાનો જડવાથી જેટલો આનંદ થાય, તેટલો આનંદ ડેંગ્લર્સને થયો.

"ત્યારે મુરબ્બી," આન્ડ્રીઆએ પોતાના ભાવી સસરાને માનપૂર્વક નમન કરતાં પૂછ્યું. "હું આશા રાખું કે!"

"તમારે એકલી આશા જ રાખવાની નથી, પણ આ બાબત ચોક્કસ નક્કી થઇ છે એમ માનવાનું છે. માત્ર તમારા પોતાના તરફથી કાંઇ ડખલ ઉભું ન થાય, એટલુંજ જોવાનું છે."

"અરે મારા આનંદની તો સીમાજ નથી!"

"એ તો ઠીક, પણ" ડેંગ્લર્સે જરા વિચારગ્રસ્ત ચ્હેરે પૂછ્યું. "કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો જેના રક્ષણ નીચે તમે છો, તેમણે તમારે માટે આ માગણી કેમ ન કરી?"

આન્ડ્રીઆ જરા શરમાયો.

"હું કાઉન્ટની પાસેથી હમણાંજ છૂટો પડયો." આન્ડ્રીઆએ જવાબ આપ્યો. "તે ઘણો જ સારો અને ભલો માણસ છે, પણ તેના વિચારો જરા વિચિત્ર છે. તેને મારે માટે ઘણો ઉંચો મત છે. મારા પિતા મને વ્યાજ આપવાને બદલે-વર્ષાસન આપવાને બદલે પૈસાજ આપી દેશે એમ તેને પોતાને ખાત્રી છે, એમ કાઉન્ટ મને કહેતો હતો. તેણે તે માટે પોતાની લાગવગનો ઉપયોગ કરવાનું પણ મને વચન આપ્યું છે. આટલું છતાં કોઇના લગ્નના સંબંધ બાંધવાના કાર્યમાં તે અત્યારસુધી પડયો નથી, અને પડવાની તેની ઇચ્છા પણ નથી, એમ તેણે મને કહ્યું. પણ જો કે તે કાંઇ પણ આગળ પડતો ભાગ લેવા માગતો નથી, તોપણ તમે તેને કાંઇ પૂછશો તો તે તેનો જવાબ દેવાને બીલકુલ આનાકાની કરશે નહિ. હવે આપણે આ વાત નક્કી થઇ ગઇ છે એટલે આપણા કામકાજની વાત કરીએ."

"વારુ, શું છે?" ડેંગ્લર્સે હસતાં હસતાં પૂછ્યું.

"એટલું જ કે પરમદિવસે મારે ચાર હજાર ફ્રાંક જોઇએ. વધારામાં આ મહિનાની મારી રકમ પુરતી થશે નહિ એમ ધારીને મોન્ટેક્રિસ્ટોએ પણ વીસ હજારનો ચેક લખી આપ્યો છે. જુઓ આ રહ્યો તે."

"અરે એવા એવા દસ લાખના ચેક લઇ આવોને." ડેંગ્લર્સ બોલ્યો. "મને ઘણો જ આનંદ થશે. કાલે તમે કહો તે સમયે તમને પૈસા મોકલાવી આપું."

"દશ વાગે. જો બની શકે તો; કારણ મારે પછીથી જરા બહારગામ જવાનું છે."

"ઠીક ત્યારે દસ વાગે પૈસા તમને મળશે. તમે હજી 'પ્રીન્સીસ હોટેલ' માં જ રહો છો ને?" "હા જી."

બીજે દિવસે સવારમાં એક નાણાવટીની હમેશની નિયમિતતા પ્રમાણે બરાબર દસ વાગે પેલા યુવાનના હાથમાં નાણાં પડયાં. તેમાંથી બસો ફ્રાંક કેડરોસને આપવાને નિવાસગૃહના માલિકને સોંપીને આન્ડ્રીઆ ત્યાંથી ચાલતો થયો. તેને જવાનું કારણ માત્ર એટલુંજ હતું કે કેડરોસને તે જાતે મળવા માગતો નહોતો. દર મહિને તે આવી રીતે કેડરોસને નાણાં પહોંચાડતો. તે સાંજના પાછો ફર્યો. ગાડીમાંથી નીચે ભાગ્યેજ પગ મુકયો હશે, એટલામાં નિવાસગૃહના નોકરે તેને સલામ કરીને કહ્યું. "સાહેબ, પેલો માણસ આવ્યો હતો."

"કોણ માણસ?" આન્ડ્રીઆએ બેદરકારી બતાવતાં કહ્યું. ખરૂં જોતાં કેડરોસ તેના મગજમાંથી કદી ખસતોજ નહોતો.

"જે માણસને આપ તેના ભરણપોષણ માટે વર્ષાસન આપો છો તે માણસ."

"હા હા. મારા પિતાનો ખરડો નિમકહલાલ નોકર." આન્ડ્રીઆ બોલ્યો. "વારૂ હું જે બસો ફ્રાંક તેને આપવાને મૂકી ગયો હતો તે તમે તેને આપ્યા જ હશે?"

"હા નામદાર."

આન્ડ્રીઆને આ સિવાય બીજા ઉપનામથી કોઇ બોલાવે તો તે તેને પસંદ નહોતું.

"પણ," પેલા માણસે કહ્યું. "તેણે તે પૈસા લેવાની ના પાડી."

આન્ડ્રીઆના મુખ ઉપરથી રંગ ઉડી ગયો; પણ અંધકારમાં તેના મુખ ઉપરની ફીક્કાશ કોઇના જોવામાં આવી નહિ.

"શું? તેણે પૈસા લીધા નહિ?" જરા ધ્રુજતા અવાજે તેણે પૂછ્યું.

"ના જી. તેની ઇચ્છા આપ નામદારને મળવાની હતી. આપ બહાર ગયા હતા, એવો મેં જવાબ આપ્યો. પ્રથમ તો તેણે તે માન્ય રાખ્યો નહિ, પણ પછીથી જ્યારે તેની ખાત્રી થઇ ત્યારે તેણે મને આ પત્ર આપને પહોંચાડવાને આપ્યો.

"લાવો જોઇએ." આન્ડ્રીઆએ પત્ર લીધો અને ગાડીના દીવાથી વાંચી જોયો.

તેમાં માત્ર આટલુંજ લખેલું હતું:—

"હું ક્યાં રહું છું તે તમને માલુમ છે જ. આવતી કાલે સવારમાં નવ વાગે તમે મને મળવા આવશો જ એવી હું આશા રાખું છું."

આન્ડ્રીઆએ કાગળ હાથમાં આવતાંજ પ્રથમ તેને બરાબર તપાસી જોયો હતો. કોઇએ તે ખોલ્યો હોય, અને વાંચ્યો હોય, એવી

તેને બ્હીક હતી. પણ તે કોઇએ વાંચ્યો નહોતો. તેની સીલ બરાબર હતી.

"ઠીક, ઠીક." તે બોલ્યો. "ગરીબ બિચારો દુઃખમાં આવી પડયો છે! તેના જેવો લાયક નોકર મળવો મુશ્કેલ છે!"

આ શબ્દો સાંભળીને શેઠનાં વધારે વખાણ કરવાં કે નોકરનાં, તે બાબત નોકર તો બિચારો મોટી વિમાસણમાં પડયો અને ત્યાંથી ચાલતો થયો.

"ઘોડા છોડીને જલદીથી ઉપર મારા ઓરડામાં આવ."

આન્ડ્રીઆએ ગાડીવાળાને હુકમ કર્યો. પછી એકાદ બે ક્ષણમાં તો તે પોતાની ઓરડીમાં ગયો, અને પેલો કેડરોસનો પત્ર તેણે બાળી નાંખ્યો. તેજ ક્ષણે નોકર દાખલ થયો.

"પીટર, આપણે બન્ને ઉંચાઇમાં સરખાજ છીએ નહિ વારૂ?" આન્ડ્રીઆએ ઘોડાવાળાને પૂછ્યું.

"હા નામદાર."

"ગઇ કાલે જ તને તારો નવિન પોષાક મળ્યો છે નહિ વારૂ?"

"હા જી."

"આજે સાંજે મારે એક યુવતીની મુલાકાતે જવાનું છે, અને મારે છૂપા રહેવાની ઇચ્છા છે. એવાં કામો તું બરાબર સમજે છે માટે કાલ સુધી મને તારો પોષાક આપ. હું અત્યારે જ અહિંથી જવાનો છું, અને કોઇક વીશીમાં આજની રાત ગાળવાનો છું."

પીટરે આજ્ઞા પાળી. પાંચ મિનિટમાં આન્ડ્રીઆ આવી રીતે ઘોડાવાળાના વેશમાં છૂપાઇને ત્યાંથી ચાલતો થયો અને એક અજાણી વીશીમાં રાત્રે પડી રહ્યો. બીજે દિવસે સવારમાં કેડરોસ જે મેહેલ્લામાં રહેતો હતો, તે શોધી કાઢીને ત્યાં તપાસ કરવા લાગ્યો.

"કોને શોધો છો ?" એક ફૂલ વચનારીએ પૂછ્યું.

"મોં. પોલીટનને." આન્ડ્રીઆએ જવાબ આપ્યો.

"પહેલાં ભઠીઆરાનો ધંધો કરતો હતો તે ?"

"હા તેજ."

"જુઓ પેલા ત્રીજા ઘરમાં ત્રીજે માળે તપાસ કરો."

આન્ડ્રીઆએ પોતાને મળેલી સુચના પ્રમાણે કેડરોસની ઓરડી શોધી કાઢી. બારણું ખખડાવ્યું. તુરત જ કેડરોસે ડોકું બહાર કાઢ્યું.

"અરે વાહરે દોસ્ત," કેડરોસ બોલ્યો. "તું તો બરાબર વખતસર આવી પહોંચ્યોને શું ?"

"જાન્હમમાં જાય તું અને તારી નિયમિતતા !" એમ બોલતો આન્ડ્રીઆ એક ખુરશી પર પડયો. અત્યારે તેજ ખુરશી કેડરોસના માથામાં મારવાની તેની ઇચ્છા જણાઇ.

"ચાલ ચાલ, દોસ્ત. ગુસ્સે થતો નહિ. જો હું તારીજ રાહ જોતો હતો. તારે માટે તો તારા મન ગમતું ભોજન મેં તૈયાર રાખ્યું છે."

પછી આન્ડ્રીઆને તે અંદરની ઓરડીમાં લઇ ગયો. ત્યાં ભોજન માટેની સર્વ વ્યવસ્થા તૈયાર હતી.

"કેમ દોસ્ત," નાસ્તો લેતાં લેતાં કેડરોસે પૂછ્યું. "કેમ, મજા પડે છે ને ? કે બધું ભૂલી જ ગયો છે ?"

"પણ" આન્ડ્રીઆએ ગુસ્સાથી કહ્યું. "આટલા માટેજ મને અહિં સુધી બોલાવતાં તને શરમ ન આવી ?"

"જો દોસ્ત," કેડરોસ બોલ્યો. "જમતાં જમતાં વાતચીત કરવાની ઠીક મજા પડે છે. જા, જા, તું તો નિર્ગુણી માણસ છે ! એક

જુના દોસ્તને મળવાથી તને આનંદ થતો નથી? અરે તને જોઇને તો મારી આંખો હર્ષનાં આંસુથી ઉભરાઇ જાય છે."

"બદમાસ! બસ કર! ચુપ રહે!" આન્ડ્રીયા બોલ્યો. "તું મ્હને ચાહે છે?"

"હા, હા. સેતાનના સોગન! મારામાં એક નિર્બળતા છે પણ તેનો ઉપાય નથી!"

"તેથીજ કાંઇક નવિન તોફાનના ઇરાદાથી મને બોલાવ્યો છે?"

"જો," કેડરોસ બોલ્યો. "તારા ઉપર મને પ્રેમ ન હોય તો હું આવી જીંદગી ગાળું, અને તને મઝા મારવા દઉં ખરો કે? તેં તારા નોકરનાં કપડાં પહેર્યાં છે, એ ઉપરથી તું નોકર ચાકર રાખે છે, એમ સાબીત થાય છે. આ ભોજન તને ગમતું નથી; કારણ પેરીસ શહેરનાં ઉત્તમમાં ઉત્તમ નિવાસગૃહોમાં તું રહે છે અને જમે છે; હું પણ નોકર રાખું, હું પણ તારી માફક ઉત્તમ ભોજન જમું; પણ હું તેમ કરતો નથી, તેનું શું કારણ? કારણ કે મારા જુના દોસ્ત બેનીડેટ્ટોને ત્રાસ આપવાની મારી ઇચ્છા નથી. કેમ મારૂં કહેવું ખરૂં છે ને?"

આ કહેતી વખતે કેડરોસે આન્ડ્રીઆના તરફ એક એવી દૃષ્ટિ ફેરવી કે જેનો હેતુ સમજવાને આન્ડ્રીઆને જરા પણ વિલંબ લાગ્યો નાહં.

"વારૂ, પણ મને શા માટે બોલાવ્યો છે?"

"મળવાને દોસ્ત, મળવાને."

"પણ હવે સર્વ વ્યવસ્થા તો આપણે કરી દીધી છે. હવે શા માટે મને સતાવે છે?"

"પણ દોસ્ત એમ મિજાજ શા માટે ખોઇ નાંખે છે?" કેડરોસે પૂછ્યું. "જો આ મારી ઓરડીમાં જરા નજર ફેરવી જો. જરા ભોજન કરતો જા, અને આપણે વાતો કરીએ છીએ. જો દોસ્ત, જોઇ મારી આ ઓરડી? પ્રીન્સીસ હોટલના જેવી આમાં વ્યવસ્થા અને ઠાઠ છે કે?"

"ચાલ, ચાલ, કેડરોસ, તું તો હંમેશાં અસંતોષી રહેવાનો! તને કદી સંતોષ થવાનો જ નથી, એટલે તું હંમેશાં દુ:ખી જ રહેવાનો!"

કેડરોસે નિઃશ્વાસ નાખ્યો.

"વારૂ, હવે તારે શું કહેવા જેવું છે? તારૂં સ્વપ્ન તો ખરૂં પડયુંજ છે."

"ના, ના, હજી તે તો માત્ર એક સ્વપ્નજ છે."

"કેમ હજુ શું બાકી છે? તને પણ વર્ષાસન મળે છે ને?"

"વર્ષાસન?" "કેમ નહિ! હું બસો ફ્રાંક આપું છું ને?"

કેડરોસે ખભા ચઢાવ્યા.

"એ તો ખરેખર નીચું જોવરાવનારૂં છે." તે બોલ્યો. "આવી રીતે તારી મરજી વિરૂદ્ધ તને ટટળાવી ટટળાવીને તારી પાસેથી પૈસા લેવા એના જેવું હલકું બીજું શું હોઇ શકે? વળી એવા પૈસાનો તો જલદીથી જ અંત આવી જવાનો. આથી મારે કંજુસીથી રહેવું પડે છે. કારણ, વખતે તારા જ સંજોગોમાં ફેરફાર થઇ ગયો તો તું મને કયાંથી આપનાર હતો? લક્ષ્મી ચલ છે! પણ તારા નસીબનો સિતારો તો હવે ખરો જોર પર આવ્યો લાગે છે. તું તો ડેંગ્લર્સની પુત્રી સાથે લગ્ન કરનાર છે!"

"શું? ડેંગ્લર્સની પુત્રી સાથે?"

"હા, હા. મને ચોક્કસ બાતમી મળી છે. બૅરન ડેંગ્લર્સની પુત્રી સાથે જ. તું પણ હવે તો કાઉન્ટ બેનીડેટ્ટો થઇ બેઠો છે ને? ડેંગ્લર્સ મારો જુનો મિત્ર હતો, એટલે જો તેની સ્મરણ શક્તિ સારી હોય તો તેણે મને પોતાની પુત્રીના લગ્ન વખતે યાદ કરવો જ જોઇએ; કારણ કે તે મારા લગ્નમાં આવ્યો હતો. હા, હા, તને આશ્ચર્ય લાગે છે, પણ તે મારા લગ્ન પ્રસંગે હાજર હતો; કારણ અમારે મિત્રતાનો સંબંધ હતો અને તે વખતે તેનામાં હાલના જેવું આટલું બધું અભિમાન નહોતું. તે વખતે તે પેલા મોં. મૉરલ નામના વહાણવટીને ત્યાં એક સાધારણ કારકુન હતો. અરે મેં તો સેંકડો વખત તેની તથા તમારા નામીચા કાઉન્ટ મોર્સર્ફની સાથે ભોજન કર્યું છે. આ ઉપરથી તારી ખાત્રી થશે કે મારે પણ કેટલાંક સારાં સારાં ઓળખાણ પિછાન છે, અને જો તે ઓળખાણો જરા તાજાં કરૂં તો આપણે બન્નેને પાછો તે લોકોને ત્યાં ભેગા થવાનો વારો આવે."

"જો, દોસ્ત, તારી અદેખાઇને લીધે તને બધું ઉંધું જ દેખાય છે."

"એ તો બધું જાણે કે ઠીક છે, પણ હું કહું છું તે સત્ય છે. વળી કોઇક દિવસ તને સાબીત કરી બતાવીશ. કોઇક વખતે સારાં કપડાં પહેરીને મોટા લોકોને ત્યાં હું આવીશ, અને ત્યાં તને ભેટીશ, એટલે તને ખાત્રી થશે. પણ હવે એ વાત હાલ જવાદો. ચાલો આપણે હવે જમી લઇએ."

કેડરોસે શરૂઆત કરી. આન્ડ્રીઆનો પણ છૂટકો થયો નહિ.

"કેમ દોસ્ત, હવે આ ભોજનની તો મજા પડે છે ને!"

"હા. હા."

"તને તે પસંદ આવે છે કે?"

"મને તો માત્ર એટલો જ વિચાર આવે છે કે તને આવું સરસ ભોજન મળે છે, છતાં અસંતોષ કેમ રહે છે?"

"જો દોસ્ત, આ બધા સુખ ઉપર માત્ર એકજ વિચારથી પાણી ફરી વળે છે."

"શા વિચારથી?" "એટલા જ વિચારથી કે હું પરતંત્ર છું—બીજાઓના ઉપર મારે આધાર રાખવો પડે છે. હું હંમેશાં પ્રમાણિકપણે મારી પોતાની જાતમહેનતથી મારો રોટલો પેદા કરતો, એટલે મને તો એથી દુઃખ થાય જ."

"જો એજ માત્ર એક દુઃખ હોય, તો તમારે દુઃખી થવાનું કારણ નથી. મારી પાસે એટલું બધું છે, કે આપણો બન્નેનો નિર્વાહ સારી રીતે થઇ શકશે."

"દોસ્ત, તારે માનવું હોય તો માન, અને ન માનવું હોય તો ન માનીશ, પણ દરેક માસની આખરે મને ઘણો પશ્ચાત્તાપ અને દુઃખ થાય છે.'

"તમને પશ્ચાત્તાપ!"

"એટલો બધો પશ્ચાતાપ થાય છે કે ગઇ કાલે તો મેં તારા બસો ફ્રાંક હાથમાં પણ ઝાલ્યા નહિ."

"હા. હા. પણ તેનું કારણ તો તમે એમ બતાવ્યું કે તમારી ઇચ્છા મને કાંઇક કહેવાની હતી. ત્યારે શું તમને ખરેખર પશ્ચા-ત્તાપ થાય છે?"

"ખરેખરો પશ્ચાત્તાપ! વળી મને એક વિચાર આવે છે."

આન્ડ્રીઆ કંપી ઉઠયો. કેડરોસના વિચારોથી તે હંમેશાં કંપી ઉઠતો.

"હમેશાં બીજા માસની પહેલી તારીખની ડોળા ફાડીને રાહ જોવી એ તો એક ખરેખર દયાજનક સ્થિતિ જ કહેવાય."

"અરે," આન્ડ્રીઆએ પોતાના સોબતીની મુખચર્યા તપાસતાં ડહાપણ બતાવ્યું. "જીંદગીમાં બધાનેજ રાહ જોવાની હોય છે ને? જુઓને, હું જ શું કરૂં છું? શાંતિથી રાહ જ જોયાં કરૂં છું."

"હા. હા. તું રાહ જુએ છે; કારણ કે એક નજીવી બસો ફ્રાંકની રકમને બદલે તને પાંચ છ હજારની અગર દસ હજારની કે બાર હજારની આશા હોય છે. આ બધું અનુમાન છે, કારણ તું ખરેખરી હકીકત કોઇને પણ બતાવતો નથી. પહેલાંના સમયમાં પણ તું ઘણી ઘણી બાબતો મારાથી છાની રાખતો. હાલ પણ તું તેવીજ રીતે વર્તે છે, પણ દોસ્ત આ કેડરૌસ તારા કરતાં વધારે ચાલાક છે. એની લુચ્ચાઇને તારાથી પહોંચી શકાય તેમ નથી.'

"વળી પાછો તેં ભાલતોજ લવારો કરવા માંડયો! આમ વારંવાર નકામો ટકટકારો કરીને મને ચીઢવવાથી શું ફાયદો છે?"

"દોસ્ત, તને તો હજી માત્ર વીસ બાવીસ વરસજ થયાં છે; એટલે ભૂતકાળની વાતો તું જલદી ભૂલી જાય એ સ્વાભાવિક છે. પણ મને તો પચાસ વરસ થયાં છે, એટલે તારાથી બમણાં વરસ થયાં હોવાથી મારાથી કાંઇ ભૂલી શકાય તેમ નથી. પણ હવે મુદ્દાની વાત ઉપર આવીએ."

"ઠીક, બોલો."

"મારૂં કહેવું એવું છે કે જો હું તારી જગાએ હોત તો—"

"વારૂ તો શું?—"

"તો હું પૈસા ભેગા કરી લેત—" "શી રીતે?"

"હું ૭ માસની નિમણોક પ્રથમથીજ માગી લેત. ગમે તે બ્હાનું કાઢત, અને રકમ મળતાંજ પલાયન થઇ જાત."

"હા, હા. એ વિચાર કાંઇ છેક ખોટો તો નથીજ."

"બચ્ચા," કેડરોસે કહ્યું. "જો મારી સલાહ માન. તેથી તને કાંઇપણ નુકસાન થનાર નથી.

"પણ ત્યારે," આન્ડ્રીઆ બોલ્યો. "જે સલાહ મને આપવાને તું ઉભો થયો છે, તે જ સલાહ તું કેમ માનતો નથી? લેને, હુંજ તને તારી બસો ફ્રાંકની નિમણોક ૭ માસની અગર વરસ દિવસની સામટી આપી દઉં. તે લઇને તુંજ જતો રહેને."

"શું મને બારસો ફ્રાંક આપીને કાઢી મૂકવા માગે છે?"

"અરે," આન્ડ્રીઆ બોલ્યો. "બે માસ ઉપર તો તું ભૂખે મરતો હતો, અને આજે તને બારસો ફ્રાંક હું આપું છું તે તને કડવા લાગે છે?"

-"દોસ્ત, જેમ વધારે ખોરાક લઇએ તેમ વધારે ભૂખ ઉઘડે છે." કેડરોસે એક બિહામણું હાસ્ય કરીને કહ્યું. "અને મેં એક યુક્તિ શોધી કાઢી છે."

આન્ડ્રીઆને કેડરોસના વિચારો કરતાં તેની યુક્તિઓની વધારે બ્હીક લાગતી હતી.

"મને તમારી યુક્તિ તો જણાવો. મને લાગે છે કે તમારી યુક્તિ ઘણી સુંદર હોવી જોઇએ.'

"મારી યુક્તિઓ હમેશાં સુંદર હોય છેજ. કેમ તને તેનો અનુભવ થયો નથી શું?"

"વારૂ, તારી યુક્તિ મને જણાવ તો ખરો."

"જો ત્યારે દોસ્ત," કેડરોસે આગળ ચલાવ્યું. "તને પોતાને કાંઇ પણ નુકશાન થયા સિવાય મને પંદર હજાર ફ્રાંક મળે, એવી વ્યવસ્થા તું કરી શકે તેમ છે? પંદર હજાર પુરતા તો નથી જ; કારણ મારે નવેસરથી ઘર માંડવાને અને ધંધો કરવાને ઓછામાં ઓછા ત્રીસ હજાર તો જોઇએ જ."

"ના, ના. મારાથી કાંઇ તેવું બની શકે તેમ નથી."

"હજી તું મારૂં કહેવું બરાબર સમજ્યો જ નથી. તને કાંઇ પણ નુકશાન અગર ખર્ચ થયા સિવાય—"

"શું મારી પાસે તારે ચોરી કે લુંટ કરાવવી છે? મારૂં કિનારે આવેલું વહાણ તારે અધવચ ડુબાડવું છે? પરિણામે આપણને બન્નેને જ્યાંથી નાસી આવ્યા છીએ, ત્યાં પાછા જવાનો વખત આવશે."

"હું પકડાઇશ તો તેમાં મને કાંઇ વિશેષ નુકશાન થવાનું નથી. હું એકલો અહિં તહિં ભટકું છું, અને મારા સોબતીઓને માટે વલખાં માર્યા કરૂં છું. હું કાંઇ તારા જેવો નિર્દય અને સ્વાર્થી મનુષ્ય નથી કે ગરજ સર્યા પછી જુના મિત્રોને ભુલી જાઉં!"

આ વાતો સાંભળીને તો આન્ડ્રીઆના હોસકોસ ઉડી ગયા.

"ચાલ, કેડરોસ, હવે એવી નકામી નકામી વાતો જવા દે." તેણે કહ્યું.

"જો દોસ્ત બેનીડેટ્ટો, તારે ગભરાવાનું અગર ભય પામવાનું કારણ નથી. માત્ર મને કોઇ એવો રસ્તો બતાવ કે જેથી ત્રીસ હજાર ફ્રાંક મને મળે!"

"વારૂ દોસ્ત, હું એ વાત ધ્યાનમાં રાખીશ." આન્ડ્રીઆએ જવાબ આપ્યો.

"ત્યારે તે દરમ્યાન મને જે બસો ફ્રાંક આપે છે, તે વધારીને પાંચસો ફ્રાંક કરી આપ. મારે પણ હવે એકાદ નોકર રાખવાની ઇચ્છા છે."

"ઠીક, પાંચસો ફ્રાંક લેજે." આન્ડ્રીઆએ કહ્યું. "હવે તો તું મારી ભલમનસાઇનો ઘણો દુરૂપયોગ કરવા લાગ્યો છે."

"અલ્યા, આમ કેમ બોલે છે?" કેડરોસે કહ્યું. "લાખોની મિલકતનો તડાકો તારે એકલાને જ પડે એવી તારી ઇચ્છા છે એમ જણાય છે; પણ તને એકલાને કાંઇ બધું પચવા દેવાય તેમ નથી, સમજ્યો કે?"

"લાખોની મિલકત કાંઇ મારી નથી. મારા મુરબ્બી–મારા વાલી–મારા રક્ષકની છે."

"હા, હા. તારો વાલી ખરો!" કેડરોસ બોલ્યો. "પણ દોસ્ત, સાચું બોલજે, તેણે તને દર મહિને કેટલીક રકમ બાંધી આપી છે?"

"પાંચ હજાર ફ્રાંક."

"તને તે પાંચ હજાર ફ્રાંક આપે છે, ત્યારે તેમાંથી તું મને માત્ર પાંચસોજ ફ્રાંક આપે છે! અલ્યા મહિને પાંચ હજારનું તું શું કરે છે?"

"અરે ખર્ચાઇ જાય છે. બધાજ ખર્ચાઇ જાય છે." આન્ડ્રીઆએ જવાબ આપ્યો. "મારી પણ તારા જેવીજ સ્થિતિ છે. મહિનાની આખરે હું પણ તારા જેવો જ ભિખારી બની જાઉં છું. મારે પણ હવે કાંઇ મુંડી મેળવવી જોઇએ."

"મુડી ક્યાંથી મેળવીશ? તારો શેઠ આપશે?"

"હા, હા. મારો શેઠ–મારો વાલી આપનાર છે; પણ તેને માટે મારે રાહ જોવી જોઇએ."

"શાની રાહ જોવાની છે?" "તેના મરણની."

"તેના મરણથી તને ફાયદો થનાર છે?"

"હા, હા. કારણ કે તેણે વીલ કરેલું છે, અને તેમાં મને પણ કાંઇક આપી જનાર છે."

"શું આપી જનાર છે?

"પાંચ લાખ ફ્રાંક!"

"બસ્સ! એટલાજ? એ કાંઇ બહુ કહેવાય નહિ."

"જે ઠર્યું છે તે મેં તને કહ્યું." "એટલું તો ન હોય!"

"કેડરોસ, તું મારો ખરો મિત્ર છે ને? તારા ઉપર હું વિશ્વાસ રાખી શકું કે?"

"હા. હા. આપણે તો જીવજાન દોસ્ત છીએ."

"ત્યારે જો હું તને એક છૂપો ભેદ કહું." "શું?"

"પણ યાદ રાખજે કે—" "અરે એક અક્ષર પણ મારા મ્હોંમાંથી ન નિકળે."

"જો ત્યારે," આન્ડ્રીઆ બોલ્યો. "હું ધારૂં છું કે–"

"બોલ, બોલ. અહિં કોઇ નથી. તું ગભરાઇશ નહિ."

"મને લાગે છે કે મારો બાપ જડી આવ્યો છે."

"તારો બાપ?" "હા, હા."

"ત્યારે શું પેલો મેજર કેવલકેન્ટી તારો બાપ ન થાય?"

"ના. ના, એ તો જતો રહ્યો. આ તો મારો ખરો બાપ જડી આવ્યો છે."

"તે વળી કોણ?"

"જો, દોસ્ત, કોઇના કાને વાત જાય નહિ. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો." "ના, ના !"

"હા, હા. હવે તું બરોબર સમજ્યો હોઇશ. જાહેર રીતે તે મારો દિકરો સ્વીકાર કરી શકે તેમ નથી, અને તેથીજ પેલા મેજરને એક ઓઠા તરીકે આગળ કર્યો છે, અને તે માટે તેને દરમહિને પચાસ હજાર ફ્રાંક આપે છે." આન્ડ્રીઆએ ખુલાસો કર્યો.

"તારો બાપ થવાને પચાસ હજાર ફ્રાંક ! અરે, હું તો એથી અડધી રકમ માટે, અરે વીસ હજાર–પંદર હજાર–દસ હજાર માટે પણ તારો બાપ, દિકરો, દાદો, કાકો જે કહે તે થવાને તૈયાર છું."

"પણ મને કાંઇ તે બધી ખબર હતી ? બધી વ્યવસ્થા થયા પછી જ મારા જાણવામાં આવ્યું."

"હા, હા, એ વાત ખરી ! ત્યારે વીલમાં તારે માટે–"

"મારે માટે પાંચ લાખ ફ્રાંક મૂકી જનાર છે."

"તને ચોકકસ ખાત્રી છે ?"

"અરે તેણે મને વીલ બતાવ્યું છે, અરે, પણ એટલું જ નથી; તેણે મારે માટે બીજું પણ લખ્યું છે."

"હશે કદાચ !"

"અરે તેણે વીલમાં મારો દિકરા તરીકે સ્વીકાર કર્યો છે, અને તેની અમુક અમુક પ્રકારની ઇચ્છાઓ અમલમાં લાવું અને તે પ્રમાણે વર્તન કરૂં તો મને તમામ મિલકત મળનાર છે." આન્ડ્રીઆએ તોપ મારી !

"વાહવા ! વાહવા ! કેવો ભલો બાપ ! કેવો બહાદૂર બાપ ! કેટલો પ્રમાણિક પિતા !" કેડરોસ બોલી ઉઠયો.

"જો દોસ્ત, હવે હું તારાથી કાંઇ પણ વાત છૂપાવું છું ?"

" ના, ના, દોસ્ત, હવે તો મને ખાત્રી થઇ કે તું ઘણો પ્રમાણિક સોબતી છે. ત્યારે તારો બાપ શું ઘણો તવંગર છે ? "

" હા હા. તેની પાસે કેટલી મિલકત છે તેની તેને પોતાને પણ ખબર નથી. " " શું સાચી વાત ? "

" હા, હા. હું હંમેશાં તેને ત્યાં જાઉં છું. રોજ રોજ હજારો અને લાખોની આવક જાવક થાય છે. "

કેડરોસને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેના મગજમાં સોના મોહોરોના અવાજના ભણકારા થવા લાગ્યા.

" ત્યારે તેને ત્યાં તું જાય છે ખરો ? "

" મારી ઇચ્છામાં આવે ત્યારે જાઉં છું. "

કેડરોસ એક મિનિટ વિચારમાં પડી ગયો. તેના મગજમાં કાંઇક જુદાજ વિચારો ચાલી રહ્યા હતા.

" એ મકાન કેવું સુંદર હશે ! મને જોવાનો લાગ મળે ખરો ? "

" અરે મકાન તો ઘણું જ સુંદર છે. "

" અરે તેમાં સામાન સરંજામ કેવો સુંદર હશે ? "

" તે મકાન રાજમહેલ કરતાં પણ વધારે સુંદર છે. વળી પૈસાનો તો ત્યાં હિસાબ જ નથી. "

" ત્યારે તો તારે મને એક દિવસ ત્યાં લઇ જવો પડશે.

" પણ કેવી રીતે ? શા બ્હાને ? "

" હા હા. એ વાત તો ખરી. પણ હું તો ગમે તેમ કરીને પણ ત્યાં જવાનો જ. " " અરે એ તો કેવળ અશક્ય છે. "

" ત્યારે તો તેનું વર્ણન તું કરી બતાવ. ચાલ એટલેથી જ સંતોષ માનીશ. "

"પણ કાગળ, કલમ અને ખડીઓ હોય તો તને નકશો કાઢી બતાવું."

"લે હું તને બધું લાવી આપું."

કેડરોસ લખવાની બધી સામગ્રી લઇ આવ્યો.

"જો, આ કાગળ ઉપર નકશો કાઢી બતાવ."

આન્ડ્રીઆએ કાગળ લઇને શરૂ કર્યું.

"મકાનની આગળ છૂટું ચોગાન છે, અને પાછળ બાગ છે. જો આવી રીતનું મકાન છે." એમ કહીને આન્ડ્રીઆએ મકાન અને બાગ તથા ચોગાન કાઢયું.

"દિવાલો ઘણી ઉંચી હશે?" કેડરોસે પૂછ્યું.

"ના, ના. આઠ દસ ફીટ જ ઉંચી છે."

"એ કાંઇ બહુ સહિસલામત કહેવાય નહિ."

"આગલા ચોગાનમાં જાતજાતનાં પુષ્પના છોડનાં કુંડાં ગોઠવી દીધેલાં છે."

"વારૂ તબેલા કયાં છે?"

"દરવાજાની બન્ને બાજુએ. જો આ જગાએ." આન્ડ્રીઆએ નકશો આગળ ચલાવ્યો.

"વારૂ, હવે ભોંયતળીયાનો માળ કેવો છે તે બતાવ." કેડરોસે હુકમ કર્યો.

"ભોંયતળીએ, એક ભોજનગૃહ, બે દિવાનખાનાં, એક બીલીઅર્ડ રમવાનું દિવાનખાનું, વચલા હોલમાં એક જીનો છે, અને એક જીનો પાછળ છે."

"બારીઓ પણ હશે."

"અરે ઢેર ઢેર બારીઓ છે; અને તે પણ એવી સુંદર અને એટલી બધી મોટી છે, કે તેમાંથી તારા જેવા માણસ પણ સ્હેલાઇથી પસાર થઇ શકે."

"બારીઓને બારણાં?"

"બારણાં છે તો ખરાં, પણ તે કદી પણ બંધ કરવામાં આવતાં નથી. કાઉન્ટને રાત્રે પણ બારણાં બંધ થાય તો તે ગમતું નથી."

"વારૂ, નોકરો ક્યાં સુવે છે?"

"તેમને માટે એક જુદું પાસે અલગજ મકાન છે. જમણી બાજુએ બગીખાનું છે તેના ઉપરના માળે નોકરો રહે છે. દરેક નોકરોની ઓરડીમાં એક એક ઘંટડી રાખવામાં આવેલી છે, અને કાઉન્ટના પોતાના દિવાનખાનામાં દરેક ઓરડીના બટનના નંબર પ્રમાણે ઘંટડીનાં બટન છે. જે નોકરની જરૂર હોય તે નંબરનું બટન દબાવતાં તે નોકર આવીને તુરત હાજર થાય છે."

"એટલી બધી ઘંટડીઓ શા માટે રાખી હશે?"

"પહેલા એક કુતરાને રાતે છૂટો મુકવામાં આવતો હતો, પણ તે કુતરાને કાઉન્ટ હાલમાં પોતાના ઓટવીલ ગામના હવાખાવાના બંગલે લઇ ગયો છે. એક દિવસ મેં કાઉન્ટને કહ્યું. 'કાઉન્ટ, તમે બહુ વગર વિચાર્યું કામ કરો છો. તમે કુતરાને અહિંથી ખસેડયો, નોકરોને પણ ઘણી વખત લઇ જાઓ છો, એટલે મકાનની સંભાળ કોણ લેશે?"

"તેમાં શું થઇ ગયું?" કાઉન્ટે પૂછ્યું. "કોઇક દિવસ તમારૂં મકાન લુંટાશે." મેં જવાબ આપ્યો.

"મને તેની શી દરકાર છે."

"વારૂ. આન્ડ્રીઆ તે એકાદ મજબુત ત્રીજોરી પણ રાખતો હોવો જોઇએ. છૂપી કળવાળી ત્રીજોરી, કે જે ખોલતાં જ ચોરનો હાથ અંદર સપડાઇ જાય, અને ઘંટડીનો અવાજ થાય. કે જેથી બીજાને ખબર પડી જાય અને ચોર પકડાઇ જાય !"

"અરે તેને ત્યાં તેવી ત્રીજોરી બીજોરી કાંઇ નથી. માત્ર એક સાધારણ પેટી જ છે."

"તેમ છતાં તેને કોઇ લુંટી જતું નથી ?"

"ના; કારણ કે તેના નોકરો બધા પ્રમાણિક છે, અને તેને તેઓ ઘણા ચ્હાય છે."

"તે પેટીમાં કાંઇ પૈસા તો રહેતા હશે જ ! કાંઇ દાગીના અગર કિંમતી ચીજો પણ રહેતી હશે જ !"

"હશેજ. પણ તેમાં શું છે તે કોઇને પણ માલુમ નથી."

"વારૂ, પેટી ક્યાં છે ?" "પહેલા માળે."

"ઠીક ત્યારે; જેવો ભોંયતળીઆનો નકશો કાઢી બતાવ્યો, તેવો જ પહેલા માળનો પણ કાઢી બતાવ."

"એ તો ઘણું સહેલું છે. પહેલા માળ ઉપર એક દિવાન-ખાનું છે. તેની આગળ એક નાની સરખી ઓરડી છે. દિવાન-ખાનાની જમણી બાજુએ પુસ્તકાલય અને વાંચનગૃહ છે. ડાબી બાજુએ શયનગૃહ અને પોષાક સજવાનો ઓરડો છે. પેલી પેટી દિવાનખાનામાં છે."

"દિવાનખાનામાં પણ બારી તો હશે જ ?"

"બે બારીઓ છે. જો, એક બારી અહિં છે અને બીજી આ જગાએ છે." આન્ડ્રીઆએ નકશામાં બારીઓ કાઢી બતાવી.

"કાઉન્ટ પોતાના ઓટવીલના હવા ખાવાના બંગલામાં કોઇ વખત જાય છે કે?"

"અઠવાડીઆમાં બે ત્રણ વખત જાય છે. કાલે આખો દિવસ અને રાત્રે ત્યાંજ રહેનાર છે."

"ખાત્રીબંધ?" "હા, હા. ચોક્કસ. કારણ તેણે મને ત્યાં જમવાને બોલાવેલો છે."

"અલ્યા, ત્યારે કાઉન્ટ તો ખૂબ મોજમજા મારતો જણાય છે."

"શ્રીમન્તો શા માટે વૈભવ ન ભોગવે?"

"ત્યારે તો તું તે બંગલામાં કાલે જમવા જવાનો?"

"હા. ઘણું કરીને જવાનો."

"વારૂ ત્યાં જાય છે ત્યારે તું સુઇ પણ ત્યાંજ રહે છે કે?"

"મારી મરજી આવે તો તેમ કરૂં. એ તો મારૂં પોતાનું ઘરજ છે."

કેડરોસે તે યુવાનના મનનો પાર પામવાને તેના તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોયું; પણ આન્ડ્રીઆએ તો ધીમે રહીને એક સીગાર કાઢીને સળગાવવા માંડી.

"તમારે તમારા પાંચસો ફ્રાંક કયારે જોઇએ?" તેણે કેડરોસને પૂછયું.

"તારી પાસે અત્યારે સગવડ હોય તો અત્યારે." આન્ડ્રીઆએ તેટલી કિંમતની સોના મોહોરો ખીસ્સામાંથી કાઢીને ગણી આપી.

"સોના મોહોરો મારે ન જોઇએ." કેડરોસે કહ્યું.

"કેમ ગમતી નથી?" "ના. ના. તેવું નથી. મને તે તો ઘણી ગમે છે; પણ આજે તે લેવાની મારી ઇચ્છા નથી."

"તું તો મૂર્ખ છે. તેને વટાવતાં કેટલી વાર લાગવાની છે?"

" હા, હા. તે કારણે જ તે લેવાની મારી ઇચ્છા નથી. જેની પાસેથી હું તે વટાવું તે મારી પૂઠ પકડે, અને મારી પાસે સોના મોહોરો કયાંથી આવી એ ચર્ચા ઉભી થાય. ના, ના. મારે તો માત્ર ચાંદીના સીક્કા જ જોઇએ. "

" પણ એટલા બધા ચાંદીના સીક્કા ઉંચકવાને તો મારે એક હેલકરી જોઇએ. "

" પણ અહીં લાવવાનો તને કોણ આગ્રહ કરે છે તે? તારા નોકરને આપતો જજે. હું તારે ત્યાં આવીને લઇ જઇશ. " " આજે ? " " ના, આવતી કાલે. આજે તો મને ફુરસદ મળે તેમ નથી. "

" ઠીક, હું પૈસા આપી મુકીશ. પણ પછી મને વધારે સતાવીશ નહિ ને ? " " ના. કદી નહિ સતાવું. "

કેડરોસ એકાએક એટલો બધો ઉદાસ થઇ ગએલો જણાયો કે તેને આનંદમાં લાવવાને આન્ડ્રીઆને જરા ઠઠ્ઠા મશ્કરી કરવાની જરૂર પડી.

" અરે, આ તારી ઠઠ્ઠા મશ્કરી જોઇને કોઇ એમજ સમજે કે મોન્ટેક્રિસ્ટોની સર્વ મિલકત અત્યાર આગમચ તને મળી જ ગઇ હોવી જોઇએ. "

" ના, ના. કમનસીબે હજી મળી નથી. પણ જયારે મળશે ત્યારે–"

" વારૂ, ત્યારે–"

" હું મારા જુના મિત્રોને ભૂલનાર નથી. "

" હા, હા. તારી સ્મરણ શક્તિ ઘણી સારી ખરીને ! "

" એટલે તું શું કહેવા માગે છે ? '

" હું ? હું તો તને કાંઇક સારી શિખામણ આપવા માગું છું. " " શું ? " " આ તારી આંગળીએ હીરાની વીંટી છે તે મને આપતો જા, કારણ નહિ તો આપણે બન્ને જણ દુઃખમાં આવી પડીશું. તારી મૂર્ખાઇને લીધે આપણે બન્નેને ખમવાનો સમય આવશે."

" કેમ ? " " કેમ શું ? તને હજી સમજાતું નથી ? તેં એક નોકરનો પોષાક પહેર્યો છે, તેમ છતાં તારી આંગળી ઉપર ચાર પાંચ હજારની હીરાની વીંટી છે. "

" તમને કિંમત કરતાં પણ ઠીક આવડે છે. "

" મને હીરાની પરીક્ષા સારી છે. મારી પાસે પણ એક વખત થોડાક હીરા હતા. "

પોતાની મરજી વિરૂદ્ધ આન્ડ્રીઆને તે વીંટી ઉતારી આપવી પડી.

કેડરોસ તેને એટલો બારીકીથી તપાસવા લાગ્યો કે આન્ડ્રીઆને લાગ્યું કે તે તેની ચારે બાજુની કોરો તપાસતો હતો.

" અરે, આ હિરો તો ખોટો જણાય છે. " કેડરોસે કહ્યું.

" તમે તો મશ્કરી કરો છો. " આન્ડ્રીઆએ જવાબ આપ્યો.

" ગુસ્સે થતો નહિ; આપણે હમણાંજ એની પરીક્ષા કરીએ છીએ."

કેડરોસ બારી આગળ ગયો. બારીના કાચ ઉપર તેની અણી ફેરવી જોઇ, તો કાચ કપાયો.

" મારી ભૂલ થતી હતી. " કેડરોસે પોતાની આંગળીએ વીંટી સરકાવી દેતાં કહ્યું. " પણ હવેના ઝવેરીઓ એટલા લુચ્ચા થઇ ગયા છે કે તેઓ બધું જ ઝવેરાત આબેહુબ બનાવટી બનાવે છે. તેથી ઝવેરીની દુકાન લુંટવામાં પણ હવે કાંઇ લાભ રહ્યો નથી. એ ઉદ્યોગ પણ બંધ પડતો—નષ્ટ થતો ચાલ્યો છે. "

"કેમ હવે તો પત્યુંને ?" આન્ડ્રીઆએ પૂછ્યું. "હવે કાંઈ વિશેષ જોઈએ છીએ ? હવે મારાં કપડાં જોઈતાં હોય તો તે પણ ઉતારી લે !"

"ના, ના. તું પણ યાર એક ભલો દોસ્ત છે ! હું હવે તને રોકવાને માગતો નથી. મારા લોભને પણ હવે જરા અંકુશમાં રાખતાં શિખવાનો હું પ્રયત્ન કરીશ."

"પણ પેલી મોહોરો વટાવવામાં તને જે ભય લાગે છે તે જ ભય આ વીંટી વેચવામાં છે, એ બાબત જરા સાવચેતી રાખજે."

"પણ હું વેચનાર જ નથી. એ બાબતની ચિન્તા કરતો નહિ." "ઠીક છે." આન્ડ્રીઆ પછી મનમાં જ બબડયો: "બચ્ચો પરમ દિવસ સુધી તો વેચનાર નથી જ." "બચ્ચા, તું તો ખરો નસીબદાર છે !" કેડરોસે આન્ડ્રીઆને કહ્યું. "તને તો સારી ઉમરાવ કુટુંબની કન્યા, ઉપરાંત નોકર, ચાકર, ગાડી ઘોડા વિગેરે તમામ વૈભવ મળવાનો છે !" "હા."

"ઠીક, હું ધારૂં છું કે તમારા લગ્નના દિવસે મને પણ કાંઈક સારી ભેટ મળશે જ. મને તેવી આશા છે."

"અરે, પણ આ તો તારા મગજના તુરંગ જ છે."

"તારી ભાવી પત્ની પાસે કેટલું દ્રવ્ય છે ?"

"પણ–" "દસેક લાખ તો હશેજને ?" આન્ડ્રીઆએ ખભા ચઢાવ્યા.

"ઠીક, દસ લાખ છે એમ તો માનો." કેડરોસ બોલ્યો. "દોસ્ત, તને અથાગ દ્રવ્ય મળે એવી મારી ઇચ્છા છે."

"તારો મોટો આભાર." આન્ડ્રીઆ બોલ્યો. તેણે જવા માંડયું.

"જરા ઉભો રહે. હું તને રસ્તો બતાવું." કેડરોસે કહ્યું.

" ના રે ના, કાંઇ જરૂર નથી. "

" ના શું, ખાસ જરૂર છે. "

" કેમ ? શું છે ? "

" કારણ કે અહિંઆં એક ગુપ્ત ભેદ રહેલો છે. બારણે જે તાળું લગાવેલું છે તે મારૂં પોતાનું બનાવેલું છે, અને કોઇથી પણ ખુલે તેમ નથી. તારી પાસે પૈસા આવે ત્યારે મને કહેજે; તને પણ હું એક એવું તાળું બનાવી આપીશ. "

" હું તારો ઘણો આભારી છું. " આન્ડ્રીઆએ જવાબ આપ્યો. " મારે જ્યારે તેની જરૂર પડશે ત્યાર પહેલાં એક અઠવાડીઆ અગાઉ તને ખબર આપીશ. "

તેઓ છૂટા પડયા. આન્ડ્રીઆ નીચે ઉતરી ચાલતો થયો. તે દૃષ્ટિ બહાર ગયો ત્યાં સુધી કેડરોસ તેની પાછળ પાછળ જોઇ રહ્યો. પછી તે તુરત પાછો ફર્યો, બારણું સાવચેતીથી બંધ કર્યું, અને મોન્ટેક્રિસ્ટોના મકાનનો આન્ડ્રીઆએ કરી આપેલો નકશો બારીકીથી તપાસવા લાગ્યો.

" મારા દોસ્ત બેનીડેટ્રોને વારસો મળે તો તેથી તેને કાંઇ દિલગીરી તો થનાર નથીજ; અને જે માણસ તેને પાંચ લાખનો વારસો જેમ બને તેમ જલ્દીથી મળે તેવી ગોઠવણ કરી આપે, તેને તે પોતાના શત્રુ તરીકે તો કદી પણ ગણે નહિ જ. "



# પ્રકરણ ૨૮ મું.

ગત પ્રકરણમાં વર્ણવેલી વાત જે દિવસે બની તેને બીજે દિવસે કાઉન્ટ ઑફ મોન્ટેક્રિસ્ટો અલ્લી તથા બીજા ઘણા ખરા નોકરોને લઇને ઓટવીલના પોતાના હવા ખાવાના બંગલે ગયો. તે દિવસે તેનું જવાનું પ્રથમથી નક્કી નહોતું. અાન્ડ્રીઆએ માત્ર તોપજ લગાવી હતી. પણ બરટુશીઓ તે દિવસે નોરમંડીથી આવી પહોંચ્યો, તેની કેટલીક વાતચીતના પરિણામે કાઉન્ટે ઓટવીલ જવાનું નક્કી કર્યું. બરટુશીઓને સોંપેલું કાર્ય તે બરાબર બજાવીને આવ્યો હતો. નૌકા તૈયાર હતી. ચાલાક ખલાસીઓ હુકમનીજ રાહ જોતા બેઠા હતા.

કાઉન્ટે બરટુશીઓની સેવા–તત્પરતાનાં વખાણ કર્યાં; અને જરૂર પડેથી તુરતા તુરત ફ્રાંસમાંથી ઉપડી જવાની બધી તૈયારીઓ કરી રાખવાને તેને આજ્ઞા કરી. વળી ફ્રાંસમાં વધારેમાં વધારે એક માસ રહેવાનું થશે, એમ પણ તેને વાતમાં ને વાતમાં જણાવી દીધું.

"જો બરટુસીઓ," કાઉન્ટ બોલ્યો. "કદાચ મારે રાતની રાતમાં પેરીસથી નિકળીને નોરમંડીમાં ટ્રીપોર્ટ પહોંચી જવાની જરૂર પડે; તેથી રસ્તા ઉપર આઠેક ઘોડા તૈયાર રાખવાની તજવીજ કરી મૂકજે, કે જેથી રસ્તામાં ઘોડા બદલાવાને પણ ખોટી થવાની જરૂર રહે નહિ."

"આપ નામદારે આ બાબતમાં પહેલાં મને આપની ઇચ્છા જણાવેલી હતી, એટલે મેં ઘોડા તૈયાર રાખ્યાજ છે. મેં ઘોડા

ખરીદી લીધા છે, અને કેટલાંક એકાન્ત ગામડાં કે જ્યાં કોઇ થોભતું નથી, ત્યાં ઘોડા રાખવાની વ્યવસ્થા પણ કરી દીધેલી છેજ."

"ચાલ, ઘણું સારૂં કર્યું." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "જો, હવે ઓટવીલમાં મારે બે દિવસ રહેવાની ઇચ્છા છે, તો તે પ્રમાણે બધી વ્યવસ્થા કરાવ."

કાઉન્ટને ઓટવીલ પહોંચ્યાને ભાગ્યેજ એકાદ કલાક થયો હશે, એટલામાં બેપ્ટીસ્ટીન આવીને તેની હજુરમાં હાજર થયો. તેણે એક પત્ર કાઉન્ટના આગળ ધર્યો.

"તું અહિંઆં કયાંથી?" કાઉન્ટે તેના કપડાં ધૂળથી ખરડાએલાં જોઇને પૂછ્યું. "કાંઇ તને બોલાવ્યો નહોતો?"

બેપ્ટીસ્ટીન કાંઇપણ બોલ્યા સિવાય કાઉન્ટની પાસે આવ્યો અને એક પત્ર તેને આપ્યો.

"મહત્વનો અને ખાસ જરૂરી." તેણે કહ્યું.

કાઉન્ટે પત્ર ખોલ્યો અને નીચે પ્રમાણે વાંચ્યું:—

"મોં. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ખબર આપવામાં આવે છે, કે આજે રાતના તેના પેરીસના મકાનમાં એક આદમી દાખલ થઇ પહેલા માળના દિવાનખાનામાંની પેટીમાંથી તેના કિમતી અને ઉપયોગી દસ્તાવેજો અને કાગળો ઉપાડી જવાની ધારણા રાખે છે. કાઉન્ટ જેવા બહાદૂર અને હિંમતવાન મનુષ્યે પોલીસની મદદ માગવી યોગ્ય થશે નહિ. વળી તેમ કરવામાં કાઉન્ટને આ તેના ઉપર આવી પડનારી આફતની વખતસર ખબર આપનાર ઉપર કાંઇક ગંભીર વિપત્તિ આવી પડવાનો સંભવ છે. શયનગૃહમાં અગર દિવાનખાનામાં સંતાઇ રહીને કાઉન્ટ પોતે જાતેજ પોતાની મિલકતનું સંરક્ષણ ઘણું સારૂં કરી શકશે. નોકર ચાકરોની ધમાલ અને

હાજરી અગર સાવચેતીની દેખીતી તૈયારીઓથી બદમાસ પોતાની યુક્તિ અમલમાં મૂકતાં અટકી જશે, અને તેને પકડવાનો અગર સજા કરવાનો કાઉન્ટને બીલકુલ પ્રસંગ મળશે નહિ. પણ જો તેવી કોઇ ધમાલ નહિ જણાય તો બદમાસ જરૂરથી પોતે ધારેલો પ્રયત્ન કરશે. જરાપણ શંકા આવે તેવી વ્યવસ્થા થશે, તો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને પોતાના દુશ્મનને પિછાનવાનો લાગ મળશે નહિ. આ ચેતવણી આપનારને કાઉન્ટના હાલના શત્રુની અનાયાસે ભાળ મળી છે, તેથી વખતસર ચેતવણી આપી શકાઇ છે. હાલનો હાથમાં આવેલો લાગ ખોવાશે, તો ફરીથી આવું કાંઇ કાવતરૂં થતાં તેની ચેતવણી આપવાનો લાગ આ ચેતવણી આપનારને કદાચ મળવો મુશ્કેલ થશે."

વાંચતાની સાથેજ પ્રથમ તો કાઉન્ટને એવો વિચાર આવ્યો કે આ તો માત્ર તેને છેતરવાનો અને તેનું ધ્યાન બીજી દિશામાં વાળવાનો પ્રયત્ન હતો. આ પત્રમાં પોલીસની મદદ ન મેળવવાને ખાસ ભલામણ કરવામાં આવી હતી. આ શિખામણને લીધેજ પોલીસ ખાતાના મુખ્ય અમલદાર તરફ તે પત્ર મોકલી આપવાને કાઉન્ટ પ્રથમ તો જરા લલચાયો. પણ એટલામાં તેને વળી બીજો એવો વિચાર સુઝયો, કે પત્રમાં જે દુશ્મનની વાત કરવામાં આવી હતી, તે કદાચ કાઉન્ટનો કોઇ અંગત શત્રુ હોય, અને તેને કદાચ તે પોતેજ ઓળખી શકે, અને તેથી કદાચ તેને તે પોતેજ મ્હાત કરી શકે."

"તેઓને મારા કાગળ પત્રો અને દસ્તાવેજોની કાંઇ જરૂર લાગતી નથી." મોન્ટેક્રિસ્ટો મનમાંજ બબડયો. "તેઓ મારૂં કાટલું કરવાનેજ માગે છે. આ પત્ર ઉપરથી તેઓ ચોર અગર લુંટારાઓ

હોય એમ લાગતું નથી પણ ખૂનીઓ જણાય છે. મારી ખાનગી બાબતમાં પોલીસને માથું મારવા દેવું યોગ્ય થશે નહિ."

બેપ્ટીસ્ટીન પત્ર આપીને દિવાનખાનાની બહાર ગયો હતો. કાઉન્ટે તેને પાછો બોલાવ્યો.

"પેરીસ પાછો જા." કાઉન્ટે હુકમ કર્યો. "ત્યાં જેટલા નોકરો હોય તે તમામને અહિંઆં લઇ આવ. મારા તમામ નોકર ચાકરોની મારે અહિંઆં જરૂર છે."

"પણ પછી મકાનમાં કોઇ જ નહિ રહે નામદાર?"

"દરવાન રહેશે ને?"

"દરવાનની ઓરડી તો મકાનથી ઘણી દૂર છે."

"એટલે?" "મકાન કોઇ લુંટી જશે તો તેની તેને જરા પણ ખબર પડશે નહિ."

"કોણ લુંટી જશે?"

"ચોર, લુંટારા."

"બેપ્ટીસ્ટીન, તારા જેવો મૂર્ખ મેં બીજો એક પણ દીઠો નથી. ચોર લુંટારા મારા મકાનને લુંટીને ઉજ્જડ કરી જાય, તેના કરતાં મારા નોકરો મારા હુકમની અમાન્યતા કરે તેનું મને વધારે દુઃખ થાય છે."

બેપ્ટીસ્ટીન કાંઇજ બોલી શકયો નહિ. તેણે માત્ર નીચા નમીને સલામ કરી.

"કેમ? મારૂં કહેવું સમજ્યો કે?" કાઉન્ટે પૂછયું. "તારા તમામ સોબતીઓને એકદમ અહીં તેડી લાવ; પણ ત્યાં બધું જેમ છે તેમને તેમ રાખવાનું છે. માત્ર ભોંયતળીઆનાં બારી બારણાં બંધ કરવાનાં છે."

"પહેલા માળનાં !"

"પહેલા માળનાં બારી બારણાં આપણે કયારે બંધ કરીએ છીએ તે ? જા, હવે વધારે પ્રશ્નો પૂછીને મારૂં માથું પકવતો નહિ."

કાઉન્ટે પછી એકલાજ ભોજન કરવાની ઇચ્છા જણાવી. માત્ર એકલા અલીને તેની પરિચર્યામાં રહેવાની પરવાનગી મળી. તેના હમેશના નિયમ પ્રમાણે શાંતિથી મિતાહાર લીધા પછી કાઉન્ટે અલીને પોતાની પાછળ પાછળ આવવાને ઇશારત કરી. પછી પાછલા દરવાજેથી કોઇને માલુમ ન પડે તેવી છૂપી રીતે તે બન્ને જણા બહાર નિકળી ગયા, અને એક ભાડાની ગાડી કરીને પેરીસ પહોંચી ગયા. સંધ્યાકાળ પછી કાઉન્ટ પોતાના મકાન આગળ આવીને ઉભો રહ્યો. બધે અંધકાર વ્યાપી રહ્યો હતો. દરવાનની ઓરડીમાં એક ઝાંખો દીવો બળતો હતો. આ ઓરડી મકાનથી સો દોઢસોએક ફીટના અંતરે આવેલી હતી.

કાઉન્ટ થોડીક વાર એક જગાએ લપાઇ રહ્યો. અલી પણ પોતાના શેઠની પાછળ પાછળ સાવધાનીથી પણ ચુપકીદીથી ભરાઈ ગયો. અંધકાર વધતો ગયો. કાઉન્ટે ચારે બાજુએ ઘણી જ સાવચેતીથી તપાસ કરી, અને જ્યારે ત્યાં કોઇજ નહોતું એવી તેની ખાત્રી થઇ એટલે તેણે અલીને ઇશારત કરી, અને બન્ને જણા પાછલા દરવાજેથી બાગમાં દાખલ થયા, અને કોઇને પણ માલુમ ન પડે તેવી રીતે પાછલા જીનેથી પહેલા માળે ચઢી જઇ તેઓએ શયનગૃહમાં પ્રવેશ કર્યો. દરવાનને પણ એવો સંશય આવવા ન પામ્યો કે પોતાના શેઠ મકાનમાં પરત આવ્યા હતા. શયનગૃહમાં અલીને લપાઇ જવાની સુચના કરીને કાઉન્ટ લપાઇ છૂપાઇને પહેલા માળ ઉપર બધે તપાસ કરી આવ્યો. પછી દિવાનખાનામાં પાછો આવ્યો, તો પેલી પેટી

ત્યાં તેમની તેમજ પડેલી હતી. પેટીની કુંચી તાળામાં જ હતી. તેણે પેટીને બરાબર કળ લગાવી, અને કુંચી કાઢી લીધી, અને શયનગૃહમાં પાછો ગયો.

આ સમય દરમ્યાન અલી કાઉન્ટના કહ્યા પ્રમાણેનાં હથીઆરો લઇ આવ્યો. એક બે નળીની પિસ્તોલ અને એક છરી તેણે કાઉન્ટના હાથમાં આપ્યાં. આ વખતે સાડાનવનો સમય થયો હતો. પછી અલી ખાવાનું શોધી લાવ્યો, અને કાઉન્ટ તથા અલીએ બન્નેએ સાથે નાસ્તો કરી લીધો. પછી મોન્ટેક્રિસ્ટોએ દિવાનખાના અને શયનગૃહની વચ્ચેની દિવાલ ઉપર એક જગાએ એક ચાંપ જરા દબાવી એટલે કેટલોક ભાગ ખસી ગયો, અને એક બાકું થઇ રહ્યું; જેમાંથી દિવાનખાનામાં શું બનતું હતું, તે શયનગૃહમાં રહીને જોઇ શકાય તેમ હતું. તેણે છરી તથા પિસ્તોલ પોતાના ખીસ્સામાં રાખ્યાં હતાં. અલી અરબસ્તાનની બનાવટની એક નાની કુહાડી પોતાના હાથમાં રાખીને પોતાના માલિકનું રક્ષણ કરવાને તૈયાર ઉભો રહ્યો. કાઉન્ટ જે જગાએ ઉભો હતો ત્યાંથી પાછળના બાગમાં તથા રસ્તા ઉપર પણ નજર સારી રીતે જઇ શકતી હતી. આવી રીતે બે કલાક નિકળી ગયા. ચારે બાજુએ ઘોર અંધકાર ફેલાઇ રહ્યો હતો, છતાં અલી જેવો એક ટેવાએલો જંગલી તો અંધકારમાં પણ સારી રીતે જોઇ શકતો. વળી લાંબા સમયના કારાગૃહનિવાસને લીધે મોન્ટેક્રિસ્ટો પણ ગમે તેવા અંધકારમાં પણ જોઇ શકતો. દરવાનની ઓરડીમાંનો દીવો ગુલ થયાને ઘણો વખત વીતી ગયો. કાઉન્ટ એમ ધારતો હતો કે જે કાંઇ હુમલો થશે તે જીના ઉપરથી જ થશે, અને બારીએથી ચડીને કોઇ આવનાર નથી. તેનું ધારવું એવું હતું કે બદમાસો તેની મિલકત નહિ પણ તેનો જાન લેવાનેજ માગતા હતા. તેઓ

શયનગૃહમાં જ આવશે, અને પાછલા જીનેથીજ એચિન્ના આવશે, એમ તેને ખાત્રી હતી.

પાસેના એક ટાવર ઉપરના ઘડીઆળમાં બારના ટકોરા થયા. છેલ્લા ટકોરાના અવાજ સાથેજ દિવાનખાનામાંથી કાંઇક ધીમો અવાજ આવતો હોય એવી કાઉન્ટને શંકા પડી. થોડી વાર પછી ફરીથી અવાજ આવ્યો. આ પછી વળી ત્રીજી વાર અને ચોથી વાર અવાજ સંભળાયો. ચોથી વારનો અવાજ બરાબર સ્પષ્ટ હતો. કોઇક ચાલાક અને તેવા કામનો અનુભવી માણસ બારીનો કાચ હીરાકણીથી કાપી રહ્યો હતો. કાઉન્ટનું હૃદય જોસથી ધડકવા લાગ્યું. તેણે અલીને ખબર આપી. ભય પાસે આવતો સમજીને અલી પણ પોતાના માલિકના રક્ષણ માટે તેની વધુ નજીક આવીને તત્પર થઇ ગયો. શત્રુઓની સંખ્યા અને બલ જાણી લેવાને મોન્ટેક્રિસ્ટો ઘણો આતુર હતો. જે બારીનો કાચ કપાતો હતો તે કાઉન્ટની બરાબર સામેજ હતી. બારીમાં એક ઓળો જણાયો. પછી કાચ ઉપર ફરીથી ઘસારો સંભળાયો. બે ત્રણ સેકંડમાં કાચ તેની જગાએથી ખસી ગયો, અને તે ખુલ્લા થએલા ચાકઠામાંથી કોઇએ અંદર હાથ ઘાલ્યો. એક ક્ષણમાં બારી ખૂલી ગઇ, અને એક મનુષ્ય અંદર દાખલ થયો. તે એકલોજ હતો.

"સાલો બદમાસ ! ખરો હિંમતબાજ જણાય છે !" કાઉન્ટ બબડયો.

આ પળે અલીએ તેના ખભે હાથ લગાડયો. કાઉન્ટ પાછો ફર્યો. અલીએ બારી તરફ તેનું ધ્યાન ખેંચ્યું. રસ્તા ઉપર એક બીજા મનુષ્યની છાયા જણાઇ.

"ઠીક," તે બોલ્યો. "બે જણા હોય એમ જણાય છે; એક જણ અહિં કામગીરી ઉપર ચઢયો છે, જયારે બીજો તપાસ રાખે છે."

રસ્તા ઉપરના માણસને નજર બહાર ન જવા દેવાને તેણે અલીને ઇશારત કરી, અને પોતે પાછો પેલા દિવાનખાના, તરફ વળ્યો. પેલો માણસ બારો ખોલીને અંદર દાખલ થયો હતો, અને ફાંફાં મારતો હતો. કેટલીક વાર પછી દિવાનખાનાના બધા ભાગથી તે માહિતગાર થઇ ગયો. દિવાનખાનાને બે બારણાં હતાં તે બન્ને તેણે અંદરથી બંધ કરી લીધાં. પછી શયનગૃહના બારણાં તરફ આવ્યો, એટલે કાઉન્ટે તેને પોતાના તરફ આવતો ધારીને પિસ્તોલ ઉંચી કરી. પણ પેલા માણસે તો બારણું જ અંદરથી બંધ કરી લીધું. આ બધું તેણે માત્ર સાવચેતીની ખાતરજ કર્યું હતું. હવે તે પોતાને સહિસલામત માનવા લાગ્યા, અને નિશ્ચિંત થઇને પોતાના કાર્યમાં પ્રવૃત્ત થવા લાગ્યો. તેણે પોતાના ખીસ્સામાંથી કાંઇક ચીજ કાઢી અને પાસેના એક મેજ ઉપર મૂકી સીધો પછી પેલી પેટી તરફ ગયો, પણ તેને નિરાશ થવાનો પ્રસંગ આવ્યો, કારણ પેટીની કુંચી કાઢી લીધેલી હતી. પણ બદમાસ પણ કાંઇ જેવો તેવો નહોતો. તે પણ પ્રથમથી બધો વિચાર કરીને પોતાને જરૂરીની તમામ ચીજો સાથે લેતો આવેલો હતો. તેણે એક કુંચીઓનું ઝુમખું ખેંચી કાઢયું.

"ઓ હો! આ તો માત્ર એક સાધારણ ચોરજ લાગે છે!" પેલા કુંચીઓના ઝુમખાનો અવાજ સાંભળતાંજ મોન્ટેક્રિસ્ટો બબડયો.

પણ અંધારામાં પેલાને જોઇતી કુંચી જડી નહિ. તેણે થોડી વાર ફાંફાં માર્યાં, પછી ટેબલ પર જે ચીજ મુકી હતી તે લઇને

એક ચાંપ દબાવી. તુરતજ દિવાનખાનામાં એક ઝાંખો પ્રકાશ થઈ રહ્યો, કે જેની મદદથી આસપાસના પદાર્થો જોઇ શકાય. બદમાસના મુખ ઉપર તે દિવાનો પ્રકાશ પડતાંજ મોન્ટેક્રિસ્ટો જરા ચમક્યો.

અલ્લીએ પોતાના શેઠને ભયમાં સમજીને તેના રક્ષણ માટે પોતાની કુહાડી ઉંચી કરી.

"થોભ!" મોન્ટેક્રિસ્ટોએ તેને ઇશારત કરી. "ચુપ રહી જા. જરાપણ હાલચાલ કરતો નહિ. તારાં હથીઆર બધાં નીચે મૂકી દે. તેની કાંઇજ જરુર નથી."

પછી કાઉન્ટે અલ્લીના કાનમાં કાંઇક કહ્યું. દરમ્યાનમાં પેલા ચોરને કાંઇક શંકા પડવાથી જરા વાર અનિશ્ચિત સ્થિતિમાં તે ઉભો રહ્યો.

અલ્લી પોતાના શેઠના હુકમનો અમલ કરવાને ત્યાંથી ચાલતો થયો. થોડીવારમાં એક પાદરીઓ પહેરે છે તેવો એક ઝભ્ભો અને ત્રણ ખૂણાની એક ટોપી લઇને પાછો આવ્યો. મોન્ટેક્રિસ્ટોએ તુરત જ પોતાનો ડગલો વિગેરે કપડાં ઉતારી નાંખ્યાં, તો અંદર લોખંડનું બખ્તર પહેરેલું જણાયું. તેના ઉપર તેણે પેલો પાદરીનો ઝભ્ભો પહેરી લીધો, અને માથા ઉપર પેલી ત્રણ ખૂણાવાળી ટોપી ચઢાવી દીધી. આથી તેનું તમામ સ્વરૂપ બદલાઇ ગયું. તે એક ધર્મગુરુ–પાદરી બની ગયો. અલ્લી પણ તેનું સ્વરૂપાંતર જોઇને વિચારમાં પડી ગયો. થોડીવાર પછી પેલા માણસને જ્યારે ખાત્રી થઇ કે તેનો ભય બધો કલ્પિત જ હતો, ત્યારે તે ફરીથી પાછો સીધો પેલી પેટીની પાસે ગયો; અને કાઉન્ટ કપડાં બદલવામાં રોકાયો હતો, તે દરમ્યાન તે પેટીનું તાળું ખોલવાને પ્રયત્ન કરવા લાગ્યો.

" ઠીક છે. " કાઉન્ટ બબડયો. ગમે તેવો હોશીઆર બદમાસ હોય તોપણુ પેટીની છૂપી કળ તેને એકાએક જડવાની નહોતી જ એવી કાઉન્ટને ચોક્કસ ખાત્રી હતી. " ઠીક છે બચ્ચા, થોડીવાર તો તારે ફાંફાં મારવાં પડશે જ. " એમ બબડતો તે બારી આગળ ગયો.

રસ્તામાં પેલો બીજા માણસ આમતેમ આંટા ફેરા કરતો હતો; પણુ રસ્તામાં જતા આવતા લોકોની તેને જરા પણુ દરકાર નહોતી. તેનું ધ્યાન તો માત્ર કાઉન્ટના મકાનમાં જે કાંઇ ચાલી રહ્યું હતું તેના તરફજ હતું. તેમાં પણુ ખાસ કરીને દિવાનખાનામાં ચાલી રહેલી હિલચાલ તપાસવાનો જ તેનો હેતુ હતો.

મોન્ટેક્રિસ્ટોએ જાણે એકાએક કાંઇક સાંભરી આવ્યું હોય તેવી રીતે કપાળે આંગળી લગાડી. આ નવિન વિચારે તેના મુખ ઉપર એક સુંદર મંદ હાસ્ય સ્ફુરી આવ્યું. પછી અલ્લીની પાસે આવીને તેણે તેના કાનમાં કહ્યું: " અહિંઆં અંધકારમાં લપાઇ રહેજે. જરાપણુ હાલચાલ કરતો નહિ. અંધકારમાંથી દિવાનખાનામાં માત્ર નજર જ નાખ્યા કરજે. ગમે તેવો અવાજ આવે, ગમે તેવી વાત-ચીત સંભળાય, ગમે તે દેખાવ તારી નજરે પડે, તો પણુ જયાંસુધી હું તને બોલાવું નહિ ત્યાં સુધી તું વચમાં પડતો નહિ. માત્ર હું બૂમ મારૂં કે તુરત દોડી આવજે. "

અલ્લીએ કાઉન્ટની આજ્ઞા માથે ચઢાવી. મોન્ટેક્રિસ્ટોએ પછી કબાટના ખાનામાંથી એક મિણબત્તી લઇને સળગાવી. પેલો બદમાસ પોતાના કામમાં એકતાર થઇ ગયો હતો, તે સમયનો બરાબર લાગ સાધીને કાઉન્ટે બીલકુલ અવાજ ન થાય તેવી રીતે દિવાન-ખાનાનું બારણું ખોલ્યું. પછી કાઉન્ટ ધીમેથી એવી રીતે દાખલ થયો કે તેની મિણબત્તીનો પ્રકાશ એકાએક પેલા બદમાસના મુખ

ઉપરજ પડે. બદમાસને કાને બીલકુલ અવાજ પડયો નહોતો, એટલે પોતાના મુખ ઉપર તથા ઓરડામાં એકાએક અજવાળું જોતાંજ તે એકાએક ચમકયો.

"કેડરોસ," મોન્ટોક્રિસ્ટોએ પેલા બદમાસને વિચાર કરવાનો જરાપણ સમય મળે તે પહેલાં કહ્યું. "સાહેબજી, કેમ મજામાં તો છે ને? આવી ભાગી રાતે આ વખતે અહિઆં શા ઉદ્યોગમાં તું પ્રવૃત્ત થએલો છે?"

"કોણ બુસોની—પાદરી બુસોની?"

કેડરોસના મુખમાંથી એક ચીસ નિકળી ગઇ. પોતે દિવાનખાનાનાં બધાં બારણાં બંધ કર્યાં હતાં, અને અંદરથી સાંકળો પણ લગાવી હતી; છતાં આ પિશાચ અત્યારે કયાંથી અને કેવી રીતે આવી પહોંચ્યો તે પેલા બદમાસને ન સમજાતાં તેના હાથમાંથી કુંચીઓનો ઝુમખો એકાએક નીચે પડી ગયો, અને તે તો આભો બનીને ઉભો રહ્યો. તે તો એક પથ્થરના પુતળા જેવો થઇ રહ્યો, અને સઘળું ભાન ભુલી ગયો.

"પાદરી બુસોની!" તેના મુખમાંથી નિકળી ગયું.

"હા, હા. નિઃસંશય! દોસ્ત, બુસોની પોતેજ. તેં મને તુરત ઓળખી કાઢયો, તેથી મને ઘણોજ આનંદ થાય છે. કેડરોસ, દોસ્ત, એ ઉપરથી સાબીત થાય છે કે તારી સ્મરણ શકિત ઘણીજ સારી છે; કારણકે આપણે છેલ્લા ભેગા થયાને લગભગ દસેક વરસ થયાં હશે."

પાદરીની આવી શાંતિથી તો પેલા બદમાસના તમામ હોંસકોસ ઉડી ગયા.

"પાદરી બુસોની! પાદરી બુસોની!" તે ફરીથી ધીમેથી બબડયો.

"તું આજે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને લુંટવા માગે છે કેમ?" પેલા વેશધારી પાદરીએ પૂછ્યું.

"મહારાજ!" કેડરોસ બારી તરફ જતાં બોલ્યો. એટલામાં તો કાઉન્ટે બારી તરફનો રસ્તો રોકી લીધો.

"મહારાજ! મને ખબર નહોતી. મને માલુમ નહોતું. હું સોગન ઉપર કહું છું કે—"

"તું બારીએથી ઉપર ચઢી આવે છે, એક કાચ કાપી લઇને અંદર દાખલ થાય છે," કાઉન્ટે આગળ ચલાવ્યું. "એક ચોર ફાનસ, કુંચીઓનો ઝુમખો, આ પેટીનું તાળું ભાગી નાંખવાનો તારો પ્રયત્ન, આ બધા ઉપરથી—"

કેડરોસ ગભરાયો. તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. સંતાવાને માટે એકાદ ખુણો તેણે શોધવા માંડયો. નાસી જવાનો રસ્તો ખોળવાને તેણે ચારે તરફ નજર કરી.

"ચાલ, ચાલ, આમ જો." કાઉન્ટ બોલ્યો. "મને લાગે છે કે તું હજી જેવોને તેવોજ રહ્યો! હજી તું એક ખૂનીજ રહ્યો.'!'

"મહારાજ, તમે બધું જાણોછોજ. તે ખુન મેં નહોતું કર્યું. એ તો મારી સ્ત્રીએ કર્યું હતું. મારી તપાસ દરમ્યાન તે પ્રમાણેજ સાબીત થયું હતું, અને તેથીજ મને દેહાંત દંડની શિક્ષામાંથી બચાવી સખ્ત મજુરીની કેદની શિક્ષા કરવામાં આવી હતી."

"ત્યારે શું તારી સજાની મુદત પુરી થઇ ગઇ કે તું છૂટો થઈને અહિં સુધી આવી પહોંચ્યો છે?"

"ના, ના, મહારાજ. મને કોઇએ છોડાવ્યો છે."

"ત્યારે તો તે માણુસે જનસમાજના ઉપર અત્યંત આભાર કર્યો જણાય છે!"

"મેં વચન આપ્યું હતું—"

"અને તે વચન તું અત્યારે તોડે છે." પાદરીએ તેને અટકાવતાં કહ્યું.

"હા જી. કમનસીબે આપનું કહેવું સત્ય છે." કેડરોસે ગભરાતાં જવાબ આપ્યો.

"હજી તું સુધર્યો નહિ. પાછો હતો તેવો ને તેવોજ. આના પરિણામે છેવટ સુળીએ ચઢવાનો વખત આવવાનો છે, એ યાદ રાખજે ! તારૂં ભાવીજ એવું લાગે છે!"

"મહારાજ! મારી મરજી વિરૂદ્ધ–"

"દરેક ગુન્હેગાર તેમજ કહે છે"

"પણ મહારાજ ! મારે અન્નને અને દાંતને વૈર છે!"

"છટ! છટ!" પાદરીએ તિરસ્કારથી કહ્યું."ગરીબાઇને લીધે–દારિદ્રને લીધે માણુસને ભીખ માગવાનો વખત કદાચ આવે ખરો; એવી કંગાલ સ્થિતિમાં આવી પડેલો મનુષ્ય કદાચ ખાવાનાની અગર તેવી બીજી નજીવી ચીજોની ઉઠાઉગીરી કરે એ બનવા જોગ છે; પણ વસ્તીવાળા મકાનમાં, મધ્ય રાત્રીએ, બારીએથી ચઢીને અંદર દાખલ થાય, અને પેટીઓનાં તાળાં તોડે, એ કાંઇ ભૂખમરા અગર દારિદ્રનાં લક્ષણુ નહિજ. વારૂ, આ તો ઠીક, પણ મેં તને જે હિરો આપ્યો હતો, તે હિરો તેં પેલા જોન્સ નામના ઝવેરીને પીસ્તાળીસ હજારમાં વેચ્યા પછી પૈસા અને હિરો બન્ને પચાવી પડવાની ખાતર તેનું તેં ખૂન કર્યું, તે પણ ભૂખમરા અને દારિદ્રને લીધેજ હશે કેમ?"

"મહારાજ," કેડરોમ્ બોલ્યો. "મને ક્ષમા કરો, ક્ષમા. આપે એક વખત મને મૃત્યુના મુખમાંથી બચાવ્યો છે તો વળી એકવાર ફરીથી બચાવો !"

"આવી જાતનું ઉત્તેજન આપવું એ કાંઇ ઠીક કહેવાય નહિ !"

"આપ એકલાજ છો કે મને પકડવાને સિપાઇઓને લઇને આપ આવેલા છો?"

"હુ એકલોજ છું." પાદરીએ કહ્યું. "અને જો તું બધી સત્ય હકીકત કહી દઇશ, તો ફરીથી પણ તને હું જતો કરીશ, અને નાસી જવાની તક આપીશ."

"મહારાજ," કેડરોસે પાસે આવીને પગે પડતાં કહ્યું. "આપજ ખરેખર મારા સંરક્ષક–મારા ત્રાતા છો."

"ત્યારે તને કેદમાંથી છૂટો કરવામાં આવ્યો છે કેમ?"

"હા જી." "તને છૂટો કરનાર કોણ હતો?"

"એક અંગ્રેજ ગૃહસ્થ" "તેનું નામ શું?" "લોર્ડ વિલ્મોર."

"હું તેને સારી રીતે ઓળખું છું; એટલે જો તું જુઠું બોલતો હોઇશ તો મને તેની ખબર પડયા સિવાય નહિ રહે."

"ના જી. હું તો જે સત્ય હકીકત છે તેજ જણાવું છું."

"ત્યારે અંગ્રેજ ગૃહસ્થ તારો રક્ષક હતો કેમ?"

"ના જી. મારો નહિ પણ મારી સાથ મારો એક યુવાન સોબતી હતો, તેનો એ રક્ષક હતો."

"તે યુવાનનું નામ શું હતું?"

"એનીડેટ્ટો" "આ તેનું ખરૂં નામ હતું.?"

"તેનું બીજું નામ હતુંજ નહિ. તે એક માબાપ વગરનો અનાથ હતો."

"ત્યારે તે પણ તારી સાથેજ નાસી છૂટયો?"

"હા જી." "કેવી રીતે?" "એક દિવસે અમને કામ કરવા મોકલવામાં આવ્યા હતા. તે દિવસે બપોરના બારથી એક વાગ્યાના વખતે-જરા આરામના વખતે—"

"સખ્ત મજુરીના કેદીઓને વળી ભોજન પછી આરામ!"

"ના, ના. પણ આખો દિવસ કામ થઇ શકે નહિ. તે વખતે જ્યારે બધાની આંખો જરા મળી ગઇ ત્યારે અમે લાગ જોઇને જરા દૂર નિકળી ગયા. પેલા અંગ્રેજ ગૃહસ્થે અમને એક કાનસ આપ્યું હતું તેનાથી અમે અમારી બેડીઓ તોડી નાંખી અને ત્યાંથી નાઠા."

"વારૂ, પેલા બેનીડેટ્ટોનું શું થયું?" "મને ખબર નથી."

"તને ખબર હોવીજ જોઇએ."

"ના જી. સત્ય કહું છું. મને કાંઇજ ખબર નથી. અમે છુટા પડયા તે પછી ફરીથી ભેગા થયા નથી."

કેડરોસ જરા પાસે આવ્યો, પણ કાઉન્ટ તો શાંતિથી જ્યાં હતો ત્યાંજ બેદરકાર ઉભો રહ્યો.

"જુઠું બોલે છે?" કાઉન્ટે પેલાને ધમ ધમાવતાં કહ્યું.

"હું સત્ય કહું છું."

"બદમાસ! હજી પણ જુઠું બોલે છે? તે યુવાન હજી તારો મિત્ર છે, અને તેનો તારા હથીઆર તરીકે તું ઉપયોગ કરે છે. વારૂ, છુટયા પછી અત્યાર સુધી તું શાના ઉપર તારૂં ગુજરાન ચલાવે છે?"

"જે કાંઇ મળે તેના ઉપર."

"જુઠ્ઠા ! બદમાસ ! તે આપે છે તે પૈસાથી તું તારો નિર્વાહ ચલાવે છે."

"હા, હા, સાહેબ. આપને બધી વાત બરાબર માહિત હોય એમ લાગે છે. બેનીડેટ્ટો એક મોટા ઉમરાવનો દિકરો થઈ બેઠો છે."

" કોનો ? "

" કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનો. જેના મકાનમાં હાલ આપણે છીએ તેનો "

" બેનીડેટ્ટો કાઉન્ટનો દિકરો ? " આ વખતે કાઉન્ટને પોતાને આશ્ચર્યચકિત થવાનો વારો આવ્યો.

" હા, હા, સત્ય વાત છે ! વળી અમે બધા પણ એમ જ ધારીએ છીએ: કારણ કાઉન્ટે તેને માટે એક ખોટો બાપ ઉભો કરી આપ્યો છે, અને બેનીડેટ્ટોને દર મહિને પાંચ હજારની નિમણોક બાંધી આપી છે, અને પાંચ લાખ તો તેને વીલ કરીને આપી જનાર છે ! "

" ઓહો ! " હવ જ કાઉન્ટને બરાબર સમજાયું.

" વારૂ તે યુવાને પોતાનું નામ શું રાખ્યું છે ? "

" આન્ડ્રીઆ કેવલકેન્ટી. "

" ત્યારે તો મારા મિત્ર કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોએ જેને પોતાના ઘરમાં આશ્રય આપ્યો છે, અને જેનું બેરન ડેંગ્લર્સની પુત્રી સાથે લગ્ન થનાર છે, તે જ એ યુવાન હોવો જોઇએ ? "

" હા, હા, તેજ. "

" અને તું તેને એવી ઠગાઇમાં મદદ કરે છે ? તું તેની જીંદગીનાં કાળાં કાર્યોથી વાકેફ હોવા છતાં તેને આવી મદદ કરે છે ! "

" મારે મારા દોસ્તના કામમાં શા માટે વચ્ચે આવવું "

" હા, હા, ખરી વાત. તારે વચમાં આવવાની જરૂર નહિ. તારાથી નહિ બને, પણ હું બેરન ડેંગ્લર્સને સત્ય હકીકત જણાવી દઇશ"

" ના, ના, તેમ ન કરતા. " " કેમ નહિ ? "

" કારણુ કે તેથી અમારા બન્નેનો વિનાશ થશે. "

" અને માત્ર તમારા જેવા બદમાસોને બચાવવાની ખાતર હું તમારા ગુન્હામાં મદદગાર બનું કેમ ? તમારા ગુન્હામાં મળતીઓ થાઉં ? હું બધું જણાવી દેવાનો છું. "

" તું જણાવી દેવાનો ? તું ? " એમ બોલતાં કેડરોસે લાગલીજ પોતાના ખીસ્સામાંથી એક છરી ખેંચી કાઢીને કાઉન્ટની છાતીમાં ઘા કર્યો.

"બચ્ચા, જણાવ જોઇએ ? જોઉં હવે કેવો જણાવે છે તે ? "

પણ છરી ઘા કરવાને બદલે બુઠ્ઠી થઇ ગઇ. તેજ ક્ષણે કાઉન્ટે પેલા બદમાસનો છરીવાળો હાથ પોતાના ડાબા હાથમાં પકડયો, અને તેને એટલો બધો મચડી નાંખ્યો, કે તેના હાથમાંથી છરી નીચે પડી ગઇ, અને તેણે એક ચીસ પાડી. કાઉન્ટને તેની ચીસની દરકાર હતી જ નહિ. બદમાસનો હાથ ઉતરી ગયો. તે પ્રથમ તો નીચે બેસી ગયો, અને પછી જમીન ઉપર લાંબો થઇ ગયો. પછી કાઉન્ટ તેની છાતી ઉપર ચઢી બેઠો.

" બદમાસ, ભામટા, તારૂં ભેજું ફાડી નાંખતાં મારો જીવ કેમ ચાલતો નથી તે મને સમજાતું નથી.

" દયા કરો ! દયા કરો ! " કેડરોસે કાલાવાલા કરવા માંડયા.

કાઉન્ટ ઉઠયો.

" ઉઠ ! ઉભો થા ! " કાઉન્ટે તેને એક લાત મારતાં કહ્યું.

કાઉન્ટ બેઠો થયો.

" મહારાજ શું આપનું બળ છે ! "

" ચુપ રહે ! હરામખોર ! તારા જેવા જંગલી પશુને મ્હાત કરવાને જ પરમાત્માએ મને આ બળ આપેલું છે. હું ઇશ્વરની આજ્ઞા પ્રમાણે જ વર્તું છું. હેવાન ! તને હજી પણ જીવતો રાખું છું, તે તેની ઇચ્છાને લીધે જ છે ! "

" ઓહ ! " કેડરોસે દુઃખથી બૂમ મારી.

" ચાલ, લે આ કાગળ અને કલમ અને હું લખાવું તે પ્રમાણે આ કાગળ ઉપર લખ. "

" પણ મને લખતાં આવડતું નથી. "

" પાછો જુઠું બોલ્યો ? ચાલ, આ કલમ લે અને લખવા માંડ. "

પાદરીના બળથી મ્હાત થએલા કેડરોસે કલમ હાથમાં લીધી, અને પાદરીના લખાવ્યા પ્રમાણે લખ્યું.

" સાહેબ,

આપે જે મનુષ્યને આશ્રય આપ્યો છે અને જેની સાથે આપની પુત્રીનાં આપ લગ્ન કરવા માગો છો, તે માણસ 'ટુલુ'ના કારાગૃહમાંથી મારી સાથે નાસી છૂટેલો સખ્ત મજુરીનો કેદી છે. તે ત્યાં નંબર ઓગણસાઠથી ઓળખાતો હતો. મારો નંબર અઠ્ઠાવન હતો. તેનું નામ બેનાડેટ્ટો છે, પણ તેનું ખરૂં નામ કોઇના પણ જાણવામાં નથી; કારણ તેનાં માબાપ કોણ છે તે તેને પોતાને પણ ખબર નથી. "

" ચાલ સહિ કર. " કાઉન્ટે કહ્યું.

" પણ તેથી તો મારો વિનાશ થશે ! "

" મૂર્ખ, તારો નાશ કરવો હોત તો હમણાંજ અહિંથી બારો-બાર તને પોલીસ ચોકી ઉપર લઇ જઇને સોંપી દેતાં મને કોણ

અટકાવે તેમ છે ? વળી આ પત્ર તેના ઠેકાણે પહોંચશે, તે પહેલાં તો તું ક્યારનોએ ભયથી મુક્ત થઇ ગયો હોઇશ. ચાલ જલદી કર ! સહિ કરી નાંખ !"

કેડરોસે સહિ કરી.

"હવે સરનામું લખ હું લખાવું તે પ્રમાણે."

"આ પછી કાઉન્ટે બેરન ડેંગ્લર્સનું સરનામું તે પત્ર પર કરવાનો પેલાને હુકમ કર્યો. તેણે તે પ્રમાણે સરનામું કર્યું. કાઉન્ટે તે પત્ર તેની પાસેથી લઇ લીધો.

"બસ્સ ! હવે થયું. જા હવે, ચાલ્યો જા અહિંથી. તારૂં કાળું કર !"

"કયે રસ્તેથી જાઉં ?" "જે રસ્તેથી આવ્યો તે રસ્તે."

"એટલે બારીથી ઉતરીને પાછો જાઉં ?" "ચઢીને આવતાં તો તને કાંઇ પણ હરકત પડી નહોતી ?"

"ત્યારે તો તમે મારૂં કાંઇક કાટલું કરવાને માગો છો એમ જણાય છે."

"મૂર્ખ ! એવું હોત તો તને જવાની રજા શા માટે આપત ?"

"ત્યારે મને આગલા દરવાજેથી કેમ જવા દેતા નથી ?"

"તેમ કરતાં દરવાન જાગી ઉઠશે, તેનું તને કાંઇ ભાન છે ?"

"તમારે મને મારી નાંખવાનો જ વિચાર છે ?"

"ના, ના, મારી તેવી કાંઇ મરજી નથી. પરમાત્માએ તારૂં મૃત્યુ મારે હાથે નિર્માણ કર્યું નથી."

"ત્યારે હું આ બારીએથી ઉતરૂં તે વખતે તમે મારા ઉપર ઘા કરશો નહિ એવા સોગન લો."

"બાયલા ! હિચકારા ! મૂર્ખ !"

" તમે મારૂં શું કરવા માગો છો ? "

" તુંજ બોલને કે મારે તારૂં શું કરવું ? મેં તને સુખી કરવાને આટલા આટલા પ્રયત્ન કર્યાં, તે વ્યર્થ ગયા, અને આખરે તું એક હિચકારો હત્યારો ખૂની બન્યો. "

" મને એક વધારે તક આપો. "

" આપીશ. સાંભળ, મારા કહેવા પ્રમાણે કરીશ તો હું તને એક વધારે તક આપીશ. "

" વારૂ ! " " જો તું સહિસલામત ઘેર પહોંચી જાય-"

" તમારા સિવાય મને બીજા કોના તરફથી ભય છે ? "

" જો ઘેર સહિસલામત પહોંચવા પામે તો પેરીસ છોડીને, ફ્રાંસ છોડીને ચાલ્યો જજે; અને બીજે ગમે તે ઠેકાણે તું જો સારૂં વર્તન રાખીશ, તો તને હું દર વરસે થોડીક પૈસાની મદદ જરૂર કરીશ. તું જાણે છે કે હું મારૂં આપેલું વચન પાછું ખેંચી લેતો નથી, અગર તોડતો નથી. તને તેની ખાત્રી છે જ. પણ જો તું ઘેર સહિસલામત પહોંચવા પામીશ તો-" " તો શું ? "

" તો હું એમજ સમજીશ કે પ્રભુએ તને માફી આપી છે, અને હું પણ તને માફી આપીશ. "

" તમે તો મને વગર ફોગટના ભયથી મારી નાંખો છો ! "

" ચાલ હવે જા. અહિંથી દૂર થા. "

ફેડરોસે બારીએથી ઉતરવા માંડ્યું. પાદરી તેને જોતો ઉભો રહ્યો. ફેડરોસને ખાત્રી થઇ કે કાંઇ ભય રાખવાનું કારણ નહોતું, એટલે તે ઉતરવા લાગ્યો. એટલામાં કાઉન્ટે પેલી મિણબત્તી બારીએ ધરી, કે જેથી તેના પ્રકાશમાં રસ્તામાં ઉભેલો પેલો બીજો મનુષ્ય સ્પષ્ટ રીતે જોઇ શકે કે બારીએથી આ બદમાસ નીચે ઉતરી રહ્યો હતો.

"અરે, આ તમે શું કરો છો? કોઇ જતાં આવતાં મને દેખી જશે." એમ કહીને કેડરોસે કાઉન્ટના હાથમાંની બત્તી હોલાવી નાંખી. પછી તે ઝપાટા બંધ નીચે ઉતરવા માંડયો. પણ જ્યારે જમીનને તેનો પગ લાગ્યો ત્યારે જ તેને ખાત્રી થઇ કે તેને હવે પોતાની જીંદગી માટે બ્હીવાનું કારણ નહોતું. પછી કાઉન્ટ પાછો શયનગૃહમાં આવ્યો, અને તેની બારીમાંથી બહાર શું થતું હતું તે જોઇ રહ્યો. કેડરોસ ઉતરીને બાગની દિવાલ આગળ ગયો, અને દિવાલ આગળ સીઢી ગોઠવી. રસ્તા ઉપરનો માણસ પણ કેડરોસે જ્યાં આગળ સીઢી ગોઠવી હતી તે તરફ લપાતો છૂપાતો જવા લાગ્યો, અને એક ખૂણામાં તેની રાહ જોતો સંતાઇ રહ્યો. કેડરોસે દિવાલ ઉપર ચઢીને ચારે તરફ નજર નાંખી. રસ્તો નિર્જન અને શાંત જણાયો. આ ક્ષણે બરાબર એકનો ટકોરો થયો. પછી કેડરોસે પેલી નિસરણી પાછી ઉંચકી લઇને બાગની બહાર દિવાલ આગળ ગોઠવી. આ પછી તે ધીરે ધીરે ઉતરવા લાગ્યો.

પણ એટલામાં તો એક ખૂણામાંથી એકાએક કોઇ આદમી ધસી આવ્યો, અને કેડરોસની તેના તરફ નજર જાય તે પહેલાં તો પેલા બીજા બદમાસે તેને પાછળથી છરીનો એવો ઘા કર્યો, કે કેડરોસ સીઢી ઉપરથી ઢળી પડયો. "મદદ! મદદ!" તેના મુખમાંથી નિકળી ગયું. એટલામાં તો પડખામાં એક બીજો ઘા થયો. "મરી ગયોરે બાપલીઆ! ખુન! ખૂન! બચાવો! બચાવો!" આટલું બોલતાં તે જમીન ઉપર લાંબો થઇ ગયો. તેના દુષ્મને તેને ઉંચો કરીને છાતીમાં એક ત્રીજો ઘા કર્યો. આ વખતે કેડરોસે બૂમ પાડવાનો પ્રયત્ન કર્યો, પણ તે નકામો ગયો. પેલા ખૂનીએ તેને મરેલો ધારીને તેનાં ખીસ્સાં ફંફોસી જોયાં. પછી તે તેને પડતો મૂકીને ત્યાંથી દોડી

ગયો. ફેડરોસને જરા કળ વળતાં તેણે ફરીથી બૂમો પાડી: "ખૂન ! ખૂન ! મરી ચાલ્યો ! મદદ ! મદદ !"

અંધકારમાં આ ભયંકર ચીચીઆરીનો અવાજ થઇ રહ્યો. કાઉન્ટના મકાનના પાછલા જીનાનું બારણું ખુલ્યું, પછી બાગનો પાછલો છૂપો દરવાજો ખૂલ્યો, અને અલ્લી અને તેનો માલિક ફાનસો લઇને ખૂનવાળી જગાએ દોડી આવ્યા.

---

## પ્રકરણ ૨૯ મું.

ફેડરોસ ચીસો પાડયા કરતો હતો.

"કેમ શું થયું ?" કાઉન્ટે તેની પાસે જઇને પ્રશ્ન કર્યો.

"મદદ ! મદદ ! મને મારી નાંખ્યો ! મારૂં ખૂન થયું !"

"અમે આવી પહોંચ્યા છીએ: જરા શાંતિ રાખ."

"અરે હવે તો બધું પતી ગયું જ સમજો ! તમે ઘણા મોડા આવી પહોંચ્યા. તમે તો મારા મરણ વખતે હાજરી આપવાને જ માત્ર આવેલા છો ! અરે, જુઓ તો ખરા, કેવા ઘા ! કેટલું બધું લોહી વહે છે !"

આટલું બોલતાં જ તે મૂર્છિત થઇ ગયો. અલ્લી અને તેનો માલિક તેને ઉપાડીને એક ઓરડામાં લઇ ગયા. પછી તેનાં કપડાં કાઢી નાંખવાને કાઉન્ટે અલ્લીને ઇશારત કરી. અલ્લીએ કપડાં કાઢી નાંખ્યાં, એટલે કાઉન્ટે તેના ભયંકર ઘા તપાસવા માંડયા.

"હે પ્રભુ ! કેટલીક વખત તું બદલો લેવામાં અને શિક્ષા

કરવામાં ઢીલ કરે છે ખરો, પણ તે માત્ર વધારે ભયંકર અને વધારે અસરકારક શિક્ષા કરવાના ઇરાદાથી જ."

કાઉન્ટ બબડયો.

અલ્લીએ વધારે સુચના માટે પોતાના શેઠના સામે જોયું.

"જા, મેજીસ્ટ્રેટ મોં. વાઇલફોર્ટને બોલાવી લાવ. દરવાનને જગાડ અને ડોકટરને તથા પોલીસ અમલદારને બોલાવવા મોકલ."

અલ્લી હુકમનો અમલ કરવા ચાલતો થયો. કાઉન્ટ એકલોજ બેભાન કેડરોસ પાસે રહ્યા. જ્યારે તે દુર્ભાગી મનુષ્યે ફરીથી પોતાની આંખ ઉઘાડી, ત્યારે કાઉન્ટે દયા અને દિલગીરી ભરેલી દષ્ટિથી તેના તરફ જોયું.

"મહારાજ, ડોકટરને બોલાવો, ડોકટરને."

"મેં ક્યારનોએ માણસ મોકલ્યો છે." કાઉન્ટે જવાબ આપ્યો.

"ડોકટર હવે મને બચાવી શકનાર નથી, એ તો મને ચોક્કસ ખાત્રી છે; પણ મને જુબાની આપવા જેટલી શક્તિ તે મારામાં લાવી આપે એટલે બસ!"

"કોના સામે જુબાની આપવી છે?" "મારા ખૂની સામે."

"તેં તેને ઓળખ્યો ખરો?" "હા. હા. તે બેનીડેટ્ટો જ હતો." "પેલો યુવાન કોરસીકન?" "હા. હા. તે જ. તેણે જ મને આ મકાનનો નકશો કાઢી આપ્યો હતો. તેણે એવી આશા રાખી હશે, કે જો હું કાઉન્ટનું ખૂન કરીશ, તો તેને પોતાને એકદમ વારસો મળશે; અને જો કાઉન્ટ મને મારે, તો હું તેના માર્ગમાંથી દૂર થાઉં. પણ જ્યારે એમાંથી એક પણ બાબત બની શકી નહિ, ત્યારે તેણે સંતાઇ રહીને અત્યારે મને ઘા કર્યો."

"મેં મેજીસ્ટ્રેટને પણ બોલાવવા મોકલ્યું છે."

"અરે પણ તેમના આવતા પહેલાં તો મારા પ્રાણ નિકળી જશે, એમ મને લાગે છે."

"જરા થોભ! જરા ધીરજ ધર!"

કાઉન્ટ ઓરડામાંથી બહાર દોડયો. ક્ષણવારમાં તે એક નાની સરખી શીશી લેઇને પાછો આવ્યો.

"જલદી કરો! જલદી કરો! નહિ તો હું બેભાન થઇ જઈશ." કેડરોસ બબડયો.

મોન્ટેક્રિસ્ટોએ પાસે આવીને તેના મ્હોમાં તે શીશીમાંનાં ત્રણ ચારેક ટીપાં નાંખ્યાં. કેડરોસે એક લાંબો નિઃશ્વાસ નાંખ્યો.

"અરે, હવે જરા શક્તિ આવી." તે બોલ્યો. "જરા વધારે આપો વધારે."

"હવે, જો બે ટીપાં વધારે આપવામાં આવે, તો એકદમ તારા પ્રાણ નિકળી જાય."

"અરે, ત્યારે તો કોઇકને બોલાવી મંગાવો, કે જેની આગળ તે બદમાસને ઉઘાડો પાડી શકું, અને મારા ખુનનું ત્હોમત તેના ઉપર મૂકી શકું."

"એમજ હોય તો હું તારી મરણોન્મુખ જુબાની લખી લઉં, અને તું તેના ઉપર સહિ કરજે."

"હા. હા. તેમ કરો." મરતાં મરતાં પણ કેડરોસના જીવને પોતાના દુષ્મન ઉપર વૈર લેવાના વિચારથી આનંદ થયો. તેની આંખો ચળકવા લાગી.

મોન્ટેક્રિસ્ટોએ લખ્યું:—

"મારા સોબતી ટુલાના કારગૃહમાંના નંબર ઓગણસાઠના

બંદીવાન બેનીડેટ્ટો નામના કોરસીકને કરેલા ભયંકર ઘાના પરિણામે હું મરણને શરણ થાઉં છું."

"જલદી કરો! જલદી કરો!" કેડરોસ બોલ્યો. "નહિ તો મારાથી તેના ઉપર સહિ થઇ શકશે નહિ."

મોન્ટેક્રિસ્ટોએ કેડરોસના હાથમાં કલમ આપી, જે લઇને તેણે પોતાનું બધું બળ ભેગું કરીને સહિ કરી, અને પછી પાછો પથારીમાં ઢળી પડયો. જરા ભાન આવતાં તે બોલ્યોઃ

"મહારાજ, બાકીની બધી બાબત આપજ કહેજો. તેણે હાલમાં 'આન્ડ્રીઆ કેવલકેન્ટી' નામ ધારણ કર્યું છે, અને 'પ્રીન્સીસ હોટેલમાં હાલ રહે છે. હું તો હવે મરી ચાલ્યો."

તે ફરીથી બેશુદ્ધ થઇ ગયો. કાઉન્ટે તેને કાંઇક દવા સુંઘાડી. તેણે ફરીથી પાછી આંખો ઉઘાડી. વૈર લેવાની તેની ઇચ્છા હજી પણ તૃપ્ત થઇ નહોતી.

"મેં કહ્યું તે બધું તમે કહેશોને?"

"હા, હા, અને વળી એથી વધારે પણ કહીશ."

"વધારે બીજું શું કહેશો?"

"હું એવું કહીશ કે કાઉન્ટના હાથે તારૂં મૃત્યુ નિપજાવવાના હેતુથી જ તેણે આ મકાનનો નકશો તને આપ્યો હતો, અને તે પછી આ મકાન લુંટવાના તારા ઇરાદાની ખબર તેણે કાઉન્ટને એક પત્ર લખીને આપી હતી. કાઉન્ટ હાજર ન હોવાથી તે પત્ર મારા હાથમાં આવ્યો, અને તે મેં વાંચ્યો, તેથી જ હું તારી રાહ જોતો જાગતો બેસી રહ્યો. આ ઉપરાંત તે તારી પૂઠે પૂઠે અહિં આવ્યો હતો, અને લપાઇ છૂપાઇને તારી હિમચાલ ઉપર તે બારીક દેખરેખ રાખતો હતો."

"તમે આ બધું જોયું હતું?"

"'મારા શબ્દો ભૂલી ગયો? મેં શું કહ્યું હતું તે સંભારી કાઢ. જો તું સહિસલામત ઘેર જવા પામીશ, તો પ્રભુએ તને ક્ષમા કરી છે, એમ હું માનીશ."

"અને તમે જાણતા છતાં મને ચેતવણી આપી નહિ," કેડરોસે બરાડ મારી. "આ મકાનમાંથી પાછા જતી વખત મારૂં ખૂન થશે, એ વાત તમારા જાણવામાં છતાં મને તમે ચેતવ્યો નહિ!"

"ના. કારણ કે ઇશ્વરે તારો ન્યાય કરવાને બનીડેટ્ટોને હથીઆર તરીકે નિર્માણ કરેલો હતો; આથી ઇશ્વરની ઇચ્છાની આડે આવવાનું પાપ વહોરી લેવાને હું તૈયાર નહોતો."

"ઇશ્વરનો ન્યાય! ઇશ્વર ન્યાયી છે? મહારાજ! એવું બોલતાજ નહિ; કારણ જો ઇશ્વર ન્યાયી હોય તો ઘણા લોકો નાસી છૂટે છે, તેમને સજા થવી જોઇએ."

"સાંભળ," પેલા પાદરીના સ્વરૂપમાં કાઉન્ટે કહ્યું. "મરણ પથારીએ પડેલો છતાં તું ઇશ્વરમાં માનતો નથી, તો જો, સાંભળ, ઇશ્વરે તારે માટે શું શું કર્યું હતું તે હું તને કહી બતાવું. પ્રભુએ તને આ સુંદર મનુષ્ય દેહ આપ્યો, સારી તન્દુરસ્તી આવી, શારીરિક બળ પણ આપ્યું, એ ઉપરાત પ્રમાણિકપણે રોટલો મેળવવા માટે ધંધો રોજગાર સુઝાડયા, અને સગાંવહાલાં અને મિત્રોના સમુદાયમાં તને મૂકયો, કે જેથી તું શાંતિથી જીંદગી ભોગવી શકે. પ્રભુની આ બધી બક્ષીસો કોઇકને જ મળે છે. પરંતુ તેનો સારો ઉપયોગ કરવાને બદલે તું તો તેથી ઉંધે રસ્તે જ ચાલ્યો. તેં આળસ અને વ્યસનમાં જીવન વ્યતીત કર્યું; અનીતિ, અને લંપટતા તેં સ્વીકારી; દુર્ગુણોનો તો કાંઇ સુમાર પણ રાખ્યો નહિ. આખરે ચોરી, લૂટ,

અને ખૂનના ગુન્હાઓ કરવામાં તું તારી જીંદગીની સાર્થકતા સમજવા લાગ્યો.

" મદદ ! મદદ ! " કેડરોસે બરાડી ઉઠયો. " મારે તમારો ઉપદેશ જોઇતો નથી ! મારે ડોકટરની જરૂર છે ! હજી મારે જીવવું છે ! કદાચ ડોકટર મને બચાવી શકશે ! "

" અરે ભલા આદમી ! આવા ભયંકર ઘામાંથી બચવાની શું હજી તું આશા રાખે છે ? મેં જે ત્રણ ટીપાં દવા તને આપી છે, તે જો ન આપી હોત, તો તું કયારનોએ ખૂદાના દરબારમાં તારાં દુષ્કૃત્યોનો જવાબ દેવાને પહોંચી ગયો હોત. "

" અરે, " કેડરોસ બબડયો. " તમે તે કેવા વિચિત્ર ધર્મગુરૂ છો ? મરતા મનુષ્યને દિલાસો આપવાને બદલે તમે તેને નિરાશ કરી દો છો ! "

" સાંભળ, " પેલા પાદરીએ આગળ ચલાવ્યું. " તેં તારા મિત્રનો દ્રોહ કર્યો, ત્યારથી પ્રભુની તારા ઉપર ખફગી ઉતરી; છતાં તેણે પ્રથમ તો તને માત્ર ચેતવણી જ આપી. તું દરિદ્રાવવસ્થામાં આવી પડયો; પછી તેં દારિદ્રના બ્હાના હેઠળ ગુન્હા કરવાનું શરૂ કર્યું; છતાં પ્રભુએ તને એક બે વખત બચાવ્યો અને પછી સારી સ્થિતિ દેખાડી. પણ તેથી તને સંતોષ થયો નહિ અને તેં પૈસાના લોભની ખાતર ખુન કર્યું. આથી પરમાત્માનો ક્રોધ તારા ઉપર ઉતર્યો અને તને શિક્ષા થઇ."

"તે ઝવેરીને કાંઇ મેં માર્યો નથી—મારી તેને મારવાની ઇચ્છા જ નહોતી; મારી સ્ત્રીએ મારી પાસે તેનું ખૂન કરાવ્યું."

"હા, હા; અને તેથીજ પ્રભુએ જરા તારી સામે જોયું, અને દયા કરીને તને શુળીથી બચાવ્યો. "

"ખરો તમારો પ્રભુ! ખરો દયાળુ! જન્મટીપની શિક્ષા અને દેશનિકાલની સજાને માટેજ મને તેણે શુળી પરથી બચાવ્યો! અને એ તમારો દયાળુ પ્રભુ!"

"બદમાસ! દુષ્ટ! પાપી! અધમ! તે વખતે તો તું તેને પણ પ્રભુની દયા માનતો હતો! તું જાતે બાયલો અને હીચકારો હોવાથી મૃત્યથી ડરતો હતો, અને મનમાં એમ ધારતો હતો, કે" કારાગૃહમાંથી તો કોઇક દિવસે છૂટાશે, અગર નાસી જઇ શકાશે, પણ કબરમાંથી કાંઇ નાસી છૂટાવાનું નથી; માટે કેદખાનું વધારે સારૂં! અને તારૂં ધારવું ખોટું નહોતું, કારણ થોડીવારમાં જ તારા છૂટકારા માટે રસ્તો થયો. એક અંગ્રેજ ગૃહસ્થે બે બંધવાઓને કેદમુક્ત કરાવવાના સોગન લીધા હતા. તારા સુભાગ્યે તેણે તને તથા તારા સોબતીને પસંદ કર્યા. ફરીથી તને દ્રવ્ય મળ્યું, પૈસા મળ્યા, અને તારો છૂટકારો પણ થયો. આમ છતાં નરપિશાચ! તું ચેત્યા નહિ, અને ફરીથી પાછો એજ પાપાચરણના માર્ગે વળ્યો. પ્રભુ હવે તો તારાથી કંટાળી ગયો છે, અને તેથીજ તેણે તને હવે આ સંસારની આ છેલ્લી સજા કરી છે. બેનીડેટ્ટો તો માત્ર એક તેનું હથીઆર હતો."

કેડરોસ વધારેને વધારે બેભાન થતો ચાલ્યો.

"મને પાણી આપો, પાણી!" તે બબડયો. "મારા અંગમાં આગ આગ ઉઠી છે! હું બળું છું!"

મોન્ટેક્રિસ્ટોએ તેને પાણી આપ્યું. પાણી પીને જરા ભાનમાં આવતાં તે બોલ્યોઃ—"આમ છતાં પેલો બદમાસ બેનીડેટ્ટો નાસી છૂટશે? બચી જશે?"

"પ્રભુની દૃષ્ટિ બહાર કોઇ પણ જઇ શકે તેમ નથી. બેનીડેટ્ટોને પણ વહેલી મોડી સજા થયા સિવાય રહેવાની નથી."

"ત્યારે તો એ લખે તમને પણ પ્રભુ શિક્ષા કરશે જ; કારણ તમે એક ધર્મગુરૂ થઇને મને મોતના પંજામાંથી બચાવવાને બદલે જાણી જોઇનેજ મને મોતના મુખમાં જવા દીધો. તમે ધર્મ-ગુરૂ તરીકેના તમારા ધર્મનું ઉલ્લંઘન કર્યું છે! તમે તમારી ફરજ ચુકયા છો"!

"મેં મારા ધર્મનું ઉલ્લંઘન કર્યું?" કાઉન્ટે એક એવા પ્રકારનું સ્મિત હાસ્ય કર્યું કે પેલો બદમાસ તો ઠરીજ ગયો. "મારી છાતીમાં છરીનો ઘા કરતાં તો હજી તને એક ક્ષણની પણ વાર લાગી નથી. એ તો પ્રભુએ મને બચાવી લીધો; નહિ તો તેં તો કયારનુંએ મારૂં ખૂન કરી નાંખ્યું હતું. આટલું છતાં જો તને તે બાબતનો પશ્ચાત્તાપ થયો હોત, તો તને હું કદાચ બચાવી લેત, પણ તું તો જેવોને તેવો જ લોહિનો તરસ્યો જણાયો, અને મેં તને ઇશ્વરના ઉપર છોડી દીધો."

"હું તો ઇશ્વરમાં માનતો જ નથી!" કેડરોસે બરાડ મારી. "ઇશ્વરને હું ઓળખતો નથી! ઇશ્વર છે જ નહિ! તમે ધર્મગુરૂઓ બધા જુઠ્ઠા છો! લોકોને છેતરવાની ખાતર જ તમે એક ધતીંગ ઉભું કરેલું છે? તમે જ જુઠ્ઠા છો!"

"ચુપ રહે બદમાસ! ચુપ રહે નરાધમ!" પેલા પાદરીએ ગુસ્સાથી કહ્યું. "મરણોન્મુખ સ્થિતિમાં છતાં તારો પાપી જીવાત્મા હજી પશ્ચાત્તાપ કરવાને તૈયાર નથી? ઉલટું પ્રભુનિન્દાના નવિન પાપમાં પ્રવૃત્ત થાય છે? પ્રભુ તને આટલી આટલી શિક્ષા કરે છે, તેમ છતાં પણ તું પ્રભુમાં માનતો નથી? તેને પિછાનતો નથી?

અરે, જે દયાળુ પરમાત્મા પશ્ચાત્તાપના એક શબ્દ માત્રને માટે તારાં હજારો દુષ્કર્મો અને પાપોની માફી આપવાને તૈયાર છે, તેનામાં તું હજી. પણ માનતો નથી? પ્રભુએ તારો તત્ક્ષણુ નાશ કરવાને બદલે પશ્ચાત્તાપ કરવા માટે તને પંદર વીસ મિનિટની તક આપી છે, તેનો લાભ લેવાનું તો બાજુ પર રહ્યું, પણ અત્યારે પ્રભુનિન્દા કરે છે? પાપી, હજી પણુ જરા વિચાર કર, અને જરા પાપનો પશ્ચાત્તાપ કર!"

"ના, ના. માર કાંઇ વિચાર કરવો નથી. મારે કાંઇ પણ પશ્ચાત્તાપ કરવો નથી. જહાન્નમમાં ગયો તારો પરમાત્મા! ઇશ્વર છેજ નહિ! જગતમાં સર્વ કાંઇ કિસ્મતને આધીન છે!"

"પ્રભુ છે, અને પ્રભુ દયાળુ છે." કાઉન્ટે કહ્યું. "તે તો કૃપાનો સાગર છે. તું પોતે જ તેનો એક જ્વલંત દાખલો છે. તારી આવી સ્થિતિ છે, ત્યારે જો મારી સ્થિતિ કેવી છે? ધન, દોલત, સુખ, આબરૂ, આનંદ, જે કાંઇ જોઇએ તે મારે છે; છતાં હું તારે માટે પ્રભુની પ્રાર્થના કરી રહ્યો છું. તું જે પ્રભુની નિન્દા કરે છે, તે જ પ્રભુ મરણુ પછી તારા આત્માને ક્ષમા કરે, તે માટે હું તેને વિનવી રહ્યો છું."

"પણ ત્યારે તું કોણ છે?" કેડરોસની અંત ઘડી પાસે આવી પહોંચી હતી.

"જો મારા સામે બરાબર જો એટલે તને ખબર પડશે."

"પાદરી બુસોની!"

મોન્ટેક્રિસ્ટોએ માથા ઉપરની ટોપી કાઢી લીધી.

"ઓહો!" કેડરોસ આભો બની જતાં બોલ્યો. "તારા

કાળા વાળ ન હોત, તો તો હું તને પેલો અંગ્રેજ ઉમરાવ લોર્ડ વિલ્મોર જ ધારી લેત."

"હું તો તું ધારે છે તેમ પારસી પ્રુસોની પણ નથી, અને લોર્ડ વિલ્મોર પણ નથી. જરા ફરીથી વિચાર કરી જો, બરાબર યાદ કર. શું હજી પણ તું મને નથી ઓળખી શકતો?"

કાઉન્ટના શબ્દોની કાંઇક જાદુઇ અસર થઇ. પેલા મરણોન્મુખ દુર્ભાગી મનુષ્યનું મગજ વિદ્યુતની ઝડપથી ભૂતકાલનાં સ્મરણો કરવા લાગ્યું. "હા. હા. ખરેખર મેં તને કોઇક જગાએ જોયો છે ખરો ! તારો ચ્હેરો જાણીતો લાગે છે, પણ બરાબર યાદ આવતું નથી !"

"હા, હા, કેડરોસ, તેં મને જોયો છે, એટલું જ નહિ પણ તું મને એક વખત સારી રીતે ઓળખતો હતો."

"ત્યારે તું કોણ છે? અને મને ઓળખે છે છતાં કેમ મરી જવા દે છે?"

"કારણ કે હવે તને કોઇ પણ ઉપાયથી બચાવી શકાય તેમ નથી. તને થએલા ઘા ઘણા ભયંકર અને પ્રાણઘાતક છે. હવે તારી ઘડીઓ ગણાય છે. થોડીક મિનિટોમાં તો તારો આત્મા ખુદાના દરબારમાં ચાલ્યો જશે. જો તને બચાવી શકાય તેવી તારી સ્થિતિ હોત, તો પ્રભુએ તારા ઉપર દયા કર્યાની તે એક બીજી સાબીતી ગણીને મેં તને બચાવવાનો એક વધુ પ્રયત્ન કરી જોયો હોત. હું સોગન ઉપર કહું છું કે હું નાઇલાજ છું!"

"પણ ત્યારે તું છે કોણ?" કેડરોસે પોતાનું છેવટનું સર્વ બળ એકઠું કરીને અડધો બેઠો થઇ જઇને પૂછ્યું.

આ અંતિમ ક્ષણની જ કાઉન્ટ રાહ જોઇ રહ્યો હતો. તે પેલા દુર્ભાગી મરતા માણસની છેક પાસે ગયો, અને તેના બરાબર સામે જોઇ રહીને તેના કાનમાં કાંઇક કહ્યું.

“ હું–હું—”

નામ સાંભળતાં જ કેડરોસ પથારીમાં પાછો પટકાઇ પડયો અને હાથ જોડીને ઉંચે જોતાં બોલ્યો.

“ પ્રભુ ! પ્રભુ ! હે ઇશ્વર ! તારામાં અશ્રદ્ધા રાખવા માટે, તારી નિન્દા કરવા માટે, મને ક્ષમા કર ! પ્રભુ ! તારૂં અસ્તિત્વ હું સ્વીકારૂં છું ! તારી સત્તાને આધીન થાઉં છું ! પ્રભુ ! તું દયાસાગર છે ! તારો ન્યાય નિષ્પક્ષપાતી અને સત્ય છે ! પ્રભુ ! મેં ઘણાં દુષ્કર્મો કર્યાં છે ! તારી અતિશય નિન્દા કરી છે ! પરમાત્મા ! દયાળુ પ્રભુ ! મને ક્ષમા કર ! ”

કેડરોસને આટલું બોલતાં તો અતિશય શ્રમ થયો. જેના પરિણામે તેના મુખમાંથી છેલ્લો શ્વાસ એકાએક નિકળી ગયો. તેના ઘામાંથી લોહિ વહેતું અટકી ગયું, અને તે સાથે જ તેની નાડીનો ધબકારો બંધ પડયો.

“ નંબર એક. ” કાઉન્ટ કેડરોસના શબ ઉપર ભેદભરેલી દૃષ્ટિ સ્થિત કરતાં બોલ્યો.

આ પછી દસેક મિનિટમાં ડોકટર અને મેજીસ્ટ્રેટ આવી પહોંચ્યા. એકને અલ્લી અને બીજાને દરવાન બોલાવી લાવ્યો હતો. બન્ને આવી પહોંચ્યા, ત્યારે ધર્મગુરૂ બુસોની શબના આગળ ઘુંટણીએ પડીને પ્રભુની પ્રાર્થના કરી રહ્યો હતો.

# પ્રકરણ ૩૦ મું.

કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનું મકાન લુંટવાને માટેના હિંમત ભરેલા કાવતરાની જ્યાં ત્યાં બીજા એક પખવાડીઆ સુધી વાતો ચાલી રહી હતી. લુંટારાએ મરતી વખતે એનીડેટ્ટોએ તેનું ખૂન કર્યું હતું, એવી હકીકત જાહેર કરી હતી. ખૂનીને માટે બારીકમાં બારીક અને સખ્તમાં સખ્ત તપાસ કરવાને પોલીસને હુકમ મળ્યો હતો. કેડરોસની છરી, ગુપ્ત ફાનસ, કૂંચીઓનો ઝુમખો, અને તેનાં કપડાં કબજે લેવામાં આવ્યાં હતાં. શબને ઓળખનાર કોઇ આવે તેવા હેતુથી તે બાબતની પણ તપાસ ચાલી રહી હતી. આ બનાવ બન્યો તે વખતે પોતે પોતાના ઓટવીલના બંગલામાં હતો, એવું કાઉન્ટ દરેકને જાહેર કરતો. તે દિવસે તેનો પરમ મિત્ર પાદરી બુસોની આવી ચઢયો હતો. કાઉન્ટના ઘરમાંના પુસ્તકાલયમાંનાં કેટલાંક પુસ્તકોમાંથી તે પાદરીને કાંઇક મનન કરવાની ઇચ્છા હતી. કાઉન્ટે ઓટવીલ જવાની પોતાની ઇચ્છા જણાવતાં પાદરીએ પોતાને કાઉન્ટના પેરીસના મકાનમાં જ રહેવા દેવાને વિનંતિ કરી, કે જેથી પેલાં પુસ્તકોનું મનન કરવાના તેના કાર્યમાં કાંઇ ખલેલ પડે નહિ. આથી પાદરી તે દિવસે કાઉન્ટના પેરીસના મકાનમાં હતો, એટલું જ નહિ પણ સદ્‌ભાગ્યે તે મકાનમાં લુંટારા દાખલ થયા તે વખતે તે જાગતો હતો.

આ બધી વાતો થતી હતી, તે વખતે બરટુશીઓનું એકલાનું મુખ ફીકકું પડી જતું, પણ તે તરફ કોઇનું ધ્યાન ખેંચાય તેમ નહોતું.

મેજીસ્ટ્રેટ વાઇલફોર્ટે આ કેસમાં ઘણી બારીક તપાસ ચલાવી રહ્યો હતો.

પણ ત્રણ અઠવાડીઆં એમને એમ પસાર થઇ ગયાં. ખૂનીનો કાંઇ જ પત્તો લાગ્યો નહિ. અતિકાળજીપૂર્વક ચલાવેલી બારિકમાં બારિક તપાસ પણ નિરર્થક ગઇ. એટલામાં બેરન ડેંગ્લર્સની પુત્રી અને કાઉન્ટ આન્ડ્રીઆ કેવલકેન્ટીના લગ્નનો દિવસ નજીક આવી પહોંચ્યો, એટલે સૌ કોઇ પેલી લુંટની વાત ભૂલી જઇને લગ્નની જ વાતો કરવા લાગ્યાં. આ લગ્ન થોડા દિવસમાં થનાર હતું. આન્ડ્રીઆના પિતાને પત્ર લખવામાં આવ્યો હતો. તેના પિતાએ આ સંબંધ માટે પોતાની સંમતિ ઘણી ખુશીથી આપી, પરંતુ ઘણા જરૂરી કામના પ્રસંગને લીધે પોતાનાથી લગ્ન વખતે હાજર રહેવાનું બની શકે તેમ ન હોવાથી દિલગીરી બતાવી, લગ્ન વખતે પરણનાર જોડાને એક લાખ અને પચાસ હજારની લગ્નની ભેટ મોકલવાને વચન આપ્યું. બધા પૈસા બેરન ડેંગ્લર્સને સોંપવાનું નક્કી થયું હતું. કેટલાક લોકોએ યુવાન આન્ડ્રીઆને તેમ ન કરવાની સલાહ આપવા માંડી; કારણ તેના સસરાને કેટલાક વખતથી ધંધામાં વારંવાર ખોટ જતી હતી. પણ યુવાન આન્ડ્રીઆ કોઇની શિખામણ તરફ ધ્યાન જ આપતો નહોતો. બેરન ડેંગ્લર્સ તો આન્ડ્રીઆને દેવની માફક માનતો; પણ તેની પુત્રીની લાગણી પોતાના ભાવી પતિને માટે તેવી નહોતી. તે યુવતી પોતે લગ્નની જ વિરૂદ્ધ હતી. તે આખી જીંદગી કુમારિકા તરીકે ગાળવા માગતી હતી. આલ્બર્ટ મોર્સર્ફનાથી છૂટવાના હેતુથી જ તેણે આન્ડીઆને આવકાર આપવા માંડયો હતો; પણ જ્યારે આન્ડ્રીઆએ તેને માટે પોતાનો પ્રેમ જાહેર કર્યો, અને તેના હાથની માગણી કરી, એટલે તેને માટે પણ તેના મનમાં

જબરો તિરસ્કાર આવ્યો. ડેંગ્લર્સને આ બાબતની ખબર કદાચ પડી હશે, છતાં પોતે જાણે કે જાણતો જ ન હોય એવો ઢોંગ તેણે ચાલુ રાખ્યો.

બીજી બાજુએ બોકેમ્પે જે મુદત માગી હતી, તે લગભગ પૂરી થવા આવી હતી. આલ્બર્ટે મોન્ટેક્રિસ્ટોની શિખામણ માનીને ચુપકી પકડી હતી, અને વર્તમાન પત્રમાં તેના પિતાના સંબંધમાં આવેલા લખાણની મતલબ કોઇના સમજવામાં આવી જ નહોતી. આમ છતાં આલ્બર્ટના અંતરમાં તે લખાણનું અપમાન સાલ્યા કરતું હતું; કારણ કે તે લેખ તેનું અપમાન કરવાના ખાસ ઇરાદાથી જ લખવામાં આવ્યો હતો. વળી એ બનાવનો અંત જેવો આવવો જોઇએ તેવો આવ્યો નહોતો, એ આલ્બર્ટના મનને ખટકતું હતું. તે દ્વંદ્વ યુદ્ધને માટે તલપી રહ્યો હતો. બોકેમ્પ બહાર ગામ ગયો હતો, અને કયાં ગયો ગયો હતો, તે કોઇના જાણવામાં નહોતું.

એક દિવસે સવારમાં આલ્બર્ટને તેના નોકરે નિદ્રામાંથી જગાડયો અને બોકેમ્પના આવી પહોંચ્યાની ખબર આપી. આલ્બર્ટ જલદીથી હાથ મ્હોં ધોઇને બોકેમ્પને મળ્યો.

" બોકેમ્પ, તમે આવી પહોંચ્યા તે ઠીક થયું. હું ધારૂં છું કે હવે તો હું તમને એમ કહી શકીશ કે " બોકેમ્પ, તમે મારૂં અપમાન કર્યું છે, માટે આપણી મિત્રતાની ખાતર તમારે મારી માફી માગવી જોઇએ." એમ ન હોય તો પછી દ્વંદ્વ યુદ્ધને માટે તૈયારી કરીએ."

" આલ્બર્ટ, " બોકેમ્પે જરા દિલગીરી ભરેલા અવાજે કહ્યું. " જરા નીચે બેસો. આપણે નિરાંતે વાત કરીએ. "

" બેસવાની વાત પછી. એક વખત મારા પ્રશ્નનો જવાબ આપો. " આલ્બર્ટનો મિજાજ ખસવા લાગ્યો.

" આલ્બર્ટ, " ઓકેમ્પે જવાબ આપ્યો. " તારા પ્રશ્નોના જવાબ આપવા મુશ્કેલ છે. "

" ત્યારે તમે પેલો લેખ પાછો ખેંચી લેવાને તૈયાર છો કે નથી?"

" આલ્બર્ટ, તારા પ્રશ્નના જવામાં માત્ર "હા" અગર "ના" કહેવાથી જ બસ થશે નહિ. "

" ત્યારે હવે શું કરવું ? "

" જે મેં કર્યું તેજ. મેં વિચાર કર્યો કે એક કુટુંબની આબરૂનો જ્યાં પ્રશ્ન હોય ત્યાં પૈસા, સમય, અને શ્રમનો કાંઇક જ હિસાબ નથી. ખરા કારણ સિવાય માત્ર અનુમાન ઉપરથી જ એક મિત્રની સાથે દ્વંદ્વ યુદ્ધમાં ઉતરવું એ યોગ્ય નથી. જે માણસ મારો મિત્ર છે, તેના પ્રાણ લેવાને હું તૈયાર થાઉં, તે પહેલાં તેમ કરવાનું કારણ મારે બરાબર સમજવું જોઇએ. મારૂં અંતઃકરણ કેવળ શુદ્ધ જોઇએ, અને મારા મનમાં કોઇ પણ પ્રકારનો સંશય રહેવો જોઇએ નહિ. "

" વારૂ, આ બધા ઉપરથી શું કહેવા માગો છો ? " આલ્બર્ટે પૂછ્યું.

" એટલું જ કે હું યેનીના જઇ આવ્યો. "

" તમે યેનીના જઇ આવ્યા ? "

" હા. હા. ત્યાંથી બારોબાર હમણાં જ ચાલ્યો આવું છું. આ મારો પરવાનો જુઓ. જીનીવા, મિલાન, વેનીસ, ટ્રીસ્ટે અને ડેલ્ફીનો થઇને હું યેનીના પહોંચ્યો. જુદાં જુદાં રાજ્યો તરફથી મેળવેલા આ પરવાનાને તો તમે માનશોને? "

આલ્બર્ટે પેલા પરવાના તરફ નજર કરી. પછી આશ્ચર્યથી ઓકેમ્પના સામે જોઇ રહ્યો.

" તમારે પોતાને યેનીના સુધી જવાની જરૂર પડી ? "

" આલ્બર્ટ, જો તું કોઇ પરદેશી હોત, કોઇ અજાણ્યો માણુસ હોત, મારે અને તારે બીલકુલ સંબંધ જ ન હોત, તો મારે આ તકલીફ ઉઠાવવાનું કાંઇ જ પ્રયોજન નહોતું. પણ આપણા મિત્રતાના સંબધને લીધે તારી ખાતર મારે આ મેહેનત લેવી પડી. એક અઠવાડીઉં મને જતાં થયું, એક અઠવાડીઉં પરત આવતાં થયું, ચાર દિવસ અમારાં વહાણુને રસ્તામાં અટકાયતમાં રહેવું પડયું, અને બે દિવસ મને યેનીનામાં લાગ્યા; આ રીતે ત્રણ અઠવાડીઆં પૂરાં થઇ ગયાં. અત્યારે જ હું અહિં આવી પહોંચ્યો છું."

" આટલા બધા લાંબા વર્ણનની શું જરૂર છે? માત્ર પરિણામ જ જાણવાને હું આતુર છું? "

" પણ–" " કેમ અચકાવ છો? "

" મને બ્હીક લાગે છે કે—"

" તમને બ્હીક લાગે છે કે તમારે માફી માગવાનો પ્રસંગ આવી લાગ્યો છે? તેમ હોય તો–"

" ના, ના, તેમ નથી. ઉલટ–"

આલ્બર્ટના મુખ ઉપરથી રંગ ઉડી ગયો. તેના મુખમાંથી શબ્દોચ્ચાર પણ થઇ શકયો નહિ.

" દોરત, " બોકેમ્પે સ્નેહથી કહ્યું. " માફી માગવાનો પ્રસંગ આવ્યો હોત તો મેં અતિ આનંદથી તારી પાસે કયારનીએ ક્ષમાની યાચના કરી હોત; પણ–"

" પણ શું? " " લેખ તદ્દન સત્યતાથી પૂર્ણ હતો તેમાં કેવળ સચ્ચ હકીકત જ લખાઇ હતી; અને સત્ય હકીકત જ પ્રગટ થઇ હતી. "

" એટલે! પેલો ફ્રેંચ અમલદાર–" " હા. "

" ફરનાન્ડ ? " " હા. હા. " " જેણે પોતાના માલિકને દગો દઇને કિલ્લાનો કબજો દુશ્મનને સોંપી દીધો હતો–"

" માફ કર, દોસ્ત, તે માણસ બીજો કોઇ જ નહિ પણ તારો પિતાજ હતો. "

આલ્બર્ટ એકદમ જુસ્સામાં બોકેમ્પના ઉપર ધસી આવ્યો; પણ પેલાએ તો તેને માત્ર પોતાની શાંત દૃષ્ટિથી જ અટકાવ્યો.

" દોસ્ત, " તેણે કહ્યું. " જો આ સાબીતી. " એમ કહીને બોકેમ્પે તેના આગળ એક કાગળ ધર્યો. આલ્બર્ટે તે કાગળ ખોલ્યો. તેમાં યેનીનાના ચાર સરદાર, અને પ્રજા વર્ગના આગેવાનોએ પ્રતિજ્ઞા ઉપર એવું જાહેર કર્યું હતું કે પાશા અલ્લી તેબેલીનના વિશ્વાસુ સેનાપતિ કર્નલ ફરનાન્ડ મોન્ડીગોએ બે લાખની લાંચ ખાઇને કિલ્લો શત્રુને હવાલે કર્યો હતો. લખાણની નીચે પ્રતિજ્ઞા-લેખ કરેલો હતો, અને તેની નીચે ચારે જણે સહિઓ કરેલી હતી. સહિઓના સંબંધમાં કાંઇ પણ શંકા રહેવાનું કારણ નહોતું. આલ્બર્ટ તો એક ખુરશી ઉપર ફસડાઇ પડયો.

થોડીવાર શાંત રહ્યા પછી તેની આંખોમાં આંસુ આવી ગયાં. બોકેમ્પના હૃદયમાં અતિશય લાગણી થઇ આવી. તેણે તે યુવાનને સમજાવવા માંડયો.

" જો, આલ્બર્ટ, " તેણે કહ્યું. " મારૂં કહેવું જરા સાંભળ કોઇ પણ જાતની ભૂલ ન થાય, અને આપણે બન્ને વચ્ચે નિષ્કારણ કલહનો પ્રસંગ ઉભો ન થાય, એટલા માટે તો હું જાતે ત્યાં જઇ આવ્યો. કમનસીબે તે લેખમાંની બાબત બધી સત્ય નિવડી; પણ તેમાં કાંઇ મારો જરાએ દોષ ગણાય નહિ. "

આલ્બર્ટ નીચું માથું રાખીને સાંભળ્યા કરતો હતો.

"મારૂં તને એટલું જ કહેવું છે કે, હવે આજના વખતમાં બાપદાદાના નામને કોઇ એટલું બધું મહત્વ આપતું નથી. છેલ્લી રાજક્રાન્તિઓના સમય દરમ્યાન જે જે માણસોએ નામના, દ્રવ્ય, દરજ્જો, અને પદ્વી મેળવ્યાં છે, અને જેઓ જગતમાં પંકાયા છે, તેમાંના થોડાક જ આબરૂ ભરેલી રીતે અને પ્રમાણિકપણે તે બધું સંપાદન કરેલું હશે, આજે તો દરેક મનુષ્ય પોતાનાજ નામથી ઓળખાય છે, અને તેના કુલની આબરૂની કોઇ જરા પણ દરકાર કરતું નથી. આલ્બર્ટ, હવે આ સાબીતી મળ્યા પછી મારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરવું એ તને પોતાને પણ યોગ્ય લાગશે નહિ. આ સાબીતીનો વિનાશ કરવાની તારી ઇચ્છા છે? આ ભેદ આપણા બન્નેના જ જાણવામાં રહે, એવી રીતે ગુપ્ત રાખવાની તારી મરજી છે? મારા ઉપર વિશ્વાસ રાખ. આ બાબતનો એક શબ્દ પણ મારા હોઠ બહાર જનાર નથી."

આલ્બર્ટ બોકેમ્પના ખભા ઉપર માથું મૂકીને રડી પડયો.

"લે, આ કાગળ હવે તારી પાસે જ રાખ." બોકેમ્પનું અંતર ઉદારતાથી ઉભરાઇ ગયું, અને તેણે પેલો કાગળ આલ્બર્ટના હાથમાં મૂકયો.

"કેવો ઉમદા મિત્ર! કેવો ઉદાર મનુષ્ય!" આલ્બર્ટના મુખમાંથી નિકળી ગયું.

આલ્બર્ટે તે કાગળ લીધો, તેના ફાડીને ટુકડા કરી નાંખ્યા, અને તેને તુરતજ બાળીને ભસ્મ કરી નાંખ્યા.

"હવે આ બનાવ બધો સ્વપ્નવત્ સમજીને ભૂલી જાઓ." બોકેમ્પે છેવટે કહ્યું.

"હા, હા." આલ્બર્ટ બોલ્યો. "આપણે પ્રભુ પાસે હવે એવી

પ્રાર્થના કરીએ કે આપણી બન્નેની વચ્ચેનો મિત્રતાનો સંબંધ વંશ-પરંપરા કાયમ રહે. તેં જ મારી જીંદગી અને આબરૂ બચાવ્યાં છે; કારણ જો આ વાત જાહેરમાં આવી હોત તો મારે મરવાનો જ વારો આવત ! મારી ગરીબ બિચારી માતાની શી દશા થાત !"

"હજી પણ તારા જીવને કેમ આટલો બધો અફસોસ થાય છે ?"

"મારી બધી આશાઓ નષ્ટ થઇ છે." આલ્બર્ટે જવાબ આપ્યો. "સાંભળ, બોકેમ્પ, મારા કુટુંબની આબરૂ ધૂળ મળેલી જોઇને મારા જીવને કાંઇ કાંઇ થાય છે ! મારા પિતાને હવે શી રીતે હસતા ચ્હેરે મળી શકીશ ? મારા જેવો કમનસીબ બીજો કોણ હશે ? મારી માતાની બિચારીની શી દશા !"

"ચાલ, દોસ્ત," બોકેમ્પે દિલાસો આપવા માંડયો. "હવે એ બધું વિસરી જા. જરા હિંમત રાખ."

"વારૂ, પણ, તમોરા પત્રમાં પહેલ વહેલો લેખ કોણે લખી મોકલ્યો ? કોઇક દુશ્મન અંધારામાં રહીને અમારા ઉપર ઘા કરી રહ્યો છે એમ જણાય છે"

"એથી તો તારે વધારે હિંમત બતાવવાની જરૂર છે. આલ્બર્ટ, જે કાળે જે બનનાર હશે તે બનશે. તેનો મિથ્યા શોક શા માટે કરવો ?"

"આ ઉપરથી હજી આટલેથી પતી ગયું હોય એમ લાગતું નથી ?"

"એ તો શું કહેવાય ?"

"એટલે ?" બોકેમ્પ પાંશરો જવાબ આપતો નહોતો તે જોઇને આલ્બર્ટે પૂછયું.

"તારાં લગ્ન બેરન ડેંગ્લર્સની પુત્રી સાથે નક્કી થયાં હતાં તેનું શું થયું ?"

"એ પ્રશ્ન હાલ કેમ કરવો પડયો ?"

"મારા પ્રશ્નમાં કાંઇક હેતુ રહેલો છે."

"કેવી રીતે ?" આલ્બર્ટે ગુસ્સે થતાં પૂછયું. "શું ડેંગ્લર્સ આ બધું તોફાન કરી રહ્યો છે ?"

"ના, ના. હું કાંઇ તેમ કહેતો નથી. હું તો માત્ર તારા સંબંધની બાબતમાં જ પૂછું છું."

"ના, ના. તે સંબંધ તો કયારનોએ તુટી ગયો છે."

"ઠીક," બોકેમ્પે કહ્યું. "ચાલ હવે એ વાત વિસરી જા. ઉઠ જરા આપણે બહાર ફરી આવીએ. તાજી હવાથી તારા મનને જરા શાંતિ મળશે. નાસ્તા વખતે આપણે પરત આવી પહોંચીશું. પછી આપણે પોતપોતાના કામે લાગીશું."

"ચાલો," આલ્બર્ટે કહ્યું. "હું આવું છું. પણ પગે ચાલતા જવાનું હોય તોજ."

પછી બન્ને જણા પગે ચાલતા ફરવા નિકળ્યા.

"ચાલો જતાં જતાં જરા મોન્ટેક્રિસ્ટોને મળતા જઇએ." બોકેમ્પે સુચના કરી. "દિલગીરી દૂર કરવાનું અને દિલાસો આપવાનું કામ તેને ઘણું સારૂં આવડે છે; કારણ તે આપણને ન ગમે તેવા પ્રશ્નો કદી પણ પૂછતો નથી. તેવાજ માણસ તરફથી ખરો દિલાસો મળી શકે છે."

"ઘણીજ ખુશીથી ચાલો. હું આવવા તૈયાર છું. મને પણ તેને માટે ઘણું માન છે."

# પ્રકરણ ૩૧ મું.

તે બન્ને યુવાનોને જોઇને મોન્ટક્રિસ્ટોના મુખમાંથી એક આનંદનો ઉદ્‌ગાર નિકળી ગયો.

"ઓહો! હું આશા રાખું છું કે તમારા બન્ને વચ્ચે હવે બરાબર સમાધાન થઇ ગયું હશે?"

"હા." બોકેમ્પે જવાબ આપ્યો." પેલી ખોટી ખોટી અફવાઓ હવે બધી બંધ પડી ગઇ છે; અને ફરીથી પાછી તેવી અફવાઓ શરૂ થાય, તો સૌથી પહેલો હું જ તેના વિરૂદ્ધ થઇશ; એટલે હવે તે બાબતમાં કાંઇ કહેવાની જરૂર જ રહેતી નથી"

"આલ્બર્ટને પૂછો." કાઉન્ટે કહ્યું. "મેં પણ તેને એજ સલાહ આપી હતી. જુઓને," તેણે વધારામાં ઉમેર્યું. "અત્યારમાં તો આ વગર ફોગટના ધંધામાં રોકાયો છું."

"શું?" આલ્બર્ટે પૂછ્યું. "તમારા કાગળ પત્રો ગોઠવવામાં પડયા છો?"

"મારા? ના, ના. મારા તો ગોઠવેલા અને બરાબર વ્યવસ્થિત છે; કારણ કે મારી પાસે એવા કાંઇ કાગળો જ નથી. આ તો આન્ડ્રીઆ કેવલકેન્ટીના છે."

"આન્ડ્રીઆ કેવલકેન્ટીના?" બોકેમ્પે પૂછ્યું.

"હા. શું કાઉન્ટના સંરક્ષણમાં રહેલા તે યુવાનને તમે નથી ઓળખતા?" આલ્બર્ટે કહ્યું.

"એવી ગેરસમજુત કરી લેતા નહિ." કાઉન્ટે કહ્યું. "હું

કોઇને આશ્રય આપતો નથી; અને આન્ડ્રીઆ કેવલકેન્ન્ટીને અને મારે તો તેવો કાંઇ સંબંધ છે જ નહિ."

"અને તે યુવાન" આલ્બર્ટે જરા પરાણે પરાણે હસતાં કહ્યું. "મારે બદલે બેરન ડેંગ્લર્સની પુત્રીને પરણી જનાર છે. અરે, મારા મનને તેથી ઘણું દુઃખ થાય છે!" તેણે મશ્કરીમાં વધાર્યું.

"શું? આન્ડ્રીઆ કેવલકેન્ટી બેરન ડેંગ્લર્સની પુત્રી સાથે લગ્ન કરનાર છે?" બોકેમ્પે પૂછ્યું.

"હા, હા. ખરી વાત છે. તમે તે કાંઇ દુનીઆના બીજે છેડેથી આવો છો કે શું?" કાઉન્ટે પૂછ્યું. "તમારા જેવા એક વર્તમાન પત્રના અધિપતિને ખબર ન હોય? આખું પેરીસ શહેર એ વાત જાણે છે."

"શું આપે આ સંબંધ બાંધી આપ્યો છે?" બોકેમ્પે પૂછ્યું.

"મેં? જરા મેહેરબાની રાખો! આવી આવી ખોટી અફવાઓ ફેલાવતા નહિ. હું સંબંધ બાંધવામાં! ના, ના, તમે હજી મને બરાબર ઓળખતાજ નથી. હું તો હજી પણ તેની વિરૂદ્ધ છું, અને મારાથી બની શકયો તેટલો મેં તે બાબતમાં વિરોધ દર્શાવ્યો છે."

"હા, સમજ્યો." બોકેમ્પ બોલ્યો. "આપણા મિત્ર આલ્બર્ટની ખાતર તમે કર્યું હશે?"

"મારી ખાતર?" આલ્બર્ટ બોલી ઉઠયો. "ના, ના. મારે ખાતર તો નહિજ, મેં તો ઉલટું મારો થએલો વિવાહ તોડી નાંખવાને કાઉન્ટને અનેકવાર વિનંતિ કરેલી છે. સુભાગ્યે તે સંબંધ તુટયો છે. કાઉન્ટનોજ મારે આભાર માનવાનો છે. એ તો ઢોંગ કરે છે; પણ મારા ઉપર આ ઉપકાર કોણે કર્યો છે તે હું ઘણી સારી રીતે સમજું છું."

"સાંભળો," મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "મેં કાંઇ એમાં વિશેષ કર્યું નથી; કારણ મારે બન્ને પક્ષ સાથે કાંઇ એટલો બધો સંબંધ નથી. તે છોકરીને પરણવાની ઇચ્છા નથી, અને હું જ માત્ર તેને તેવા પ્રકારનો આગ્રહ કરવાથી દૂર રહ્યો છું, તેથી તે મારા ઉપર કાંઇક ભાવ રાખે છે ખરી !"

"ત્યારે શું આ લગ્ન હવે નક્કી થઇ ગયાં છે ?"

"હા, હા. ચોક્કસ થઇ ગયાં છે. યુવાન આન્ડીઆને હું તો બરાબર ઓળખતો પણ નથી. તે સારા કુટુંબનો અને શ્રીમન્ત છે એમ કહેવાય છે. પણ એવાં ગપ્પાં ઉપર આપણને કાંઇ વિશ્વાસ બેસે નહિ. મેં આ મારા સંશય વિષે બેરન ડેંગ્ગર્સને અનેક વખત ચેતવણી આપી છે, પણ તે તો પેલા યુવાનથી અંજાઇજ ગયો છે. તેમાં વળી એક વિશેષ ગંભીર બાબત રહેલી છે, તે પણ મેં બેરન ડેંગ્લર્સને જણાવી દીધી છે. તે યુવાનને નાનપણમાં તેની પરિચારિકાએ કે તેના શિક્ષકે ગુમ કરી દીધો હતો; અગર તો તેને કોઇક બદમાસ ભામટાઓ ઉઠાવી ગયા હતા. મને સંપૂર્ણ વિગતની માહિતી તો નથીજ, પણ દસ વરસ સુધી તેના પિતાને તેનો પત્તો લાગ્યો નહોતો. તે દસ વરસ સુધી તેણે શું કર્યું ? કયાં હતો ? શા ધંધામાં પ્રવૃત હતો ? કોની સોબતમાં હતો ? તે બધી વાત ઇશ્વરનેજ માલુમ ! પણ આ બધી ચેતવણીઓ નિરર્થક ગઇ છે. મેજરને પત્ર લખીને તેની સંમતિ મેળવવાનું કામ મને સોંપવામાં આવ્યું છે. તે પ્રમાણેની સંમતિ આવી ગઇ છે. હું તો માત્ર બન્ને પક્ષ જેમ કહે તેમ તેમની સેવા બજાવું છું; બાકી મારે તેમાં કાંઇ લેવાદેવા નથી. પણ આલ્બર્ટ, શું છે ? તમે કાંઇ આજે નિરાશ અને ઉદાસ જણાઓ છો તેનું શું કારણ ? શું તે છોકરી બીજાના હાથમાં જવાથી તમને પસ્તાવો તો થતો નથી ને ?"

"અરે, મને તેને માટે પ્રેમ જ ક્યારે હતો કે મારે પસ્તાવું પડે!"

બોકેમ્પ કેટલાંક ચિત્રો જોઇ રહ્યો હતો.

"પણ" મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "તમે આજે રોજના જેવા આનંદમાં નથી."

"મારૂં માથું ઘણું દુખે છેઃ" આલ્બર્ટે ટુંકેથી પતાવવાનો પ્રયત્ન કર્યો.

"આલ્બર્ટ, તમને એક ખરેખરો ઉપાય બતાવું?"

"શું?" "જરા હવા ફેર કરવા જવું." "એમ?"

"હું પણ હમણાં હમણાંનો પેરીસથી ઘણો કંટાળી ગયો છું. મારે પણ જવાનો વિચાર છે. તમે આવો તો આપણે સાથે જઇએ!"

"કાઉન્ટ, તમે કંટાળી ગયા છો? શાથી?"

"મારા ઘરમાં લૂંટ થઇ તેના સંબંધમાં ચાલી રહેલી તપાસથી."

"હા, હા. પણ જેનું ખૂન થયું છે એ બદમાસ કોણ છે તે?"

"કેડરોસ કરીને કોઇ ગામડીઓ હતો. મેજીસ્ટ્રેટ વાઇલફોર્ટને એમ યાદ આવે છે કે તે માર્સેલ્સનો હતો. ડેંગ્લર્સને પણ તેને એક વખત જોયાનું સ્મરણ આવે છે. આથી મેજીસ્ટ્રેટ આ બાબતમાં અથાગ મહેનત લઇ તપાસ ચલાવી રહ્યા છે. પોલીસ ખાતાના મુખ્ય અધિકારીઓ પણ આ બાબતમાં ખાસ રસ લે છે. રોજ રોજ જુદા જુદા બદમાસોને કેડરોસના ખૂનને માટે પકડી લાવે છે, અને ઓળખાવવાના અગર તપાસના બ્હાનાથી મારે ત્યાં લઇ આવે છે. આવું લાંબો વખત ચાલતું રહેશે, તો પેરીસ અને તેની આસપાસના બદમાસો બધા મારા મકાનથી વાકેફ થઇ જશે. આ બધાથી હું

કંટાળી ગયો છું, અને કાંઇક જરા દૂર જવા માગું છું. તમારી ઇચ્છા હોય તો તમે પણ ચાલો. મને ઘણો આનંદ થશે."

"ઘણી ખુશીથી. પણ ક્યાં જઇશું?"

"સમુદ્રકિનારે. હું એક નાવિક છું. નાનપણમાં સમુદ્રના પાણીમાં ઉછર્યો છું. સમુદ્ર ઉપરની લ્હેરો મારવાને તો હું ઝુરી રહ્યો છું."

"ત્યારે તો આપણે જઇએ જ."

"ત્યારે તમે આવવાને કબુલ કરો છો? આજે સાંજે જ આપણે ઉપડીએ. બધી ગોઠવણ થઇ ગઇ છે. બોકેમ્પને આવવાનો વિચાર હોય તો તેમને પણ લઇ જવાને સગવડ છે. ગાડીમાં ચાર જણની સવડ થઇ શકશે."

"તમારો આભાર! હું તો આજેજ મુસાફરીથી પરત આવ્યો છું." બોકેમ્પે વિવેકથી ના પાડી.

"શું? તમે મુસાફરીએ ગયા હતા?"

"હા, હા. આજે જ પરત આવ્યો છું."

"તેમાં શું થઇ ગયું? ચાલોને! મજા પડશે!"

"ના, ના. મારાથી આવી શકાય તેમ હોય, તો હું ના પાડું તેવો માણસ નથી. વળી હાલ મારે પોતાને પેરીસમાં રહેવાની કેટલાંક કારણોને લીધે ખાસ જરૂર છે."

"ઠીક, ઠીક. તમારી ઇચ્છા. વારૂ, અને તો પેલા મારા દુશ્મનની શોધ પણ કરતા રહેજો."

આલ્બર્ટ અને બોકેમ્પ છૂટા પડયા. કાઉન્ટ જેવા એક અજાણ્યાની હાજરીમાં જે વાત શબ્દોમાં કરી શકાઇ નહિ તે તેમણે એકબીજાના હાથ દબાવીને સુચવી.

"બોકેમ્પ ઘણો ઉમદા માણસ છે." બોકેમ્પના ગયા પછી કાઉન્ટે કહ્યું. "નહિ વારૂ?"

"હા, હા, અને એક ભલો અને સાચો મિત્ર છે. હું તેને અંતરથી ચાહું છું. હવે આપણે એકલા પડયા છીએ તો આપણે ક્યાં જવાનું છે તે તો જણાવો."

"નોરમન્ડી."

"ઘણું જ સારૂં. ત્યાં આપણે એકલાજ હોઇશું ને? ત્યાં બીજાં કાંઇ લફરાં તો નહિ હોય ને?"

"ત્યાં માત્ર શિકાર અને કસરત જેવાજ કાર્યમાં પ્રવૃત્ત થવાનું છે."

"મારે પણ એટલુંજ જોઇએ છીએ. મારી માતાને કહીને હું આવીશ."

"પણ તમારી માતા નોરમન્ડી જવાને રજા આપશે?"

"અરે ગમે ત્યાં જવાને મને કોઇ ના પાડનાર નથી."

"પણ તમને મારા જેવા અજાણ્યા અને વિચિત્ર માણસ સાથે મોકલવાને તમારી માતા કબુલ કરશે?"

"કાઉન્ટ, તમે ભૂલો છો. મારી માતાને તો તમારે માટે ઘણો ઉંચો મત છે, અને તમારા હરેક કામમાં ઘણો રસ લે છે. તે તો ઉલટી મને તમારી સોબત માટે ઉત્તેજિત કરે છે."

'ઠીક ત્યારે પાંચ વાગે; પણ બરાબર વખતસર આવજો. રાતે બારેક વાગે તો આપણે ત્યાં પહોંચી જઇશું."

"ટ્રીપોર્ટ?" "હા,-અથવા તેની નજીકમાંજ."

"એટલા વખતમાં પહોંચી શકાશે?" "ઘણીજ સહેલાઇથી."

"તમે પણ અદ્દભૂત શક્તિ ધરાવનાર માણસ જણાઓ છો!

કાઉન્ટ ! તમે ધારો તો રેલ્વે અને ટેલીગ્રાફને પણ પાછળ મૂકી દો."

"વારૂ, હવે તો આપણે છૂટા પડીએ. મારે બીજું ઘણું કામ છે. તમારે પણ બીજું ઘણું કામ હશે."

"ઠીક હું જાઉં છું. મારે તો કાંઇજ કરવાનું નથી."

મોન્ટેક્રિસ્ટોએ આલ્બર્ટને જવાની રજા આપી. તેના ગયા પછી થોડીવાર તે ઉંડા વિચારમાં પડી ગયો. આખરે વિચારમાંથી જાગ્રત થવાને તેણે કપાળે હાથ ફેરવ્યો, અને ઘંટડી વગાડી. બરટુશીઓ આવીને હાજર થયો.

"બરટુશીઓ, આજે સાંજે મારો નોરમન્ડી જવાનો નિશ્ચય થયો છે. પાંચ વાગે ઉપડવાનું છે. તે પહેલાં ઘોડાવાળાઓને ખબર આપવાને હજી તને પુરતો વખત મળશે. મારો મિત્ર આલ્બર્ટ મારી સાથે આવનાર છે."

બરટુશીઓએ જ્યાં જ્યાં ઘોડાઓ રાખ્યા હતા ત્યાં ત્યાં ખબર મોકલવાને એક દૂત રવાના કર્યો. એક ઠેકાણેથી બીજે ઠેકાણે અને બીજેથી ત્રીજે ઠેકાણે, જ્યાં જ્યા ઘોડા રાખવામાં આવ્યા હતા ત્યાં બધે વિદ્યુત્‌ના વેગે ખબર પહોંચી ગઇ.

જતા પહેલાં કાઉન્ટ હૈદીની પાસે ગયો, અને તેને બધું સોંપીને તેની રજા લીધી.

આલ્બર્ટ બરાબર વખતસર આવી પહોંચ્યો. મુસાફરીમાં ઘણી મજા પડવા લાગી. આલ્બર્ટને નિકળતી વખતે તેનો ખ્યાલ પણ નહોતો. ગાડી ગડગડાટ કરતી આગળ ચાલી.

"આટલી બધી ઝડપથી ચાલતા ઘોડા મેં કદી જોયા નથી." આલ્બર્ટે કહ્યું. "કાઉન્ટ, આવા ઘોડા ક્યાંથી લાવ્યા?"

"૭ વરસ ઉપર મેં હંગેરીમાં એક ઘોડો ખરીદ કર્યો હતો. તે ઝડપને માટે ખાસ વખણાએલો હતો. આજે રસ્તામાં જુદા જુદા ઠેકાણે બદલાતા જે બત્રીસ ઘોડા તમારા જોવામાં આવશે તે તેની ઓલાદના જ છે. બધા ઘોડા એકજ રંગના–કાળા છે, અને દરેક ઘોડાના કપાળમાં એક સફેદ ચંદ્રક છે."

"વાહ ઘણુંજ સુંદર. પણ આટલા બધા ઘોડાને શું કરો છો?"

"કેમ જુઓને, હું મુસાફરીના ઉપયોગમાં લઉં છું."

"પણ કાંઇ હમેશાં મુસાફરી જ કરવાની હોય છે?"

"જ્યારે તેમની જરૂર નહિ પડે ત્યારે બરટુશીઓ તે ઘોડાઓ વેચી નાંખશે. તેમાં પણ ત્રીસ ચાલીસ હજાર ફ્રાંકનો નફો થાય તેમ છે."

"કાઉન્ટ, હવે એવી એવી વધારે અજાયબીની વાતો કરતા નહિ; નહિ તો મારો વિશ્વાસ તમારા પરથી ઉઠી જશે!"

મુસાફરી ઘણીજ ઝડપથી પૂરી થઇ. રસ્તાના અંતરના સાત ભાગ કરી દરેક જગાએ ચાર ચાર ઘોડા તૈયાર રાખવામાં આવેલા હતા. આ બત્રીસ ઘોડાની મદદથી આઠ કલાકમાં મુસાફરી ખલાસ થઇ ગઇ. બરાબર મધ્ય રાત્રે તેઓ એક સુંદર બાગ આગળ આવી પહોંચ્યા. દરવાનને પ્રથમથી વરદી મળેલી જ હતી; એટલે તે પોતાના શેઠને આવકાર દેવાને તૈયાર જ ઉભેલો હતો. ભોજન પણ તૈયાર હતું.

આલ્બર્ટે ગરમ પાણીથી સ્નાન કરીને શરીર સ્વચ્છ કરી નાંખ્યું. પછી નાસ્તો લીધો, અને જઇને પથારીમાં પડયો. આખી રાત સમુદ્રનાં મોજાંનાં ગાયનથી તેને શાંત નિદ્રા આવી. સવારમાં ઉઠતાંજ

તેણે બારી ખોલી નાંખી તો આગળ અગાસી જણાઇ. ત્યાં જઇ દષ્ટિ કરતાં સમુદ્ર દષ્ટિગોચર થયો. પાછલા ભાગમાં નજર કરતાં નાનો પણ સુંદર બાગ આંખને આનંદ આપી રહ્યો હતો. જરાક દૂર કિનારા ઉપરના એક ખૂણામાં એક સુંદર ક્રીડાનૌકા સમુદ્રના તરંગોમાં ઝોલાં ખાઇ રહી હતી. તેના ઉપર કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની માલકીનું ચિન્હ વ્યક્ત થતું હતું. ઓરડામાં આસપાસ નજર કરી, ચારે તરફ નજર ફેરવી, તો જ્યાં ત્યાં સુખ શાંતિ અને આરામનાં સાધન દષ્ટિગોચર થવા લાગ્યાં. મોન્ટેક્રિસ્ટો જ્યાં જતો ત્યાં દરેક પ્રકારની સુખ શાંતિ અને આરામનાં સાધન તેના જતાં પહેલાંજ તૈયાર રહેતાં. ભલે પછી તે ત્યાં બે દિવસ અગર માત્ર એક જ દિવસ રહેવાનો હોય!"

અંદરની ઓરડીમાં બે બંદુકો, અને શિકારનાં સાધનો તૈયાર હતાં. બીજી એક જોડેની ઓરડીમાં માછલી પકડવાની ક્રીડા માટેનાં તમામ સાધનો હતાં. આખો દિવસ આવી રમતગમત અને કસરતોમાં વ્યતીત થતો.

ત્રીજે દિવસે સાંજે આવી કસરતથી થાકી પાકીને આલ્બર્ટ એક બારી આગળ એક વિરામાસન નાંખીને તે પર પડયો પડયો સમુદ્રના તરંગો નિહાળી રહ્યો હતો. કાઉન્ટ કાંઇક બીજા મહત્વના કામમાં રોકાએલો હતો. આલ્બર્ટની આંખ જરા મળી ગઇ. એવામાં એકાએક ઘોડાની ખરીના પડઘા સંભળાયા. આલ્બર્ટ જાગી ઉઠયો, તો તેનો પોતાનો જ ખીજમતદાર મારતે ઘોડે આવતો દૂરથી જણાયો.

"ફ્લોરેન્ટીન કયાંથી ?" આલ્બર્ટ ચમકયો. "શું મારી માતા તો એકાએક માંદી નહિ થઇ ગઇ હોય ?" તે લાગલોજ નોકરના સામે દોડયો. કાઉન્ટ જોયા કરતો હતો. નોકરે પોતાના શેઠને જોતાં જ એક પત્ર તેના હાથમાં આપ્યો.

"કોના તરફથી લાવ્યો ?" આલ્બર્ટે આતુરતાથી પૂછ્યું.

"મો. બોકેમ્પ તરફથી." નોકરે જવાબ આપ્યો.

"તેણે મોકલ્યો છે ?"

"હા જી. તેમણે મને પોતાને ઘેર બોલાવ્યો, અને મુસાફરી માટે થોડાક પૈસા આપ્યા, ઘોડો અપાવ્યો. અને મારતે ઘોડે; તમારી પાસે દોડી આવવાને હુકમ કર્યો; તેથી પંદર જ કલાકમાં હું કયાંય પણજરા પણ અટક્યા સિવાય અહિં આવી પહોંચ્યો છું."

આલ્બર્ટે બ્હીતાં બ્હીતાં પત્ર ખોલ્યો. પહેલી લીટી વાંચતાંજ તેના મુખમાંથી એક ચીસ નિકળી ગઇ. તેની આંખોએ અંધારા આવી ગયાં, તેના પગ ગળી ગયા, અને ફ્લોરેન્ઝીને જો તેને ઝાલી લીધો ન હોત તો તે ત્યાંજ ફસડાઇ પડયો હોત.

આલ્બર્ટ જરા શુદ્ધિમાં આવ્યો. પત્ર પુરો વાંચી રહીને નોકરને પૂછ્યું.

"તારો ઘોડો તુરત જ પાછો જઇ શકે તેમ છે કે ?"

"સાહેબ, ઘોડો તો થાકીને લોથ થઇ ગયો છે. એક ડગલું પણ આગળ હવે ભરી શકે તેમ નથી."

"તું આવ્યો ત્યારે ઘરમાં શું સ્થિતિ હતી ?"

"પ્રથમ તો સવ શાંત હતું; પણ જ્યારે હું મો. બોકેમ્પને ત્યાંથી પાછો આવ્યો ત્યારે બા સાહેબ ચોધાર આંસુએ રોતાં હતાં. આપ પરત ક્યારે આવવાના છો તે જાણવાને તેમણે મને બોલાવ્યો. મો. બોકેમ્પે મને જે કાર્ય સોંપ્યું હતું, તેની મેં તેમને વાત કરી. પ્રથમ તો તેમણે મને ના પાડી, પણ જરા વિચાર કરીને મને અહિં આવવાની રજા આપી, અને આપને બોલાવી લાવવાને આજ્ઞા કરી."

" હા. હા. આલ્બર્ટ બબડયો." મારે તુરતજ જવું જોઇએ. મારી માની બિચારીની શું સ્થિતિ હશે! જે મદમાસે અમારા ઉપર આવો કેર કર્યો છે, તેનું હવે આવી જ બન્યુ છે! પણ મારે તુરતજ જવું જોઇએ. "

તે ઇજને કપડ બદલી આવ્યો; પછી મોન્ટેક્રિસ્ટોની પાસે જઇને તેણે કહ્યું: " કાઉન્ટ, તમારી સરભરા માટે હું તમારો અંતઃરથી આભાર માનું છું; તમે જે માયા બતાવી છે, તે માટે હું તમારો રૂણી છું; પરંતુ હવે મારાથી વધારે વખત અહિં થોભાય તેમ નથી; મારે એકદમ તુરતજ પેરીસ જવાની જરૂર પડી છે. "

" કેમ શું થયું ? "

" અમારા ઉપર એક ભયંકર આફત આવી પડી છે. મેહેરબાની કરીને તે સંબંધમાં હાલ કાંઇ પણ પ્રશ્ન કરતા નહિ. પણ મને એક ઘોડાની વ્યવસ્થા કરાવી આપો. "

" મારો તબેલો બધો તમારી સેવામાં તૈયાર છે; પણ ઘોડા ઉપર જવાથી તમને ઘણો શ્રમ પહોંચશે. તેના કરતાં ગાડીમાં જાઓ."

" ના. ના. તેમ કરતાં વાર થાય. વળી શ્રમની મારે ખાસ જરૂર છે; એથી મારૂં મન જરા શાંત પડશે. "

આલ્બર્ટને ફરીથી પાછાં અંધારાં આવી ગયાં. મોન્ટેક્રિસ્ટોના જોવામાં તે બિલકુલ આવ્યું નહિ.

" અલી, " કાઉન્ટે ઓરડામાંથી બહાર નિકળતાં બૂમ મારી. " મો. આલ્બર્ટને એકદમ પેરીસ જવાની જરૂર પડી છે. ઘોડો તુરત લાવાને હાજર કર! ચાલ જલદી કર! "

આલ્બર્ટ આ શબ્દો સાંભળીને શુદ્ધિમાં આવ્યો. તે કાઉન્ટની પાછળજ દોડયો.

" મોટો ઉપકાર થયો. આલ્બર્ટે ઘોડાપર બેસતાં બેસતાં કાઉન્ટને કહ્યું. " ચાલો સાહેબજી ત્યારે. વારૂ, રસ્તામાં મારે ઘોડો બદલવાને કાંઈ સંદેશો કહેવાની જરૂર પડશે કે ? "

" ના. કાંઇજ બોલવાની જરુર નથી. આપણા ઘોડા જ્યાં જ્યાં રહે છે ત્યાં ત્યાં જઇને તમારે માત્ર ઘોડા ઉપરથી ઉતરી પડવું, એટલે તુરત જ બીજો ઘોડો તમારે માટે તૈયાર હશેજ. "

આલ્બર્ટ જરા ખમચાયો.

" આમ એકાએક હું નાસી જાઉં છું, એ તમને વિચિત્ર અને મૂર્ખાઇ ભરેલું લાગશે." તેણે કાઉન્ટને કહ્યું. " પણ વર્તમાનપત્રમાંના એકાદ લેખથી કેવો અનર્થ થાય છે, તેની તમને હજી કોઇ દિવસ ખબર પડી નહિ હોય. જુઓ, આ વાંચજો એટલે તમને બધું સમજાશે. "

એમ કહીને તેણે કાઉન્ટના હાથમાં એક વર્તમાનપત્ર મૂક્યું. બાણુમાંથી છૂટેલા તીરની ઝડપે ઘોડો દૃષ્ટિ બહાર નિકળી ગયો. આલ્બર્ટના ગયા પછી કાઉન્ટે વર્તમાનપત્ર ખોલીને વાંચ્યું:—

" ત્રણ અઠવાડીઆં ઉપર ' ધી ઇમ્પાર્શીઅલ ' નામના વર્તમાનપત્રમાં, 'યેનીના'ના પાશા 'અલ્લી તેબેલીન' ના એક ખાસ વિશ્વાસુ ફ્રેંચ લશ્કરી અમલદારના સંબંધમાં એક લેખ પ્રગટ થયો હતો. તે ફ્રેંચ અમલદારના સંબંધમાં હાલમાં અમને વધુ બાતમી એક ખાસ ખાત્રી લાયક સ્થળેથી મળી છે, તે ઉપરથી એમ જણાય છે, કે તે ફ્રેંચ અમલદારે લાંચ ખાઇને દગો કરીને માત્ર ' યેનીના 'નો કિલ્લો જ દુશ્મનને સોંપી દીધો નહોતો, પણ પોતાના માલિકને પણ દગાથી દુશ્મનોને હવાલે કરી દીધો હતો–તેને વેચી દીધો હતો. અમારા ભાઇબંધ પત્રે લખ્યા પ્રમાણે તે વખતે તે ફ્રેંચ અમલદાર પોતાને

'ફરનાન્ડ' ના નામથી ઓળખાવતો હતો, એ વાત ખરી છે; પણ તે બનાવ બની ગયા પછી તેજ 'ફરનોન્ડ' એક પદ્દિ અને ખેતાબ મેળવવાને ભાગ્યશાળી થયો હતો. હાલમાં તે પોતાને કાઉન્ટ ઓફ મોર્સર્ફના નામથી ઓળખાવે છે, અને ફ્રાંસના હાલના ઉમરાવો પૈકીનો એક છે."

આ ભયંકર ગુપ્ત રહસ્ય, જેનો બોકેમ્પે ઘણી ઉદારતાથી વિનાશ કર્યો હતો, તે પાછું એક પિશાચનું સ્વરૂપ લઇને ફરીથી દેખા દઇ રહ્યું હતું. આલ્બર્ટ નોરમન્ડી જવાને નિકળ્યો, તેને બીજે દિવસે બીજા વર્તમાનપત્રમાં ઉપરનો લેખ કોઇએ મોકલાવી આપ્યો, અને તે પ્રગટ થયો. તે વાંચીને જ કમનસીબ આલ્બર્ટની આપણે ઉપર જોઇ તેવી દયાજનક સ્થિતિ થઇ હતી.



# કાઉન્ટ ઓફ મોન્ટેક્રીસ્ટો



## ( વોલ્યુમ બીજું-ભાગ બીજો )



સદર રસિક નવલ કથાનો ચોથો ભાગ છપાવવા માંડયો છે અને તે હવે ઘણુાજ ટુંક વખતમાં છપાઇ પ્રકટ થશે. ગ્રંથમાળાના તેમજ છુટક ઘરાકોએ હવે વિશ્વાસપૂર્વક ખાત્રી રાખવી કે આ નવલકથા હવે અધુરી નહિ રહેતાં પૂરીજ પ્રગટ થઇ જશે. માટે જે નવા ગ્રાહકોને ગ્રંથમાળાના ગ્રાહક થઇ સદર પુસ્તક સસ્તામાં લેવાની ઇચ્છા હોય, તેમણે તુરતમાં નામ નોંધાવવાં. તેમજ છુટક ગ્રાહકોને પણ સદર પુંસ્તક જલદીથી ખરીદવા ભલામણ છે. કારણ કે આ પુસ્તક ઘણુંજ મોટું હોવાથી ગ્રાહક સંખ્યા ઉપરાંત ઘણીજ થોડી પ્રતો વધુ છપાવેલી છે.



# પ્રેમભક્તિ-ગ્રન્થમાલા



| | | પ્રથમ આવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો | ૧૯૦૩-૦૮ |
| ૨, | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ | |
| ૩, | વસન્તોત્સવ | ૧૯૦૫ |
| ૪, | ઇન્દુકુમાર, અંક ૧ લો | ૧૯૦૯ |
| ૫, | ન્હાના ન્હાના રાસ | ૧૯૧૦ |
| ૬, | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી | ૧૯૧૦ |
| ૭, | જયા-જયન્ત | ૧૯૧૪ |
| ૮, | મેઘદૂત, સમશ્લોકી | ૧૯૧૭ |
| ૯, | ઉષા | ૧૯૧૮ |
| ૧૦, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૧, | રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| ૧૨, | પ્રેમકુંજ | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમભક્તિ-ભજનાવલી | ૧૯૨૪ |
| ૧૪, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૫, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |
| ૧૬, | શકુન્તલાનું સંભારણું | ૧૯૨૬ |
| ૧૭, | યુગપલટો અને મહાસુદર્શન | ૧૯૨૭ |
| ૧૮, | ઉદ્બોધન | ૧૯૨૭ |
| ૧૯, | અર્ધશતાબ્દિના અનુભવબોલ | ૧૯૨૭ |
| ૨૦, | સંસારમન્થન | ૧૯૨૭ |

સોલ એજન્ટઃ—

ધી વસંત પ્રીન્ટીંગ પ્રેસ-ઘીકાંટા રોડ, અમદાવાદ.

